# કુમાર ૨૪૧



[illegible]નું શરસંધાન (નૃત્યાભિનયનું રેખાલેખન) ચિત્રકાર • વિષ્ણુકુમાર ભટ્ટ

આવતી કાલનાં નાગરિકો માટેનું આજનાં ઘરોનું અદ્યતન માસિક
આદ્યતંત્રી • રવિશંકર રાવળ
સંપાદક • બચુભાઈ રાવત
વર્ષ એકત્રીસમું • અંક પહેલો • જાન્યુઆરી ૧૯૫૪




પ્રકાશન તારીખ ૨૬-૨-૪૪




મુદ્રક-બચુભાઈ રાવત; પ્રકાશક - રવિશંકર મહાશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર, અમદાવાદ. વાર્ષિક રૂ. ૬, પરદેશના ૧૨ શિ., છુટક દસ આના. બહારગામમાં લવાજમ ભરવાનાં સ્થળ: મુંબાઇમાં: આર. આર. શેઠની કં., એન. એમ. ત્રિપાઠી લિ. અથવા રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ; વડોદરામાં: પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ. તથા નૂતન ફોટો સ્ટુડિયો, રાવપુરા. કલકત્તામાં એલ. કે. મેઘાણી, ૧૪ અમરતલા સ્ટ્રીટ.

જાહેર ખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ બ્યુરો, મોતી બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઈ–૧; અમદાવાદમાં શ્રી પુષ્પવદન ઠાકોર, આનંદનગર.

ઑર્ડર આપતી વખતે, જાહેર ખબર 'કુમાર'માં વાંચી છે એટલું જણાવજો.

માપબંધી આવી અને . . .




હવે અમદાવાદમાં સૌને એકસરખું અનાજ મળી રહ્યું છે

# ભારતીને

ધાત્રી હતી
દાત્રી હતી
તું તો અહા જગસંસ્કૃતિ કેરી વિધાત્રી યે હતી!
પણ આજ સંસ્કૃતિધ્વંસમાં
ને સકલ સ્વપ્ન વિભ્રંશમાં
કયાં જાડયદાહક જ્યોત તારી ધર્મશાસન સ્થાપતી?

ત્યારેય શું ન્હોતાં હિમાલયનાં ઉશીકાં?
ત્યારે ન'તાં જળ જાહ્નવી સિંધુ તણાં?
શું એ જ ખેતર, એ જ પાદર, અન્ન યે એવું ન'તું?
ઉષ્માભરી એ ગોદની
હેતેભર્યા આમોદની
મીઠી ન'તી ગસવાર?—પૌરુષનાં પછી કાં રૂસણાં?
ને દૈન્યનાં જ ઉછેરણાં?

સૌને ય છે ઇતિહાસ,
ને ઇતિહાસપ્રેર્યા કયાસ;
તારા તો ભુંસાતા ચાસ કાં ઇતિહાસના ઓ ભાસ્વતી?
ઓ ભારતી! જગતારિણી ઓ શાશ્વતી?

જો ભૂત સંચી વર્તમાન ઉજાળવા
આવે ન તાકત ભાવિને પડકારવા
તો ભ્રષ્ટ આ જીવન તણી ચાલુ રહે છો કારવાં
નવ લેશ ઓછું આણતાં
અમને ન તનુજો ગાનતાં
માની રહેજે માવડી! અહ ધૂળ, ઢેફાં આડવાં.

પરતંત્રતા લજ્જાસ્પદા
દારિદ્રય કેરી આપદા
જેની ન પાંપણ ભીંજવે એ ભીરુઓની અંબદા?
કર્તવ્યથી દિઙ્મૂઢ મુર્દાંઓ તણી તું મોક્ષદા?
'સ્વર્ગેશી ય ગરીયસી'–
'મહતો મહીં ય મહીયસી'–
સંમોહવશ એવાં બિરુદે છો ઉતારે આરતી.
તું વિસ્મરી તારીફ-માળું
કિંકરો કેરી પ્રજાનાં
ચિત્તમાં તુજ પુણ્યસ્મૃતિનો યે પ્રવેશ ન પાડતી.
વીરસૂ ઓ રે અનન્યા
ભારતી મુજ ભોમ ધન્યા
આજનું આ કર્તવ્ય ના વાત્સલ્યથી સંતાડતી.

અશોક હર્ષ

## નાવના નાવિક!

હે મારી નાવના નાવિક
હવે ના નાવ નાંગરતો.
જવા દે સડસડાટે
ભલે સઢ ફડફડાટે.(૨)
ભલેને ઘોર અંધારે
વીજ કડૂકે, મેઘ ગડૂડે,
વરસે ચારે ધાર...હે મારી૦
જે જન વીજમાં ગાજે
જે જન તેજમાં રાજે (૨)
તે જન આંધી ભેદી બે
આજ સંગાથે, જગ માનીને
જવા દે મઝધાર... હે મારી૦
અધરાતે મધરાતે
કોઈ ના પાછું વાળે (૨)
તું તારે ભવસાગરે
દુઃખ દમીને, કેડ કસીને
પાર હલેસાં માર... હે મારી૦

પ્રેમશંકર ન. ભટ્ટ

## આહવ ત્રાસ

•હરિણી•

ગગન ગગડે, પૃથ્વી કંપે, સમુદ્ર હિલોળ લે,
સુખ સુધનના બંધો તૂટ્યા તડાતડ તૂટતાઃ
અરિદળતણા ગેબી ગોળા અનિબંધ ફૂટતા,
નગર પડતાં, કિલ્લા થાતા નિરસ્ત ધરાતલે.
ક્ષય મહીં ગળે રાષ્ટ્રો નાનાં ખમી કપરી વહે!
નિપુણ ખટતંત્રોના ખીલા ખપે નહિ ખૂટતા,
કડક હુકમો રાજ્યો દેશો પ્રજા પર ફૂટતાઃ
વણજ વણસે વેળા વંઠી, સુસંસ્કૃતિઓ જલે.
અહા!પ્રભુ, શું આ નિરખું આંખે અમારી નિહાળતા,
નહિ જન ખસો ઇચ્છે જેની કથા સુણતા કદી!
દહ ધસી ભભારે છે જાણી અસહ્યભરી વિપત્તિ.
પુરુષ ન ખમો પેદા એકે અમાપ બળ ધારતા
અખિલ જગનું, કેવી જ્યારે વિનાશતણી ઘડી!
જન ફન થઈ આખી જાતિ તણી શી અધોગતિ!

'પતીલ'

## જિંદગી

સુસ્મિત, ધીરજ, શાન્ત માનસભાગે રહેલાઈથી ડૂબે,
ને વાયુએ હલકી અધિકઅધિકી ફતારજો ગિરિની,
લાખો વાત ગણી ન પાછળ ગણી જે ના કદિ સુધરે,
દોરાની ગુંગ થી મને જરૂર લાં દેખાય છે જિંદગી.

સનાતન

## ભાવના

અસીમ જીવનાબ્ધિને હું ગર સ્વલ્પ બિન્દુ સમો
રહો, મુજ હરે છતાં અફર અભ્ય આ ભાવનાઃ
પળોય ઝરણું હું થઈ રહું, સુરભ્ય ધારી રહું
રવિકરણ રૂપરંગી અમર ઇન્દ્રના ચાપની.

જયન્ત પાઠક

★ સામયિક ચિંતન

# સાહિત્ય અને કલાની



**શ્રી કનુ દેસાઈ**

વડોદરાના (૧૯૫૫) સાહિત્ય સંમેલનના કલાવિભાગના પ્રમુખસ્થાનેથી એમણે આપેલા વ્યાખ્યાનમાંથી

હિંદુસ્તાન પાસે અનેક સૈકાઓથી કલાકૃતિની એક મહાન કસોટી ચાલી આવે છે, અને તે છે કલાના સંસ્પર્શ દ્વારા જીવનનું ઉન્નતિકરણ; આત્માની રસસમાધિ. હૃદયની નમ્રકૃતિ કઈ કૃતિઓમાંથી તમને મળી રહી છે એ જાણી શકો, એટલે એ કૃતિઓને તમારા જીવનની તમારી આરાધ્ય પ્રતિમાઓ બનાવવા તમે જરાયે સંકોચ માનતા નહિ. આજના યુરોપે તો આ બાબતમાં હિંદુસ્તાનને શીખવવાને બદલે તેની પાસેથી શીખવાનું રહ્યું છે. હિંદની કલામાં સૌન્દર્યભાવના ઉપરાંત એક પ્રકારનું ધર્મબળ છે, તે આજે કોઇ સમજતું નથી. દરેક દેશની કલાનો પાયો એ દેશના ચારિત્ર્યબળમાં નંખાએલો છે; એટલે જ્યારે આપણે આજની બજારુ કલા હિંદની સુપ્રસિદ્ધ શિલ્પસમૃદ્ધિ સાથે સરખાવીએ છીએ ત્યારે એમાં ક્યાંથી એ ભાવ અને દિવ્ય દૃષ્ટિ ઊતરી આવ્યાં તેનું આશ્ચર્ય માત્ર થાય છે. હિંદી દૃષ્ટિ મેળવ્યા વિના હિંદી કલા ગ્રીસ રોમનો ઉતાર છે, છાયા કે પડઘો છે, એવું માનનારને શી રીતે સમજાય કે હિંદની સૌન્દર્યદૃષ્ટિ કાવ્ય, નાટક અને કલાઓમાં સાવ અનોખી છે; અને જીવનના ગૂઢતમ રસાસ્વાદ અર્પનારી હોવાથી પશ્ચિમના કલાકારોને પણ અભ્યાસપાઠ રૂપ છે. ગુપ્ત યુગની સાહિત્યસમૃદ્ધિ, ભરતનાટ્ય, કથકલી કે મણિપુરી નૃત્યવૈવિધ્યનો પડઘો હિંદનાં વિરાટ શિલ્પો અને રૂપવિન્યાસમાં નથી શું?

મુઘલ સમયના મહાલયો જોઈ આપણે છક થઈએ છીએ; ઇલોરાનાં પ્રચંડ શિલ્પ મુગ્ધ બની નીરખીએ છીએ; તેનું ખંડેરપણું વિચારી તેમાં અહોભાવ ધરીએ છીએ. છતાં દેશના બુદ્ધિમાનો, રાજ્ય ને શિક્ષાના તંત્રવાહકો તેની અસર વિસ્તારવાને શું કરે છે? મૅકોલેના ચેલાઓ ભલે માને કે હિંદી કલા માલ વગરની છે, પણ યુરોપિયન કલા કદી જ નહિ આપી શકે એવું આપનારી અમૂલ્ય પ્રતિભા હિંદીવાનને ફાળે તો રહેશે જ. ભલે આજના મૅકોલે-વિદ્યાર્થીઓ આ મહામૂલા વારસાથી વંચિત રહ્યા, પણ હવે તેમની પ્રજા ન રહી જાય તે જ જોવાનું છે. આપણે તો હવે ઊગતી પ્રજા તરફ જ આશાથી જોવાનું રહ્યું છે. તેઓ પોતાના દેશની મહામૂલી કલાસંપત્તિનો આદર કરતાં શીખે, સાચા કલાકારને પિછાની સમાજમાં તેની પ્રતિષ્ઠા સ્વીકારે અને સંસારના વ્યવહારમાત્રમાં કલાની સૌરભ અનુભવે.

બીજી તરફ કલાકારનો પરમ ધર્મ રહેશે કે તેણે પોતાની કલાકૃતિને, જીવનને હીન કે અધોમુખ કરનારાં તત્ત્વોથી મુક્ત રાખી સમાજને સંજીવન અને નવપ્રફુલ્લતા આપે એવા સર્જનો કરી બતાવવાં. એવા કલાસંસ્કારથી, એમર્સન કહે છે તેમ (Function of Art is to give pots and pans the grace of Romance) આપણા રોજિંદા વ્યવહારનાં રાચરચીલાં ને પદાર્થોમાં અદ્ભુત આકર્ષણ ઉત્પન્ન કરે એવું લાવણ્ય આવશે, અને કલા પ્રત્યેક માણસના ઘરમાં રાજરાણી થઇને મહાલશે. એટલે કે મનુષ્યમાં રહેલો કલાવંત આત્મા સચેત બની જીવનને અનેકવિધ દિશામાં તેજસ્વી અને સંસ્કારી બનાવી શકશે.

ઘણા કલાકારોનો પોકાર છે કે તેમની કદર થતી નથી, તેમનું યોગ્ય મૂલ્યાંકન થતું નથી તેમને આશ્વાસન રૂપે એટલું જ કહેવાનું કે ભાઇઓ! હિંદમાં કળાનું ક્ષેત્ર તો બહુ બહોળું પડ્યું છે, પણ એ ક્ષેત્રમાં ઊભા રહેવાનો પૂર્ણ અધિકાર મેળવવા જેટલું આપણું તપ થયું નથી. રાજકોટમાં જ્યુબિલિ હૉલમાં ફૅન્ક બ્રુકસની રાજવીઓની તસ્વીરો જુઓ, નાથ જગસાહેબના સંગ્રહ જુઓ, વડોદરા શહેરના મહેલો અને મ્યુઝિયમો જુઓ, તો હિંદી કળાકાર કયા ખૂણે છે તે શોધવું મુશ્કેલ પડશે. અને હવે તો યુદ્ધનિવૃત્તિ થતાં જ યુરોપિયન, અમેરિકન કે ગમે તે મુલ'ના નિપુણ તો હિંદના સદ્ધર રજવાડા ને શ્રીમંત આદિકો દ્વારા કરવા આકાશ-પાતાળ એક કરશે. એક જર્મન આવીને કાશ્મીરથી કન્યાકુમારી સુધીના રાજ્યમહેલોના સુશોભનો ને ચિત્રકામ હાથ કરી શક્યો હતો તે સુવિદિત છે. બજારની આ ખુલ્લી હરીફાઈમાં કામ આપવાની શક્તિ આપણા કલાકારો કેળવી શક્યા નહિ હોવાથી જ રોદણાં રોવાનાં રહે છે જેઓ પોતાના ધંધાની તાલીમ અને શિસ્ત મેળવી કામની બરદાસ્ત કરી શક્યા છે તેમને વિજય મળ્યો જ છે.

બંગાળી અને મહારાષ્ટ્રીય કલાકાર બંધુઓનો આ બાબતમાં સહુભાગ પ્રશંસનીય છે. ગુજરાતી ભાઈઓ કરતાં તેઓ વધુ ચીવટવાળા, ચીકટ તથા ધૂનભરત હોઇ પોતાના ધંધાની સફળતા માટે ગમે તેવાં દુઃખો વેઠી, દેશમાં મળતો અભ્યાસ પૂર્ણ કરી, યુરોપ અમેરિકા અને અન્ય દેશોમાંથી વિદ્યાની પૂર્ણતા સાધી આવ્યા છે ને હિંદની કલાસંસ્થાઓમાં પોતાના હકનો દાવો કરી શક્યા છે. બંગાળના કલાકારો તો બે કે ત્રણ પ્રાંતોમાં સરકારી કલાશાળાઓના મુખ્ય પદો પણ હાથ કરી શક્યા છે; અને મુંબઈમાં પણ એવી યોગ્યતા ધરાવનાર ઘણા કલાકારો મહારાષ્ટ્રમાંથી તૈયાર થઇ ગયા છે, એટલું જ નહિ પણ સારી કાર્યસિદ્ધિ ધરાવે છે. એ બધા વચ્ચે ગુજરાતી કલાકારોએ કંઈક વિશેષતા સિદ્ધ કરી બતાવવી જોઇએ.

હું ગુજરાતી કલાકાર મિત્રોને હિતભાવે એવું પૂછીશ કે હિંદી કલામાં બંગાળના કલાસ્વામીઓએ જે કંઈ આગેકદમ કરી બતાવ્યું છે તેના હિસાબે આપણે કેટલું કરી શક્યા છીએ? અને છતાં તેમની તરફ કટાક્ષ કરવામાં કે વખત પડતાં ઉતારીને બોલવામાં પાછા નથી રહેતા. શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર અને શ્રી નન્દલાલ બસુની કલાસાધના અને તપશ્ચર્યા આપણે માટે હજુ યે આદર્શ રૂપ રહ્યાં છે શ્રી મુકુલચન્દ્ર દે, રમેન્દ્ર ચક્રવર્તી યામિની રૉય, પી. સેન વગેરેની કલાનિષ્પત્તિની આપણે સ્પર્ધા કરી જ શક્યા નથી.

યુરોપીય શૈલીએ શીખેલા કલાકારોએ પણ શું કરી બતાવ્યું છે? સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં અદૃશ્ય થતાં માનવીપાત્રોની તસવીરો લેવાને ઑસ્ટ્રિયાની ચૂનર બાઇઓ નીકળી પડી, પણ કયાં તરુણ ચીતરમાં, બીલોમાં કે રાનીપરજમાં રખડ્યાં? કામ કરી બતાવે તેનું મૂલ્યાંકન થાય, માલ વગરનાની શાની કદર થાય? ગિરનાર, આબુ કે શત્રું-

# આજની આકાંક્ષાઓ

સામયિક ચિંતન 

જયનાં દૃશ્યો કોઈ સમર્થ ગુજરાતપ્રેમી કલાકારની રાહ જોઈ રહ્યાં છે. ભીલો, ધારાળા, કોળીઓ, કણબીઓ ને રાનીપરજનાં નૃત્યો, ગરબા અને જાગનાં નૃત્યો ચિત્રકારની પીંછી માટે અખૂટ સાધન છે. ક્ષેત્ર બહોળું અને ખુલ્લું છે. જૈન સાહિત્ય, સંસ્કૃત સાહિત્ય અને રાસમાળાઓ પર નવી કલમ ચાલવી જોઈએ. આપણે તો કામ કરનારા જોઈએ. ઈરાની ચિત્રકાર મિ. કાચાદોરિયાં એકલો આવીને હિંદની બધી ગુફાઓનાં ભીંતચિત્રો કોઈના આશ્રય વિના કરી આલ્યો ગયો. અને એમ કરીને પણ આપણાં ખંડેરોની કલામાંથી એ હજારો રૂપિયા રળી શકે છે.

આજની ગુજરાતી સંસ્કૃતિનું દર્શન, સાહિત્યના સચોટ આકર્ષક પ્રસંગોનું ચિત્રનિરૂપણ, કવિ દયારામ ને પ્રેમાનંદનાં પાત્રો અને કૃતિઓનું રૂપકરણ ગુજરાતી કલાકારની રાહ જુએ છે. આજના યુગનાં મનોમંથનો ને સિદ્ધિઓ, આપણાં રાષ્ટ્રવિધાનો ને વિકટ વિગ્રહોનો ઇતિહાસ કલાકારની પીંછીએ નહિ ચડે ત્યાં સુધી કલાકારને પિછાનશે કોણ? રાષ્ટ્રનાં અને પ્રજાનાં સુખદુઃખ અને ભાવનાનો ચિતારો તે ન બની શકે ત્યાં સુધી તેના રંગ અને પીંછીનું સાર્થક શું?

આજની ચિત્રપટ-સૃષ્ટિએ પણ ઘણા થોડા સમયમાં કલાકારો માટે નવાં સંસ્થાનો ઉઘાડ્યાં છે. ત્યાં કુશળ કાવ્યકલાધરો, પંડિતો, ચિત્રસ્રષ્ટાઓ, સંગીતકારો, અભિનયકારો ને નૃત્યકારોને એમની સર્વોચ્ચ શક્તિ વિકસાવવાની, પ્રગતિ સાધવાની અનેરી તકો મળી શકે તેમ છે. અને જેઓ એવી કસોટીઓમાંથી પાર ઊતરી શક્યા છે, તેમની પ્રતિષ્ઠા અને મૂલ્યાંકનો પણ અગાઉ નહિ જાણેલા એવા આંક પર પહોંચતાં જાય છે. માત્ર રંગ અને પીંછીના ચાપલ્યથી આજે કલાકારની છાપ પડતી નથી. અપૂર્વતાનું સર્જન અને આકર્ષણની પ્રગાઢ શક્તિ જેઓ સાધી શક્યા હશે તેમને જ ત્યાં આગેકદમ મળે છે. પણ જેઓ કૂંચીની પીંછીની શક્તિઓ ચોરી અથવા નકલના પ્રકારો ધપાવી દઈને પોતાનો સિક્કો ચલાવવા ધારે છે તેમને ફિક્કા પડી જતાં વાર લાગતી નથી. સર્જક કલાકારનો માર્ગ કોઈ રોકી શકતું નથી, એ આજે વૉલ્ટ ડીઝનીની ચિત્રરેખાઓએ સિદ્ધ કરી દેખાડ્યું છે. પાત્રો, મકાનો, અભિનયો, મુદ્રાઓ, રંગો અને રૂપો કલાકારના સર્જનસાગરમાંથી નીકળવા માંડે છે ત્યારે દુનિયાનાં ચેતનવંતાં પૂતળાંઓ કરતાં પણ તેમને વધારે પ્રસિદ્ધિ અને વધારે સંપત્તિ પ્રાપ્ત થાય છે; અને એ રીતે કલાકાર સંપત્તિ અને સમૃદ્ધિનો સાચો નિર્માતા ઠરે છે.

આપણે ઇચ્છીશું કે, પ્રત્યેક કલાકાર ગુજરાતની કલાનો, ગુજરાતી સંસ્કારિતાનો, ગુજરાતની અસ્મિતાનો પ્રતિનિધિ બની, પ્રત્યેક રાજતંત્રમાં, સંસ્થામાં અને ઉદ્યોગકેન્દ્રમાં મુખ્ય પદે બિરાજી, ગુજરાતનું નવવિધાન કરનારો સમર્થ સેનાની બની રહે, અને કલાની રોશનીથી સંસારના બધા વ્યવહારોમાં નવીન દીપ્તિ, નવું સૌજન્ય અને નવીન પ્રતિભા પ્રકટાવી મનુષ્યમાત્રને જીવનનાં ઉલ્લાસ અને પ્રેરણા યથેષ્ટ ભોગવતા કરે. —કનુ દેસાઈ

---

શ્રી 'ધૂમકેતુ'

←વડોદરાના (૧૫મા) સાહિત્ય સંમેલનના સાહિત્યવિભાગના પ્રમુખસ્થાનેથી એમણે આપેલા વ્યાખ્યાનમાંથી

કવિતા, કલા, તત્ત્વજ્ઞાન કે વિજ્ઞાન એ સઘળાં, માનવને માનવની વધારે નજીક લાવવા માટે છે. સાહિત્યકાર પોતાની શબ્દસૃષ્ટિથી એક એવા પ્રકારનો રસ અનુભવાવે છે કે કોઈ પણ સહૃદય કે ભાવુક માણસ પ્રેમની સૃષ્ટિનું નવું જ દર્શન પામે છે. સાહિત્યકારના શબ્દમાં રહેલા આ રસધ્વનિની ખૂબી એ છે કે આપણા ચિત્તના જે અમુક સ્થાયી ભાવ છે તે ભાવને એ જાગ્રત કરે છે; ને તેથી એ માત્ર સાહિત્યકૃતિ છે, એક કવિની કલ્પના છે, તે વાત ભૂલી જઈને એક માનવ જાણે બીજા માનવની વાત સાંભળતો હોય તેમ સહૃદયતાથી એ સાંભળે છે, અને એના મનુષ્યત્વમાં રહેલા જે સ્થાયી ભાવોએ પડઘો આપવો જોઈએ એ પડઘો એ આપે છે.

ધારો કે રામચંદ્રે સીતાનો ત્યાગ કર્યો એ નાટક ભજવાય છે સીતાના देहि मे त्रिचरम् એ શબ્દો બોલાય છે અને પ્રેક્ષકોના ચિત્તમાં રહેલો સ્થાયી ભાવ કલ્પનાના વ્યાપાર વડે રસત્વ પામે છે. એટલે કે જે રસ સીતાએ અનુભવ્યો હતો તે જ રસ પ્રેક્ષક અનુભવે છે. દુઃખ સીતાને છે તે એ ભૂલી જાય છે ને એ દુઃખ પોતાને પડ્યું એમ તેને લાગે છે. માણસ એ રસની સમાધિ પામે છે. આ રસ સમાધિથી માનવ માનવની વધારે નજીક આવે છે. કોઈ પણ સાહિત્યકૃતિનો એ વિજય છે.

આપણું આધુનિક જીવન ભલે 'સુધરેલું' હોય, પણ એ 'સંસ્કારી' નથી. જીવનનાં અતલ ઊંડાણના પ્રવાહો સાથે આપણા જીવનનો મેળ નથી. આવા જીવનપ્રવાહોને વ્યક્ત કરવા માટે સાહિત્ય એ એક મુખ્ય સાધન છે. મનુષ્ય પોતાના જીવનમાં જેટલો રસ લેતો હોય તેટલો જ રસ બીજાના જીવનમાં પણ તે લે તો એવા મનુષ્યને આપણે સંસ્કારી કહી શકીએ. સમાજમાં આવી સંસ્કારિતા પ્રસરાવવી એ સાહિત્યનાં પ્રયોજન અને હેતુ છે. પોતે જે વેદના અનુભવી, પોતાને જે સત્ય મળ્યું, પોતાને મનોમંથન દ્વારા જે સૌન્દર્યદર્શન થયું તે સૌને માટે હોય એમ ઇચ્છવું ને સર્વસાધારણ જનતાના હૃદયમાં એની પ્રતિષ્ઠા સ્થાપી જીવનની સાંત્વના મેળવવી એ સર્વ સાહિત્યપ્રકારના સર્જનનો હેતુ છે.

આ પ્રમાણે સાહિત્ય, એ સાહિત્યકાર ને સમાજ વચ્ચેનો એક એવો સેતુ છે, જેના ઉપર યથેચ્છ વિચરીને એક બીજાનો વિકાસ સાધી શકે. સામાજિકોએ સમજવું જોઈએ કે કેવળ અયત્નથી (વિના પ્રયત્ને) જે સમજાય એ જ સાહિત્ય એ એમની માન્યતા અરધી સાચી છે. અને સાહિત્યકારે એ સમજવું જોઈએ કે જો એની પાસે વૈભવ ન હોય તો સમાજ એની પાસે શી આશાથી આવે? એ વૈભવ એટલે, ટાગોર કહે છે તેમ Abundance of an artist—કલાકારની વિપુલતા. જીવનનાં એટએટલાં રહસ્યો, પ્રકારો, ચિત્રો, વર્ણનો, વર્ણનાતીત વિષયો, ઢંગો ને આકારો સાહિત્યકાર પાસે હોવાં જોઈએ કે જેમ એને પોતાના સર્જનની અનિવાર્યતા સમજાય છે તેમ સમાજને એ સર્જનના દર્શનની અનિવાર્યતા સમજાવી જોઈએ.

આ દૃષ્ટિએ આપણો આજનો ગુજરાતી સાહિત્યકાર ક્યાં છે? એ જુદી જ પરિસ્થિતિ-

માં જોઈ છે. જૂના જમાનાના ઋષિની એની પાસે દૃષ્ટિ નથી ને એવી શક્તિ પણ નથી. એ ક્રાન્તદર્શી કવિ પણ રહ્યો નથી.

ગુજરાતી સાહિત્યને શી રીતે વેગ આપવો, એને શી રીતે વધારે વિસ્તૃત કરવું ને શી રીતે લોકોની સમક્ષ એને લઈ જવું એ પ્રશ્ન અત્યારે સૌથી વધુ અગત્યનો છે. એ પ્રશ્નના બે ઉકેલ દેખાડાય છે. એક એ કે લોકોને સારું સાહિત્ય તો ધીમેધીમે જ સમજાય; માટે લોકોની રસવૃત્તિ ન કેળવાય ત્યાં સુધી નિરાશ ન થતાં વિદ્વાનોએ તો પોતાની શૈલી પ્રમાણે કામ કર્યે રાખવું. બીજો માર્ગ લોકોને ધીમે ધીમે ઉપર લાવવા માટે થોડુંથોડું નીચે ઊતરવું એ છે. ખરી રીતે આ બંને માર્ગ સ્વીકાર્યે છૂટકો છે. સાહિત્યના અધિકારની લેશ પણ ગૌરવહાનિ કર્યા વિના સાહિત્યકારોએ સમાજ ને સાહિત્ય વચ્ચે સેતુ બનવાનો સમય આવી લાગ્યો છે.

કામ ઘણું વિકટ છે. જન-અભિરુચિને ઓળખવી, એને કેળવવી, એના દાસ ન થવું ને સર્જનાત્મક લખાણોની શ્રેષ્ઠતા જાળવી રાખવી,—આ ચારે વસ્તુઓનો સુયોગ મેળવવો, એ કલા સિદ્ધ કરવી લગભગ અશક્ય છે.

પણ જેને માટે આપણે સાહિત્યકૃતિઓ રચીએ છીએ એ જનતાનો મોટો ભાગ તો હજી અક્ષર પણ ઓળખી શકતો નથી. અને છતાં દરેક માનવહૃદયમાં હોય છે તેમ એનામાં પણ જ્ઞાનદીપક માટે લેહ લાગી છે. એની એ અભિરુચિને યોગ્ય રીતે કેમ જગાડવી, પરિશુદ્ધ કરવી, ઝીલી લેવી, ને ઉડ્ડયન કરતી કરવી એ કામ ઘણું વિકટ છે. એ વિકટ કામ સિદ્ધ ત્યારે જ થશે જ્યારે પહેલાં પૂર્વભૂમિકા રચાવા માંડશે, ને સાહિત્યકારો સંઘબળ સ્થાપીને પોતપોતાનામાં પોતે ધરી લીધેલી વિદ્વત્તાથી પોતાની જાતને બચાવશે.

કલામાત્રનો નિયમ છે કે એનો ઉપયોગ ન થાય તો એ નાશ પામે. માનવહૃદયમાં પડેલા અશોક સામર્થ્યને એના શારીરિક બંધનમાંથી મુક્ત કરીને એના ખરા સ્થાનનો પરિચય આપવાનું કામ કલા કે સાહિત્યનું છે. એ કાર્ય સિદ્ધ કરવા માટે જે જે વસ્તુની જે જે વખતે જરૂર પડે તે તે વખતે તેનો સ્વીકાર કરી લેવો એમાં કોઈ જાતની હીનતા નથી. પ્રેમનું, સત્યનું ને શાન્તિનું જીવન જ્ઞાન દ્વારા જ શક્ય છે. એ જ્ઞાન હરેકનું હોવું જોઈએ, હરેક માટે હોવું જોઈએ. —ધૂમકેતુ

## ક્ષમાયાચના

કાબૂ બહારનાં કારણોને લીધે આ અંક, જોકે અક્ષમ્ય ગણાય એટલો મોડો થયો છે; છતાં વાચકો અમારી મુશ્કેલીઓ ધ્યાનમાં લઈ તે માટે ક્ષમા કરશે એવી આશા છે. હવેના અંકો ઝડપથી બહાર પડવા માંડશે.



જન્મ : શ્રાવણ સુદ ૨ સં. ૧૯૨૧
અવસાન : માહ સુદ ૬ સં. ૨૦૦૦

## 'કુમાર'ના આદ્ય સહાયક અને પરમ શુભેચ્છક

# સ્વ. રા. સા. મહાશંકર છગનલાલ રાવળ

મારા પૂજ્ય પિતાશ્રી રાવ સાહેબ મહાશંકર છગનલાલ રાવળ, ગઈ તા. ૩૧મી જાન્યુઆરી ૧૯૪૪ ને સોમવારના રોજ મધ્યાહ્ને અઠ્ઠોતેર વર્ષ અને છ માસની જીવનમર્યાદા પૂરી કરી વિદેહ થયા છે, એ સમાચાર 'કુમાર'ના વાચકો સમક્ષ રજૂ કરવાની દુઃખદ ફરજ મારા ઉપર ઉપસ્થિત થઈ છે.

તેઓશ્રીએ 'કુમાર'ના આરંભથી જ તેના સર્વ વ્યવહારોમાં, સુખદુઃખમાં ને આપત્તિઓમાં સતત ચિંતા ને સહકાર સેવ્યાં હતાં; અને 'કુમાર'નાં વીસ વર્ષ પૂરાં થએલાં જોવાનું ભાગ્ય ભોગવી, તેને દેશની જાહેર સંસ્થા કરવાની યોજનામાં પણ છેવટ સુધી સલાહ આપતા રહ્યા હતા. એ રીતે, 'કુમાર'માં અનન્યપણે આજીવન રસ લેનાર સમર્થ વિભૂતિની ખોટ પડી છે.

કુલીન પણ નિર્ધન બ્રાહ્મણ કુટુંબમાં જન્મ લઈ તેઓ દારિદ્ર્યનાં દુઃખ-સંકટો ખમ્યા અને જેવોતેવો વિદ્યાભ્યાસ પામ્યા; પણ ચારિત્ર્ય, બુદ્ધિ અને સ્વાશ્રયના બળે શરીર તથા શક્તિનો કસ આપી, અનેક નાનાં પગથિયાં ચડી તેઓ સમાજમાં ઉપર આવ્યા હતા, અને કુટુંબપરિવારને ઉચિત યોગક્ષેમ કરી આપ્યાં હતાં. લગભગ ૧૯મા વર્ષથી તે છેક ૫૫મા વર્ષ સુધી તાર, રેલવે અને ટપાલની નોકરી બજાવી અમદાવાદના હેડ પોસ્ટ માસ્તરના પદે પહોંચ્યા બાદ છેવટનાં ૨૧ વર્ષ ભાવનગર રાજ્યના વિશ્વાસુ અમલદાર તરીકે ત્યાંની બૅંકના મુખ્ય અધિકારી બની રહ્યા હતા. તેમના અનુભવ અને કાર્યક્ષમતાને લીધે એ બૅંકની શાખ કરોડો સુધી પહોંચી છે, એ તેમનાં ચારિત્ર્યબળ અને કર્મનિષ્ઠાનું સ્મરણ બનશે. સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીએ તેમને એક પ્રસંગે લખેલું કે 'તમારો રિપોર્ટ બધામાં નજરે પડે છે.'

એમના વિશાળ જીવનપટમાં અનેક બોધપ્રદ પ્રસંગો અને ચારિત્ર્યદ્યોતક સામગ્રી ભરેલી હતી; એમનો સ્મૃતિભંડાર વિપુલ હતો. તેની વિવિધ પ્રસાદી 'કુમાર'ના વાચકોને યથાનુકૂળ સમયે સમર્પી મારું ઋણ અદા કરવા આશા સેવું છું. એમનો આજન્મ ઋણી

રવિશંકર રાવળ



જે જે સ્નેહીઓ, શુભેચ્છકો અને પત્રકાર મિત્રોએ સ્વર્ગસ્થના અવસાન બદલ સહાનુભૂતિ દર્શાવી છે તે સર્વનો હું મારાં કુટુંબીજનો સહિત, આભાર માનું છું. —ર. મ. રા.

# સાર્વજનિક કાકા

★ ગાંધીજીએ ખાદી ને સ્વદેશીનો ઉગમ કર્યો તેની યે પહેલાં પચાસ વર્ષે પોતાને ઘેર હાથે કાંતી-વણીને ખાદી પહેરી સ્વદેશીધર્મના સૌ પહેલા શ્રીગણેશ માંડનાર અને લગભગ બધાં ક્ષેત્રોમાં અમલી કાર્ય વડે રાજકીય ચળવળનો આપણા દેશમાં આરંભ કરનાર

## ગણેશ વાસુદેવ જોશી

બીજા અનેક રાજકારણી પુરુષોની માફક 'સાર્વજનિક કાકા' આજે નામશેષ બન્યા છે. એમના સમયમાં બધા એમને ઓળખતા, એટલું જ નહિ પણ સમાજકાર્યમાં તેઓ એટલો બધો રસ લેતા કે મહારાષ્ટ્રમાં—અને ઘણીવાર હિંદુસ્તાનમાં—એવું એકે કાર્ય થયું નહિ હોય જેમા એમનો ફાળો ન હોય. એમના કાર્યની કદર જનતાએ એમને 'સાર્વજનિક કાકા' જેવું બિરુદ આપી કરી. આજે પૂનામાં એમનાં સ્મારકો 'સાર્વજનિક સભા' છે, 'જોશી હૉલ' છે, એમણે બંધાવેલું 'વિષ્ણુમંદિર' છે. પણ ભણેલા લોકો એમને વિષે કશું જ જાણતા નથી એવી જે ફરિયાદ એમના ચરિત્રકારે ઈ. ૧૯૨૪માં કરી હતી તે આજ વીસ વરસે પણ સાચી જ છે. મહારાષ્ટ્રમાં જ જ્યાં આ પરિસ્થિતિ છે ત્યાં ગુજરાતમાં તેઓ અજાણ્યા રહ્યા હોય તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ પણ નથી.

'સાર્વજનિક કાકા' મહારાષ્ટ્રની રાષ્ટ્રીય જાગૃતિના જનક ગણાય છે. ઓગણીસમા સૈકામાં રાનડે અને લોકહિતવાદી જેવા અનેક મહાપુરુષોએ મહારાષ્ટ્રમાં ચેતન ફેલાવ્યુ. લોકહિતવાદી અને રાનડે સરકારના નોકર હતા એટલે તેઓ પ્રત્યક્ષ કાર્ય કરી શક્યા નહિ માત્ર લેખન દ્વારા એમણે લોકોને જાગ્રત કર્યા. પણ સાર્વજનિક કાકાએ તો અમલી કાર્ય વડે રાજકીય ચળવળની શરૂઆત કરી; અને તેમાં તે સમયમાં તેઓ અગ્રેસર ગણાયા. સ્વદેશી વસ્તુઓ વાપરવા માટેની ચળવળમાં તેઓ આદ્ય અગ્રણી હતા. લોકહિતવાદીએ (ગોપાળ હરિ દેશમુખે) પોતાના લેખોમાં સ્વદેશીની જરૂર સમજાવી; સાર્વજનિક કાકાએ સ્વદેશીનો પ્રત્યક્ષ પ્રચાર કર્યો. મહાકાર્યોનો પ્રારંભ કેવી નાની બાબતોથી થોડા પ્રમાણમાં થાય છે એ કાકાના ચરિત્રમાંથી સ્પષ્ટ દેખાય છે.

અઢારમા સૈકાના અંતમાં વાસુદેવ શિવરામ જોશી નામના એક બ્રાહ્મણ પોતાના વતન રત્નાગિરિનો ત્યાગ કરી નસીબ અજમાવવા પૂને આવ્યા. તેમના સંબંધીઓના વંશજો આજે પણ રત્નાગિરિમાં [illegible]. પૂનામાં એમણે સરદાર દેશમુખને ત્યાં નોકરી લીધી. પેશ્વાઇમાં તે વખતે જાણીતા સરદારોમાં 'દેશમુખ' એક જ હતા, અને તે લોકહિતવાદીના પિતા સરદાર હરિપંત દેશમુખ. એટલે એમને ત્યાં જ વાસુદેવ શિવરામ રહ્યા હશે એમ મનાય છે. ટીપુ સુલતાન સામે અંગ્રેજોને મદદ કરવા પેશ્વાએ જે સૈન્ય મોકલ્યુ એમાં વાસુદેવ શિવરામ એક અધિકારી હતા. પછી એમણે વસઇ તાલુકાની મામલતનો ઇજારો લીધો. કેટલાંક વર્ષ ત્યાં રહી પેશ્વાઈના અસ્ત પછી તેઓ પૂના પાછા આવ્યા. 'તમારી પ્રત્યે સારીરીતે વર્તીશું' એવું અંગ્રેજોએ એમને આશ્વાસન આપવાથી પંચાવન વર્ષની વયે તેઓ સરકારી નોકરીમાં 'સદર અમીન' તરીકે જોડાયા અને આઠ વર્ષ નોકરી કરી ૧૮૩૦માં મૃત્યુ પામ્યા. વાસુદેવ શિવરામ બે વાર પરણ્યા હતા. પહેલા સંબંધનો એક અને બીજાના ત્રણ એમ એમને ચાર પુત્ર હતા. એમાં સૌથી નાનો જે ગણેશ અથવા ગણપતરાવ, એ જ આપણા સાર્વજનિક કાકા.

ગણેશનો જન્મ ૧૮૨૮ના એપ્રિલમાં સતારા શહેરમાં થયો. વાસુદેવરાવનું પૂનામાં પોતાનું ઘર હતું, છતાં એમના પુત્રનો જન્મ સતારામાં થયો એ જોઇ સાર્વજનિક કાકાના મરાઠી ચરિત્રકારને નવાઇ લાગે છે અને વાસુદેવરાવને સાસરે ગણેશનો જન્મ થયો હશે એ રીતે એ આ ઘટના સમજાવે છે. પિતાના મૃત્યુ સમયે ગણેશની ઉંમર બેએક વર્ષની હશે.

પતિના મરણ પછી માતા સાવિત્રીબાઇએ સતારામાં જ વસવાટ કર્યો અને ત્યાં જ ગણેશને નિશાળે મૂકવામાં આવ્યો. એને ભણાવવાની બધી જવાબદારી સાવિત્રીબાઇને માથે જ હતી. છોકરાઓ ઉંમરલાયક થઈ જાય ત્યાં સુધી સરકાર તરફથી દર છોકરા દીઠ એમને માસિક સોળ રૂપિયા અને પોતાને માટે સાડી સાડત્રીસ રૂપિયા પેન્શન મળતુ હતું. નિશાળે જવામાં અને ખાસ તો ગોઠિયાઓ જોડે મસ્તી કરવામાં ગણેશને ખૂબ મજા પડતી. બાળપણમાં એનો સ્વભાવ બહુ જ ચંચળ હતો. એ કદિ શાંત તો બેસી શકતો જ નહિ. પાછલા જીવનમાં પણ એનો સ્વભાવ એવો જ રહ્યો. પણ બુદ્ધિ સારી, એટલે દર વરસે પરીક્ષામાં પાસ થતો. સતારાનો મુલક એ વખતે સ્વતંત્ર હતો. લૉર્ડ ડેલહાઉસીના વખતમાં એને અંગ્રેજી રાજ્ય જોડે જોડી દેવામાં આવ્યો. ખુદ પૂનામાં જ પહેલી અંગ્રેજી નિશાળ છેક ૧૮૪૨માં શરૂ થઇ, એટલે એ વખતે સતારામાં તો ગણેશને બહુ શિક્ષણ મળે એવું હતું જ નહિ. આમ, હતું તેટલું ભણતર પૂરૂં થયું એટલે એને નોકરી શોધવાની ફરજ પડી.

૧૮૪૮માં, એટલે વીસ વર્ષની વયે, પૂનામાં આવેલી નાજરની કચેરીમાં કારકૂન તરીકે ગણેશની નિમણૂક થઇ. નોકરી માટે પૂના આવ્યા પછી એ પૂનાનો રહીશ થઇ ગયો. સાતઆઠ વર્ષ નોકરી



મહારાષ્ટ્રની રાષ્ટ્રીય જાગૃતિના જનક

નાગપુરી ધોતિયાં વાપરતા, માથે રેશમી પાઘડી પહેરતા ને અંગરખાં પણ મુલાયમ કાપડનાં પહેરતા. હવે બધું બદલાયું. કાકાએ ઘેર હાથે કાંતવાની શરૂઆત કરી. રેશમી પાઘડી કાયમને માટે ગઈ; એની જગ્યાએ સાદો ખાદીનો ફેંટો આવ્યો. અને કિમતી કપડાં જઈ એમને બદલે ખાદીનાં ધોતિયાં અને પહેરણ આવ્યાં. કાકાનું સૂતર વણાતું પણ એમને ઘેર જ. ઉપરાંત પોતાના ઘરમાં એમણે દીવાસળીઓ અને છત્રીઓનાં કારખાનાં સ્થાપી ઘણું નુકસાન વેઠયું. લોકોમાં આ અશાસ્ત્રીય યોજનાની હાંસી થવા માંડી. કેટલાકે કહ્યું, 'આ જાડું કાપડ પહેરવાથી દેશની ઉન્નતિ થવાની નથી. બધા લોકો ખાદી પહેરે તો યે શું થવાનું છે? દેશનો વેપાર જ્યાં સુધી વધવાનો નથી ત્યાં સુધી ઉન્નતિ થવાની નથી.' પણ કેટલાક તો આથી-યે આગળ ગયા. કાકાનું 'ચસકી ગયું છે' એવી વાત એમણે વહેતી કરી અને રસ્તામાં ઠેકડી, અપમાન જેવું પણ કર્યું. પરંતુ કાકા કશાથી ડગે એવા ન હતા. મ ધવરાવ રાનડેને કાને આ વાત ગઈ, એટલે કાકાની આ કાર્યમાં લેશમાત્ર દિશાભૂલ નથી એવું બતાવવા એમણે 'સ્વદેશી' વિષે બે સુંદર વ્યાખ્યાનો આપ્યાં, જે પાછળથી ખૂબ જાણીતાં થયાં. એ ભાષણોની અસર એટલી બધી થઈ કે એ સભામાં જ કેટલાક લોકોએ ઊભા થઈ 'આમરણ સ્વદેશી વાપરીશું. કરકસર કરીશું, કારખાનાં કાઢી દેશબાંધવોને મદદ કરીશું' એવા સોગંદ લીધા. આમ, કાકાએ સ્વદેશી વ્રતનું આચરણ કર્યું અને રાનડેએ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ એની મહત્તા સમજાવી ત્યારથી મહારાષ્ટ્રમાં 'સ્વદેશી'ના શ્રીગણેશ બેઠા. હવે કાકાની વકીલાત લગભગ બંધ થઈ હતી. એમનું આખું ધ્યાન સ્વદેશી ચળવળમાં અને સાર્વજનિક સભાના કાર્યમાં જ રોકાયેલું હતું.

ઈ.સ. ૧૮૭૭માં સભાએ મહારાષ્ટ્રના કેટલાક જિલ્લાઓની આર્થિક તપાસ કરવાનું કામ માથે લીધું. કામ પૂરું કરીને સભાએ સરકાર તેમજ જનતાને પોતાનો જે રીપોર્ટ આપ્યો તેમાં સોલાપુર, અહમદનગર ઈત્યાદિ પ્રદેશોમાં ખેડૂતો કેવી કંગાલ હાલતમાં હતા તેનું અસરકારક વર્ણન છે; સાથેસાથે સરકાર તરફથી કાંઈ પણ મદદ મળવાની આશા નહિ રાખવી એવી લોકોને ચેતવણી પણ આપી છે, અને સ્વાવલંબનને રસ્તે જઈ ઉન્નતિ કેમ સાધવી એનું વિવરણ સવિસ્તર કરવામાં આવ્યું છે. એ જ વરસમાં પાર્લામેંટે નીમેલી કમિટી આગળ સાક્ષી આપવા માટે 'બૉમ્બે એસોસીએશન' તરફથી ઇંગ્લંડ મોકલેલા મિ. નવરોજી ફરદુનજીને સભાએ પોતાના પ્રતિનિધિ નીમ્યા.

૧૮૭૫માં કાકાની કાર્યનિષ્ઠા ફરી એકવાર પ્રકાશી. વડોદરાના ગાયકવાડ મહારાજ મલ્હારરાવને ત્યાંના રેસિડેન્ટને ઝેર આપવાના આરોપસર ગાદીત્યાગ કરવો પડયો. મહારાજ પાસે પૈસા બિલકુલ ન હતા એટલે તેઓ પોતાના બચાવ માટે વકીલ રાખી શકે એ પણ અસંભવિત હતું. એમણે એ માટે સરકાર પાસે બે લાખ રૂપિયા માગ્યા. આ ખબર મળતાંવેંત જ કાકાએ તાર કરી એક લાખ રૂપિયાની મદદનું આશ્વાસન મહારાજને આપ્યું. કાકાએ એ વખતે હદ કરી. પૂનામાં વિરાટ સભા મળી. સર્વ પંથના તેમજ ધર્મના લોકો એમાં હાજર હતા. પ્રમુખ સરદારખાન અલી-મરદાખાન હતા. આરોપની તપાસ કરવા કમિશન નીમવું અને એમાં દેશી સભ્યો પણ નીમવા એવા અર્થની અરજી વાઇસરૉય પર કરવામાં આવી. આ અરજી રાનડેએ લખી આપી. આ આખી ચળવળના સૂત્રધાર કાકા જ હતા. મુંબાઈ હાઈકોર્ટમાં હિંદી ન્યાયાધીશ નીમાય એ માટે પણ સભાએ પુષ્કળ મથામણ કરી અને આખરે

# રણકતો રૂપિયો

રાત આખી વાવાઝોડા સાથે વરસાદે ઝીંકયે રાખ્યું હતું. પરોઢ થતાંમાં થોડો ઉઘાડ થયો. પણ ઝીણી ફરફર અને મોરંભ હજી હતાં. બગીચામાં જોયું તો ક્યારા પાણીથી છલકાતા હતા; કંમ્પાઉન્ડ લસબસતું હતું; હેલીથી ઢીલા થયેલા કેટલાયે સુંદર ઝાડ વાવાઝોડાએ સુવાડી દીધા હતા; ઝાડ પરથી પડેલાં ડાંખળાં-પાંદડાંથી ક્યારા અને પ્રાંગણ છવાઈ ગયા હતા અને વચ્ચેવચ્ચે ભરાઈ ગયેલાં ખાબોચિયાં ઉપર તરતાં હતાં.

રોજની માફક બંગાભાઈ આઠને ટકોરે માળી આવ્યો. સાઠ વર્ષની વયની કાયા છતાં એ જ સ્થિર સૌમ્ય આંખો, મહેનતના પરસેવાથી ચમકતી ચામડી, એ જ સરળ ઋજુ ચહેરો, જમીન ઉપર ઊંડી છાપ પાડતાં એ જ દૃઢ પગલાં.

આવા આકરા દિવસમાં એના જઈફ દેહને તકલિફ લેતો જોઈ મેં કહ્યું, 'આજ તો કાંઈ કામ થઈ શકે તેવું લાગતું નથી.'

રોજનું નિખાલસ હાસ્ય મોં પર લાવી એની બિહારી હલકવાળી હિંદી બાનીમાં તે બોલ્યો: 'આજ ભી તો કુચ્છ હો સકે, કર લેવેં.'

આવા નિરાશાથી નીંગળતા દિવસે પણ એ જ સૌમ્ય, મક્કમ ઉત્સાહ' 'આજ ભી....'

હું વિચારે ચડયો. લાગ્યું કે આપણામાંના ઘણા જણ 'આજ'ની અગત્ય સમજતા જ નથી. પણ આડે દિવસે દેખાતાને તો ખચિત એક એક દિવસ અણમોલ જ હોય ને?

કેવો રણકતો એ શબ્દ 'આજ?' એનો રણકો આપણને—મને, તમને સૌને—તત્ક્ષણ કાંઈ ને કાંઈ કરી નાખવાની તાલાવેલી નથી લગાડતો?

'આજ!' એમાં નથી કાલના અસંતોષનો બળાપો નથી, કે નથી એમાં આવતી કાલની ઉધારિયા આશાઓ. પણ 'આજ' તો ખરો છે નક્કર માલ, નક્કર નગદ રૂપિયાની માફક રણકતી. એનો એકેએક કલાક, મિનિટ, સેકંડ આપણી છે, આપણા અધિકારની છે. ચાલો, એની પ્રત્યેક પળને કામમાં વટાવીએ, પળેપળ જીવનનો ધબકાર અનુભવીએ, ખૂબ ધરાઈ ધરાઈને માણી લઈએ.

અને એમાં કેટકેટલું કરવાનું છે? કોઈની પાસેથી શીખવાનું છે. કોઈને ઉપકારક થવાનું છે, કોઈના સસર્ગ સાધવાના છે. માનવ હૃદયના પ્રેમ અને જગતનું સૌન્દર્ય માણવાનાં છે. ઘણાં સૌંદર્યપુષ્પો હજી અણચૂંટયાં છે, ઘણા માર્ગ હજી વણખેડ્યા પડયા છે; એ ચૂંટવાના ને ખૂંદવાનો રોમાંચ માણવો હજી બાકી છે.......

એ નીંગળતી નિરાશાની સામે ઉચ્ચારાયેલા 'આજ ભી તો કુચ્છ હો સકે, કર લેવેં' એ આઠ શબ્દોનો રણકો મારા મનમાં સદા રણકયા જ કરે છે. મને તો એ ત્યાર પછી હંમેશાં પ્રેરણા અને રોમાંચ દેનારો બન્યો છે

અને, તમને પણ બને એ આશાએ એ નાનો પ્રસંગ અહીં ઉતાર્યો છે.

કેમકે એ રણકો નગદ નક્કર રણકતા રૂપિયાનો છે. એમાં કોઈ ખીનકાંજવણો નથી, કે ઉધારિયા આશાઓ નથી. એ તો નક્કર માલ નગદ રૂપે રણકી રહે છે: આજ આજ—આજ....

(સુચિત) 'શાલિગ્રામ'

શ્રી નાનાભાઈ હરિદાસ હાઈકોર્ટમાં પહેલા હિંદી જજ નીમાયા.

વડોદરાની ધમાલ પૂરી થઈ ત્યાં મહારાષ્ટ્રમાં કંગાલ ખેડુતોએ રમખાણ મચાવ્યું. જે પાછળથી 'ડેક્કન રાયટ્સ' તરીકે ઓળખાયું. મારવાડીઓની દુકાનો લૂંટાઈ, દસ્તાવેજો બાળી નાખવામાં આવ્યા ને શાહુકારોનાં નાક-કાન કાપવામાં આવ્યાં. કાકાએ આ બધાંની સાચી તપાસ કરી તેનાં કારણોની છણાવટ કરતી એક લાંબી અરજી સરકાર પર મોકલી. એની બહુ જ સચોટ અસર થઈ અને એમની એ મહેનતનાં ફલ રૂપે જ 'દક્ષિણના ખેડુતોનો કાયદો' નામનો જાણીતો કાયદો રચાયો.'

૧૮૭૬–૭૭માં મહારાષ્ટ્રમાં ભયંકર દુકાળ પડ્યો. ફેમિન-કોડ (દુકાળ કાયદો) હજી અસ્તિત્વમાં આવ્યો ન હતો. સર રિચર્ડ ટેમ્પલ જેવો દુરાગ્રહી ગવર્નર હતો, લોકોને મદદ કરવામાં સરકારની જવાબદારી કેટલી એ નક્કી ન હતું, એટલે લોકોની ભારે અવદશા થઈ. એ આપત્તિને પ્રસંગે કાકા દુકાળપીડિત પ્રદેશોમાં જાતે ફર્યા અને લોકોને પુષ્કળ મદદ કરી. રાનડેએ સરકાર પર અરજીઓ વગેરે મોકલવાનું કામ કર્યું. સરકારે સભાના આ કામ માટે પાછળથી ઘણો આભાર માન્યો. કાકા, માત્ર મહારાષ્ટ્રમાં જ રાહત કાર્યથી સંતોષ માન્યા નહિ. રાણી વિક્ટોરિયા પણ અહીંના લોકોના આક્રોશ સાંભળે એ ખાતર એમણે ઈંગ્લંડનાં અખબારોમાં અહીંની પરિસ્થિતિનાં વર્ણન છપાવી ત્યાં રાહતફંડ ભેગું કરવાના પ્રયત્ન પણ કર્યા.

હિંદુસ્તાનના ગરીબ લોકોને ન્યાય મેળવવામાં મુશ્કેલીઓ નડે છે, પૈસાનો વ્યય કરવો પડે છે, એ કાકાથી જોવાતું ન હતું. ગ્રામપંચાયતો ફરી સ્થપાય તો બહુ સારું એમ એમને લાગ્યું, અને એમણે સરકારમાં ઘણી અરજીઓ કરી સરકારે કાકાનો આભાર માની કેટલીક સૂચનાઓ સ્વીકારી પણ ખરી. પૂના અને અહમદનગરમાં 'લવાદ-મંડળો' સ્થાપી એમાં જાતે કામ કરી સામાન્ય લોકોના હજારો રૂપિયા બચાવ્યા. બીજાં પણ ઘણાં કામ કાકાએ કર્યાં. એમાંથી મહત્ત્વના એકબે જ અહીં ગણાવીશું.

લૉર્ડ લિટનને લાગતું હતું કે દેશી અખબારો ગમે તેવું છાપે છે; એને પરિણામે લોકોમાં અસંતોષ વધે છે અને રાજદ્રોહને ઉત્તેજન મળે છે. આને માટે એક નવો કાયદો ઘડવાની એની ઇચ્છા છે એવા ગપ બહાર આવ્યા. પ્રજાના અવાજ ઉપર કુહાડી દેતી આ યોજનાનો પ્રતિકાર તો કરવો જ જોઈએ એમ કાકા અને રાનડે બંનેને લાગ્યું. એમણે અખબારનવીસોની પરિષદ બોલાવવાનું નક્કી કર્યું. એ પરિષદ જે સમયે એ કાયદો પાસ થવાનો હતો ત્યાં જ ભરાય તો વધારે અસરકારક નીવડે એવું લાગવાથી કાકાએ કલકત્તામાં ૧૮૭૮ના જાન્યુઆરીમાં કૉન્ફરન્સ બોલાવી વર્તમાનપત્રકારોની એ પહેલી પરિષદ. જોકે એની અસર ખાસ થઈ નહિ, કારણ કે વાઈસરૉયની કાઉન્સિલના એક સભ્ય સર એલેક્ઝાંડર આર્બથનૉટે એ જ સાલના માર્ચમાં એક બિલ પાસ કરાવ્યું, જે 'ગૅગિંગ ઍક્ટ' નામે જાણીતું થયું.

હવે કાકાની જિંદગીની એક હાસ્યકારક ઘટના પર આવીએ.

અફઘાનિસ્તાનના દરબારમાં રશિયાએ પોતાનો એલચી મોકલ્યો હતો. એ વખતના અમીર શેરઅલીએ એને સારો આવકાર આપ્યો. એ જોઈ અંગ્રેજ સરકારના પેટમાં ફાળ પડી. એને ત્યાંથી કાઢી મૂકી પોતાનો એલચી ત્યાં રખાવવાની ખટપટ એમણે શરૂ કરી પણ શેરઅલી માનતો ન હતો. ૧૮૭૮ના નવેમ્બરમાં અંગ્રેજ એલચી પેશાવરથી ઊપડ્યો. સરહદ પર એને અફઘાન અધિકારીઓએ તિરસ્કાર કર્યો! એમણે આ અપમાનનો બદલો લેવા ચડાઈ કરવાનો નિશ્ચય કર્યો. નિષ્કારણ લડાઈ થાય અને લોકોનું લોહી રેડાય એ કાકાને ગમ્યું નહિ. એટલે કાકાએ સરકારને જણાવ્યું કે અમીરના દરબારમાં એકલો જઈ હું એને સમજાવીશ! સરકારે એમની રાજનિષ્ઠાનાં વખાણ કર્યાં, પણ કદાચ કાકાના ડહાપણ કરતાં પોતાની શક્તિમાં એમને વધારે વિશ્વાસ હતો એટલે કાકાની વિનતિ સ્વીકારી નહિ.

૧૮૭૯માં કાકાએ બીજું એક મોટું કામ કર્યું. મહારાષ્ટ્રના પહેલા સશસ્ત્ર ક્રાંતિકારક વીર વાસુદેવ બળવંત ફડકે (એમનો પરિચય ફરી કોઈ વાર) એ અંગ્રેજ સરકાર સામે બળવો જાહેર કરી સરકારને હેરાન કરવાના પ્રયાસ આદર્યા. આખરે ફડકે પકડાયા. એમનો બચાવ કરવા કોઈ વકીલ તૈયાર ન હતો. ફડકે માટે કાકાને ખૂબ આદર હતો, એટલે તેઓ ફડકેનો બચાવ કરવા તૈયાર થયા. લોકોએ ઘણું કહ્યું, પણ કાકા એકના બે ન થયા. એમણે કહ્યું, 'ફડકેએ જે કર્યું છે એમનો બચાવ કરવામાં વાંધો શો? તમે માનો છો કે સરકાર મારી પર ચિડાશે. પણ ચિડાઈને કરશે શું? ફડકેને ફાંસીએ લટકાવશે તેમ જ મને પણ લટકાવશે એટલું જ ને?' કાકાએ ફડકેનો સારો બચાવ કર્યો પરિણામે ફડકે ફાંસીની સજામાંથી બચીને દેશનિકાલ પામ્યા.

૧૮૮૦માં કાકાને હૃદયનો વિકાર થયો. છાતીનો બચાવ કરવા ફ્લૅનલની બંડી પહેરવાનું એમને ડૉક્ટરે કહ્યું. પણ 'આપણા દેશમાં ફ્લૅનલ બનતી નથી એટલે મારાથી એ ન પહેરાય' એમ કાકાએ કહ્યું. એમને પાંચ છ દિવસ તાવ આવ્યો અને ૨૫મી જુલાઈ ૧૮૮૦ના રોજ તેઓ અવસાન પામ્યા.

શરીરે કાકા ઊંચા, પાતળા અને જરા શ્યામ રંગના હતા. એમના બધા કામમાં ખૂબ ઝડપ રહેતી. ધીમે ચાલવું પણ એમને ગમતું નહિ. મન તો હમેશાં ત્વરિત વિચાર કરતું જ હોય. કોઈ વાતની ધૂન લાગે એટલે એ જ વાતનો વિચાર કર્યા કરે. વિચારમાં એકલા જ બબડતા, માથું ધુણાવતા, તાળીઓ પાડતા. જમવા બેસે તો યે વિચાર ચાલતા જ હોય, એટલે માતા હમેશાં એમની પાસે બેસીને એ જમે છે કે નહિ એ જોતી; નહિ તો કાકા એમ ને એમ જ ઊઠી જતા! જાણે કોઈ મોટા કાર્યની કાળજીમાં મન વ્યગ્ર થયું છે બીજી વાત માટે સમય જ નથી, એવી હમેશાં રીતરસમ રાખી જાણે દોડતા હોય એવી ઝડપથી જે જતા હોય ને 'સાર્વજનિક કાકા' જ એમ લોકો કહેતા અને ઘણે ભાગે એમાં ખોટ ગણી નહિ!

સાર્વજનિક કાકાના ચરિત્રમાં આપણે જોયું તેમ રોમાંચક પ્રસંગો નથી. દુનિયાના મહાપુરુષોમાં એમની ગણના કદાચ નહિ થઈ શકે. તોપણ આધુનિક નેતાઓમાંના પ્રથમ અને સ્વદેશીના આદ્ય મંત્રદ્રષ્ટા તરીકે તો મહારાષ્ટ્ર એમને સર્વદા ઓળખશે અને એમનું ઋણી રહેશે. અને જ્યારે આંતરપ્રાંતીય સંપર્ક કે ઓળખાણ વધશે ત્યારે હિંદુસ્તાન આખું પણ સ્વદેશી મંત્રના આ દ્રષ્ટાને પોતાની અંજલિ અર્પશે.

વસન્ત જોષી

વકીલ–(સાક્ષીને) જો; હું પૂછું તેનો તારે બરોબર સાચો જવાબ આપવાનો છે. એક અંશ પણ જૂઠું બોલવાનું નથી.

સાક્ષી–જી સાહેબ.

વકીલ–વારુ; તું ગાડી હાંકવાનો ધંધો કરે છે ને?

સાક્ષી–ના જી.

વકીલ–કેમ? મેં જ તને ગાડી હાંકતો જોયો છે ને!

સાક્ષી–ના જી, હું તો ઘોડો જ હાંકું છું, ગાડીને તો ઘોડો ખેંચે છે.

# લોખંડી બરૂ

પૃથ્વી પર અકસ્માત એક અપાર્થિવ સર્વભક્ષી શક્તિ આવી પડી. અને એણે સર્વનાશનો એવો તો ભીષણ ઉત્પાત મચાવ્યો કે ન કોઈ તેને રોકી શકતું; ન કોઈ તેનો નાશ કરી શકતું. . . . . . .

## અદ્ભુત રસની એક વૈજ્ઞાનિક કલ્પનાકથા

પચ્ચીસ વરસ પછીની આ વાત છે. ઈ. ૧૯૬૮ની સાલમાં પશ્ચિમ ગોળાર્ધના આકાશમાં દેખાએલા એ અગ્નિગોળે આખી દુનિયામાં સનસનાટી ફેલાવી દીધી હતી. પહેલવહેલો એ આરીઝોનાના વેરાન પર દેખાએલો, અને ત્યાંથી પૂર ઝડપે આગળ ધસતો જઈ એ પાસિફિક મહાસાગરમાં ક્યાંક અદૃશ્ય થઈ ગયો. દસબાર દિવસ સુધી એનો કશો જ પત્તો ન લાગતાં વિજ્ઞાનીઓએ માની લીધું કે તે સાગરને તળિયે જઈ બેઠો હશે. છાપાંઓમાં એ પ્રસંગ પર અવનવીન ઊહાપોહ થવા માંડ્યો, ને જૂના ઇતિહાસો તપાસી ખગોળશાસ્ત્રીઓએ પણ જાહેર કર્યું કે આવો જ પ્રસંગ ઇ.પૂ.૪૬૭માં ગ્રેસમાં બનેલો પ્લુટાર્કે નોંધ્યો છે.

એ વખતે દુનિયાના બંને ગોળાર્ધો વચ્ચે જબરું યુદ્ધ ચાલતું હતું. એને અંગે ક્લિફ્ટન હૅરિક નામનો એક વિજ્ઞાની દરિયાકાંઠે બહુ જ નીચે ઊડી રહ્યો હતો, ત્યાં કિનારા પરના એક સ્થળે જમીનમાં એણે કોઈ દાહક પદાર્થથી બળી ગયો હોય એવો એક જંગી ખાડો (ભૂગિ- ર્તા) જોયો. એની તપાસ માટે એ કુતૂહલથી આગળ વધવા ગયો, પણ એમાંથી નીકળતી બાફે એને લાચાર બનાવ્યો. આ બીનાની એણે તરત લશ્કરી મથકે જાણ કરી જોઈ, પણ લશ્કરી અફસરોએ એના પર ખાસ ધ્યાન આપ્યું નહિ. અને પ્રજાનું યુદ્ધમાનસ પણ ત્યારે એટલું બધું ઉત્તેજિત બની ગયું હતું કે યુદ્ધ સિવાયના ખબરો પર એમની નજર પણ ન ઠરતી.

પરંતુ આ ઉપેક્ષા આગળ જતાં એમને યુદ્ધના કરતાં યે મોટા ખતરામાં ઉતારવાની હતી એનો એમને ખ્યાલ પણ ક્યાંથી આવે?

પણ વિજ્ઞાનીઓ કાંઈ આવા પ્રસંગની ઉપેક્ષા કરે એમ ન હતા. એ ભૂગિર્તામાં પડેલો પેલો અગ્નિગોલ અથવા ઉલ્કા (ખરનો તારો) સહેજ ઠરતાં જ એ લોકોએ તો પોતાનું સંશોધનકાર્ય શરૂ કર્યું. ડાઇનેમાઇટ વડે એને તોડીફોડીને એનું પૃથક્કરણ પણ એમણે કરી જોયું. પરંતુ એમાં, બીજા સામાન્ય ઉલ્કાઓની જેમ, નિકલ અને લોઢાની મિશ્ર ધાતુઓ જ માલૂમ પડી. પણ જ્યાં ચાળીસેક ફૂટ ઊંડું ખોદ્યું ત્યાં એક વિચિત્ર પદાર્થ એમને હાથ લાગ્યો. એ ચકમકના જેવો કાચમણિ (quartz) હતો. એની રાસાયનિક રચના પણ કાચમણિ જેવી હતી, છતાં પૃથ્વી પરના કાચમણિ કરતાં દેખાવે તે જુદો હતો.

પરંતુ આટલી તપાસ છતાં એક બારીક વિગત તરફ ધ્યાન આપવું આ વિજ્ઞાનીઓ યે ભૂલી ગયા. અને તે, એ કાચમણિના ગર્ભમાં ટાંકણીના માથા જેવડાં દેખાતાં કાળાં ટપકાં!

દિવસો જવા લાગ્યા. જગતે નહિ અનુભવેલું એવું પ્રચંડ યુદ્ધ પૂર ઝડપે આગળ વધી રહ્યું હતું. પાસિફિક પારનું આક્રમણ સફળ થતાં હિંદ અને ચીનમાં લાખોના જાનમાલની ખુવારી થતી જતી હતી અને કાંઠા પરની સમૃદ્ધિ બરબાદ થતી જતી હતી; જ્યારે બીજી બાજુ વિષારી વાયુઓ (ઝેરી ગૅસ) વડે ઑસ્ટ્રેલિયા અને પશ્ચિમ યુરોપનો ઉચ્ચશ્વાસ વધુ ગૂંગળાતો જતો હતો. અરધી ઓરી અને અને અરધી પીળી પ્રજા એક બાજુ અને અરધી વિરુદ્ધ બાજુ રહી, હત્યાનો ભેદ્યા જંગ ખેલી રહી હતી. પણ એમને ખબર નહોતી કે એમના દુશ્મનો કરતાં વિનાશક સર્વભક્ષ કરતાં યે વધુ ખતરનાક એવા પેલા અગ્નિગોળના ગર્ભમાંના શ્યામ કણો પોતાની કામગીરી કરી રહ્યા હતા.

એકાદ મહિનો પણ નહિ ગયો હોય ત્યાં તો એ કણોની કામગીરીનો પહેલો ચમત્કાર જગતને ચાખવા મળ્યો. ઘણા દિવસ થઈ ગયા હોવાથી વળી પાછા કુતૂહલને વશ થઈ કેટલાક વિજ્ઞાનીઓ પેલા અગ્નિગોળની મુલાકાતે ગયા. પણ આ શું?! એ ચુનંદા વિજ્ઞાનીઓ પણ આંખો ચોળવા મંડી ગયા! આજુબાજુનો દરિયો, એનો રેતાળ કિનારો, અને ખુદ અગ્નિગોલ અદૃશ્ય થઈ ગયાં હતાં અને તેને ઠેકાણે બરૂ જેવા કાંટાદાર છોડોની ગીચ ઝાડી, ત્યા, આફ્રિકાના કોઈ વિસ્તીર્ણ જંગલની જેમ જામી ગઈ હતી. વીસવીસ ફૂટ ઊંચા એના સાંઠા દરિયાની અંદર પણ પાએક માઈલ સુધી પથરાઈ ગયા હતા!

નવાઈની વાત એ હતી કે એ સાંઠાઓને એકે પાંદડું ન હતું. પણ એમાંથી કોઈ હિંસક પ્રાણીના આગલા પંજા જેવી સાંઠીઓ ફૂટતી હતી અને એ સાંઠીઓને છેડે માણસના માથાના કદનું કંઈક દેખાતું હતું. ગોળ આકારની ને જાંબુડા રંગની એ વસ્તુ, તેના પર આવેલા રેસાઓ વડે, આબેહૂબ ધડ વગરના માથાને મળતી આવતી. વિજ્ઞાનીઓએ એને જ એ વનસ્પતિનું વૃદ્ધિકેન્દ્ર (બીજ) માન્યું. જોકે આજે ઘણા માને છે કે એ મોટે ભાગે વનસ્પતિ અને પ્રાણીજીવન વચ્ચેનું કોઈ મધ્યમ સર્જન હોવું જોઈએ.

વિજ્ઞાનીઓ વિશેષ તપાસ માટે આગળ વધવા લાગ્યા. એ ઝાડથી સોએક વાર દૂર રહ્યા હશે ત્યાં આકાશદ્રવ (ઈથર-ether) જેવી ખટમધુરી વાસ એમને આવવા લાગી. ખાસ કંઈ ભય જેવું ન જણાતાં તેઓ એથી યે આગળ વધતા લગભગ વીસેક વાર સુધી પહોંચી ગયા.

પરંતુ અચાનક આ શું? એ છોડવામાંથી પોપટી રંગનો ઝિણો ગૅસ આપમેળે છૂટવા માંડ્યો. એની તીવ્રતા વધતી ગઈ અને વિજ્ઞાનીઓ એની સામે કશાં પ્રતિકારક પગલાં લેવાનો વિચાર પણ કરે તે પહેલાં તો તેમાંનો સૌથી આગળનો એક વિજ્ઞાની ઊંડા નિસાસા સાથે જમીન પર ઢળી પડ્યા!

બાકીના બધા બાઘા બની આ કૌતક જોઈ રહ્યા. થોડી વારમાં જ બીજા બે પણ નિશાનબંધ ગોળી વાગી હોય એ રીતે અગગાળા જમીન પર ઢળી પડ્યા! બાકીના પાંચ જણનું પણ મગજ ફરવા માંડ્યું હતું, પણ હજુ બેહોશ નહોતા થયા, એટલે પોતાના જોડીદારોને ઉપાડી શીઘ્ર પલાયન કરવાનો પ્રયત્ન એમણે કર્યો. ત્યાં તો ગૅસનું એક નવું મોજું તેમના પર ફરી વળ્યું.

આ નવું મોજું પસાર થઈ ગયું ત્યારે સાત જણ તો બિલકુલ નિશ્ચેષ્ટ થઈ જમીન પર પડ્યા હતા, પણ આઠમો જણ હતુ, પગ નીચે કચરાઈ ગએલા કોઈ વંદાની જેમ, તરફડિયાં મારી રહ્યો હતો. એ તરફડિયાં ધીમેધીમે વધુ શક્તિમાન થતાં ગયાં. આખરે એનામાં પૂરા હોશ આવ્યા, અને એ આવતાંની સાથે જ આવેગ, અજંપે અને ભયની લાગણી સાથે એણે પોતાના વિમાન તરફ દોટ મૂકી. અને એણે જ મરતાંમરતાં બચી યુદ્ધકચેરીને આ બીના કહી.

પરંતુ એના દીદાર અને સ્થિતિના જોઈ કચેરીને એનામાં દિવાના-

કર્યું હોય વેરાનમાંથી આગળ વધતાં એણે ખેતરો, વાડીઓ અને કસ્બાઓને જ નહિ પણ ગામડાંને પણ હવે ગટપ કરવા માંડ્યાં હતાં. આગળ ...., આગળ ...., આગળ.... ખામોશીપૂર્વક એ માનવ-દ્વેષી દાનવી આક્રમણ વધતું જ રહ્યું હતું.

છ મહિનામાં તો આખી દુનિયા એ આક્રમણથી બેબાકળી બની ગઈ. પવનમાં ઊડતાં એનાં બારીક બી કોઈ મુસાફરોનાં શરીર કે સામાન પર ચોંટી રહ્યાં હોય એથી કે બીજા કોઈ અગમ્ય કારણે એણે યુરોપ, પછી એશિયા અને ત્યાંથી આફ્રિકા અને ઑસ્ટ્રેલિયા પર પણ પોતાનો નિષ્ઠુર પંજો ફેલાવી દીધો. અને થોડા વખત બાદ તો દુનિયાનો સંસ્કૃત કે અસંસ્કૃત કોઈ ભાગ એનાથી વિમુક્ત ન રહ્યો; —બધા હવામાનને બધી જમીનને જાણે ફેંકાવતો હોય એમ.

એક તો યુદ્ધે દુનિયાના ઉત્પાદનમાં તંગી આણેલી, તેમાં આ નવા બોજે ઉમેરો કરવા માંડ્યો. દાણાના ભાવ એટલા તો ચડી ગયા કે ગરીબ માણસો પેટપૂરતું ભોજન મેળવવા પણ લાચાર બની ગયા. ધનિકોનાં મોળગરોળ પેટ હજી સહેલાઈથી ઠાંસી શકાતાં હતાં, એટલે એમના વર્ગમાં ઓછો સળવળાટ દેખાતો હતો, પણ ગરીબોનો તો જીવ જવા બેઠો હતો. શેરીએ શેરીએ એ પોકારતા, 'યુદ્ધ બંધ કરો, યુદ્ધ બંધ કરો'. પરંતુ યુદ્ધગ્રસ્ત રાજ્યો પાસે જોઈતો પુરવઠો રહે ત્યાં સુધી તેઓ એ બૂમરાણ સાંભળવા તૈયાર ન હતાં. પરિણામે ચીન, હિંદ, રશિયા, ઇંગ્લંડ, અમેરિકા વગેરેમાં લાખોની સંખ્યામાં ગરીબ વસતિ વગર યુદ્ધે મરી જવા લાગી.

આ કરુણાજનક બીના અને એનાં પરિણામોનો વધુ ઊહાપોહ કરવા કરતાં એટલું જ કહેવું ઠીક થશે કે આખરે માનવજાત હારીને પાછી વળી, અને પોતાનું સઘળું ધ્યાન પૃથ્વી પર ઊતરેલા આ અપાર્થિવ આક્રમણકાર ઉપર કેન્દ્રિત કર્યું. બધા રાગદ્વેષ ભૂલી દેશોદેશના મહાજનો એકઠા થયા અને આંતરરાષ્ટ્રીય સહકાર તથા નાણાં વડે એક મંડળ ઊભું કરવામાં આવ્યું.

દેશોદેશના વિજ્ઞાનીઓની ફોજ હવે એ આક્રમણના પ્રતિકાર અર્થે મથવા લાગી. પરંતુ બરૂનો મોરચો તો અપ્રતિહત આગેકદમ કરતો જ રહ્યો હતો. એ આગેકદમમાં કોણ જાણે કેટલીયે જિંદગીઓનો એ નાશ કરી નાખતો, ને નાશમાંથી બચનારને ગાંડા બનાવી નાખતો. એની ખુવારીના આંકડાની દરકાર એ વખતે કોઈ રાખી શકે એમ ન હતું, છતાં અનુમાને માનવજાતના ચતુર્થાંશ ભાગનો તો એણે નાશ કરી જ નાખેલો.

આ સર્વનાશ ચાલુ હતો; આંતરરાષ્ટ્રીય મંડળ પોતાની નિરાશામાં ઉમેરો કરવા તે પર વધુ ને વધુ સંશોધન ચલાવતું હતું; એ વખતે, હિંદના પૂર્વ છેડે, હુગલી નદીને કાંઠે આવેલી એક પ્રયોગશાળામાં હેમંતકુમાર ઘોષ નામનો એક તરુણ હિંદી પણ સૌ ખૂણે ગાર્યો એ બરૂના પ્રતિકાર-પ્રયોગોમાં મંડ્યો હતો. એ પોતે મૂળ તો વિખ્યાત ડૉક્ટર હતો અને ખાનગી વખતમાં એ, અસાધ્ય ગણાતા કૅન્સર (નાસૂર)ના રોગનો ઈલાજ શોધવા 'કૅન્સર કલ્ચર'ની પોતાની શોધ પર પ્રયોગો કરી રહ્યો હતો. નાસૂરના જંતુઓને નળીમાં કૃત્રિમ રીતે પોષણ આપી એ તેમનું સૂક્ષ્માન્વેષણ કરી રહ્યો હતો. તેમાં આ ખાઉધરી બરૂની વાત સાંભળતાં તેનો યે કોઈ ઉપાય મળી આવે તો તે શોધવા એ અખતરા કરવા લાગ્યો.

પરંતુ એને અખતરા કરવા ભારે પડ્યા. કંપાઉંડને છેડે નાના કૂંડામાં વાવેલા બે બરૂના ત્યાં પણ એવું પ્રચંડ આક્રમણ કરવા લાગ્યા કે થોડા દિવસમાં તો એ પોતાનું આખું મકાન હતું ન હતું કરી નાખશે એવો ભય હેમંતને લાગ્યો.

અને એ ભય સાચો પડ્યો. એ બરૂનું કોઈ વિનાશક તત્ત્વ પોતે શોધે તે પહેલાં તો પોતાની પ્રયોગશાળા જ એને છોડવી પડી. પરંતુ એ પ્રયોગશાળા જ એ એવડા દુશ્મન સામે એને ખરેખરી વફાદાર નીવડી. બરૂની સર્વભક્ષી શક્તિઓનો વિચાર કરતાંકરતાં એ પોતાની પ્રયોગશાળા છોડી ગયો એ વેળા, એણે 'કૅન્સર કલ્ચર'ની નળીઓ ને નળીઓ પ્રયોગશાળામાં ભરી રાખેલી તેનું એને ઓસાણ જ રહ્યું નહિ. આગળ વધતાં બરૂનાં ફળાંએ પોતાની પ્રચંડ અપાર્થિવ શક્તિ વડે ત્યાંની વસ્તુઓનો કચ્ચરઘાણ વાળવા માંડ્યો. તેમાં પેલી 'કૅન્સર કલ્ચર'ની કાચની નળીઓ પણ હતી. જાણે કાગળની બનેલી હોય તેમ એ બધી કચડાઈ પડી.

પરંતુ એ છેલ્લા આક્રમણ પછી, કોઈને ભાગ્યે જ કલ્પના પણ આવે એવો બનાવ બન્યો. પોલાદ કે ડાઇનેમાઇટ પણ જેને નહિ ઉચ્છેદી શકેલા એવા એ બરૂઓ ચીમળાવા લાગ્યા અને એમના પર લીલો કાળો જબરો સોજો આવવા લાગ્યો. માનવીનાં માથાં જેવાં એનાં અંગો મૂરઝાતાં મૂરઝાતાં ફિક્કાં પીળાં પડવા લાગ્યાં. તેમાંથી કોઈ ખૂબ ધીમા અવાજે આવવા લાગ્યા ને એનાં ફળાં થરથરવા લાગ્યાં. કોઈ જીવંત પ્રાણીના મોત જેવું જ દૃશ્ય તે રજૂ કરતાં હતાં!

અને એ નિઃશંક એમનું મોત જ હતું. ચોવીસ કલાકમાં તો એનું સઘળું ચેતન નાબૂદ થઈ ગયું, અને એ ક્રૂર જલ્લાદ ચીમળાઈ કરમાઈને તદ્દન બેહાલ બની જમીન પર ઢગલો થઈ પડ્યાં.

હેમંત સાનંદાશ્ચર્યથી આ બધું જોઈ રહ્યો હતો. પહેલી નજરે તો એને કશો ફેરફાર શક્ય ન લાગ્યો, પણ પછી ધીમેધીમે સંભારતાં તેને ચાવી હાથ આવી ગઈ: 'કૅન્સર કલ્ચર!'

આ અજેયનો વિજય એને જ આભારી હતો.

તરત અને, પશ્ચિમના બધા બડેખાં વિજ્ઞાનીઓ સામે પોતાની આ શોધની જાહેરાત કરી જલદીજલદી કીર્તિ કમાઈ જવાની ઉત્કંઠા થઈ આવી. પરંતુ એની વૈજ્ઞાનિક તર્કસરણીએ એ ઉતાવળને દાબી કાઢી. હજુ વધુ ચોક્કસ અખતરા થવા જોઈએ. એક નહિ પણ પચાસ વખત એ બરૂઓના માર્ગમાં કૅન્સર કલ્ચરનો અવરોધ ઊભો કરવો જોઈએ.

એણે સંપૂર્ણ ચોકસાઈથી અખતરા કરી જોયા, પણ એકેમાં એ નિષ્ફળ ન નીવડ્યો. એટલે એણે સાબિત પાયા પર જગતના વિજ્ઞાનીઓ સમક્ષ આ વાત જાહેર કરી. જગત આખું દંગ થઈ ગયું. પ્રયોગશાળાઓ આ નવા પ્રયોગ વડે ધમધમી ઊઠી અને આશા ખુશકારાનું મોજું આખી દુનિયા પર ફરી વળ્યું.

વિજ્ઞાનીઓએ ખુલાસો કર્યો કે એ બરૂની બહારની સપાટી પર શ્વાસકોષો આવેલા હશે ને શ્વાસકોષોમાંથી અંદર પ્રવેશેલા નાસૂરના જંતુઓનો પ્રતિકાર કરવા તે અશક્ત નીવડતાં એનો નાશ થયો હતો.

આ ખુલાસો સંપૂર્ણ હોય કે અપૂર્ણ, પણ એથી હેમંતની શોધનું મહત્ત્વ લેશ પણ ઓછું થતું ન હતું. માનવજાતના આ નવા અજેય શત્રુને એવા જ એક બીજા અજેય શત્રુએ—કૅન્સરે—પરાજિત કર્યો હતો. એ વાતની ખાતરી થતાં જ વિમાનો મારફત શોધમાં બરીબરીને 'કૅન્સર કલ્ચર' એ ખાઉધરી બરૂનાં વિશાળ જંગલો ઉપર ફેંકવામાં આવ્યું અને જોતજોતામાં એનો કચ્ચરઘાણ નીકળી ગયો.

અને એ તરુણ હિંદી વૈજ્ઞાનિક હેમંતકુમાર ઘોષ પર આખી દુનિયાની દુવાઓ વરસી રહી.

અશોક હર્ષ

મા (જમતી વખતે નીટાઇને): નટુ, તને બધી રીતે હાથથી ખાવાની બહુ કુટેવ છે. એમાં શરમ નથી?

નટુ: છે; પણ હાથ તેના કરતાં વધારે સાફ છે.

# પરીનો પરિચય

[રવીન્દ્રનાથ ઠાકુર]



રાજપુત્રની ઉમર વીસ વર્ષ ઉપર થવા આવી છે. દેશવિદેશથી સગપણ માટે માગાં આવે છે.

ગોર મહારાજ કહે છે, 'વાહ્લિક રાજાની કુંવરી રૂપવતી છે; જાણે સફેદ ગુલાબની પુષ્પવૃષ્ટિ.'

રાજકુમાર મોઢું ફેરવી બેસી રહે છે; જવાબ દેતો નથી.

દૂત આવીને કહે છે, 'ગાંધારરાજની કુંવરીના તો અંગેઅંગમાંથી લાવણ્ય નીતરે છે; જાણે દ્રાક્ષની વેલમાં અંગૂરનું ઝુમખું.'

રાજકુમાર શિકારનું બહાનું કાઢી વનમાં ચાલ્યો જાય છે. દિવસ જાય છે, સપ્તાહ જાય છે; તો ય પાછો ફરતો નથી.

દૂત આવીને કહે છે, 'કાંબોજની રાજકુંવરીને જોઈ આવ્યો. સવારના પહોરની દિગંતરેખા જેવી તો વાંકી આંખોની પાંપણો છે; શિશિરથી સ્નિગ્ધ અને પ્રકાશથી ઉજ્જ્વલ.'

રાજકુમાર ભર્તૃહરિનું કાવ્ય વાચવા લાગે છે; ગ્રંથમાંથી મોં જ ઊંચું કરતો નથી.

રાજાએ કહ્યુ, 'આનું કારણ? મંત્રીના પુત્રને બોલાવો જોઇએ.'

મંત્રીનો પુત્ર આવ્યો. રાજાએ કહ્યું, 'તુ તો મારા પુત્રનો મિત્ર છે સાચું કહે, આનુ વિવાહમા મન કેમ નથી?'

મંત્રીના પુત્રે કહ્યું, 'મહારાજ, જ્યારથી તમારા પુત્રે પરીના દેશની વાતો સાભળી છે ત્યારથી તેની ઈચ્છા પરી જોડે વિવાહ કરવાની છે.'

૨

રાજાનો હુકમ છૂટ્યો કે પરીનો દેશ ક્યા છે તેની ખબર મેળવો.

મોટામોટા પંડિતોને બોલાવવામાં આવ્યા. જ્યાંજ્યાં જેટલા ગ્રંથો હતા તે બધા યે તેમણે ખોલીને જોયા. માથાં હલાવીને કહ્યું, 'ગ્રંથના કોઇ પાનામાં પરીનો દેશ ક્યા છે તેનો ઈશારો યે નથી.'

ત્યારે રાજસભામાં સોદાગરના નામની બૂમ પડી. તેઓએ કહ્યું, 'સમુદ્રપાર જઇને કેટલા ય બેટા ફરી આવ્યા છીએ,—એલચીદ્વીપ, મરીચદ્વીપ, ને લવંગલતાના દેશમાં. અમે મલયદ્વીપમાં ચંદન લેવા પણ જઈ આવ્યા છીએ; પણ ક્યાં યે પરીસ્થાનની કશી ભાળ મળી નથી.'

રાજાએ કહ્યું, 'બોલાવો મંત્રીના પુત્રને.'

મંત્રીનો પુત્ર આવ્યો. રાજાએ તેને પૂછ્યું, 'પરીના દેશની વાત રાજકુમારે કોની પાસેથી સાભળી છે?'

મંત્રીના પુત્રે કહ્યુ, 'પેલો નવીન પાગલ છે ને? વાંસળી હાથમાં લઇને વનવનમાં ભમ્યા કરે છે? શિકાર કરવા જતી વખતે રાજકુમાર તેની પાસેથી પરીના દેશની વાતો સાભળે છે.'

રાજાએ કહ્યુ, 'ઠીક, ત્યારે બોલાવો તેને.'

નવીન પાગલ એક મૂઠી વનનાં ફૂલ ભેટ ધરીને રાજાની સામે ઊભો. રાજાએ તેને પૂછ્યું, 'પરીસ્થાનની ખબર તને ક્યાંથી મળી?'

પાગલ બોલ્યો, 'ત્યા તો મારી રોજની અવરજવર છે'

રાજાએ પૂછ્યું, 'ક્યાં છે તે જગ્યા?'

પાગલે કહ્યું, 'તમારા રાજ્યને સીમાડે ચિત્રગિરિ પહાડની તળેટીમાં કામ્યક સરોવરને કાંઠે.'

રાજાએ પૂછ્યું, 'ત્યાં પરી દેખાય છે?'

પાગલ કહે, 'દેખાય છે, પણ ઓળખાતી નથી તે છૂપે વેશે રહે છે. ક્યારેક ક્યારેક જ્યારે ચાલી જાય છે ત્યારે પરિચય આપતી જાય છે. પણ પછી પકડવાનો કોઇ રસ્તો રહેતો નથી.'

રાજાએ પૂછ્યું, 'તું તેને ઓળખે છે શી રીતે?'

પાગલે કહ્યુ, 'ક્યારેક સૂર સાંભળીને, તો ક્યારેક કંઇક પ્રકાશ જોઇને.'

રાજાએ ચીડાઇને કહ્યુ, 'આ તો બિલકુલ ગાંડો છે, કાઢી મૂકો એને.'

૩

પણ એ ગાંડાની વાત રાજકુમારના મનમાં વસી ગઈ.

ફાગણ માસમાં ત્યારે ડાળીએડાળીએ શાલ-પુષ્પોની ઠેકઠેકાણે હતી, અને શિરીષફૂલોથી તો વનના છેડાઓ ફોરી ઊઠ્યા હતા. રાજકુમાર એકલો વનમા ચાલ્યો ગયો.

બધાએ પૂછ્યું, 'ક્યાં જાઓ છો?'

તેણે કૈં જવાબ આપ્યો નહિ.

ગુફાની ભીતરથી એક ઝરણું વહેતું આવે છે; એ મળી જાય છે કામ્યક સરોવરમાં જઇને. ગામના લોકો તેને કહે છે 'ઉદાસ ઝરો.'

એ ઝરણાને કાંઠે એક ભાંગેલા મંદિરમાં રાજકુમારે વાસો કર્યો

એક માસ વહી ગયો. વૃક્ષે વૃક્ષે જે કાચાં પાન આવ્યાં હતાં તેનો રંગ ઘેરો થવા આવ્યો છે, અને ખરેલાં ફૂલોથી વનના રસ્તાઓ છવાઈ જાય છે. આવે સમયે એક દિવસ પરોઢમાં રાજકુમારને સ્વપ્નમાં એક વાંસળીનો સૂર કાને પડ્યો. જાગી ઊઠીને રાજકુમારે કહ્યું, 'આજે જોવા મળશે.'

૪

તુરત જ ઘોડા પર ચડીને ઝરણાને તીરેતીરે ચાલ્યો; ને પહોંચ્યો કામ્યક સરોવરને કાંઠે. જુએ છે તો ત્યાં પદ્મવનની પાસે એક પહાડી છોકરી બેઠી છે. ઘડો તેનો જળથી ભરેલો છે.

પણ ધાર ઉપરથી તે ઊઠતી નથી. એ કાળી છોકરીએ કાન પર કાળા વાળમાં શિરીષનું એક ફૂલ ખોસ્યું છે;—ગોધુલિ વખતનો જાણે પહેલો જ તારો!

રાજકુમારે ઘોડા પરથી ઊતરીને તેને કહ્યું- 'તારું એ કાન પરનું શિરીષ ફૂલ મને દઈશ?'

જે હરિણી ભય નથી જાણતી તે જ જાણે આ હરિણી ન હોય! ડોક વાંકી કરીને એક વાર તેણે રાજકુમારના મોઢા સામું તાકીને જોયું. ત્યારે તેની કાળી આંખો ઉપર કશાકની છાયા વધુ ગાઢ બનીને ઊતરી આવી;—ઊંઘ ઉપર જાણે સ્વપ્ન, ક્ષિતિજ ઉપર જાણે પ્રથમ શ્રાવણનો સંચાર!

છોકરી કાનમાંથી ફૂલ કાઢીને રાજકુમારના હાથમાં દઈને બોલી, 'આ લે.'

રાજકુમારે તેને પૂછ્યું, 'તું કયી પરી છો? મને સાચું કહે.'

સાંભળતાં જ એકદમ મુખ ઉપર વિસ્મયે દેખા દીધી; ત્યાર પછી તરત જ આશ્વિનના મેઘની ઓચિંતી વૃષ્ટિની જેમ તેનું હાસ્ય ઉપરાછાપરી ઊભરાવા લાગ્યું; કેમે કર્યું રોકાય જ નહિ.

રાજપુત્રે મનમાં વિચાર કર્યો, 'સ્વપ્ન ફળ્યું લાગે છે;—આ હાસ્યનો સૂર પેલી વાંસળીના સૂરની સાથે મળતો આવે છે.'

રાજપુત્રે ઘોડા ઉપર ચડીને બેય હાથ પસારીને કહ્યું, 'આવ.'

તે તેના હાથ ઝાલીને ઘોડા ઉપર ચડીને બેઠી. જરા યે વિચાર ન કર્યો. તેનો જળ-ઘડો ઘાટ ઉપર પડી રહ્યો.

શિરીષની ડાળમાંથી કોકિલ ટહુકો ઊઠ્યો: કુહૂ . . . કુહૂ . . ; કુહૂ . . . કુહૂ . . . . .

રાજકુમારે છોકરીના કાનમાં પૂછ્યું, 'તારું નામ શું?'

તે બોલી, 'મારું નામ કાજળી.'

ઉદાસ ઝરાને કાંઠે બેય જણા પેલા ભાંગેલા મંદિરમાં ગયાં. રાજકુમારે કહ્યું, 'હવે તારો છૂપો વેશ ફેંકી દે.'

તેણે કહ્યું, 'અમે તો વનનાં વાસી, અમે તો છૂપો વેશ જાણતાં નથી.'

રાજપુત્રે વિચાર્યું, 'આના હાસ્યનો સૂર આ ઝરણાના સૂરને મળતો છે, આ મારી આ ઝરણાની પરી.'

૫

રાજાને કાને વાત ગઈ: 'રાજકુમારનો પરી જોડે વિવાહ થયો છે.' રાજમહેલમાંથી ઘોડા આવ્યા, હાથી આવ્યા, પાલખી આવી.

કાજળીએ પૂછ્યું, 'આ બધું શાને?'

રાજપુત્રે કહ્યું, 'તારે રાજમહેલમાં આવવું પડશે.'

ત્યારે તેની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. તેને યાદ આવ્યું કે તેનો ઘડો તો પેલા સરોવરને કાંઠે પડ્યો રહ્યો છે; તેને યાદ આવ્યું કે ઘરના આંગણામાં સુકાવા માટે તે ઘાસનાં બી પાથરી આવી છે; તેને યાદ આવ્યું કે તેનો બાપ ને તેનો ભાઈ શિકાર કરવા ગયા હતા. તેમને પાછા ફરવાનો વખત થયો છે; અને તેને યાદ આવ્યું કે પોતે એક દિવસ પરણીને જશે ત્યારે કરિયાવરમાં દેવા માટે તેની મા ઝાડ નીચે બેસીને શાળ બાંધીને કાપડ વણે છે, અને ગીત ગણગણે છે.

તે બોલી, 'ના, હું નહિ આવું.'

પણ ઢોલનગારાં વાગી ઊઠ્યાં; બંસી અને કાંસાં અને દુંદુભી ગાજી ઊઠ્યાં; એના શબ્દો સંભળાયા નહિ.

પાલખીમાંથી કાજળી જ્યારે રાજમહેલમાં ઊતરી ત્યારે મહારાણીએ કપાળ કૂટીને કહ્યું, 'આ તે કેવી પરી!'

રાજકુમારીઓ બોલી, 'છિઃ છિ.'

મહારાણીની દાસી બોલી, 'પરીનો વેશ પણ કેવો છે!'

રાજકુમાર કહે, 'ચૂપ, તમારે ઘેર પરી છૂપે વેશે આવી છે.'

૬

દિવસો પર દિવસો જાય છે. રાજકુમાર જ્યોત્સ્નારાતે બિછાનામાં જાગી ઊઠીને ધારી ધારીને જુએ છે કે કાજળીનો છૂપો વેશ ક્યાંયે જરા ય ખસી પડ્યો છે કે નહિ. જુએ છે તો એ કાળી છોકરીના કાળા વાળ વિખરાઈને પડ્યા છે; અને તેની દેહલતા જાણે કાળા પથ્થરમાંથી કોતરી કાઢેલી એક સર્વાંગ સુંદર પ્રતિમા ન હોય! રાજકુમાર ચુપચુપ બેસીને વિચારે છે. 'પરી ક્યાં સંતાઈ રહી છે?—પાછલી રાતના અંધકારની પાછળની ઉષાની જેમ.'

રાજકુમારને ઘરના લોકો આગળ શરમ આવી. એક દિવસ તો મનમાં જરાક ગુસ્સો પણ આવ્યો. કાજળી સવારના પહોરમાં બિછાનામાંથી ઊઠતી હતી ત્યારે રાજકુમારે તેના હાથ સખત રીતે પકડીને કહ્યું, 'આજ તને નહિ છોડું. તારું ખરું રૂપ પ્રગટ કર; મારે તે જોવું છે.'

આવી વાત સાંભળીને વનમાં જેમ હસી હતી તેવું હાસ્ય આ વખતે ન નીકળ્યું. જોતજોતાંમાં બે ય આંખો છલકાઈ ગઈ.

રાજકુમારે કહ્યું, 'તું શું મને હમેશાં ઠગ્યા કરીશ?'

તે બોલી, 'ના, હવે નહિ.'

રાજકુમારે કહ્યું, 'તો આ વખતે કાર્તિકી પૂર્ણિમાએ પરીને બધા જુએ એમ કર.'

૭

પૂનમનો ચંદ્ર માથે આવ્યો છે. રાજમહેલની નોબત મધરાતના સૂરે ઝીણઝીણા તાન લઈ રહી છે.

રાજકુમાર વરનો સાજ પહેરીને હાથમાં વરમાળા લઈને મહેલે પધાર્યા, પરી-વધુ જોડે આજ થશે એની શુભ-દૃષ્ટિ.*

શયનઘરમાં બિછાના પર સફેદ ચાદર છે; તે પર ધોળા ડોલરનાં ફૂલોના ઢગ કરેલા છે; અને તેની પર બારીમાંથી ચાંદની પડે છે.

અને કાજળી?

તે તો ક્યાંયે નથી

ત્રીજા પહોરની બંસી વાગી. ચંદ્ર પશ્ચિમમાં નમ્યો છે. એકએક કરતાં કુટુંબીઓથી ખંડ ભરાઈ ગયો.

પરી ક્યાં?

રાજપુત્રે કહ્યું, 'ચાલી જઈને જ પરી પોતાનો પરિચય આપતી જાય છે, પછી તે હાથ આવતી નથી.'

વિનોદ કોઠારી

('લિપિકા'માંના મૂળ બંગાળી પરથી)

* લગ્ન વખતે વર અને કન્યાએ એકબીજાને જોવાની વિધિને બંગાળીમાં શુભ દૃષ્ટિ કહે છે.

ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ એવી બીભત્સિક અને મૌલિક નવલકથાઓ લખનાર સ્વ. દરશ્વન સોમૈયાના મિત્રો તથા આપ્તજનોએ તેમના અપ્રગટ ગ્રંથો 'સ્વ. દરશ્વનદાસ સોમૈયા સ્મારકમાળા' તરીકે પ્રગટ કરવા ઠરાવેલું; તે મુજબ 'ભારતી સાહિત્ય સંઘે' તાજેતરમાં તેમના ત્રણ ગ્રંથો—પુનરાગમન ખંડ ૧ તથા ૨' અને 'કાંટાની વાડ' (હોલ કેઇનના 'Barbed wire'નો અનુવાદ)—પ્રગટ કર્યા છે, અને બાકીના બે ગ્રંથો 'કાળાં કાળજ' અને 'પશ્ચી તથા બીજી વાતો' ટૂંક સમયમાં પ્રગટ થશે. ગ્રંથોનો નફો તેમના કુટુંબને અપાનાર છે.

બાલકન-જી-બારી (અખિલ ભારત બાળક સંઘ) તરફથી બાળકો માટે ગુજરાતી ગેય ગીતોનો એક સંગ્રહ પ્રસિદ્ધ થવાનો છે તે માટે ગુજરાતભરના સર્વે બાલસાહિત્યના કવિઓને પોતાનાં ગીતો, ગીતોના રાગ કે રાગ, પોતાની ટૂંક પિછાન અને પૂરા સરનામા સાથે નીચેને ઠેકાણે મોકલવા વિનંતી છે. ભાનુશંકર પંડ્યા, C/o 'દાદા', ગુલીસ્તાન, ખાર, (મુંબઈ–૨૧)

## અક્ષરજ્ઞાનની સાથોસાથ જીવનબોધ શીખવતી

# ચીનની ચિત્રલિપિ

આ લેખના મૂળ લેખક અમેરિકન પત્રકાર મૅન્યુઅલ કૉમ્રોફ છે. યુવાન વયે શાંગહાઈ (ચીન)ના અમેરિકન વર્તમાનપત્ર 'ચાઈના પ્રેસ'માં એ કામ કરતા ત્યારથી એને ચીની સંસ્કૃતિ ને ફિલસૂફીમાં રસ પડેલો. ન્યૂ યૉર્ક આવીને એણે માર્કોપોલોના તથા તેની પહેલાં ચીન જઈ ચડેલા યુરોપિયન પ્રવાસીઓના અનુભવોના ગ્રંથો લખ્યા. પણ ચીની લિપિ શીખ્યા વિના એ દિશામાં ઝાઝું જેવું કાંઈ ન થઈ શકે એમ લાગવાથી એણે આ લેખમાં વર્ણવેલા લી-યુંગ-ફૂ પાસે એ શીખવા માંડી. ઐતિહાસિક નવલોના એ નામી લેખક છે ને 'કૉરોનેટ'નામની એમની નવલની તો દસલાખ નકલો ખપેલી

મારા જીવનમાં મારી વિચારસરણી પર જો કોઈ વધુમાં વધુ અસર મૂકી ગયું હોય તો તે મારા એક વખતના વિદ્વાન શિક્ષક, એક જુવાન ટિબેટન. મેં એમને રાખ્યા'તા તો ચીની લિપિ શીખવા, પણ એમની પાસેથી હું શીખ્યો આ સંસારની મોટામાં મોટી કળા: જીવન ભોગવવાની કળા.

એમનું એક પ્રિય સૂત્ર હતું: 'આ તો માત્ર ક્ષણિક છે.' કોઈ પણ બનાવ બને કે એ ધીમેથી બોલી ઊઠે: 'This is only temporary—આ તો માત્ર ક્ષણિક છે.' એ વારંવાર કહેતા કે આ જગતમાં કશું સ્થાયી નથી; આ વખત પણ વીતી જશે.

અત્યારના આ ઘોર વિપદના કાળમાં જ્યારે જગત આખામાં સર્વત્ર કાળું ઘોર અંધારું જ દેખાય છે, એ વેળા હું જ્યારે જ્યારે મારા એ શિક્ષક લી-યુંગ-ફૂ અને એમના એ પ્રિય સૂત્રને યાદ કરું છું ત્યારે તે જ ઘડીએ મારા મનમાંથી બધો વિષાદ ને નિરાશા નીતરી જાય છે.

મારા હાથમાં પીંછી દઈને મને ચીની લિપિનો પહેલો જ અક્ષર શીખવતી વેળા એમણે લગભગ આ જ શબ્દો કહેલા. મને ચીની સાહિત્ય અને ચીનના જીવન વિષે કાંઈક સાચી દૃષ્ટિ મળે એ વિચારે મેં તો માત્ર એમની પાસે ચીની લિપિ જ શીખવી શરૂ કરેલી; પણ લી-યુંગ-ફૂએ તો, મને જેની સ્વપ્ને પણ કલ્પના નહોતી એવો જીવન-બોધનો રાજમાર્ગ મારી આગળ ખુલ્લો કરી દીધો.

મારે માટે ચીની બાળપોથી પોતે લાવ્યા હતા તે બતાવી હસીને મને કહે, 'જાણે તમે પાંચ વર્ષના કીકા હો એમ એકડે એકથી તમારે શરૂઆત કરવાની છે.'

ને અમે શરૂઆત કરી.—

પહેલો પ્રથમ ચિત્રાક્ષર અમે લીધો 'માણસ.' ઝપાટાબંધ પીંછીના બે ઘસરકા મારી એમણે 'માણસ' અક્ષર આલેખ્યો. સાથે-સાથે એમણે મને શીખવ્યું કે 'માણસ' ચીતરાય છે તો બે લીટાનો; પણ લખવા લખવામાં ફેર છે. જમીન પર બે પગ દૃઢતાથી ખોસીને ઊભેલો કોઈ બહાદુર મરદ ઊભો હોય એવો 'માણસ' આપણે ...નો જોઈએ. માણસની લાક્ષણિકતા એમાં પ્રકટ થવી જોઈએ.

પછી અમે આગળ વધ્યા.

'ઓ—હો! હવે આ બીજો અક્ષર લઈએ. એ શું હશે તે કાંઈ કળાય છે? "છોકરી" અને "છોકરો," એમ બે અક્ષરોને સાંકળીને એ રચેલો છે. એ શું હશે? કહો જોઈએ.'

'તો તો નક્કી એનો અર્થ "બાળક" થતો હશે.' મેં કહ્યું.

'લગભગ સાચું.' કહી એ હસ્યા. 'એનો અર્થ થાય છે "સારું"—"શુભ". ચીના લોકો માને છે કે પોતાને જો એક છોકરો ને એક છોકરી હોય તો તે સારું—શુભ—મંગલ ચિહ્ન ગણાય.'

જેમ જેમ હું શીખતો ગયો તેમ તેમ ચીની લિપિનો પ્રત્યેક નવો અક્ષર મને એ લોકોના જીવનદર્શનનો કાંઈ ને કાંઈ બોધ કરતો જ ગયો. એમાં એકીસાથે બે કળા રહેલી હતી: માણસનો વિચાર દર્શાવનાર લેખનની, અને સાથેસાથે જીવન ભોગવવાની કળા.

કેટલાક શબ્દો તો તદ્દન સહેલાઈથી સમજાય તેવા હતા. જેમ કે 'માણસ'ના સૂચક અક્ષરની આજુબાજુ ચોકઠું ચીતરે (એટલે કે તેને ચોકઠામાં પૂરી દે) એટલે તેનો અર્થ 'કેદી' એમ થાય. પણ કેટલાક શબ્દોનો મર્મ તો આજન્મ્યો કોઈ કળી જ ન શકે. દાખલા તરીકે 'ઘર'. 'ડુક્કર' નો અક્ષર ચીતરીને ઉપર 'છાપરું' આલેખો એટલે 'ઘર' થાય!

'અમે ચીની લોકો એનો અર્થ આમ ઘટાવીએ છીએ:' કહી લી-યુંગ-ફૂ મને સમજાવવા લાગ્યા. 'જો તમારે ત્યાં ડુક્કર હશે તો તમારે નક્કી એને તમારી છાપરી નીચે રક્ષણ આપવું પડવાનું, અને તમારા રસોડામાંથી ને વાડીમાંથી ખોરાક પણ નીરવો પડવાનો. (ચીનમાં ડુક્કર એ ઘરઘરનું પાળેલું પ્રાણી છે અને કોઈપણ જનાવર કરતાં એ પ્રાણીની વસતિ આખા ચીનમાં વધુમાં વધુ છે.) એટલે જો તમારે રસોડું, વાડી અને રક્ષણ માટે છાપરું હોય તો, તમારી પાસે ઘરની આવશ્યક વસ્તુઓ આવી ગઈ. (જુઓ આ પાનાપર આપેલા ચિત્રાક્ષરો.)

હવે બીજો દાખલો. 'સ્ત્રી'ના સૂચક અક્ષર પર 'છાપરું' મૂકીએ છીએ એટલે તે અક્ષરનો અર્થ થાય છે 'શાન્તિ!' આજ ૨૦૦૦ વર્ષથી ચીની પ્રજા 'શાન્તિ' માટેનું એ સાદું પરગજુ પ્રતીક વાપરતી આવી છે.

અને પછી તરત એમણે એથી યે વધુ અઘરા ચિત્રાક્ષરો મને શીખવવા માંડ્યા. 'છોકરી'ની સંજ્ઞાને પડખે 'વર' માટેની આકૃતિ ચીતરે એટલે 'પરીણિતા'—પરણેલી—સૌભાગ્યવતી સ્ત્રી એવો શબ્દ બને. 'છોકરી' અને 'જુવાની' એ બે શબ્દોને સાથોસાથ મૂકતાં તેનો અર્થ થાય 'સર્વોચ્ચ સુંદર'. 'ભાત' (ચોખા) ને 'મોઢું' એ બે ચિત્રાક્ષરોનું સંયોજન કરીએ એટલે થાય: 'એકતા'—'એકરાગ'; કેમ કે જીવન-સંગ્રામથી ભરેલા એમના દેશમાં 'એકરાગ'—'સુમેળ' તો જ આવી શકે જો મોં ને ભાત ભેગાં થાય, એટલે કે સૌને પેટપુર ધાન મળી રહે.

એમાંનાં ઘણાં સંયોજનોનું ઔચિત્ય તો સચોટ હોય છે. 'માણસ' અને 'શબ્દ' એ બેને સાથે મૂકતાં તેનો અર્થ થાય છે 'સત્ય—સાચ'. અને ખરે જ, જે માણસ પોતાના શબ્દોને વફાદાર હોય, તે સત્યવાદી હોવો જ જોઈએ. અને માણસના મોમાંથી નીકળતો શબ્દ સાચ

人 女 子 好 人 囚 宀 豕 家

માણસ  છોકરી + છોકરો = શુભ  માણસ  કેદી  છાપરું + ડુક્કર = ઘર

亻 言 信 奴 心 怒 言 荒 謊

માણસ + શબ્દ = સત્ય  ગુલામ + હૃદય = ક્રોધ  વાત + ઉન્મત = જૂઠું

宀 女 安 女 帚 婦 女 少 妙 禾 口 和

છાપરું + સ્રી = શાન્તિ  છોકરી+વર=પરીણિતા  છોકરી+યૌવન=સુંદર  ભાત + મોં = એકરાગ

ભાષા લખવા માટે માણસે અક્ષરોની શોધ કરી. એ અક્ષરો એટલે અમુક અમુક ઉચ્ચાર માટે જુદીજુદી સંજ્ઞાઓ. આવી સંજ્ઞાઓ જુદીજુદી પ્રજાઓએ પોતપોતાની રીતે નિરનિરાળી યોજી. અમુક પ્રજાઓ આવી સંજ્ઞાઓ માટે પહેલાં ચિત્રો વાપરતી; અને તે અક્ષરો માટે નહિ, પણ આખા ને આખા શબ્દો માટે. ચીનની લિપિ એ આવાં ચિત્રોની બનેલી છે. એ કેમ ઉદ્‌ભવી તે જમણી બાજુએ ઊભા કૉલમમાં બતાવ્યું છે. શરૂઆતમાં, જે જે પદાર્થ દર્શાવવો હોય તેનાં સંજ્ઞાત્મક ઝડપી ચિત્રો આલેખાતાં. તે પછી એ ચિત્રો પીંછી વડે ઝડપથી લખાતાં લખાતાં કાલાનુક્રમે ફરતાં જઈ હાલની ચીની લિપિનું કેવું રૂપ પામ્યાં તે આની પડખેના પહેલા અને બીજા કૉલમમાં દર્શાવ્યું છે. ત્રીજા કૉલમમાં તેની સામે તે તે શબ્દોના અર્થ આપ્યા છે.

| | | |
|---|---|---|
| ◎ | 日 | સૂર્ય |
| ) | 月 | ચન્દ્ર |
| | 山 | પર્વત |
| | 水 | પાણી |
| | 火 | અગ્નિ |
| | 木 | ઝાડ |
| | 犬 | કૂતરો |
| | 馬 | ઘોડો |
| | 子 | બાળક |
| | 目 | માથું |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| 亻 | 田 | 佃 | 日 | 旦 | 月 | 明 |
| માણસ | ખેતર | ખેડૂત | સૂર્ય | ક્ષિતિજ | ચંદ્ર | પ્રકાશ |
| 門 | 閂 | 聞 | 問 | 囚 | 言 | 信 |
| દ્વાર | બાનું | સાંભળ | ભિક્ષુક | કેદી | શબ્દ | સચ્ચાઈ |
| 女 | 好 | 家 | 嫁 | 安 | 子 | 木 |
| સ્ત્રી | સારું | ઘર | લગ્ન | શાંતિ | બાળક | ઝાડ |

ઉપરના ચિત્રમાં ચીનની લિપિના થોડા શબ્દો આપેલા છે. અમુક શબ્દોને માટે તો મૂળ સ્વતંત્ર સંજ્ઞાઓ જ છે; અને બીજા શબ્દો એવી બેત્રણ સંજ્ઞાઓ ભેગી કરીને યોજાએલા છે. એની વિગત આ સાથેના લેખમાં રસભરી રીતે સમજાવી છે. ઉપલા ચિત્રમાં પણ એનાં ઉદાહરણ છે. દાખલા તરીકે 'ખેતર'ની સંજ્ઞાને પડખે 'માણસ' ચીતર્યો એટલે એ 'ખેડૂત' થયો. 'સૂર્ય' અને 'ચન્દ્ર' એ બંનેને સાથે ચીતર્યાં એટલે 'પ્રકાશ' શબ્દ બન્યો. 'બારણા' પાસે 'કાન'નું ચિત્ર મૂકીને 'સાંભળવું' શબ્દ યોજ્યો; અને બારણા પાસે 'મોં' ચીતરીને 'ભિખારી' કલ્પ્યો. 'મોં'માંથી 'હવા' નીકળતી બતાવીને 'શબ્દ' ઠરાવ્યો અને 'માણસ' તથા 'શબ્દ'નાં ચિત્રોને જોડાજોડ મૂકીને 'સત્ય' શબ્દ યોજ્યો,–એવું દર્શાવવા કે માણસના મોંમાંથી પડતો શબ્દ સત્ય જ હોવો જોઈએ. 'સ્ત્રી' અને 'બાળક'નાં ચિત્રો ભેગાં કરીને 'શુભ' શબ્દ યોજ્યો. 'છાપરા' તળે 'ડુક્કર' (ખોરાકનું સૂચક) ચીતરીને 'ઘર' ઠરાવ્યું; અને 'છાપરા' નીચે 'સ્ત્રી' તથા 'ડુક્કર' ચીતર્યાં એટલે 'લગ્ન' થયું. ઘરનું 'છાપરું' ને 'સ્ત્રી' એ બે મળે એટલે 'શાંતિ'. ચિનાઈ ભાષામાં આવાં કુલ ૪૩,૦૦૦ શબ્દચિત્રો છે. પણ સામાન્ય વપરાશમાં તો ૪,૦૦૦ જ છે; ૧૫૦૦થી પણ ચલાવાય છે.

---

જ હોવો જોઈએ. આ જ રીતે 'ગુલામ' અને 'હૃદય' એ બે સંજ્ઞાઓ જોડાઈને 'ક્રોધ' શબ્દ બને છે. ને સાચું જ છે કે ક્રોધી માણસ પોતાના હૃદયનો–આવેશનો ગુલામ જ હોય છે.

આપણી લિપિની માફક છુટા અક્ષરોથી બનેલા શબ્દો કરતાં મૂળ શબ્દની પાછળનો હેતુ દર્શાવતું ચિત્ર કે ચિત્રાક્ષર આપણા મગજમાં સહેલાઈથી ચોંટી જાય છે. બે બાજુએ બે બારણાં ચીતરીને વચ્ચે એક 'મોં'ની નિશાની મૂકવાથી ચીની ભાષામાં 'જિજ્ઞાસા'–'પૂછપરછ'–'સવાલ' એવો શબ્દ બને છે. વળી એ જ ચિત્રાક્ષરનો અર્થ 'ભિખારી' પણ થાય છે, કેમકે ભિક્ષુક પણ બારણે આવીને સવાલ નાખે છે ને ?

પણ મને એણે જે ચીની ચિત્રાક્ષરો શીખવ્યા એ અક્ષરો કરતાં તો લી-યુંગ-ફુ પોતે વધુ આકર્ષક હતા. એ એવું તો અજબ હસતા કે તેનો આખો ચહેરો પ્રકાશી ઊઠતો. તેની કાળી આંખોમાં કોઈ મોહક ચમત્કાર હતો જે સામાને વશ જ કરી લેતો. અમે બેસતા તે ઓરડાના પુસ્તકોથી ખડકેલા ધૂળિયા ને અણગમતા વાતાવરણને એની હાજરી કોઈ હળવા ને આનંદી વાતાવરણમાં પલટી નાખતી, અને રાત્રે એ ભણાવીને ગયા પછી પણ કલાકો સુધી એની અસર રહ્યા કરતી.

પૂછપરછ કરતાં મને એણે જણાવ્યું કે પોતે હજી તાજા જ અમેરિકા આવ્યા હતા ને ન્યૂ યૉર્કમાં આધુનિક ઇતિહાસ અને આંતરરાષ્ટ્રીય કાયદાનું પોસ્ટ ગ્રૅજ્યુએટ (અનુસ્નાતક) શિક્ષણ લેતા હતા. કેમકે પોતાના દેશની સેવા કરવામાં લાગી જવાનું એનું જે ધ્યેય હતું તેમાં એ જ્ઞાન એને ઉપયોગી હતું. તે માટે ચીની સરકાર એને જરૂરી શિક્ષણ-ફી તથા ઘરભાડા અને ખોરાક માટે થોડી નજીવી ખરચી આપતી. અભ્યાસ કરવા ઉપરાંત એ મને ભણાવતા. અને એ ઉપરાંત પણ બીજાં એવાંએવાં પરચુરણ કામ કરતા કે જે સાંભળીને આપણને નવાઈ લાગે. એક રશિયન બાઈને એ ચાઈનીઝ શીખવતા ને બદલામાં તેની પાસેથી રશિયન શીખતા. એક ન્યૂ યૉર્કના ને એક શાંઘાઈના ચીની અખબારમાં લેખો લખતા. વૉશિંગ્ટનમાં રહેતા ચીનના પરદેશમંત્રી માટે ખાસ અહેવાલો તૈયાર કરતા. તે ઉપરાંત નબળા ચીની વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ પણ કરતા, કેમકે એ કહેતા કે મારા દેશના વિદ્યાર્થીઓ અહીં પરદેશમાં આવીને અભ્યાસમાં સારા માર્ક ન મેળવે તો મારા દેશની આબરૂ જાય.

'પણ આટલાં બધાં કામ માટે તમે વખત કઈ રીતે કાઢો છો ?' એક વાર મેં પૂછ્યું. મુક્ત હાસ્ય કરીને એમણે કહ્યું, 'દિવસના કલાકો ઘણા છે, ને મેં ગાંઠ વાળી છે કે મારે મળે એટલાં બધાં કામ કરવાં.'

'પણ તમારા ઘણાં યે કામ તો તમને પાઈની યે પેદાશ નથી કરાવતાં, તેનું શું ?'

'એ બહુ મોટી વાત નથી. ઘણીવાર તો કમાણી ન આપતાં કામ જ આપણે વધુ સારાં કરીએ છીએ. અને તમારું એકાદ પણ કામ દીપી ઊઠે છે ત્યારે એ કામ પોતે જ તમારી શ્રેષ્ઠ કમાણી બની રહે છે.'

આમ મહીનાઓના મહીનાઓ રોજ સાંજે અમારી મીઠી વાતો ચાલ્યા કરતી. અને એમાંથી હું જાણી શક્યો કે ચીની લિપિ લખવામાં જે કરામત, આવડત ને સાવચેતી જોઈએ છે એમાં જ એ લોકોના જીવનની કલાનું મંડાણ થઈ જાય છે. કલમ વડે લખવું તો સહેલું છે, કેમકે એ અક્કડ હોવાથી કોઈને પણ લખવું ફાવે. પણ મુલાયમ પીંછી વડે લખવામાં હાથમાં જે લાઘવ સાધવું પડે છે એ મહા-

CHINESE ENGLISH RUSSIAN GERMAN SPANISH HINDI

बनाना दिखाई

જગતમાં સૌથી વધુ પ્રમાણમાં બોલાતી ભાષાઓ સૌ સૌની લિપિમાં. અનુક્રમે ડાબી બાજુથી: ચીની, અંગ્રેજી, રશિયન, જર્મન, સ્પૅનિશ અને હિંદી. દરેક ચોકઠું તે તે ભાષા બોલતી જનસંખ્યાના પ્રમાણમાં ચડઊતર કદનું બતાવેલું છે. ચીની બોલતી જનસંખ્યા જગતમાં સૌથી વધુ છે, અને હિંદી ભાષા બોલનારાનો ક્રમ છઠ્ઠો આવે છે.

મુશ્કેલ સાધના છે. જે ત્વરા, વેગ, સફાઈ ને સચોટતાથી ચીનાની પીંછી અક્ષરો માંડતી જાય છે એ જોઈને દંગ થઈ જવાય. એમાં આવતા નાના છરકા ને લાંબા લ્હેકા, શાહીનું સમ પ્રમાણ અને આખા અક્ષરનું સમતોલ મંડાણ સાચવતા જઈને એ અટપટા ચિત્રાક્ષરો વેગપૂર્વક પીંછીમાંથી ફૂટતા તમે જુઓ એટલે તમારી ખાતરી થઈ જાય કે એ લિપિકલા એ જ જાણે એ પ્રજાની જીવનકલાનું પ્રતીક છે. એમની જીવનકલા પણ એટલી જ ખૂબીભરી અને વિશિષ્ટ છે. એ નાનીસરખી પીંછીની જેમ ચીનાઓની નાનીનાની ચીજોમાં, ઝીણીઝીણી કરામતોના સર્જનમાં જે જુક્તિ રહેલી છે એવી જ જુક્તિથી એ પ્રજા પોતાનું જીવન ભોગવે છે. અને જીવનનું આ ઝરણ માણસના અંતરમાંથી જ ફૂટે છે; એ બહારથી રેડી શકાતું નથી. માણસે ખરું શીખવાનું તે આ જ. ચીની ફિલસૂફીનું રહસ્ય પણ એ જ છે. અને એનો પાયો નમ્રતા પર રહેલો છે. એ આખી ફિલસૂફીમાં મુખ્ય વાત તે—નમ્રતા. આ વાત જે હું મારા આ મિત્ર પાસેથી અરધી જિંદગી વટાવ્યા બાદ શીખ્યો, તે એ તો પાંચ વર્ષની કુમળી વયે જ શીખ્યો હતો.

'તમારા જીવન પર સૌથી વધુ કોની અસર?' એક વાર મેં એને પૂછ્યું. એણે કહ્યું: 'મારા દાદાની. અમારા દેશની ફિલસૂફીથી મઢેલી જૂની કહેવતો અનુસાર જ એમનો રોજિંદો જીવનવ્યવહાર ચાલતો.' અને પછી લી-યુંગ-ફૂએ એના નાનપણની એક વાત મને કહી: 'હું લગભગ પાંચેક વર્ષનો હોઈશ ત્યારે એક વાર હું દાદા પાસે કંઈક જૂઠું બોલેલો. જોકે એ બહુ ભારે જૂઠાણું તો નહોતું. પણ દાદાએ તો મને ત્યારથી જ પાઠ શીખવી દીધો. એમણે માળીને બોલાવીને કહ્યું, એક લાંબી નીસરણી લાવીને આપણા છાપરાને ટેકવીને મૂક. નીસરણી આવીને બરાબર બારણા આગળ ગોઠવાઈ ગઈ, એટલે એમણે માળીને કહ્યું, "આપણા આ ભાઈ ઘરના છાપરા પરથી ઠેકડો મારતાં શીખ્યા છે; એટલે આ મૂકી. હવે એને જ્યારે પણ એવું મન થઈ આવશે ત્યારે આ નીસરણીનો ઉપયોગ કરશે" એમના કહેવાનો ભાવાર્થ હું તરત સમજી ગયો; કારણકે અમારે ત્યાં કહેવત છે કે "જૂઠું બોલવું એટલે ઘરના છાપરા પરથી પડતું મૂકવું."

મને એકાંતે મનમાં ને મનમાં વિચાર આવવા લાગ્યા. ઘરના બારણા આગળ જ છાપરા સુધી પહોંચતી નીસરણી પડી રહે એ બેહૂદું લાગ્યું, અને મને ડર લાગ્યો કે આ બાબતમાં જો હું કંઈ જ નહિ કરું તો દાદા તેને ખસેડવાના પણ નહિ. એટલે થોડીવાર રહીને, દાદા કંઈક વાંચવામાં મશગુલ હતા ત્યારે મેં હળવે રહીને એમની પાસે જઈ મારું માથું એમના ખોળામાં ઢાળી દઈને કહ્યું, "દાદા, હવે આ નીસરણીની જરૂર નહિ પડે."

એમને આ સાંભળીને ખૂબ સુખ થયું હોય એમ લાગ્યું. તરત જ માળીને બોલાવી એમણે કહ્યું, "હમણાં ને હમણાં આ નીસરણી ઉપાડી લે. હવે આ ઘરના છાપરા પરથી નથી કૂદવાનો." આ પ્રસંગ હું કદી નહિ ભૂલું.'

પોતાના નાનપણની આ વાત કહ્યા પછી એણે પીંછી ઉપાડીને 'જૂઠાણું' શબ્દ આલેખ્યો. એ બે સાદા શબ્દોનો બનેલો ચિત્રાક્ષર હતો. "શબ્દ" (અથવા વાણી) અને "નિરંકુશ—જંગલી" એ બે શબ્દોનો એ બન્યો હતો. એનો અર્થ એ કે જૂઠ એટલે જંગલી—ઉન્મત્ત વાણી. અનૃતને દર્શાવવાની આ સંજ્ઞા મને બહુ ગમી.

એના દાદા વિષે એક બીજી વાત પણ એણે મને કહેલી, જે પરથી લાગ્યું કે એ ડોસા ખરેખર કોઈ વિચક્ષણ આદમી હશે.

'તારી પાસે એક જ વિષય ભણવાની બે ચોપડીઓ હોય, અને તેમાં એક જાડી તથા ટિપ્પણો અને સમજૂતીથી ભરપૂર હોય, ને બીજી સાવ નાની ને સંક્ષિપ્ત, તો એ બેમાંથી તને કઈ વધુ ગમે?' એક વાર દાદાએ પૂછ્યું.

'નાની' લી-યુંગ-ફૂએ કહ્યું.

'કહે જોઉં, શા માટે?'

'કારણકે એ વાંચવી સહેલી. વળી એમાં લખેલું સમજવા માટે આપમેળે વિચાર કરવો પડે; જ્યારે બીજી તો બધું જ વિવેચન કરી દેતી હોય, એટલે આપણે વિચાર કરવા માટે તો કંઈ જ બાકી ન રહે.'

'શાબાશ!' એમણે કહ્યું; ને પછી એમણે બે કવિતાઓ ગાઈ, ને પૂછ્યું: 'તને આ બેમાંથી કઈ વધુ ગમી?'

નાના લીને પોતે જે કવિતા પૂરી નહોતો સમજ્યો તે વધુ ગમી.

'વારુ; હવે બોલ જોઉં, તને આ બેમાંથી કયું ચિત્ર સારું લાગે છે? આ દિવાલ પર ટાંગેલું "પાણીના છીંયામાં બતકો તરે છે" એ, કે પેલી બાજુ ટાંગેલું "પહાડો અને વર્ષા" વાળું?' એમણે પૂછ્યું.

લીએ કહ્યું: 'વર્ષા વાળું.'

'શા માટે?'

'એ તો મને યે ખબર નથી.'

'ઓહ!' એ શાણા ડોસા બોલી ઊઠયા. 'કદાચ તું એ જાણે તો છે; માત્ર એ શબ્દોમાં બોલી કેમ બતાવવું એ જ તને નથી આવડતું. એમ ન હોત તો આ દરેક પ્રશ્નના ઉત્તરમાં તેં સારી વસ્તુની જ પસંદગી કેમ કરી? યાદ રાખવું કે કોઈ પણ વસ્તુ તો પોતે જે હોય છે તે જ હોય છે; પરંતુ એ પોતે હોય તે કરતાં કંઈક વધુ સૂચવી ન શકતી હોય તો એનું મહત્ત્વ કાંઈ નહિ. વસ્તુની મહત્તા કે ગુણ તો એનું નામ, કે પોતે જે કાંઈ હોય અથવા દેખાતી હોય તે કરતાં વધુ સૂચવવાની શક્તિ ધરાવતી હોય. અને તેથી જ આપણને સુંદર ચિત્રો કાવ્યમય લાગે છે, ને સારી કવિતામાં ચિત્રદર્શન લાધે છે.'

એક આખું વર્ષ વીતી ગયું, ને એ દરમ્યાન લી-યુંગ-ફૂએ મને ચીની બાળપોથી પૂરી કરાવી દીધી. લગભગ હજારેક સાદા ચિત્રાક્ષરો હું શીખ્યો. જોકે ચીની અખબારો વાંચવા—સમજવા માટે તો ઓછામાં ઓછા ૫૦૦૦ ચિત્રાક્ષરોનો પરિચય જોઈએ, જે હું કદી શીખી શકીશ કે નહિ તે વિષે મને શંકા છે પણ એ સિવાય હું બીજી એવી વસ્તુઓ એની પાસેથી શીખ્યો છું કે જે હું કદી યે નહિ ભૂલું.

એણે મને તિબેટની ઘણીખરી ચાલુ કહેવતો કહી હતી. આજે એ અહીં ઉતારતી વેળા પણ, મેં એ પહેલવહેલી એને મોઢે સાંભળીને જે મજા માણી હતી તે ફરી અનુભવી રહ્યો છું. થોડી ઉતારું—

'જેમ ઓશીકું નાનું, એમ ઊંઘ વધારે સારી આવે.'

'ચોર ફરી ઘંટડી નહિ ચોરવાનો.'

'ધાવવું હોય ત્યારે ઘેટાનું બચ્ચું ઘૂંટણી-એ પડી જાણે છે.'

'ખરી આબોહવા તો આપણા દેહમાં છે, બહાર નહિ.'

'ખરાબ કૂતરાને પણ એની પૂંછડી પટ-પટાવવી તો ગમે જ છે.'

'માણસ જ્યારે બીજાને કાંઇક સહાય કરતો હોય છે ત્યારે વાતાવરણમાં તાજગી આવી જ જાય છે.'

પીએચ. ડી.ની ડિગ્રી લઇ લી-યુંગ યુરોપ ચાલ્યા ગયા. એમની એ વિદાય મને બહુ દુઃખદ હતી, પણ એમણે તો હસતાંહસતાં મને ખાત્રી આપી કે 'આ યે સ્થાયી નથી!' (This is only temporary).

લગભગ વરસેક દિવસ પછી મને ચીનથી એનો એક સરસ પત્ર મળ્યો. એણે એક લશ્કરી કુમરાવનું મંત્રીપદ સંભાળ્યું હતું. 'પણ આ યે સ્થાયી નથી' એ સાથે જ જણા-વ્યું હતું એ પછીને વર્ષે એ નાનકીંગના વિશ્વ-વિદ્યાલયમાં આંતરરાષ્ટ્રીય કાયદાના પ્રોફેસર નીમાયા. આજથી ત્રણ વર્ષ પહેલાં એણે મને બર્લિનના ચીની એલચીખાતામાંથી પત્ર લખ્યો હતો. અને હમણાં (૧૯૪૧ના પ્રારંભ-માં) સાંભળ્યું છે કે એ જનરલ ચ્યાંગ-કાઈ-શેકનું મંત્રીપદ સંભાળવા ચીન ગયા છે'

હું જાણું છું કે એ એકીસાથે ડઝનેક જેટલાં કામ સંભાળતા હોય છે; અને હું એ પણ જાણું છું કે એ બધાં સાંગોપાંગ પાર ઉતાર-વાની એનામાં તાકાત પણ છે.

એના સહવાસથી હું એ પણ શીખ્યો કે માણસ એ 'માણસ' ત્યારે જ કહેવાય કે એ પોતાના વ્યક્તિત્વની સચોટ છાપ ઉઠાવી શકે, પછી એ જીવનની કોઈ પણ દિશામાં, જીવનગ્રંથના કોઈ પણ પાન ઉપર હોય;—કદાચ ઇતિહાસના કોઈક પાને પણ હોય. અને બીજું એ, કે માણસે જેમ 'નમ્ર' થવું જોઇએ, તેમ 'વીર' પણ થવું જોઇએ.

આજે ભલે ચીનના ટુકડે ટુકડા થતા દેખાતા હોય. રોજિંદાં વર્તમાનપત્રોમાં પ્રકટ થતા એ દેશના નકશા ઉપર આજે ભલે મોટા આક્રમણના ડાઘા નજરે પડતા હોય. એ જોઉં છું ત્યારે મને લી-યુંગ-ફૂ અને એનું પેલું હાસ્ય જ યાદ આવે છે, કારણકે મને હવે ખાતરી છે કે 'આ પણ માત્ર ક્ષણિક જ છે.'—This is only temporary.

રમણિક મેઘાણી

('રીડર્સ ડાઇજેસ્ટ' એપ્રિલ '૪૧ના અંકમાંથી)

# કસોટી

બુદ્ધિને કસતા આ નીચેના પ્રશ્નોના ઉત્તરો પૃ. ૨૭ પર જોવા તો મળશે જ. પણ માત્ર કુતૂહલથી તે જોવાની ઉતાવળ કર્યા વિના તમારી મેળે તમે કેટલા ઉત્તર શોધી કાઢી શકો છો તે જુઓ, ને આ પરીક્ષામાંથી તમે કેટલા ટકાએ પાસ થાઓ છો તે તપાસો:

(૧) લાંબી મુસાફરી બેડીને એક માણસ એક હૉટેલમાં ઊતરવા ગયો. એટલા દિવસ એણે સફરમાં ગાળેલા કે તે દિવસે કયો વાર હતો એ પોતે ભૂલી ગયો હતો. તેથી હૉટેલના નોકરને તેણે પૂછ્યું 'આજે કયો વાર થયો?' નોકરે તેને આવો જવાબ આપ્યો: 'આવતી પરમ દિવસે જે દિવસ ગઈ કાલ બનશે, તે દિવસ રવિવારથી જેટલો દૂર હશે તેટલો જ દૂર, ગઈ પરમ દિવસે જે દિવસ આવતી કાલ બનશે તે દિવસ પણ હશે.' તો તે કયો વાર હશે?

(૨) મારી પાસે તોલમા માત્ર ચાર શેરી છે, ને મારે ૩ા શેર ખાંડ તોળવી છે, તો શું કરવું?

(૩) ચારમાંથી એક જાય તો કેટલા રહે? તમે કહેશો કે ત્રણ પણ ના; પાંચ રહે. કેવી રીતે, તેનો વિચાર કરી જુઓ; નહિતર પછી રહ્યા પાના ઉપર જવાબ તો છે જ.

(૪) ત્રીસ ફૂટ ઊંડા ખાડામાંથી એક બિલાડી બહાર નીકળવા મથે છે. રોજ તે ૩ ફૂટ ઊંચે ચડે છે, પણ પાછી બે ફૂટ નીચે સરતી જાય છે. તો એ હિસાબે તે ક્યારે બહાર નીકળી જશે?

(૫) હિંદી રાષ્ટ્રીય મહાસભાના સ્થાપક કોણ હતા? સુરેન્દ્રનાથ બૅનરજી? દાદાભાઈ નવરોજી? એ. ઓ. હ્યુમ? રાસબિહારી ઘોષ? વિલિયમ વેડરબર્ન?

(૬) આકાશમા ઊડતી કુંજડીઓની હાર તમે રોજ જુઓ છો. તો કહો જોઇએ, કે ઓછામાં ઓછી કેટલી કુંજ નીચેની રચ-નામા ઊડી શકે? બે કુંજડી એક કુંજડીની આગળ; બે કુંજ એક કુંજડીની પાછળ; અને એક કુંજ બે કુંજોની વચમાં.

(૭) બે મિનિટમાં મારે ટ્રેન પકડવી છે, ને મારા ઘરથી ટ્રેન બે માઈલ દૂર છે. હું કલાકના ૩૦ માઇલની ઝડપે પહેલો મ ઇલ તો કાપી નાખું છું; તો હવે બાકીનો માઈલ મારે કલાકના કેટલા માઈલની ઝડપે કાપવો જોઇએ, જેથી હું ટ્રેન પકડી શકું?

## કુમાર કાર્યાલયને લિમિટેડ કરવાની યોજના

મારેની મધ્યસ્થ સરકારની મંજૂરી મળી ગઈ હોવાથી એ કામકાજ ફરી ચાલુ થઈ ગયું છે. તેમાં ભાગ લેવા રાહ જોઇ રહેલા 'કુમાર'પ્રેમીઓ હવે પોતાનો હિસ્સો પુરાવે.

## પત્રવ્યવહાર કરનારાઓને

આટલાં બધાં વર્ષોમાં 'કુમાર'માં છપા-એલા સાહિત્ય ઉપરાંત અનેક વાચકો સાથે તંત્રીને પત્રવ્યવહાર કરવાના અનેક પ્રસંગો મળ્યા છે અને તેમાં ઘણો સમય ને શક્તિ ખર્ચાયાં છે. પોસ્ટેજની બાબતમાં પણ બન્યું ત્યાં સુધી ખમી લીધું છે પરંતુ ઘણા પત્ર-લેખકો એટલું વિચારી શકતા નથી કે તેથી જવાબ આપનાર પર વખત અને ખર્ચનો બોજો વધે છે. સલાહ કે સૂચના માગનારા પણ તંત્રીની ફુરસદ કે સગવડનો વિચાર કરી શકતા નથી અને જવાબ માટે અધીરા બની ઘણીવાર ગમેતેવા આક્ષેપકરતા કાગળો લખી નાખે છે કળાનું શિક્ષણ લેવા ચાહતા હોય કે પોતાનાં ચિત્રો પર વિવેચન માગતા હોય તેવાઓને પણ આ સૂચનાઓ લાગુ પડશે.

(૧) તમારા પોતાના કામ કે સ્વાર્થ માટે પત્ર લખો તો જવાબ માટે સરનામાવાળું પૂરતા પોસ્ટેજ સાથેનું કાર્ડ કે કવર મોકલવા ચૂકશો નહિ. તૈયાર સરનામું હોય ત્યારે જવાબ લખતા સમયનો બચાવ થાય છે.

(૨) ચિત્રો કે ફોટોગ્રાફો કે લેખો પાછાં જોઇતાં હોય તેમણે તે પૂરતું પોસ્ટેજ અને સરનામું અવશ્ય મોકલવું. ઉપરાંત, ચિત્રો અને ફોટો તથા લેખની પાછળ પોતાનું નામ અને સરનામું નોંધવું જેથી અટવાઈ જાય કે ગેરવલ્લે થાય નહિ.

(૩) ગુજરાત કલાસંઘ ચિત્રશાળા માટે જે કંઈ પત્રવ્યવહાર કરવો હોય તે નીચેને સરનામે કરવો: રવિશંકર મહાશંકર રાવળ, ગુજરાત કલાસંઘ ચિત્રશાળા, બ્રાહ્મણ મિત્ર-મંડળ સોસાએટી, એલિસબ્રિજ, અમદાવાદ.

આ ચિત્રશાળામાં કળાના ઉચ્ચતર અ-ભ્યાસ માટે જ અવકાશ છે. પણ આજ-કાલની મોંઘવારી, ઘરભાડાંના વધારો વગેરે જોતાં સમય બદલાય ત્યાં સુધી પરગામના વિદ્યાર્થીઓ ન આવે એ ઈચ્છવા જેવું છે.—ર.

# ટિકિટ-સંગ્રહ કરવા વિષે ચાલુ લેખમાળા [૧]



કવર ઉપરથી ટિકિટ ઉખેડવાની રીત : ટિકિટને કદી કાગળ પરથી ખેંચવી નહિ, પણ ટિકિટને ઊંધી નાખી તેનો એક છેડો દબાવી રાખી કવરને ખેંચી ઉખેડવું. એથી ટિકિટ નહિ ફાટે.

આ વિભાગ ગયા વરસમાં થોડી પ્રાથમિક માહિતી સાથે શરૂ કર્યો હતો. રીતસરના ઉપયોગી મુદ્દા સાથે હવે આ હપ્તો શરૂ થાય છે.

### ટિકિટ કેમ ઉખેડવી ?

ટિકિટો સંઘરવાનો શૉખ કેળવનારે સૌ પહેલું તો ટિકિટને કવર કે કાગળ ઉપરથી કેમ ઉખેડવી એ શીખી લેવું જરૂરી છે. ટિકિટ-સંગ્રહના શૉખવાળાઓ એક ઘણો જ અગત્યનો અને પ્રાથમિક મુદ્દો એ જાણી લેવો જોઇએ કે કોઈપણ ટિકિટ ક્યાંયથી પણ જો લેશમાત્ર ખંડિત થએલી હોય તો તે કોડીના મૂલની પણ ગણાતી નથી; સિવાય કે માણસ માત્ર પોતાના આનંદ ખાતર તેને રાખે. ગમે તેવી અપ્રાપ્ય ટિકિટ પણ ખંડિત હોય તો તે વેચાણ કે બદલાની દૃષ્ટિએ નકામા જેવી ગણાઇ જાય છે.

એટલું જ નહિ, પણ ટિકિટ ફાટ્યા વિના ઉખડી હોય છતાં જો તેના કાગળનો થોડો ભાગ મૂળ કાગળને ચોંટી રહ્યો હોય અને એટલા પૂરતો તે ભાગમાંથી તેનો કાગળ જરાક પાતળો થઈ ગયો હોય તો એ પણ ટિકિટની એક ખામી ગણાય છે. આને ટિકિટ-સંગ્રહની ભાષામાં અંગ્રેજીમાં 'થિનિંગ' કહે છે. ટિકિટ ઉખેડતી વખતે આ 'થિનિંગ' પણ ન થવું જોઇએ. એટલે આ શૉખ કેળવનારે સૌથી પહેલું જ્ઞાન તો કાગળ પરથી ટિકિટ કેમ ઉખેડવી એ મેળવવાનું છે.

કવર કે કાગળ ઉપર ચોંટેલી ટિકિટ ઉખેડવા માટે તેને પાણીથી ઢીલી કરવી જરૂરી છે. ચીતરવાની નરમ પીંછી કે રૂનું પૂમડું કોકરવરણા પાણીવાળું કરી તે વડે ધીમેથી ટિકિટને તથા તેની આજુબાજુના કાગળને ભીંજવવાં. થોડી વાર રહીને ચપ્પુનો છેડો તેના એક ખૂણા નીચે સરકાવી જોવો. જો તે હજી ચોંટેલી જ જણાય તો ફરી થોડું પાણી લગાડવું. પછી ચપ્પુના છેડા વડે એક ખૂણો ઉંચકાઇને આંગળીના ટેરવાની પકડમાં આવે એટલો બહુ કાળજીથી ઉખેડવો.

પણ આટલેથી હરખાઇને ઉતાવળે ટિકિટને ખેંચીને ઉખેડી લેવી નહિ. ટિકિટ ઉખેડવાની ખરી યુક્તિ 'ટિકિટને કાગળ પરથી' નહિ પણ 'કાગળને ટિકિટ ઉપરથી' ઉખેડી લેવો એ છે. આને માટે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ટિકિટને ઊંધી નાખી તેનો ઊંચો કરેલો છેડો એક હાથની આંગળી વડે દબાવી રાખવો અને બીજા હાથ વડે કાગળને આસ્તેથી ઉખેડી લેવો. આ રીતે ટિકિટ આબાદ સલામત રહી જશે. જો કાંઈક ચોંટી રહેશે તો કાગળનો ભાગ ટિકિટને ચોંટી રહેશે તે ઉખેડી નાખવા માટે ફરી પીંછી કે પૂમડા વડે તે ભાગને થોડો ભીંજવી ઢીલો કરીને ઉપડા વડે ધીમેથી ઘસીને ઉપાડી લેવો.

આ રીતે ઉખેડેલી ટિકિટ ભીની હોય છે એટલે તેને તદ્દન કોરા બ્લૉટિંગ પેપર પર મૂકી, તે પર બીજો બ્લૉટિંગ રાખી, એ થોપડીઓ વચ્ચે કે કોઈ વજન નીચે દબાણમાં થોડો વખત રાખવી; કોરી પડી જશે.

આ પદ્ધતિ તો સામાન્ય ચાલુ છાપવાળી (લાઇન એન્ગ્રેવિંગની પદ્ધતિથી છાપેલી) ટિકિટો માટે ચાલે. પણ હમણાં હમણાં ઇંગ્લંડ, દક્ષિણ આફ્રિકા વગેરે કેટલાક દેશોની ટિકિટો આધુનિક ફોટોગ્રેવર પદ્ધતિથી છાપેલી હોય છે (મુંબાઈનું ઇલસ્ટ્રેટેડ વીકલી છપાય છે એ જાતની છાપપદ્ધતિથી). એવી ટિકિટોના રંગ જાણીજોઇને કાચા રાખેલા હોય છે; કેમકે ઘણા લોકો નહિ જેવી છાપવાળી ટિકિટોને સાફસુફ કરી ફરી વાપરતા હતા એટલે આ કાચા રંગવાળી ટિકિટો પર પાણી લાગતાં તેનો રંગ ફેલાઈ જાય છે

એવી ટિકિટોને ઉખેડવા માટે તેને મૂળ કાગળ સાથે જ કવર પરથી કાપી લેવી, અને પછી તેના ઉપરના ભાગને પાણી ન અડે એવી રીતે, એક રકાબીમાં ઠંડું પાણી ભરી તેમાં તે તરતી મૂકવી.

આમ કરવું ન ફાવે તો એક બીજો રસ્તો છે. ચોખ્ખા સફેદ બ્લૉટિંગ પેપરનો (શાહીના બીલકુલ ડાઘ વગરનો તદ્દન કોરો) કટકો લઈ, તેને પાણીથી સારી પેઠે ભીંજવી, તેના પર પેલી ટિકિટો મૂકીને તેની નીચેના કાગળને ઢીલો થવા દેવો, ને પછી હળવેથી ઉખેડી લેવો.

આ થઇ ચોંટેલી ટિકિટોની વાત. પણ સંગ્રહ કરનારાઓ પાસે તો ઘણી વાર બદલામાં કોરી ટિકિટો, અગર આલ્બમમાં ચોંટેલી ટિકિટો પણ આવે છે. આવી ટિકિટોની પાછળ સહેજસાજ કચરો કે જૂના આલ્બમનો કાગળ ચોંટેલો હોય તો તે ઉપરની પદ્ધતિથી ઉખેડી સાફ કરી નાખવો.

ટિકિટોની બાબતમાં એક ત્રીજી વાત યાદ રાખવાની એ કે ટિકિટો જેમ ફાટેલી કે નુકસાનવાળી ન હોવી જોઇએ, અગર 'થિનિંગ' થઇને પાતળી પડી ગએલી ન હોવી જોઈએ, તેમ તેની પાછળનો ગુંદર પણ જેટલો અને તેટલો અખંડ રહેવો જોઈએ. કોરી ટિકિટોમાં આ ગુંદર જેટલો અખંડ તેટલું તેનું મૂલ્ય વધારે. એટલે કચરો ઉખેડતી વેળા કે નવેસરથી પોતાના આલ્બમમાં ચોડતી વેળા એ ગુંદરના ભાગને જેટલું ઓછું નુકસાન પહોંચે એટલું સારૂ.

કેટલીકવાર ભેજના કે એવા બીજા કારણે કોરી ટિકિટો આખી ને આખી સામા કાગળ પર ચોંટી જાય છે. આને માટે એક બે નુસખા છે. એક તો ઉપર જણાવ્યા મુજબ છીછરી રકાબીમાં ઠંડા પાણી પર તેને ચત્તી મૂકવી ને કાગળ ઢીલો પડે ત્યારે ઉખેડી લેવી. એ ન ફાવે તો ભીંજવેલા બ્લૉટિંગ પર મૂકવી. અથવા તો ટેબલના એક ખાનામાં એક રકાબીમાં પાણીમાં ભીંજવેલી વાદળી તથા રકાબીને પડખે બહાર એ ચોંટેલી ટિકિટો બન્નેને મૂકી, લાંબા વખત સુધી ખાનું બંધ રાખવું. એથી પણ કાગળ ઢીલો થઈ ગુંદરને અખંડ રાખી ઉખડી આવશે.

ઉખેડેલી કે બદલામાં આવેલી ટિકિટોના ખૂણાને વળીને ઘેડ પડી ગઈ હોય તો ડાઘરંગ વગરના તદ્દન સફેદ બે કાર્ડના ટુકડા વચ્ચે તેને મૂકી તે પર સહેજસાજ (બહુ ગરમ નહિ) ઈસ્ત્રી ધીમેથી ફેરવવી. એથી ઘેડ ભાંગી જશે.

ટિકિટ પર મેલના કે એવા ડાઘ પડીને તે ગંદી થઈ ગઈ હોય તો દવાવાળાને ત્યાંથી કે કોઇ બજાર મિત્રને ત્યાંથી થોડું હાઇડ્રોજન પેરૉક્સાઇડ લાવી, પીંછીથી હળવે હળવે લગાડવાથી મેલ નીકળી આવશે. ચિકાશવાળા ડાઘ, તેને તદ્દન ચોખ્ખા બેન્ઝાઇનમાં પલાળવાથી નીકળી જશે. આ બેન્ઝાઈન વાપરતી વખતે તેને ગરમી કે જ્વાળાથી દૂર રાખવું. (ચાલુ)



# પૃથ્વી પર જીવન કેમ પાંગર્યું [૮]

અબજો વર્ષ પહેલાં આ પૃથ્વી એક સળગતો તારો હતી. તે ઠરીને ધીમેધીમે તેનું બંધારણ ઘટ્ટ થતું ગયું અને તે પછી તેના પર વાતાવરણ સરજાવા માડ્યું. એ વાતાવરણની વરાળ ઠરતાં તે પર પાણી ઉત્પન્ન થયું ને પછી એ પાણીમાં પહેલવહેલી જીવસૃષ્ટિ આજથી આશરે બેએક કરોડ વર્ષ પર અસ્તિત્વમાં આવી એનો ધીમેધીમે જે ક્રમવિકાસ થતો ગયો તેના, એ જીવસૃષ્ટિના પ્રકાર ઉપરથી, વૈજ્ઞાનિકોએ જુદાજુદા યુગ પાડ્યા છે. એ જીવસૃષ્ટિ સૌપ્રથમ છીછરા પાણીમાં એક કોષવાળા છોડ ને જલ-જીવ રૂપે પ્રકટી વખત વીતતો ગયો તેમ વાડળી બનાવનારાં જીવડાં, જેલી-ફિશ નામની પોચી માછલી, પરવાળાંનાં જીવડાં અને ટ્રાઇલોબાઇટ તથા ગૅસ્ટ્રોપૉડ નામના, શરીર બહાર હાડકાંનાં કઠણ કોટલાંવાળા જીવ તેમાં સરજાયા. આ જીવ-સૃષ્ટિની સાથે વનસ્પતિ-સૃષ્ટિ પણ પાંગરી. દરિયાઇ ઘાસ, છોયા વગેરે પાણીમાં થયાં અને ઘોડાપુચ્છ જેવી વનસ્પતિ તથા શેવાળ વગેરે જમીનકિનારા આગળ પ્રગટવા લાગ્યાં. આ યુગને વૈજ્ઞાનિકોએ કૅમ્બ્રિયન અને ઑર્ડોવીશિયન યુગ કહ્યા છે.

તે પછી સિલુરિયન યુગ, ડેવોનિયન યુગ, કાર્બોનિફેરસ યુગ, પર્મિયન યુગ, ટ્રિયાસિક યુગ, જ્યુરાસિક યુગ. ઇઓસીન યુગ અને માયોસીન યુગ, એમ જુદા જુદા આઠ યુગ વીતી ગયા. એમાંનો દરેક યુગ લગભગ પંદર વીસ લાખ વરસને અંતરે પલટાતો ગયો અને તેમાં ધીમેધીમે, મોટી માછલીઓ, કરોડવાળાં પ્રાણીઓ, ગરોળીઓ જેવાં જીવ, મોટા મગરો અને તે વધીને પેટે ચાલતાં અને પગે ચાલતાં મહાકાય રાક્ષસી પ્રાણીઓ વિકસતાં ગયાં. તેમાંથી ટૂંકી સૂંઢના હાથી, કૂતરા જેવડો ઘોડો, ડુક્કર, વાઘ, વાનર, હરણ આદિના મિશ્રણવાળાં પ્રાણીઓ, એવા, આજનાં પ્રાણીઓના ચિત્રવિચિત્ર વડવા ઉત્પન્ન થયા.

બીજી બાજુએ વનસ્પતિ પણ વિકસતી ગઈ પહેલાં દરિયાઈ વનસ્પતિ ને પછી કિનારા ઉપરની વનસ્પતિઓ ફાલવા લાગી, અને તે વધીને જંગી ફર્ન-હંસરાજ વગેરે મોટાં ઝાડનું રૂપ લેતી ગઈ, અને આજે જે આપણને કોલસાના સ્વરૂપમાં મળે છે તે ગંજાવર ઝાડોનાં જંગલો ફાલતાં ગયાં. કાળે કરીને એ જંગલો નાશ પામી જમીન દોસ્ત થયાં ને ધરતીના થર પર થર ચડતા ગયા તેની વચ્ચે દટાઈને એ કોલસાનું રૂપ પામ્યાં. એવા કોલસાના તથા એ કાળના પત્થરો વગેરે ધરતીના થર ઉપર, 'ફૉસિલ' રૂપે દટાઈદટાઈને તેમના જે આકારે છપાએલા મળી આવે છે તેના આધારે આ આકૃતિઓ આલેખાઈ છે એ બધાંનો પરિચય આપણે ગયા વરસમા કરી ગયા છીએ. હવે આ ચિત્રમાળામાં આવતા છેલ્લા યુગો, પ્લાયોસીન અને પ્લાઇસ્ટોસીન યુગનો પરિચય આપણે આ સાથેના ચિત્રમાં કરીએ છીએ.

આ ચિત્રનો સમય આજથી માત્ર અઢી લાખ વરસ ઉપરનો જ છે. એ યુગમાં એક નવું લક્ષણ પૃથ્વી પર ઉમેરાયું, અને તે પૃથ્વી ઉપર થએલો ઠંડીનો પ્રવેશ. જે આજથી ત્રણ કરોડ વરસ પર સળગતા તારાના રૂપમાંથી ઠરીને જીવસૃષ્ટિની જન્મદાત્રી બની, તેના પર ઉત્તર ભાગમાં હવે (પ્લાઇસ્ટોસીન યુગની શરૂઆતમાં) આકરી ઠંડી વરસાવતો હિમ યુગ બેઠો અને તેથી જ ઉપલા ચિત્રમાં આપણે હાથી અને ગેંડાના વડવાના ડીલે લાંબા વાળ જોઇએ છીએ. લગભગ આખો યુરોપ ખંડ બરફથી છવાઇ ગયો. બધા પ્રાણીઓ ઉત્તર પ્રદેશો છોડી હવે દક્ષિણ તરફ ચાલ્યાં ગયા અને રૂંછાંવાળો હાથી આજની બેહરિંગની સામુદ્રધુની પર એ કાળે આવેલા જમીનના પટ્ટા પર થઈ ઉત્તર અમેરિકામા જઈ વસ્યો. ઉપલા જમણા ખૂણામા દર્શાવેલાં આજના સાબર અને હરણ જેવાં ગૅક્રાચીના નામનાં પ્રાણીઓ, વાળવાળા ગેંડાં જેવા રહાઇનોસેરોસ પ્રાણીઓ, અને શરીરે બખ્તરવાળું આર્માડિલો જેવું પ્રાણી એ આ યુગોમાં નવાં ઉત્પન્ન થયાં; તે આ ચિત્રમાં જણાય છે. નીચલા ડાબા ખૂણામાં દેખાતો હિપ્પીડિયમ નામનો જે રંગનો ઘોડો એ કાળે થએલો તેના અવશેષો આજે દક્ષિણ અમેરિકામાંથી મળી આવે છે. અને, એ બધાની વચ્ચે, દુનિયામાં સૌથી છેલ્લા પ્રકટેલા જીવ, 'માનવી'નાં દર્શન આપણે આ છેલ્લા યુગમાં કરીએ છીએ. (સંપૂર્ણ)

(COURTESY; WORLD OF WONDER)

## આ અંકના મુખચિત્રના સર્જક

# કલાકાર શ્યાવક્ષ ચાવડા

આ અંકના મુખચિત્ર તરીકે રજૂ થએલા 'વિદાય' નામના પાંચરંગી ચિત્રના સર્જક પારસી કલાકાર ભાઈ શ્યાવક્ષ ચાવડાને પહેલી જ વાર ગુજરાતમાં જાહેર આવકાર આપતાં અમને બહુ આનંદ થાય છે. કલાકારે આ ચિત્રમાં લોકજીવનનાં પાત્રોને તેમના સ્વાભાવિક વસ્ત્રપરિધાન સાથે રંગો અને ચિત્રણાની એક લાક્ષણિક ભભક સાથે ઉતારી ગુજરાતની કળામાં એક નવો ચીલો પાડ્યો છે. જૂનાં રાજસ્થાની ચિત્રોની પેઠે તેમણે રંગમાં વાતાવરણની સુંદર ભાત ઉઠાવી, પાત્રો ? પોષાકો અને અલંકારો દ્વારા જીવનની કળા માણી રહ્યા છે તેને વફાદાર રહી, તેમના ગરોડ અને સંયોજના જાળવ્યા છે. સુશ્લિષ્ટ રેખાવ્યૂહ અને વિચારનું નવું રૂપવિધાન ભાઈ ચાવડાની વિશેષતા ગણાશે.

ભાઈ શ્યાવક્ષ ધનજીભાઈ ચાવડા હજી તો સાવ તરુણ છે નવસારીના ચાવડા પારસી કુટુંબના તે નબીરા છે અને ટૂંક વખતમાં તેમણે પોતાની કળાકાર તરીકેની કારકિર્દીમાં વિજયવંત કદમ ભેરવ્યાં છે. ઈ. ૧૯૩૦થી ૩૫ સુધી તેમણે મુંબાઈની સર જે.જે. સ્કૂલ ઑવ આર્ટમાં તાલીમ લીધી તે દરમિયાન તે યુરોપી શાસ્ત્રીયતાથી ચીતરનારા એક બાહોશ વિદ્યાર્થી ગણાતા હતા. તેમનું એક ચિત્ર વાઈસરૉયને ભેટ થયું હતું અને સ્થાનિક પ્રદર્શનોમાં પણ તેમના ચિત્ર દેખાતા હતા. ૧૯૩૬માં તેમને સર રતન તાતા ચૅરિટી ટ્રસ્ટની સ્કૉલરશિપ અને યુરોપમાં અભ્યાસ કરવાને બીજો ફંડ મળ્યાં, એટલે પ્રથમ ઇંગ્લંડ જઈ તે ત્યાંની પ્રખ્યાત સ્લેડ આર્ટ સ્કૂલમાં જોડાયા. તેમની પ્રવીણતા જોઈ ત્યાંના અધ્યક્ષે ત્રણ વર્ષને બદલે બે જ વર્ષમાં તેમને ડિપ્લોમા લેવા દીધી. એક હિંદી વિદ્યાર્થી માટે આ પહેલો જ દાખલો છે. ત્યાર પછી થોડો વખત પારીસમાં શુમીર (Chaumiere)ની મોટી ઍકેડેમીમાં અભ્યાસ કર્યો. ઉપરાંત ઇંગ્લંડમાં પહેલવહેલું આધુનિક નેપથ્યવિધાન દાખલ કરનાર પ્રખ્યાત રશિયન કલાકાર વ્લાડીમીર પોલુનીનના હાથ નીચે મુરલ (Mural) ચિત્રામણ અને રંગભૂમિની ચિત્રણા શીખ્યા.



કલાકાર શ્યાવક્ષ ચાવડાએ અમદાવાદની એક શાળાની ભીંતો માટે કરેલાં ભીંતચિત્રો ઉપરથી અનુક્રમે: (૧) ગ્રામશાળા; (૨) શહેરની શાળા; (૩) વિદ્યાર્થીઓનો ઉપવનવિનોદ (ઉજાણી); (૪) પ્રાચીન કલાધામની મુલાકાતે વિદ્યાર્થીઓ; (૫) પ્રાણીસંગ્રહની મુલાકાતે વિદ્યાર્થીઓ.

શ્રી ચાવડાએ તે ઉપરાંત દુકાનશોભન (window display) અને તૈલચિત્રોનું સમારકામ (restoration)ની તાલીમ મેળવી છે, અને વ્યાપાર સહાયક કળા (commercial art) માં તો તે ઘણા ? છે. તે સાથે લીથોગ્રાફીનું સારું જ્ઞાન પણ તેઓએ મેળવી લીધું છે

સંસ્કૃત ગ્રંથોના એવા તો પ્રામાણિક અંગ્રેજી તરજૂમા તૈયાર કર્યા કે એમનો યશસૌરભ વિદ્વન્મંડળીઓમાં પ્રસરવા લાગ્યો. ભારતીય સ્કૉલરોમાં શ્રી ગંગાનાથ ઝા જ પહેલા વિદ્વાન છે, જેમણે આપણાં પ્રાચીન ષડ્દર્શનોનાં પ્રામાણિક અને સુબોધ અંગ્રેજી ભાષાન્તરોનો પ્રારંભ કર્યો. આ દિશામાં એમના જેવું જ યશસ્વી કાર્ય કરનાર મહામહોપાધ્યાય શ્રી ગોપીનાથ કવિરાજ એમ. એ. (પ્રાચીન શાસ્ત્રોના પ્રકાંડ પંડિત અને બનારસ સંસ્કૃત કૉલેજના નિવૃત્ત પ્રિન્સિપાલ) સિવાય બીજો અન્ય કોઈ ભારતીય વિદ્વાન થયો નથી. ષડ્શાસ્ત્રોના ભાષાન્તરનું એ વિકટ કાર્ય પોતાના અવસાન પહેલાં જ સર ગંગાનાથ સંપૂર્ણ રીતે પાર પાડી શક્યા હતા. આમ શાસ્ત્રસેવા અને સંશોધનવિદ્યાની આવી કાર્યસિદ્ધિનો પૂરેપૂરો પરિતોષ પોતાની હયાતીમાં જ માણી જનાર યશસ્વી મનીષીઓ ઘણા જ ઓછા જોવામાં આવે છે. આ ભગીરથ કાર્યમાં એમને ડૉક્ટર થીબો પાસેથી ઠીકઠીક પ્રેરણા અને સહાય મળી હતી. ડૉક્ટર થીબો મૂળ જર્મનીના હાઈડલબર્ગ ગામના વાસી હતા અને તે વખતે પ્રયાગ વિશ્વવિદ્યાલયમાં સંસ્કૃત વિભાગના અધ્યક્ષ હતા. વેદાન્તશાસ્ત્રનો તરજૂમો તો ડૉક્ટર થીબોએ પોતે જ કર્યો હતો, અને ત્યાર પછી શેષ શાસ્ત્રોના ભાષાંતર રૂપી મહોદધિને પાર કરવાનું કાર્ય શ્રી ગંગાનાથ ઝાએ એકલા હાથે કર્યું.

ઈ. ૧૯૦૨માં અલ્લાહાબાદની મ્યૂર કૉલેજના સંસ્કૃત વિભાગના વિદ્વાન પ્રોફેસર મહામહોપાધ્યાય પંડિત આદિત્યરામ ભટ્ટાચાર્ય (મહામના મદનમોહન માલવીયજીના ગુરુજી) અધ્યાપનકાર્યથી નિવૃત્ત થયા, અને એમની જગ્યા પર ડૉક્ટર થીબોના આગ્રહથી પંડિત ગંગાનાથ ઝા નીમાયા. પ્રયાગ આવ્યા પછી એમનું શાસ્ત્રાનુશીલન બમણા વેગથી ચાલ્યું. ૧૯૦૯માં એમણે 'પૂર્વમીમાંસા'ની 'પ્રભાકર શાખા' (Prabhakar-School of Purva Mimansa) વિષે વિદ્વત્તાપૂર્ણ મહાનિબંધ (થીસિસ) લખ્યો, જેને માટે પ્રયાગ વિશ્વવિદ્યાલય તરફથી એમને ડી. લિટ્ (ડૉક્ટર ઑફ લેટર્સ)ની ઉપાધિ એનાયત કરવામાં આવી. ૧૯૧૦માં સરકારે એમની પ્રતિભા ને વિદ્યાસેવાનો સત્કાર કરીને એમને મહામહોપાધ્યાયના ઈલ્કાબથી વિભૂષિત કર્યા. આમ, પ્રયાગ વિશ્વવિદ્યાલયમાં તેઓ છેક ૧૯૧૮ સુધી અધ્યયન-અધ્યાપનનું કાર્ય કરતા રહ્યા.

ઈ. ૧૯૧૮માં બનારસની ભારતવિશ્રુત સંસ્કૃત કૉલેજના પ્રિન્સિપાલપદેથી ડૉક્ટર વેનિસ નિવૃત્ત થયા અને તેમની જગ્યાએ એ ગૌરવવંતા પદ ઉપર ડૉ. ગંગાનાથ ઝાની વરણી થઈ. એમની કીર્તિ, યોગ્યતા, ક્ષમતા અને વ્યક્તિત્વે એમને ખૂબ લોકપ્રિય બનાવી દીધા હતા. બનારસ સંસ્કૃત કૉલેજનું પ્રિન્સિપાલપદ મેળવનાર એ પહેલા હિંદીવાન હતા. તે પહેલાં એ પદ યુરોપિયનોને જ અપાતું. ૧૯૨૧માં હિંદી સરકારે એમને ઇંડિયન સિવિલ સર્વિસમાં પણ લઈ લીધા.

૧૯૧૩માં કલકત્તા વિશ્વવિદ્યાલયના આગ્રહથી એમણે 'માનવધર્મશાસ્ત્ર' (મનુસ્મૃતિ) પર આચાર્ય મેધાતિથિએ કરેલા સંસ્કૃત ભાષ્યનો અંગ્રેજી તરજૂમો તૈયાર કર્યો, જે ઉક્ત વિશ્વવિદ્યાલયે મોટામોટા પાંચ ખંડો (૨૫૦૦ પાનાં અને કિંમત પાંસઠ રૂપિયા)માં પ્રસિદ્ધ કર્યો છે. એ 'મનુસ્મૃતિ'ના જ અનુસંધાનમાં એમણે એવી જ બીજી વિપુલ પોથી 'Notes on Manusmriti' પણ લખી છે, જે ત્રણ ખંડો (અઢી હજાર પાનાં-કિંમત ચાળીસ રૂપીયા)માં કલકત્તા વિદ્યાપીઠે બહાર પાડી છે. હિંદુ કાયદાશાસ્ત્ર વિષેનું એમનું જ્ઞાન અને પાંડિત્ય ચૂડાન્ત હતું અને તે વિષે એમનો અભિપ્રાય અતિશય પ્રમાણભૂત મનાતો હતો. Hindu Law and its sources (હિંદુ કાયદાશાસ્ત્ર ને તેનાં ઉદ્‌ગમસ્થલો) એ પણ એમની એક જાણીતી કૃતિ છે.

આદ્ય શંકરાચાર્ય ભગવાનના ગુરુ સમા આચાર્ય કુમારિલભટ્ટની પ્રગાઢ વિદ્વત્તામાંથી નીકળેલા બે બૃહદ્ ગ્રંથ શ્લોકવાર્તિક (૫૫૦ પાનાં) અને તંત્રવાર્તિક (૧૭૨૨ પાનાં)નાં પણ એમણે પ્રામાણિક અંગ્રેજી ભાષાંતરો કર્યાં છે, જે હિંદની પ્રખ્યાત સંશોધનસંસ્થા 'બંગાળ એશિયાટિક સોસાયટી'એ પ્રસિદ્ધ કર્યાં છે.

૧૯૨૮માં કલકત્તા યુનિવર્સિટીએ એમને પોતાની 'કમલા વ્યાખ્યાનમાળા' માટે આમંત્રણ આપ્યું. તેમાં એમણે दार्शनिक अनुशासन (Philosophical Discipline) ઉપર પાંડિત્યપૂર્ણ સુંદર વ્યાખ્યાનો આપ્યાં, જે ઉક્ત વિશ્વવિદ્યાલયે પ્રકટ કર્યાં છે. એમની પહેલાં એ વ્યાખ્યાનમાળામાં ડૉ. ઍની બેસંટ અને મદ્રાસના શ્રીનિવાસ શાસ્ત્રીનાં વ્યાખ્યાનો થઈ ચૂક્યાં હતાં અને ત્રીજા વ્યાખ્યાતા તરીકે એમની પસંદગી કરવામાં આવી હતી.

ભારતીય તત્ત્વજ્ઞાનમાં મીમાંસાદર્શન સૌથી વધારે ક્લિષ્ટ અને શુષ્ક શાસ્ત્ર મનાય છે. મીમાંસાશાસ્ત્ર વિષે અધ્યયન અને અનુશીલન પણ ઘણું ઓછું થયું છે, કેમકે તેમાં શુદ્ધ કર્મકાંડની વિદ્યાનો વિચાર કરવામાં આવ્યો છે. એ શાસ્ત્ર ઉપર શબર સ્વામીનું ભાષ્ય સૌથી પ્રમાણભૂત અને પાંડિત્યપૂર્ણ મનાય છે. એ અતિ કઠિન મનાતા શબર ભાષ્યનું ડૉક્ટર ગંગાનાથ ઝાએ પ્રામાણિક અંગ્રેજી ભાષાંતર મોટામોટા ત્રણ ખંડો (અઢી હજાર પાનાં અને કિંમત ૪૮ રૂપિયા)માં કર્યું છે, જે 'વડોદરાની ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ' તરફથી છાપવામાં આવ્યું છે. તે સિવાય 'तर्कभाषा' અને काव्यालंकार सूत्रवृत्तिના એમના અંગ્રેજી અનુવાદો 'પૂના ઓરીએન્ટલ સીરીઝ' તરફથી બહાર પડ્યા છે.

૧૯૨૩માં સર્વસમ્મતિથી એમની નિમણૂક પ્રયાગ વિશ્વવિદ્યાલયના વાઈસ ચાન્સેલર તરીકે કરવામાં આવી અને ત્યાર પછી પણ ત્રણ વાર ત્યાંના ઉપકુલનાયક તરીકે એમનું જ નિર્વાચન થતું રહ્યું. કેળવણીકાર તરીકે એમના જીવનના ગૌરવનું એ સર્વોચ્ચ શિખર હતું. આ સન્માનનીય હોદ્દા પર એ લાગટ નવ વર્ષ સુધી રહ્યા.

વિદ્યાર્થીઓ અને અધ્યાપકોમાં તેઓ એકસરખા લોકપ્રિય બની ગયા હતા. પોતાના અધિકારનો એમને જરા યે ગર્વ ન હતો. એમની ચોમેર સરલતા, સાધુતા અને સૌહાર્દનું જ વાતાવરણ જામેલું રહેતું. કોઈ પણ વિદ્યાર્થી એમની પાસે જઈ પોતાની મુશ્કેલી રજૂ કરીને તેનું નિરાકરણ અને સમાધાન મેળવી આવી શકતો. ઈ. ૧૯૨૭માં પ્રયાગ વિશ્વવિદ્યાલય તરફથી પણ એમને એલ્એલ. ડી.ની માનદ ઉપાધિ આપવામાં આવી. યુક્ત પ્રાંત (યુ. પી.)ની વિદ્વાન સંસ્થા 'હિંદુસ્તાની ઍકેડેમી'એ ૧૯૨૯માં એમને વ્યાખ્યાન માટે આમંત્રણ આપ્યું, જેમાં એમણે 'કવિ અને કાવ્ય' એ વિષય લઈને જે સરસ અને માર્મિક વ્યાખ્યાનો આપ્યાં તે 'કવિરહસ્ય' નામથી બહાર પડ્યાં છે. લંડનની 'રૉયલ એશિયાટિક સોસાયટી'એ પણ એમને પોતાના ફેલો તરીકે સ્વીકાર્યા હતા. પટણા યુનિવર્સિટી તરફથી [illegible] રામદીન રીડરશિપ વ્યાખ્યાનમાળા માટે પણ એમને વ્યાખ્યાનદાતાનું માન અપાયું હતું, અને 'એશિયાટિક સોસાયટી-બંગાલ'ની મુંબાઈ શાખા તરફથી એમને 'કૅમ્પબૅલ ચંદ્રક' આપવામાં આવ્યો હતો.

અલ્લાહાબાદ-નિવાસ દરમ્યાન એમણે 'Indian Thought' નામક માસિક પત્રનું અગિયાર વર્ષ સુધી સંપાદન કર્યું હતું અને પોતે જ્યારે બનારસ સંસ્કૃત કૉલેજના આચાર્ય હતા ત્યારે સરસ્વતી

આવી જતો હતો. શરીર પીળું થઈ ગયું હતું. એવી માન્યતા છે કે મેલેરિયા પિત્તથી આવે; અને પિત્ત કડવાણી લેવાથી જ મટે. એ માન્યતા ખોટી પણ નથી. પરંતુ એ કડવાણીના ભેદ સમજવા જેવા છે.

કડવાણી એટલે સામાન્ય રીતે કડુ-કરિયાતું ગણાય છે ઘણી ભૂલથી કડુ અને કરિયાતું એ બંનેને એક ગણે છે અને કડુ-કરિયાતું બોલે છે. પરંતુ કડુ અને કરિયાતું બંને જુદી જ વસ્તુઓ છે અને બંનેના ગુણ જુદાજુદા છે.

કડુ પિત્તનો રેચ લગાડે છે; પેટ સાફ લાવે છે; પિત્તાશયમાંથી પિત્ત બહાર ધકેલે છે. તેથી લિવર (કલેજા)ના રોગમાં તે વપરાય છે. પિત્તસારક હોવાથી તે તાવની ગરમી ઓછી કરે છે. વૈદ્યો કડુને શોધીને 'અજિત' નામથી વાપરે છે.

કરિયાતું પિત્તશામક અને શક્તિપ્રદ છે. તાવ પછીની નબળાઈમાં કરિયાતું બહુ સારું કામ આપે છે. લિવરને તે શક્તિ આપતું હોવાથી પિત્તની મોસમમાં તાવ આવવા દેતું નથી. ખોટી ગરમી ઓછી કરે છે.

બંનેના આવા જુદાજુદા ઉપયોગી ગુણને લીધે બંનેનો સાથે કરેલો ઉકાળો તાવમાં ખૂબ ગુણકારી નીવડે છે.

કરિયાતાનો અર્ક પરદેશથી મોટા જથ્થામાં અહીં આવે છે. આપણે ત્યાં આ બંને વનસ્પતિઓ ઊભે વગડે થાય છે, પરંતુ ફક્ત રૂપાળી બનાવટના જ પૈસા આપણે ખરચતા હોઈએ છીએ. કોઈને શંકા રહેતી હોય તો મેડિકલ સ્ટોરમાં જઈને ટિંચર જેન્શ્યન અથવા એક્સ્ટ્રેક્ટ જેન્શ્યનના ભાવ પૂછી આવજો! —(દાંડિયો)

## કીડીનો વેપાર

સાંભળીને તમને આશ્ચર્ય થશે કે કેટલીક જગ્યાએ કીડીઓનો પણ વેપાર થાય છે

પ્રથમ દૃષ્ટિએ જોતાં તો કીડીઓ મનુષ્યના કશા જ ખપમાં આવી શકતી લાગતી નથી, પરંતુ આપણે એ હકીકત ભૂલી જઈએ છીએ, કે કુદરતે કોઈ પણ ચીજ નિરુપયોગી બનાવી નથી. અને માનવી પણ બુદ્ધિ વડે કુદરતના એકેએક સર્જનનો ઉપયોગ કરી શકે છે. કેલીફૉર્નિયા (અમેરિકા)માં એક પ્રકારના કીડા થાય છે, જે વૃક્ષોનાં ફૂલો તથા પાંદડાઓનું સત્યાનાશ વાળી નાખે છે. પણ કીડીઓ આ કીડાઓની કટ્ટર દુશ્મન માલૂમ પડી છે. એટલે કેલીફૉર્નિયાના બાગવાળાઓ આ કીડીઓને ખરીદી, તેમને પોતાના વૃક્ષો ઉપર મૂકી દે છે અને એ રીતે પેલા કીડાઓથી પોતાના કિંમતી વૃક્ષોને રક્ષે છે

અમેરિકાના ટેક્સાસ પરગણાનો એક શખ્સ કીડીઓના આ વેપારથી માલદાર થઈ ગયો છે. આ શખ્સ દર વર્ષે વિપુલ પ્રમાણમાં કીડીઓ કેલિફૉર્નિયા મોકલે છે અને મોટો નફો કરે છે.

કીડીઓ મોકલવાની પદ્ધતિ પણ ખૂબ વિચિત્ર છે. વાદળીના મોટામોટા ટુકડા લઈ તેને મધ અથવા ખાંડની ચાસણી વડે તરબોળ કરી જ્યાં કીડીઓ મોટા પ્રમાણમાં હોય છે ત્યાં મૂકી દેવામાં આવે છે. એ ગળપણ ખાવા માટે કીડીઓ વાદળી પર આવે છે, અને પુષ્કળ ગળપણ જોતાં ત્યાં જ રહી વાદળીનાં કાણાંમાં જ ઇંડાં મૂકવા લાગે છે. ખોરાક પૂરો થઈ ગયા બાદ એ કીડીઓ તો ઇંડાં છોડી ખોરાકની શોધમાં ચાલી નીકળે છે; પણ પાછળ રહેલાં ઇંડાંવાળી વાદળીઓને વધુ મધ લગાડી પેટીઓમાં બંધ કરી દેવામાં આવે છે, અને વહાણોમાં એ પેટીઓને ચડાવી દેવાય છે. નિયુક્ત સ્થળે પહોંચતાંપહોંચતાં ઇંડાંઓમાંથી બચ્ચાં નીકળી આવે છે, જેને લોકો ખરીદી લે છે.

—ઇ. સ. દ.

(ઉર્દૂ ઉપરથી)




### ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું બે ઈનામ ભેગાં: ત્રીજું ઈનામ: 'બંદરમાં આરામ'—ડી.બી. બોના (કોચીન). નોંધપાત્ર: (૧) 'વહાણનો આધાર'—ડી.બી. બોના (કોચીન); (૨) 'મફત વાચનાલય'—એચ. લાલ (સુરત); (૩) નામ વિનાનું—ધીરજબહેન હી. મોટક (કચ્છ કોટડી).

ચિત્રોની ઓછી સંખ્યા અને સારી પંક્તિના નમૂનાનો અભાવ દિવસે દિવસે વખતને અનુસરીને વધારે જણાય છે. જે નમૂના આવ્યા છે તેમાંથી દરિયાકિનારા આગળનાં ભાઈ ડી બી. બોનાનાં ચિત્રો કંઈક સારાં દેખાય છે, અને 'બંદરમાં આરામ'નું એમનું ચિત્ર ત્રીજું ઈનામ જીતી જાય છે. વહાણના સઢ વીંટાળી દેવામાં આવેલા છે તેમ જ પાણીની સપાટી પણ શાંત સ્થિર દેખાય છે, તે ઉપરથી ચિત્રનો હેતુ સમજાઈ આવે છે. વહાણના જથ્થાનું મિશ્રણ થઈ જાય છે તે જો જરા છૂટાં હોત તો મુખ્ય વસ્તુ બહાર તરી આવત અને સંયોજના વધારે અનુકૂળ બનત. ફોકસિંગની ખામીને લીધે ચિત્રમાં તીક્ષ્ણતા જોઈએ તેવી નથી. ઇંગ્લંડના જાણીતા ફોટોગ્રાફર મી. એફ. જે. મૉર્ટિમરે દરિયાના દેખાવોનાં ચિત્રોમાં દુનિયાભરમાં પ્રશંસા મેળવી છે. તે ચિત્રો કોઈપણ ફોટોગ્રાફિક વાર્ષિક અંકોમાંથી જોવાથી ઘણું શીખવાનું અને જાણવાનું મળશે. ભાઈ બોનાનું બીજું ચિત્ર 'વહાણનો આધાર' જે નોંધપાત્ર ઠરે છે તે નવીન કોણ દેખાડે છે. આ ચિત્રમાં ડાબી બાજુથી ત્રણ ઇંચ કાપી નાખવામાં આવે તો ચિત્રની સંયોજના સુધારી શકાય. આવા ચિત્રમાં પાત્રો અને તેમની ક્રિયાની જરૂર જણાઈ આવે છે. દૂરની ક્ષિતિજરેખા આંખને ખૂંચે છે, જે ડિફરેન્શ્યલ ફોકસિંગથી દૂર થઈ શકે. અથવા આવાં ચિત્રોમાં ફિલ્ટર ન વાપરવામાં આવે તો દૂરની વાતાવરણની છાયા વધારે સારી લાવી શકાય અને તેના લીધે સન્મુખ પડેલી વસ્તુ વધારે ઉઠાવમાં આવે. ભાઈ એચ. લાલના 'મફત વાચનાલય'નો વિષય સારો છે પણ જે જગ્યા ઉપરથી ચિત્ર લેવાયું છે તેની પસંદગી બરોબર નથી. નીચા કૅમેરા ઍન્ગલથી અને વધારે નજીકથી ચિત્ર લેવાએલું હોઈ ખોટો પરસ્પેક્ટિવ દેખાડે છે. મુખ્ય વસ્તુની રેખા અસ્પષ્ટ જણાય છે તે ફોકસિંગની ખામી સૂચવે છે. એને ઊંચા દૃષ્ટિકોણથી લઈ સંયોજના સુધારી શકાય. ધીરજબહેન ચિત્રને નામ આપવાનું જ ભૂલી ગયાં છે, જે હરીફાઈના નિયમ વિરુદ્ધ છે. પરોઢિયામાં અથવા સૂર્યાસ્ત વખતે જ આવા દેખાવો ઝડપી શકાય. જમણી બાજુથી કે ઇંચ, ડાબી બાજુથી કે, ઉપરથી કે અને નીચેથી કે ઇંચ ટ્રિમ કરી મોટું ચિત્ર બનાવવામાં આવે તો સુંદર ચિત્ર બની રહે.

હરીફાઈ અને પ્રદર્શન માટે રજૂ કરવામાં આવતાં ચિત્રોના ગુણદોષ ખાસ જોવામાં આવે છે. તેમાં કરવામાં આવતાં વિવેચનો ધ્યાનમાં રાખી તે અનુસાર એક સંપૂર્ણ ચિત્ર બનાવવા તમારા ચિત્રની સંયોજના માટે વધારે વખતનું રોકાણ કરો. તમે શા કારણસર અમુક ચિત્ર પાડવા માગો છો તેનો પૂરતો ખ્યાલ કરી તમારામાં કંઈક નવીનતા હોય તે દેખાડવાનો યત્ન કરી છાપ દબાવો તો તમે જરૂર સફળતા મેળવશો. કાચના બારીક સમયમાં ફિલ્મનો બચાવ કરવામાં પણ આ વાત લક્ષમાં રાખવા જેવી છે.

બી. બી. ફ્રેનીબંદર

# આ માસ ઈતિહાસમાં

## જાન્યુઆરી

**તા. ૧** વિક્ટોરિયાને હિંદની મહારાણી જાહેર કરતો દિલ્હીનો ઢંઢેરો, ૧૮૭૭.

**તા. ૩** હિંદના એક અગ્રણી મુસ્લિમ રાજનીતિજ્ઞ સર અકબર હૈદરીનું અવસાન, ૧૯૪૨. હૈદરાબાદ (દક્ષિણ)ના એ દીવાન હતા અને છેલ્લાં વર્ષોમાં શ્રી અરવિંદની ફિલસૂફી પ્રત્યે એમનું વલણ ગયું હતું.

**તા. ૭** હિંદના ઇતિહાસમાં એક અગત્યનો તબક્કો નક્કી કરતું પાણીપતનું ત્રીજું યુદ્ધ, જેમાં અહમદશાહ અબદાલી દુરાની સામે મરાઠાઓએ સજ્જડ હાર ખાધી, ૧૭૬૧.

**તા. ૯** અંગ્રેજી સાહિત્યમાં વિશિષ્ટ પ્રકારની ટૂંકી વાર્તાઓ લખીને નામના કાઢનાર અત્યંત સંવેદનશીલ લેખિકા કૅથેરીન મૅન્સફીલ્ડનું અવસાન, ૧૯૨૩. (જન્મ: ઑક્ટો. ૧૪, ૧૮૮૮) જાણીતા અંગ્રેજ વિવેચક ને તત્ત્વચિંતક જૉન મિડલટન મરીની તે પત્ની.

**તા. ૧૨** મદ્રાસના પીઢ અને પ્રતિષ્ઠિત રાષ્ટ્રીય દૈનિક પત્ર 'હિંદુ'ના શક્તિશાળી તંત્રી એસ. કસ્તુરીરંગા આયંગરનું અવસાન, ૧૯૨૩.

**તા. ૧૪** વડોદરાના રેસીડેન્ટ કર્નલ ફેર અને પોલિટિકલ એજન્ટને ઝેર આપવાના આરોપસર વડોદરાના ગાયકવાડ મલ્હારરાવની ધરપકડ, ૧૮૭૪.

**તા. ૨૦** બાબરે ચંદેરી પર હલ્લો કરી તેને કબ્જે કર્યું, ૧૫૨૮.

**તા. ૨૪** કલકત્તા વિદ્યાપીઠ સ્થપાઈ, ૧૮૫૭.

**તા. ૨૮** ઍડોલ્ફ હિટલર પ્રકાશમાં આવીને જર્મનીનો ચાન્સેલર થયો, ૧૯૩૩.

---

### આ માસનો પ્રસંગવિશેષ

દક્ષિણ હિંદમાં બે સૈકાની ઉત્કૃષ્ટ જાહોજલાલી ભોગવનાર અને ભારતના ઇતિહાસગ્રંથનું એક સુવર્ણપૃષ્ઠ બની રહેનાર વિજયનગરના સમૃદ્ધ હિંદુ મહારાજ્ય (ઈ. ૧૩૩૬થી ૧૫૬૫)નો આ માસમાં ધ્વંસ થયો. સવા બસો વર્ષ સુધી મુસલમાનો સામે ટક્કર ઝીલીને દક્ષિણ હિંદમાં છેક રામેશ્વર સુધી પોતાની સરહદ ફેલાવનાર અને સત્તા તથા સમૃદ્ધિની ટોચે પહોંચનાર એ રાજ્ય, સામ્રાજ્યના મદમાં પોતાના બધા પડોશીઓ જોડે લડાઈ રાખવાથી શત્રુઓ છેવટે એક થયા અને ઈ. ૧૫૬૫ના જાન્યુઆરીની ૨૩મી તારીખે તાલીકોટ પાસે લડાયેલા ઇતિહાસપ્રસિદ્ધ યુદ્ધમાં અહમદનગર, બીજાપુર, ગોલકોંડા આદિ પાંચ મુસલમાન રાજ્યોના એકત્ર બળ સામે તેણે એવી હાર ખાધી કે એ આખા સામ્રાજ્યનો ધ્વંસ થઈ ગયો.



### આ માસની વ્યક્તિવિશેષ
### કવિ (લૉર્ડ) બાયરન

કલ્પના અને પ્રસાદથી ભરપૂર પોતાની રંગદર્શી કવિતાઓથી ઇંગ્લંડ કરતાં યે યુરોપના દેશોમાં વધારે ખ્યાત થનાર ઇંગ્લંડનો આ પ્રતિભાશાળી કવિ, જ્યૉર્જ ગૉર્ડન બાયરન, ૧૭૮૮ના જાન્યુઆરીની ૨૨મીએ જન્મ્યો હતો. પિતાથી લડીને જુદી થએલી કર્કશા ને ક્રૂર સ્વભાવની માતાના હાથ નીચે તેનું બાળપણ બહુ દુઃખમાં વીત્યું; અને એક પગે નાનપણમાં આવેલી ખોડ તેના આ દુઃખમાં વધારો કરતી. ૧૭૯૮માં, ૧૦ વરસની ઉંમરે તેને કાકાના મૃત્યુથી ઉમરાવગીરીનો વારસો મળ્યો તે પહેલાં તેણે હૅરો અને કૅમ્બ્રિજમાં ઉચ્ચ શિક્ષણ લીધેલું. સાહિત્યનો સંપર્ક પામેલો તે ૧૮૦૭માં 'અવર્સ ઑવ આઈડલનેસ' નામથી પોતાનો પહેલો કાવ્યસંગ્રહ પ્રકટ કરેલો. ઉમરાવપદે આવ્યા પછી ૧૮૦૯થી ૧૮૧૧ સુધી તેણે યુરોપ અને એશિયામાઇનોરમાં સફરો કરી. તેને પરિણામે તેનું પ્રખ્યાત 'ચાઇલ્ડ હૅરોલ્ડની યાત્રા' નામનું કાવ્ય જન્મ્યું (૧૮૧૨), જે એની કીર્તિદા બન્યું અને એક વરસમાં તેની સાત આવૃત્તિ ખપી ગઈ એ પરિણામે આશ્ચર્યજનક રૂપ છે. ચારિત્ર્યદોષના લોકાપવાદના માર્યા ફરી એણે ૧૮૧૬માં ઇંગ્લંડ છોડ્યું અને યુરોપખંડ ઉપર પગ્યો. જેમાં મોટો ભાગ તેણે કવિ શેલી જોડે સ્વિટ્ઝર્લૅંડમાં ગાળ્યો. ઇટાલીમાં ચાર વર્ષ ગાળ્યા બાદ ત્યાં તેનું છેલ્લું અને સૌથી શ્રેષ્ઠ કાવ્ય 'ડૉન જુઆન' લખાયું જે દુર્ભાગ્યે અધૂરું રહ્યું. ઉપરાંત 'પ્રિઝનર ઑવ ચિલોન', 'હિબ્રુ મેલડીઝ' વગેરે ખ્યાત કૃતિઓ પણ રચાઈ. એવામાં ૧૮૨૩માં ગ્રીક પ્રજાએ સ્વાતંત્ર્યયુદ્ધ માંડ્યું તેમાં તે જોડાયો અને ૧૮૨૪ના એપ્રિલની ૧૯મીએ ત્યાં મિસોલોંઘી આગળ તાવથી મરણ પામ્યો. કાવ્યો ઉપરાંત તેણે આઠ નાટકો પણ લખ્યાં છે. દેખાવે નમણો, રૂપાળો, મજબૂત બાંધાનો ને પગે ખોડ છતાં એ કુસ્તીબાજ ને તરવૈયો હતો. અંગ્રેજી સાહિત્યમાં અગત્યનો આંક મૂકી જનાર એ રંગદર્શી કવિનાં કાવ્યોના, યુરોપની દસદસ ભાષાઓમાં અનુવાદ થયા છે.

### કસોટીના ઉત્તરો

(૧) રવિવાર (૨) પહેલાં ૪ શેર તોળવા. પછી તેને અરધો કરી નાખીને બશેર કાઢી લેવી. બાકીની બશેરને પણ અરધી કરીને બીજી ૧ શેર તારવી લેવી; ને બાકી બચેલી શેરને અરધે ભાગે તોળી ૦॥ શેર કાઢી લેવી એટલે ૩॥ શેર તમારી પાસે આવી ગઈ.




(૩) કોઈ પણ ચોરસના ચાર ખૂણામાંથી એક કાપી નાખો તો પાંચ ખૂણા રહે. (૪) ૨૮મે દહાડે. રોજના એક ફૂટને હિસાબે ૨૭મે દહાડે તે ૨૭ ફૂટ તો ચડી જ હશે, ને ૨૮મે દહાડે ત્રણ ફૂટ ચડવાથી તે તદ્દન બહાર આવી જશે. (૫) એ. ઓ. હ્યૂમ (૬) ત્રણ કુંજ. (૭) રામરામ કહો, મહેરબાન! તમે ટ્રેન ચૂકી ગયા. પહેલો માઇલ કાપવામાં જ બધો વખત વીતી ચૂક્યો.

### વિકસતું વિજ્ઞાન

**અ**મેરિકામાં હવે 'ઍર-કન્ડીશન્ડ' બિસ્તરા શોધાયા છે જે ઠંડીની ઋતુમાં ગરમ અને ગરમીની ઋતુમાં ઠંડા રહી શકે છે. આ બિસ્તરાને એક છેડે એક 'ડાયલ' ગોઠવવામાં આવેલું હોય છે, જેને ફેરવવાથી જરૂર મુજબ બિછાનામાં ટાઢક અથવા ગરમી ઉત્પન્ન થઈ શકે છે.

**એ**ક વૈજ્ઞાનિકે હાલમાં જ એક એવા યંત્રની શોધ કરી છે, જેને દૂરબીન જોડે સાંકળી દેવાથી તેની દૂરદર્શક શક્તિમાં એક લાખ ગણો વધારો થઈ જવા પામે છે. દાખલા તરીકે જો કોઈ દૂરબીન સાથે આ યંત્ર જોડી દઈ, એ સામાન્ય પ્રકારના ફૂટબૉલને જોવામાં આવે તો તેનો ભાગ સાડા ચાર માઇલ જેટલો દષ્ટિગોચર થાય! —ઠ. રા. દ.



## આપ બળે એકલ ખૂણે જગમાં એવાં જનમિયાં
## ધૂપ બધે પ્રસરંત અગરબત્તી ને સંત



—તનસુખ ભટ્ટ

અમદાવાદમાં ગુજરાત સભાને પુનર્જિવિત કરવાની યોજના ચર્ચાતી હતી તેમાં ગાંધીજીને મંત્રી અને સર ચીનુભાઇને પ્રમુખ નીમવાની વાત આવતાં કોઇકે કહ્યું: 'સર ચીનુભાઈ ગાંધીજીના ઉપરી થવા યોગ્ય છે?'

ગાંધીજીએ બોલનારને તરત જ રોકયા: 'તમે મારું અપમાન કરો છો. તમે શું એમ કહેવા માગો છો કે હું સર ચીનુભાઇના તાબામાં રહી કામ ન કરી શકું?'

અનેકાર્થી શબ્દ: રાગ=(૧) ગાવાની રીત; (૨) અવાજ કે સૂર; (૩) મોહ, મમતા કે આસક્તિ; (૪) પરસ્પરનો મેળ બનતું; (૫) ક્રોધ અથવા ગુસ્સો; (૬) લાલ રંગ.

કહેવતોનાં મૂળ: 'સસ્સેકા તીન પાંવ'—કોઈ વાત જાણતા છતાં તે બાબતમાં કરી બેસીને મૂળમાંથી નામુક્કર જવા માટે વપરાતી આ કહેવત વિષે વાત છે કે બે શિકારીઓએ એક સસલાનો શિકાર કર્યો અને તેમાંનો એક પાસેના વહેળામાં નહાવા ગયો. તે દરમ્યાન, બીજો બહુ ભૂખ્યો થયો હશે તે સસલાનો એક પગ કાપીને ખાઈ ગયો. પેલાએ પાછા આવીને સસલાના ત્રણ જ પગ જોઈ તે વિષે પૂછતાં પહેલાએ જવાબ આપ્યો કે 'યે સસ્સે કો તીન જ પાંવ થે; ચોથા પાંવ હી નહિ થા!'

### ગણિતગમ્મત

તમારા મિત્રને કોઇ પણ રકમ ધારવાનું કહો. પછી તેના આંકડાનો સરવાળો કરાવો, તે જ્યાં સુધી એક અંક આવે ત્યાં સુધી. એ એકાંકી સરવાળો મૂળ રકમમાંથી બાદ કરાવો. હવે જે બાદબાકી આવે તેનો કોઇ પણ એક આંકડો છુપાવી રાખવાનું કહો, અને બાકીના આંકડાઓનો એકાંકી સરવાળો તેને પૂછી લ્યો. એ જે આંકડો કહે તે આંકડા પછીના આંકડાને તમે હવે તમારા મનમાં નવ વડે ગુણી લો. તેમ કરતાં જે રકમ આવશે તેમાં એક આંકડો તો તમને કહેલો આંકડો હશે. તે પડતો મૂકી બાકીનો આંકડો તે તમારા મિત્રે છુપાવી રાખેલો આંકડો!

આ અંકના માધુકરી વિભાગમાં જેમનું ચરિત્ર આપ્યું છે તે ડૉ. સર ગંગાનાથ ઝાની અટકનો શબ્દ 'ઝા' તે મૂળ 'ઉપાધ્યાય' પરથી આવેલો છે. 'ઉપાધ્યાય' પરથી થયો ઉપાધ્યા, તે પરથી થયો 'ઓઝા' અને છેવટે થયા 'ઝા'.

### એક કલાકમાં!

એક કલાકમાં તો જગતમાં કેટકેટલી અજબ વસ્તુઓ બની જાય છે તે જાણો છો?

દર કલાકે જગતમાં ૫,૪૪૦ માણસો જન્મે છે ને ૪,૬૩૦ મરે છે (અલબત્ત, લડાઇના વખત સિવાય!)

ખાંડની ઉત્પન્ન દર કલાકે ૯૯,૬૦૦ ટન થાય છે એવી ઇંગ્લંડમાં ગણત્રી નીકળી છે; ને ૮૫ લાખ રતલ માંસ, પાંચ કરોડ રતલ બટાટા, ૨૫ લાખ ઈંડાં ને સાત કરોડ રતલ રોટી દર કલાકે આ દુનિયામાં ખોરાક તરીકે વપરાય છે.

દર કલાકે ટપાલમાં પસાર થતા કાગળો વગેરેની સંખ્યા એક અબજ ને ચાર કરોડની થવા જાય છે અને તેના પર સાડા સાત કરોડ રૂપિયાની ટિકિટો ચોટેલી હોય છે!

જગતમાં નીકળતાં વર્તમાનપત્રોની દર કલાકે છપાતી સંખ્યા સાઠ લાખની થવા જાય છે.

### ગીતાનું ભાષાન્તર

ફૈઝીએ–ફારસીમાં કર્યું છે
અબુસુલેહે–અરબીમાં
સ્લેગલે લેટિનમાં
ડીમિટ્રિયસે–ગ્રીકમાં
બર્નુફે–ફ્રેન્ચમાં
લૉરિન્જરે–જર્મનમાં
સ્તાનીસલસગેટિએ–ઇટાલીમાં
વિલ્કિન્સે–અંગ્રેજીમાં (મ. જોષી)

આર્ય ધર્મના મહાન પ્રચારક આદ્ય શંકરાચાર્ય જાતે દ્રવિડ હતા!

આયુર્વેદના વૈદકશાસ્ત્ર અને શાસ્ત્રના ગ્રંથોમાં તમાકુનું નામ મળતું નથી. એ અમેરિકાથી ઇંગ્લંડ ગઈ; પણ ક્યારે?



મૅનેજર: કેમ બાબુ, હમણાં તમને હજામત કરવાનો વખત નથી મળતો?

બાબુ: સાહેબ, મેં હમણાં દાઢી વધારવા માંડી છે.

મૅનેજર: દાઢી વધારવી હોય તો તે કામ તમારે ઘેર કરવું; ઑફિસનો વખત બગાડવાનો નથી!

જાપાની ભાષામાં 'લ' ઉચ્ચારનો કોઈ અક્ષર જ નથી; અને બર્મી ભાષામાં 'ર' ઉચ્ચારનો કોઇ અક્ષર નથી. એટલે 'રાવળ'ને જાપાનીઓ 'રાવર' કહે અને બર્મી લોકો 'લાવલ' કહે!

દસ હજારની કિંમતની પોલાદી લાટમાંથી ૩૦ હજાર રૂપિયાની કિંમતની ઘડિયાળનો કમાનો તૈયાર થાય છે.

અમેરિકામાં ભવિષ્યભાખીને રોજી ખાનારાની સંખ્યા પાંચ લાખની છે હિંદમાં?

યુદ્ધ શરૂ થયું ત્યાર પછીના તરતના ચાર જ મહિનામાં હિંદુસ્તાનમાં ૧૩,૧૧,૦૦૦ નકશાનું વેચાણ થએલું.

પોતાની બહાર પડતી આંખોને લઇને જિરાફ એકી સાથે ચારે દિશાઓમાં જોઇ શકે છે.

બાર ઇંચ લાંબા ને છ ઇંચ પહોળા એક ૦॥ ઇંચ જાડા પાટિયાના કટકામાંથી, લગભગ છ ફૂટ લાંબા તારની મદદ વડે, સાબુ વગેરે રાખવાની જાળીવાળી નાની અભરાઈ બનાવી શકાશે. આ સામેની આકૃતિ અમાં પાટિય માંથી કેવા અપના ને કેવા આકારના ટુકડા કાપવા તે દર્શાવ્યું છે, ને આકૃતિ બમાં દર્શાવેલો તૈયાર નમૂનો જોતાં, એ કટકાને તાર ની મદદ વડે કેમ ઉપયોગમાં લઈને આખી અભરાઈ થાય તે કલ્પી શકાશે. પાટિયાંના સાંધા જોડવાં માટે એક ઇંચ લાંબા છ સ્ક્રૂની જરૂર પડશે. (પુ પ્રા. સેવક)



ડાબી બાજુ: આકૃતિ અ
ઉપર: આકૃતિ બ

સૌંદર્યનો સુમેળ
રૂસ્તમ સાડી



# રૂસ્તમ મીલ્સ લી.

દુધેશ્વરરોડ, અમદાવાદ.




# નવજીવન મીલ્સ લી.

કલોલ

## સોહરાબ મોદી અને મિનરવાને યશકલગી-પહેરાવી જાય છે

ગરવી ગુજરાતના
સમર્થ સાહિત્યકાર

### શ્રી કનૈયાલાલ

### મુનશીની

ઐતિહાસિક નવલકથાને

દિગ્દર્શક

### સોહરાબ મોદીએ

ગજબનાક ચિત્રદેહ
આપ્યો છે



## મોત

સામે ઊભું હતું છતાં
જે હસી રહ્યો હતો—
જે જીવતાં
કોઇને નમ્યો નહિ અને

### અમર નામ

મુકી ગયો તે

ચિત્રકથા : પંડીત સુદર્શન
કલા નિર્દેશન : રૂસી બેન્કર

મુખ્ય ભૂમિકા :

- સોહરાબ મોદી
- દુર્ગા ખોટે
- સંકઠાપ્રસાદ
- કજ્જન
- મીના
- સાદિકઅલી
- કે. એન. સીંઘ
- અલ નાસીર
- નવીન યાજ્ઞિક

વગેરે

# માલવપતિ મુંજ—અને એજ



મિનરવાનું આ અદ્‌ભૂત ઐતિહાસિક ચિત્ર
મુંબઈની સંપૂર્ણ પસંદગી પામી ચુકયું છે.

દરરોજ ૩ ખેલ : ૪, ૭ અને ૧૦ વાગે
શનિ-રવિ, રજાઓ મેટીની ૧ કલાકે

# ન્યુ વેસ્ટ ઍન્ડ

એડવાન્સ બુકીંગ ૧૦થી ૧૨ અને ૩થી ૬

[મિનરવા ફિલ્મ એક્ષચેઈન્જનું ફેમસ પ્રકાશન]

# કુમાર

ફેબ્રુઆરી-માર્ચ · ૧૯૪૪

આવતી કાલના નાગરિકો ઘડતું આજનું અગ્રણી માસિક



ાદ્યતંત્રી · રવિશંકર રાવળ · સંપાદક · બચુભાઈ રાવત ૨૮૨-૨૪૩



ગોપિકાનો ઘડો
ચિત્રકાર મનીષી દે
ચિત્ર તથા ચિત્રકારના પરિચય માટે જુઓ અંદર ઉઘડતી પ્લેટ






પ્રકાશન તારીખ ૧૩-૪-૪૪



મુદ્રક-બચુભાઈ રાવત, પ્રકાશક-ગંગાશંકર મહાશંકર રાવળ, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર, અમદાવાદ. વાર્ષિક રૂ. ૬, પરદેશના ૭ રૂ. [illegible] મુદ્રક [illegible] ભાગમાં [illegible] મુખપૃષ્ઠમાં [illegible] એન એમ. ત્રિપાઠી લિ., [illegible] પ્રિન્સેસ સ્ટ્રીટ; વડોદરામાં પુસ્તકાલય સ. સ. મંડળ લિ. તથા નૂતન [illegible] સ્ટુડિયો, રાયપુર કલકત્તામાં એલ. કે મેઘાણી, ૧૪ [illegible] સ્ટ્રીટ.

જાહેર ખબરના સોલ એજન્ટ મેસર્સ [illegible] ઍડ્વર્ટાઈઝર્સ, મહેતા બિલ્ડિંગ, [illegible] સ્ટ્રીટ, મુંબઈ-૧, અમદાવાદમાં શ્રી [illegible], આનંદભર.

[illegible]



# જાહેર પ્રજાનો મિત્ર નં. ૧

એ છે બોમ્બે મ્યુચ્યુઅલનો કાર્યકર-જાહેર પ્રજાનો મિત્ર નં. ૧. એ તમને, મને કે દરેક જણને મદદ કરવા ખડે પગે તૈયાર છે. ગમે તે થાવ પણ તમારો પુત્ર કેળવણી પામે અને જીંદગીમાં સારી શરૂઆત કરી શકે એ માટે—અને તમે પણ તમારી વૃદ્ધાવસ્થા સુખચેનમાં ગાળવાની ખાત્રી રાખી શકો એ માટે—વ્યવસ્થા કરવામાં તમને મદદ કરવા હમેશા એ હાજર છે.

જ્યારે એ તમને મળવા આવે ત્યારે એને મળવા અને આવકાર આપવા ચૂકશો નહિં. તમારી શું શું જરૂરિયાતો છે તે એને જણાવો અને એ તમારું ભાવિ સલામત, ચિંતામુક્ત અને સુખચેન ભર્યું બનાવવાનો સૌથી સલામતી ભર્યો અને સૌથી વધુ માફક આવતો માર્ગ સૂચવશે.

## ધી બોમ્બે મ્યુચ્યુઅલ

લાઈફ એશ્યુરન્સ સોસાયટી લી૦

હિંદમાં જીંદગીના વિમાની સૌથી જુની સંસ્થા

બોમ્બે મ્યુચ્યુઅલ બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઈ

દરેક પોલીસી ધરાવનાર નફામાં હિસ્સો ધરાવે છે.

BB15

**ઈન્ડિયા, સીલોન અને બ્રીટીશ ઈસ્ટ આફ્રીકામાં એજન્ટો છે.**

ને એને પરખે છે કોણ ?
કસ્તૂરી શી મ્હેકતી તે તપસ્વિની !
સાધુવરની સાધ્વી નાર,
પત્નીઓમાં પરમ પત્ની,
જગતની એ તો આદર્શ ગુર્જરાતણ :
પ્રાણનાથની પ્રતિકૃતિ,
પ્રિયતમની પરમ શોભા,
જીવનના જીવિતેશ્વરનો
ઓજો, આભા, તેજમંડળ.
તપોવનની એ તો તાપસી
નિર્ભય, નીડર, નિઃસંશય.
સુખદુઃખની તડકીછાંયડીમાં,
જીવનવિવિધતાના પલટપવનમાં,
દેશપરદેશના રણપગથારમાં
પ્રાણની કાયા સરીખડી,
દેહની છાયા સમોવડી,
સદા સંગાથે પરવરે છે એ કુલકલ્યાણિની.
સ્પાર્ટા કે ચિતોડની કો
ક્ષત્રિયાણીનો જાણે અવતાર.
એ તો પરણેલી બ્રહ્મચારિણી,
એ તો સંસારિણી મહાયોગિની.
ગુજરાતની એ તો ગુણિયલ :
ગુર્જરાતણની એ તો ગુણમૂર્તિ.
આશ્રમની એ માતુશ્રી,
નગરની એ તેજણ,
પ્રજાસંઘની એ પ્રેરણા,
જગતની સત્પત્નીઓનું ભૂષણ.
અમારી એ તો અનુપમ ગુર્જરાતણ
ભગવતી કસ્તુરબાઈ ગાંધી.




અવસાન ૨૨-૨-૪૪ : મહાશિવરાત્રિ સં. ૨૦૦૦

**સ્વ. કસ્તુરબા ગાંધી**
(સ્કેચ - બંસીલાલ વર્મા)



# પાનખરમાં

પૃથ્વી-સૉનેટ

હતી શિશિરશીત પાનખર પૂર્ણ ફેલાયલી,
ઉમેદ્રુમ નભે બિછાત પથ-નાઈ પીળીપીળી,
લળી, પર્ણહીન ડાળી મહુ ગે ઉઝરડાયલી,
ઉતાર મહુ રુક્ષ વૃક્ષ તાણી મૂક ઊભી રહી

તહીં પૂનમચન્દ્ર પોડશ કલાથી ઉલ્લાસતો
ખિન્યો ક્ષિતિજ ધન્ય ધન્ય ઉરાહ્ય ઝૂલી રહી,
નિશૂન્ય રજનીઉરે વિમલ તેજશોભા લસી,
સમગ્ર ધરતી રજેરજ પ્રફુલ્લ, જાગી હસી

હતુ જીવન આ ય પાનખર જેવુ સૂકુંસૂકુ
અપર્ણ, વિણઆશ મૂક ગમ એક ઊભુ હતુ
ધરી જ નિજ નામશેષ, સ્મૃતિ કૈંક લીલીલીલી
રહી તન ટકાવી પાનખર મૂર્ત થાતી અહીં

તહીં પૂનમચન્દ્ર શી તુજ કલા અમૂલી ખીલી
વસન્ત વિલસી અણુ અણુ, વિમુક્ત હયે છલી!

(સ્વ) ગોવિન્દ સ્વામી

# સ્મૃતિ

પૃથ્વી-સૉનેટ

સુધાસ્મિત વહાવી, બે તટ હસાવી કિલ્લોલતી,
મહા તુંગ કેશવાળી સમ વારિ હિલ્લોળતી,
પ્રચંડ પછડાટ ખાઈ ઉછળી, છળી, દોડતી,
અહીં સરિત કોડપૂર્ણ, ઉરમુગ્ધ, વ્હેતી હતી

સુકાઈ સરિતા ગઈ જળવિહીન સિક્તા અહીં,
વિમાર્ગી મધુભત, આજ રહી અગ્નિઝાળે જળી,
ત્રુટેલ ઉર પ્રમી શા તટ ઉભા સ્મૃતિ સાચવી,
હતા અહીં સ્થળેસ્થળે ધખતી રેત ઊડી રહી

મને ય પ્રિય સાંભરે પ્રણયકાલનુ તાદૃશ
સુધાસ્મિત, તરંગઅંગ પર રંગ-હેલે વહ્યુ,
સુહાવી સરિતા, તરી છલવી નાચતુ, ક્યાં ગયુ?
સ્થળેસ્થળ હવે અરે સ્મૃતિવનાળઝાળે ભર્યું

ગયુ જ, પણ સાચવી સ્મૃતિ રહ્યુ હવે શીખવુ
સ્મરી ફરીફરી જ એ જીવન ઝળતા ચખવું?

(સ્વ) ગોવિન્દ સ્વામી

# કેટલે દા'ડે!

આ બપોર જતે શિયાળે જતો હતો હુ જંગલમા
ગાતી આગળી કલરવ કરતા પખીગણ ત્યા તરુગણમા
જરા જરા ટાઢો છે વાયુ, મનગમતો તડકો ગમતો,
ઝડપ કરે ચરણો ને જાણે અંતરમા કોઇ હસતો

જોયુ નાનુ ઝાડ એક તે ડોલે ને ચમકાવે પાન,
ઊભા રહી શુ સમજ્યા અલ્યા! શાને નાચી ઊઠ્યો પ્રાણ?
આવા ઝાડ ઘણા યે વનમા, આગળ ડોલે ચમકે આમ,
તોઈ આને નાચી ઉઠે ત્હે ત્હે અલ્યા શુ કામ?
જવાબ કિન્તુ ન આપે ના, મ્હે ચરણને ચાલો ના

થાક્યા મારા ચરણો જોયો તેજ તણો મેં ત્યા વિસ્તાર
ધરતી વન ને તડકાને મેં થયેલ દીઠા એકાકાર,
સુતો હુ ધરતીને હૈયે, મુજ હૈયે રહ્યુ આકાશ,
ઝાડ છોડના સુખનો મારા અંગે અંગે લાગ્યો પાશ
ખરી પાંદડા આવે માથે પખી કોઈ ઊડી જાય
ધૂળ ગાવતી ઝીણીઝીણી શરીર આખે એ વીંટળાય
કાયા મારી તડકા કેરી હુ ફેથી આજે હરખાય

ધરતી મારી, નભ મારુ ને વનવગડા મારા સૌ સાથ,
નાદો! કેટલ દા'ડે આજે ભીડી લીધી આવી બાથ

મહલાદ પારેખ

# રેડિયો

'મ્હે મને યુદ્ધની આજ વાર્તા

બાપુજી જ્યારે ક્લ ફેરવે આ,
ત્યારે તુ મુજને કદી મિષ્ટ સંગીત
ક્યારેક વા અદ્ભુત સૈનિકોના
પરાક્રમોની કથની, કદી વા
ભાવો મ્હે શેરબજાર કેરા
બાપુ ક્હે યંત્ર તુ, હુ ન માનુ
તારે રમે કંઠ વિષે અનેક
ગીતો મીઠા સાહસદાસ્ય વાર્તા
નો તે તુ શું યંત્ર?

જરીક ફેરવુ
આ ચાવી તો તુ ક્ઈ બોલશે શુ?
'આજે ડમી એક સહસ્ર બાળને
લઈ જતી સ્ટીમર '

ને થયુ શુ
કહે પછી બાળ બધેલનુ ન
કૂખેલની માતતણા કરાનુ?
સાચે જ તુ યંત્ર? ન વેદના કે
સ્પર્શે તને લેશ ન આજ માત્ર
તી શકે બંધ તુ ગીત તારુ?
આજે ન ઈચ્છું ક્ઈ સુણવા ગ
તે સર્વ માના નયનો ભીના ને
બાળેક ક્રન્દન ઉરાતળે હુ
વિયોગનુ ગાન સુણી રહીશ
તે નૂર મારો ત્યહીં બોલીશ.'

હૈદરઅલી હુસેન જીવાણી

શિક્ષણની જોખમદારી યુનિવર્સિટી પોતે જ લઈ અમદાવાદની બહારની સંસ્થાઓને આ યુનિવર્સિટીમાં જોડાવાની છૂટ આપે. હાલ મુંબઈ યુનિવર્સિટીના સંબંધમાં બને છે તેમ આ યુનિવર્સિટી સાથે જોડાયેલી સંસ્થાએ એ અમુક શરતો પાળવી પડે; પણ આ શિક્ષણના નવા ઉચ્ચ આદર્શને લીધે મુંબઈ યુનિવર્સિટી કરતાં આ શરતો વધુ કડક હોય અને સંસ્થાઓ ઉપર દેખરેખ પણ વધુ સખત રખાય. એટલે કે ઓછામાં ઓછા પગારે જેવી તેવી લાયકાત ધરાવતા શિક્ષકો રાખવાની વૃત્તિ ધરાવનારી વેપારીવૃત્તિવાળી સંસ્થાઓનું આ યુનિવર્સિટીમાં સ્થાન નહિ રહે એ મુદ્દા પર હું ભાર મૂકવા ઈચ્છું છું.

હું આશા રાખું છું કે અમદાવાદ માટે જે નવી યુનિવર્સિટીની હું વાત કરું છું તેનો આદર્શ ઉચ્ચ પ્રકારની કેળવણી આપવાનો, સંશોધનને ઉત્તેજન આપવાનો અને અત્યારના સંજોગોમાં માર્ગદર્શક થઈ પડે એવા નેતાઓ તૈયાર કરી સેવા કરવાનો રહેશે.

આ આદર્શની સિદ્ધિ માટે માત્ર આર્ટ્સ કોલેજોથી નહિ ચાલે. બીજા અનેક જાતના શિક્ષણ માટે પણ પૂરી વ્યવસ્થા કરવી પડશે. ધારાશાસ્ત્ર, વિજ્ઞાન ને વેપારના શિક્ષણ માટે હમણાં પણ થોડી સંસ્થાઓ અસ્તિત્વમાં છે. એમનો યોગ્ય વિકાસ થાય, અને એમની આસપાસ આ કૉલેજો માટે એક મોટી સંસ્થા ચલાવવામાં આવે તો ચાલે. આ ઉપરાંત, આપણે શિક્ષણની ઘણી નવી શાખાઓ (Faculties) અને કૉલેજો તેમજ સંશોધનમંડળો સ્થાપવાં પડશે. દાક્તરી વિદ્યા માટે અમદાવાદમાં હાલ સારી ગોઠવણ નથી તે કરવી પડશે. તે જ પ્રમાણે કળાભવનો અને હુન્નર શીખવાની સંસ્થાઓ (Polytechnics) તેમજ કૃષિવિદ્યાની શાખાઓ આ નવી યુનિવર્સિટીએ કાઢવી પડશે. મહાગુજરાતના ખાસ પ્રશ્નોના ઉકેલ માટે સંશોધન વ્યવસ્થા પણ આ યુનિવર્સિટીએ જ કરવી પડશે. અખિલ હિન્દના પ્રશ્નોના અભ્યાસ અને સંશોધનમાં આ યુનિવર્સિટીએ આજ છે તે કરતાં ઘણી વધુ સગવડો આપવી પડશે. આ ઉપરાંત બિન-વિદ્યાર્થી પણ અભ્યાસી વર્ગને પોતાનાં જ્ઞાન અને રસ ખીલવવાની પૂરી તક મળે એવી ગોઠવણ કરવાની પણ યુનિવર્સિટીની ફરજ રહેશે. સ્વાભાવિક રીતે જ અમદાવાદ યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાના અભ્યાસ ઉપર પૂરતો ભાર મૂકાશે, અને એ માટે બને ત્યાં સુધી સ્વભાષાદ્વારા જ શિક્ષણ આપવા એ બંધાએલી રહેશે.

આ નવી યુનિવર્સિટીની આર્થિક બાજુ વિષે એક વાત સમજવી જરૂરી છે, અને તે એ કે આવી યુનિવર્સિટી બીજી સંસ્થાઓને ખાલી સાંકળતી સંસ્થા કરતા કે હલકા ધોરણથી અને લાયકાતથી ચલાવી લેતી સીધી શિક્ષણ આપતી યુનિવર્સિટી કરતાં પણ વધુ મોંઘી અને ખર્ચાળ નીવડશે. નવી યુનિવર્સિટીમા ઓછા વિદ્યાર્થીઓથી જ ચલાવવું પડશે. વળી, ઉચ્ચ લાયકાતવાળા જ વિદ્યાર્થીઓને આમા લેવા હોય તો ગરીબ વિદ્યાર્થીઓ માટે મફત ભણતરની સગવડ કરવી પડશે. એટલે ફીમાંથી કે પરીક્ષામાંથી હાલ કરતાં બહુ ઓછી આવક થશે. સાધન-સામગ્રી પર, શિક્ષકો પર તેમજ શિષ્યવૃત્તિઓ પાછળ આજના કરતાં ઘણો વધારે ખર્ચ કરવો પડશે. પણ આ ખર્ચ અનિવાર્ય છે, અને ગુજરાતીઓએ એને કીમતી national investment તરીકે સમજવું જોઇએ. આ મૂડીનું વ્યાજ ભલે રુપિયા આના અને પાઈમાં ન મળે, ભલે અંદાજપત્રકમાં ફક્ત ખર્ચમાં લખી વળાય, પણ એમાંથી ઘણી સુંદર આવક ગુજરાતને મળશે એ બાબતમાં મને જરા યે અંદેશો નથી. આવા ઉમદા આદર્શ માટે ગુજરાતના તાલેવરો અને અમદાવાદના કરોડપતિઓ યોગ્ય સહાય આપવા તૈયાર થશે એવી આશા મને છે. જો આ બાબત ઉપર ટૂંક સમયમાં ક્રિયા નહિ થાય તો લડાઈ પછીના વખતમાં આવ- ઉત્તમ તક ગુજરાતીઓ ગુમાવશે. એટલું નહિ પણ આજનું એમનું અગ્રસ્થાન પણ જોખમાશે એ નક્કી. સી. એન. વકીલ

(અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના વાર્ષિક વ્યાખ્યાનમાંથી)

ગુજરાત યુનિવર્સિટી વિશેની પ્રવૃત્તિ સાથે હું છેક ૧૯૨૬થી સંકળાયેલો છું. એ વચમાં થોડાંક વર્ષ એ પ્રવૃત્તિ મૃતપ્રાય થઈ ગઈ હતી. હવે ગુજરાતી સાહિત્ય પરિષદે પોતાના પ્રમુખના નેતૃત્વ હેઠળ એ પ્રશ્નની પુનર્વિચારણા કરી નવેસરથી એ પ્રવૃત્તિ ઉપાડવાનું નક્કી કર્યું છે.

નિર્ધારિત ગુજરાત યુનિવર્સિટીની પ્રાદેશિક અધિકારમર્યાદામાં બ્રિટિશ હકુમતના અમદાવાદ, ભરૂચ, ખેડા, પંચમહાલ અને સુરત એટલા જિલ્લા ઉપરાંત વડોદરા, વાંસદા, ખંભાત, કચ્છ, ધરમપુર, રાજપીપળા તેમજ બનાસકાંઠા, મહીકાંઠા, રેવાકાંઠા, પશ્ચિમ હિન્દ અને સુરતનાં દેશી રાજ્યોનો સમાવેશ થઈ શકશે. આમ લગભગ ૬૦,૦૦૦ ચોરસ માઈલના વિસ્તારને આ યુનિવર્સિટી આવરી લઈ શકશે.

ગુજરાતમાં અત્યારે આર્ટ્સ અને સાયન્સની ૭ કૉલેજો, ૨ લૉ કૉલેજો, ૨ કૉમર્સ કૉલેજ અને ૧ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ છે આ સંસ્થાઓ મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાયેલી છે. ઉપરાંત મુંબઈ યુનિવર્સિટીએ પ્રમાણિત કરેલી કેટલીક પોસ્ટ ગ્રૅજ્યુએટ સંસ્થાઓ પણ છે. એટલે યુનિવર્સિટીની આપણી કલ્પના સંતોષાય તે માટે એક મેડિકલ કૉલેજ, એક એન્જીનીઅરીંગ કૉલેજ ને એક ખેતીવાડીની કૉલેજની જરૂર ઊભી છે. આ કૉલેજો માટેની ભૂમિકા તો તૈયાર થઈ ગઈ છે, એમને અવતારવી જ હવે બાકી છે.

આ હકીકતો વિચાર્યા પછી ખાતરી થશે કે ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના લગીરે ઢીલ ખમી શકે તેમ નથી. કનૈયાલાલ મુનશી

## અમરાવતીના વ્યાયામવર્ગો

આજ લાગટ પંદર વરસથી અમરાવતી (વરાડ)માં ત્યાંના શ્રી હનુમાન વ્યાયામ પ્રસારક મંડળ તરફથી વર્ષોવર્ષ ઉનાળામાં ભરાતા વ્યાયામવર્ગો આ વર્ષે પણ મે માસમાં ભરાવાના છે. દેશભરની વ્યાયામશાળાઓ, અખાડા, મ્યુનિસિપલ કમિટીઓ, લોકલ બોર્ડો અને શિક્ષણસંસ્થાઓ પોતાના શિક્ષકો તથા વિદ્યાર્થીઓને ત્યાં મોકલી તેનો લાભ લે છે તેમાં ફિઝિકલ ટ્રેઇનિંગ, એ. આર. પી. અને ફર્સ્ટ એઇડ, સ્કાઉટિંગ તેમજ પ્રાથમિક શાળાના શિક્ષકોની વ્યાયામ તાલીમ ઉપરાંત ખાસ સ્ત્રીઓ માટેના વ્યાયામવર્ગો પણ ચલાવાય છે. લાભ લેવા ઈચ્છનારે ૨૫મી એપ્રિલ પહેલાં અરજી કરવી. વિગતવાર સૂચનાપત્ર નીચેને સરનામે ૦-૨-૦ની ટિકિટો મોકલવાથી જનરલ સેક્રેટરીને મળશે.

## અખિલ હિંદ ફોટોગ્રાફી હરીફાઈ

અમદાવાદના 'સ્વાન બુલેટિન' તરફથી સમસ્ત હિંદના ફોટોગ્રાફરો માટે એ પત્રિકાની વાર્ષિક ફોટોગ્રાફી હરીફાઈ (છેલ્લી મુદત ૩૦મી એપ્રિલ) યોજવામાં આવી છે. ભાગ લેવા ઈચ્છનારે તંત્રી 'સ્વાન બુલેટિન' જયેન્દ્ર બિલ્ડિંગ, ભદ્ર, અમદાવાદ, એ સરનામે લખવું.

# ઇતિહાસાચાર્ય આપટે

અભંગ શીલ, નિરલસ અભ્યાસ તથા મનન અને પોતાના સિદ્ધાંતો ખાતર આત્મસમર્પણ કરવાની તૈયારી, એ ઇતિહાસાચાર્ય આપટેના મોટા ગુણો હતા. પોતાનું કાર્ય કરવું પણ કોઈ જાતની જાહેરાત કરવી નહિ, માન મળે તે સ્વીકારવું નહિ, એવો એમનો હમેશાં આગ્રહ રહેતો. એનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે ખુદ મહારાષ્ટ્રીઓને પણ તેઓ અપરિચિત જેવા રહ્યા, એટલે પરપ્રાંતોમાં એમનું નામ સરખું યે કોઈ જાણતું નથી એમાં નવાઈ પામવા જેવું નથી. આજે ઇતિહાસાચાર્ય આપટે એમના પ્રિય વિષય ઇતિહાસના વિષય બન્યા છે. એમના જેવી વિભૂતિ જીવતી હતી ત્યારે એમની ઇચ્છાને માન આપી અને એમની લાગણી ન દુભાય એવા હેતુથી કોઈ એમનાં વખાણ કરી શક્યું નહિ, કે દેશપરદેશમાં પરિચય કરાવી શક્યું નહિ. આજે વિધિએ એમને દુનિયામાંથી ખસેડી લઈ લોકોને એમના ગુણગાન કરવાની જાણે રજા આપી છે!

ઐતિહાસિક સંશોધનના ક્ષેત્રમાં મહારાષ્ટ્રે કરેલી પ્રગતિ જાણીતી છે. હિંદુસ્તાનના કદાચ કોઈપણ પ્રાંતમાં નહિ થયું હોય તેટલું કાર્ય મહારાષ્ટ્રે એ ક્ષેત્રમાં કરી બતાવ્યું છે તેના કેટલા યે અભ્યાસકોએ ઇતિહાસકાર્યને જીવન અર્પણ કર્યું છે. એમાં એમણે નથી પરવા કરી કીર્તિની, પૈસાની કે કુટુંબની. ઇતિહાસ-સત્યને શોધવા તેઓ જાણે સંન્યાસી બન્યા છે. એમાંના જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ તે ઇતિહાસાચાર્ય રાજવાડે. અને રાજવાડે પછી જેમનું નામ લઈ શકાય તે ઇતિહાસાચાર્ય દત્તાત્રેય વિષ્ણુ આપટે. આ બે જ મહારાષ્ટ્રમાં 'ઇતિહાસના આચાર્ય' તરીકે ઓળખાયા છે.

ઇતિહાસાચાર્ય આપટેની વિશિષ્ટતા એ છે કે તેઓ ઇતિહાસ-સંશોધક તરીકે જાણીતા થયા, તોપણ એમનો આત્મા તો પ્રખર દેશભક્તનો જ રહ્યો હતો. ખાનગી અને રાષ્ટ્રીય નિશાળોમાં તેઓ પહેલા શિક્ષક તરીકે રહ્યા, પછી એક સામયિકના તંત્રી થયા, આનંદાશ્રમ જેવી મહાન સંસ્થાના વ્યવસ્થાપક નીમાયા; પણ આ બધું પરિસ્થિતિએ એમની પાસે કરાવ્યું. એમનું ચાલી શક્યું હોત તો તેઓ જહાલ (ઉગ્ર) રાજકારણમાં ઝંપલાવત. માત્ર અસહાયતાને કારણે જ તેમણે ઇતિહાસ અને ગણિત જેવા ઠંડા વિષયોના મહાસાગરનો આશ્રય લીધો. છતાં પણ એમનું અંતઃકરણ સમજી શકનાર કોઈપણ માણસ અંદરનો વડવાનળ તરત જ પારખી શકતો.

ઇતિહાસાચાર્ય આપટેનો મુખ્ય જીવનસિદ્ધાંત એવો હતો કે સરકાર સાથે કોઈપણ જાતનો સહકાર કરવો નહિ. એનું પાલન એમણે મરણ પર્યંત કર્યું. અને એનું પરિણામ? એ તો કોઈ પણ કલ્પી શકશે. એમણે ધાર્યું હોત તો કોઈ પણ કૉલેજમાં તેઓ પ્રોફેસર થઈ શકત. પણ પારકી સત્તાની યુનિવર્સિટી સાથે સહકાર કેમ થઈ શકે? પોતાના ગ્રંથોના પ્રકાશન માટે સરકાર પાસે મદદ કેમ માગી શકાય? યુનિવર્સિટીએ એમને પરીક્ષક નીમી એમનું બહુમાન કર્યું, પણ એમણે એ માનનો અસ્વીકાર કર્યો: દેશીરાજ્યોના અધિકારીઓ તરફથી એમને ભાષણો માટે ઘણાં નિમંત્રણ આવ્યાં, પણ આપટે કબૂલ ન થયા. કેટલાક ગ્રંથોનું સંપાદન કરવા સરકારે એમની વિનંતિ કરી; આપટે સામે મોટો પ્રશ્ન એ હતો કે સિદ્ધાંતનું પાલન કે ઇતિહાસનું સંશોધન? સાધારણ માણસ અહીં વિચાર કરવા થોભ્યો જ ન હોત. સરકારની



**પોતાનાં શીલ અને સિદ્ધાન્તભક્તિને ખાતર ગરીબીનાં કષ્ટ વેઠી અજ્ઞાતવાસમાં રહી એમણે મહા યત્ને સ્વાધ્યાય સાધ્યો;—રાષ્ટ્રકાર્ય ખાતર પોતાની સ્વાર્થી મહત્ત્વાકાંક્ષાઓનો ભોગ આપી અસિધારાવ્રતની પેઠે પોતાના સિદ્ધાન્તોનું પાલન કર્યું:**

**અને**

**જનતાને પ્રકાશ આપવા કોઈ દીવો પ્રતિક્ષણ જલ્યા કરે તેમ, જિંદગીની છેલ્લી પળ સુધી એ પ્રજ્વલિત રહ્યા,—જરાપણ જાહેરાત વગર, પોતાના જલનની લેશમાત્ર વેદના દર્શાવ્યા વગર, એક વ્રતસ્થની જેમ . . . .**

મદદ સ્વીકારી પોતાનું કામ ઝડપથી પૂરું કર્યું હોત. વખત આવ્યે સિદ્ધાન્તોને કોરે મૂકી દેનારા લોકો આપણે હમેશ નથી જોતા? પણ ઇતિહાસાચાર્ય આપટેએ પોતાનું અસિધારાવ્રત આખર સુધી પાળ્યું. એમાં એમને નુકસાન વેઠવું પડ્યું, મહેનતના પ્રમાણમાં એમનું કામ ઘણું ઓછું થઈ શક્યું ને મહારાષ્ટ્રે જે અપેક્ષા કરી ને અધૂરી જ રહી ગઈ. એમાં એમણે ભૂલ કરી એમ કહેવાનો અધિકાર કોનો હોઈ શકે? આદર્શો નક્કી કરવા, સેવવા અને એ આદર્શોની સેવામાં ફના થઈ જવું એ માર્ગે જનારા મહાન આત્માઓના સિદ્ધાંત બદલાયા હતા કે નહિ તે આપણે કેમ વિચારી શકીએ? આપણે તો એટલું જ કહી શકીશું કે એ મોટાં પ્રલોભનોને ઠોકર મારી એમણે પોતાની integrity (પૂર્ણાંકતા) સાચવી.

શ્રી આપટેના જીવનમાં એવા પ્રસંગો બન્યા નથી, જે જાણવાથી એમની મહત્તાનો ખ્યાલ આવી શકે. એમનું જીવન સાદું અને સરળ હતું. ઇતિહાસમાં કેટલાક મહાપુરુષો એવા થઈ ગયા છે, જેમને વિષે આપણને જેમ વધુ માહિતી મળતી જાય તેમ એમનું વ્યક્તિત્વ વધારે નિર્દોષતાથી ઝળકી ઊઠે. શ્રી આપટેની ગણના એવા પુરુષોમાં ખુશીથી કરી શકાય.

સાંગલી સંસ્થાનમાં ૧૮૮૧ની ૧૬મી માર્ચે એમનો જન્મ થયો. જમખંડી અને બેલગામમાં માધ્યમિક કેળવણી લઈ તેઓ ઈ.સ. ૧૮૯૯માં મૅટ્રિક પાસ થયા. ત્યાર પછી એક વરસ એમને ઘેર જ રહેવું પડ્યું. એ સમય દરમ્યાન એમણે 'જ્યોતિર્વિલાસ' અને

શિક્ષણની જોખમદારી યુનિવર્સિટી પોતે જ લઈ અમદાવાદની બહારની સંસ્થાઓને આ યુનિવર્સિટીમાં જોડાવાની છૂટ આપે. હાલ મુંબઈ યુનિવર્સિટીના સંબંધમાં બને છે તેમ આ યુનિવર્સિટી સાથે જોડાયેલી સંસ્થાઓએ અમુક શરતો પાળવી પડે; પણ આ શિક્ષણના નવા ઉચ્ચ આદર્શને લીધે મુંબઈ યુનિવર્સિટી કરતાં આ શરતો વધુ કડક હોય અને સંસ્થાઓ ઉપર દેખરેખ પણ વધુ સખત રખાય. એટલે કે ઓછામાં ઓછા પગારે જેવી તેવી લાયકાત ધરાવતા શિક્ષકો રાખવાની વૃત્તિ ધરાવનારી વેપારીવૃત્તિવાળી સંસ્થાઓનું આ યુનિવર્સિટીમાં સ્થાન નહિ રહે એ મુદ્દા પર હું ભાર મૂકવા ઈચ્છું છું.

હું આશા રાખું છું કે અમદાવાદ માટે જે નવી યુનિવર્સિટીની હું વાત કરૂં છું તેનો આદર્શ ઉચ્ચ પ્રકારની કેળવણી આપવાનો, સંશોધનને ઉત્તેજન આપવાનો અને અત્યારના સંજોગોમાં માર્ગદર્શક થઈ પડે એવા નેતાઓ તૈયાર કરી સેવા કરવાનો રહેશે.

આ આદર્શની સિદ્ધિ માટે માત્ર આર્ટ્સ કૉલેજોથી નહિ ચાલે. બીજા અનેક જાતના શિક્ષણ માટે પણ પૂરતી વ્યવસ્થા કરવી પડશે. ધારાશાસ્ત્ર, વિજ્ઞાન ને વેપારના શિક્ષણ માટે હમણાં પણ થોડી સંસ્થાઓ અસ્તિત્વમાં છે. એમનો યોગ્ય વિકાસ થાય, અને એમની આસપાસ આ કૉલેજો માટે એક મોટી સંસ્થા ચલાવવામાં આવે તો ચાલે. આ ઉપરાંત, આપણે શિક્ષણની ઘણી નવી શાખાઓ (Faculties) અને કૉલેજો તેમજ સંશોધનમંડળો સ્થાપવાં પડશે. ઈજનેરી વિદ્યા માટે અમદાવાદમાં હાલ સારી ગોઠવણ નથી તે કરવી પડશે. તે જ પ્રમાણે કળાભવનો અને હુન્નર શીખવાની સંસ્થાઓ (Polytechnics) તેમજ કૃષિવિદ્યાની શાખાઓ આ નવી યુનિવર્સિટીએ કાઢવી પડશે. મહાગુજરાતના ખાસ પ્રશ્નોના ઉકેલ માટે સંશોધન વ્યવસ્થા પણ આ યુનિવર્સિટીએ જ કરવી પડશે. અખિલ હિન્દના પ્રશ્નોના અભ્યાસ અને સંશોધનમાં આ યુનિવર્સિટીએ આજ છે તે કરતાં ઘણી વધુ સગવડો આપવી પડશે. આ ઉપરાંત બિન-વિદ્યાર્થી પણ અભ્યાસી વર્ગને પોતાનાં જ્ઞાન અને રસ ખીલવવાની પૂરી તક મળે એવી ગોઠવણ કરવાની પણ યુનિવર્સિટીની ફરજ રહેશે. સ્વાભાવિકરીતે જ અમદાવાદ યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાના અભ્યાસ ઉપર પૂરતો ભાર મૂકાશે, અને એ માટે બને ત્યાં સુધી સ્વભાષાદ્વારા જ શિક્ષણ આપવા એ બંધાએલી રહેશે.

આ નવી યુનિવર્સિટીના આર્થિક બાજુ વિષે એક વાત સમજવી જરૂરી છે, અને તે એ કે આવી યુનિવર્સિટી બીજી સંસ્થાઓને ખાલી સાંકળની સંસ્થા કરતાં કે હલકા ધોરણથી અને લાયકાતથી ચલાવી લેતી સીધી શિક્ષણ આપતી યુનિવર્સિટી કરતાં પણ વધુ મોંઘી અને ખર્ચાળ નીવડશે. નવી યુનિવર્સિટીમાં ઓછા વિદ્યાર્થીઓથી જ ચલાવવું પડશે. વળી, ઉચ્ચ લાયકાતવાળા જ વિદ્યાર્થીઓને આમાં લેવા હોય તો ગરીબ વિદ્યાર્થીઓ માટે મફત ભણતરની સગવડ કરવી પડશે. એટલે ફીમાંથી કે પરીક્ષામાંથી લાખ કરતાં બહુ ઓછી આવક થશે. સાધન-સામગ્રી પર, શિક્ષકો પર તેમજ શિષ્યવૃત્તિઓ પાછળ આજના કરતાં ઘણો વધારે ખર્ચ કરવો પડશે. પણ આ ખર્ચ અનિવાર્ય છે, અને ગુજરાતીઓએ એને કીમતી national investment તરીકે સમજવું જોઈએ. આ મૂડીનું વ્યાજ ભલે રૂપિયા આના અને પાઈમાં ન મળે, ભલે અંદાજ-પત્રકમાં ઉધારખર્ચમાં લખી વળાય, પણ એમાંથી ઘણી સુંદર આવક ગુજરાતને મળશે એ બાબતમાં મને જરા યે અંદેશો નથી. આવા ઉમદા આદર્શ માટે ગુજરાતના તાલેવરો અને અમદાવાદના કરોડપતિઓ યોગ્ય સહાય આપવા તૈયાર થશે એવી આશા મને છે.

- જો આ બાબત ઉપર ટૂંક સમયમાં વિચાર નહિ થાય તો લડાઈ પછીના વખતમાં આવતી કીમત તકો ગુજરાતીઓ ગુમાવશે. એટલું જ નહિ પણ આજનું એમનું અગ્રસ્થાન પણ જોખમાશે એ નક્કી. **સી. એન. વકીલ**

(અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના વાર્ષિક વ્યાખ્યાનમાંથી)

ગુજરાત યુનિવર્સિટી વિશેની પ્રવૃત્તિ સાથે હું છેક ૧૯૨૬થી સંકળાયેલો છું. જો કે વચમાં થોડાંક વર્ષ એ પ્રવૃત્તિ મૃતપ્રાય થઈ ગઈ હતી. હવે ગુજરાતી સાહિત્ય પરિષદે પોતાના પ્રમુખના નેતૃત્વ હેઠળ એ પ્રશ્નની પુનર્વિચારણા કરી નવેસરથી એ પ્રવૃત્તિ ઉપાડવાનું નક્કી કર્યું છે.

નિર્ધારિત ગુજરાત યુનિવર્સિટીના પ્રાદેશિક અધિકારમર્યાદામાં બ્રિટિશ હકુમતના અમદાવાદ, ભરૂચ, ખેડા, પંચમહાલ અને સૂરત એટલા જિલ્લા ઉપરાંત વડોદરા, વાંસદા, ખંભાત, કચ્છ, ધરમપુર, રાજપીપળા તેમજ બનાસકાંઠા, મહીકાંઠા, રેવાકાંઠા, પશ્ચિમ હિન્દ અને સૂરતનાં દેશી રાજ્યોનો સમાવેશ થઈ શકશે. આમ લગભગ ૬૦,૦૦૦ ચોરસ માઈલના વિસ્તારને આ યુનિવર્સિટી આવરી લઈ શકશે.

ગુજરાતમાં અત્યારે આર્ટ્સ અને સાયન્સની ૭ કૉલેજો, ૨ લૉ કૉલેજો, ૨ કૉમર્સ કૉલેજ અને ૧ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ છે આ સંસ્થાઓ મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાયેલી છે. ઉપરાંત મુંબઈ યુનિવર્સિટીએ પ્રમાણિત કરેલી કેટલીક પોસ્ટમૅટ્રિક્યુલેટ સંસ્થાઓ પણ છે. એટલે યુનિવર્સિટીની આપણી કલ્પના સંતોષાય તે માટે એક મેડિકલ કૉલેજ, એક એન્જીનીઅરીંગ કૉલેજ ને એક ખેતીવાડીની કૉલેજની જરૂર ઊભી છે. આ કૉલેજો માટેના ખરડા તો તૈયાર થઈ ગઈ છે, એમને અવતારવી જ હવે બાકી છે.

આ હકીકતો વિચાર્યા પછી ખાતરી થશે કે ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના લગીરે ઢીલ ખમી શકે તેમ નથી. **કનૈયાલાલ મુનશી**

## અમરાવતીના વ્યાયામવર્ગો

આજ લાગટ પંદર વરસથી અમરાવતી (વરાડ)માં ત્યાંના શ્રી હનુમાન વ્યાયામ પ્રસારક મંડળ તરફથી વર્ષોવર્ષ ઉનાળામાં ભરાતા વ્યાયામવર્ગો આ વર્ષે પણ મે માસમાં ભરાવાના છે. દેશભરની વ્યાયામશાળાઓ, અખાડા, મ્યુનિસિપલ કમિટીઓ, લોકલ બોર્ડો અને શિક્ષણસંસ્થાઓ પોતાના શિક્ષકો તથા વિદ્યાર્થીઓને ત્યાં મોકલી તેનો લાભ લે છે તેમાં ફિઝિકલ ટ્રેઈનિંગ, એ. આર. પી. અને ફર્સ્ટ એઈડ, સ્કાઉટિંગ તેમજ પ્રાથમિક શાળાના શિક્ષકોની વ્યાયામ તાલીમ ઉપરાંત ખાસ સ્ત્રીઓ માટેના વ્યાયામવર્ગો પણ ચલાવાય છે. લાભ લેવા ઈચ્છનારે ૨૫મી એપ્રિલ પહેલાં અરજી કરવી. વિગતવાર સૂચનાપત્ર નીચેને સરનામે ૦-૨-૦ની ટિકિટો મોકલવાથી જનરલ સેક્રેટરીને મળશે.

## અખિલ હિંદ ફોટોગ્રાફી હરીફાઈ

અમદાવાદના 'સ્વાન બુલેટિન' તરફથી સમસ્ત હિંદના ફોટોગ્રાફરો માટે એ પત્રિકાની વાર્ષિક ફોટોગ્રાફી હરીફાઈ (છેલ્લી મુદત ૩૦મી એપ્રિલ) યોજવામાં આવી છે. ભાગ લેવા ઈચ્છનારે તંત્રી 'સ્વાન બુલેટિન' જયેન્દ્ર બિલ્ડિંગ, ભદ્ર, અમદાવાદ, એ સરનામે લખવું.

ભાગે ન થયો. જીવનમાં એક જ વાર તેઓ ફિલ્મ લેવા ગયા—મિત્રોના આગ્રહને વશ થઈને. 'સંત તુકારામ'નું એ ચિત્ર લોકોને ચર્ચા શી કરી, તો કે, ઇતિહાસનું યશસ્વી દિગ્દર્શન કરનારની લાયકાત અને સિનેમાની મદદથી સાચો ઇતિહાસ લોકપ્રિય કરવાની શક્યતા

સંત નામદેવનું કાર્ય તુકારામે પૂરું કર્યું એમ કહેવાય છે. રાજવાડે અને આપટેનો સંબંધ એ જ રીતે વર્ણવી શકાય. 'પહેલાં સાધનો મેળવવાં અને પહેલાં સ્વભાવ તથા પછી પરભાષામાં ગ્રંથ લખવા' એ રાજવાડેની પ્રવૃત્તિ એમણે આગળ ધપાવી. પણ રાજવાડે કરી ન શક્યા એટલું કામ એમણે કરી બતાવ્યું. રાજવાડે અગ્રેસર હતા, પણ એમને સાધનો ભેગાં કરવામાં જિંદગી વીતાવવી પડી. એમનો સ્વભાવ પણ જરા તેજ હતો, એટલે તેઓ લોકસંગ્રહ કરી શક્યા નહિ. આપટે પણ દૃઢ હતા, પરંતુ એમનો સ્વભાવ મીઠો હતો એટલે તેઓ લોકોને વધુ આકર્ષી શક્યા. 'ઇતિહાસનાં સાધનો એકઠાં કરવાં' એ રાજવાડે-યુગનું મુખ્ય લક્ષણ. 'સાધનોની ચિકિત્સા કરવી જોઈએ' એ આપટે-યુગનું લક્ષણ. આજે મહારાષ્ટ્રમાં એવો એકે ઇતિહાસકાર નથી કે ઇતિહાસ વિષેનો એવો એકપણ લેખ નથી જેના પર આપટેની અસર થઈ ન હોય. રાજવાડેયુગમાં ફારસીનો અભ્યાસ શરૂ થઈ ગયેલ હતો. આપટે યુગમાં ફ્રેંચ, પોર્ટુગીઝ, ડચ ઇત્યાદિ ભાષાઓનો અભ્યાસ શરૂ થયો ને 'શિવચરિત્ર' કાર્યાલયે આ ભાષાઓમાંથી મળેલી સામગ્રીનું પ્રકાશન કર્યું. શ્રી આપટે ગરીબ હતા, પણ એમનો ઉત્સાહ દુર્દમ્ય હતો. એમની મહેનતનું બીજું સારું પરિણામ એટલે શિવચરિત્ર કાર્યાલયની સ્થાપના અને ત્યાંથી બહાર પડેલા સોળ ગ્રંથ. ઇચ્છા હોય તો માણસ કેટલું કામ કરી શકે છે એનો એ સુંદર નમૂનો છે

ઇતિહાસલેખનમાં એવો ક્રમ હોય છે કે પહેલાં સાધનો મેળવવાં, પછી તેનું સંકલન કરી બહાર પાડવાં અને છેવટે સિદ્ધાંત સ્થાપવા. પહેલાં બે કામ સાધારણ માણસ કરી શકે છે; પણ છેલ્લું કામ તો અસાધારણ વિદ્વાન જ કરી શકે. મહારાષ્ટ્રમાં આજ સુધી એવું કામ ત્રણ માણસોએ કર્યું છે:-રાનડે, રાજવાડે અને આપટે. એટલે આપટેનું મુખ્ય કાર્ય અભ્યાસકોમાં શાસ્ત્રીય દૃષ્ટિનો વિકાસ કરાવવો એ હતું. એમણે લખ્યું છે થોડું, પણ એ થોડામાં જ એમણે દેશને શાસ્ત્રીય દૃષ્ટિ બતાવી આપી છે.

શ્રી આપટેનો ગણિતનો અભ્યાસ એટલો જ જબરો હતો. ગણિત-જ્યોતિષમાં એમણે એટલું કામ કર્યું છે કે તેમને 'ગણિતભાસ્કર' તરીકે ઓળખાવવાનું માન અભ્યાસકોને થયું છે. ગણિતની આ શાખાનો અભ્યાસ ગણ્યાગાંઠ્યા જ કરે છે, એટલે એ વિષયમાં જનસમાજમાં જાહેરાત થવાનો સંભવ ઓછો રહે છે.

ભારતવર્ષ માટે એમણે કરેલું બીજું મહાન કાર્ય તે ભાસ્કરાચાર્યના ગ્રંથોનું સટીક પ્રકાશન. ગ્રંથનું સંપાદન કેમ કરવું એનો એ સુંદર નમૂનો છે. એમાંનું દરેક સૂત્ર છાપતાં પહેલાં આપટેએ એનો એકેએક દાખલો ગણી જોયો હતો! જાણે ભાસ્કરાચાર્ય ફરી અવતાર લઈ આવ્યા હોય અને પોતાના ગ્રંથોનું પ્રકાશન કરાવતા હોય એવું જ કોઈને લાગે! અભ્યાસ એટલે શું એ સમજવું હોય તો આપટેને જોવા, એવી કહેવત પડી ગઈ હતી એમાં બિલકુલ અતિશયોક્તિ નથી.

શ્રી આપટેના કાર્યનું સ્વરૂપ તો અહીં બતાવી શકાય નહિ, કારણ કે એ વિષય શાસ્ત્રીય હોવાથી ખાસ અભ્યાસકોને જ એમાં રસ પડે. દાખલા તરીકે, શિવાજીની જન્મતિથિ નક્કી કરવા માટે એમણે કરેલી મહેનત લો. શિવાજીનો જન્મ ૧૬૨૭માં થયો એમ મનાતું હતું. આપટેએ પુરવાર કરી આપ્યું કે ૧૬૩૦માં શિવાજીનો જન્મ થયો હતો. કેટલાક લોકો એમ કહેશે કે આવડી ત્રણ વરસની ભૂલ શોધી કાઢી એમાં મોટું શું કર્યું? એનો જવાબ એટલો જ હોઈ શકે કે એમાં અર્થ કાંઈ ન હોય તો સત્ય શોધવાની જરૂર જ શી છે? બીજું એ કે મરાઠી ઇતિહાસની પૂર્વપરંપરા એમણે છેક બહામણી રાજ્યના સંસ્થાપક હસન ગંગુના સમયના એક રજપૂત સુધી લઈ જઈ બતાવી હતી. પણ એ વિષયો ચર્ચવાનું આ સ્થળ નથી.

શ્રી આપટે જગત માટે પોતાનું જીવન જીવ્યા. જનતાને પ્રકાશ આપવા કોઈ દીવો પ્રતિ ક્ષણ જલ્યા કરે તેમ તેઓ આખર સુધી પ્રજ્વલિત રહ્યા. એમને મળેલો જ્ઞાનભંડાર એમણે છુટ્ટે હાથે લોકોને આપી દીધો. એમના શિષ્યો હવે એમની પરંપરા કેવી રીતે ચલાવે છે તે તો ભવિષ્યકાળ જ બતાવી શકશે. **વસન્ત જોષી**

('સહ્યાદ્રિ','ચિત્રમયજગત' અને બીજાં મરાઠી માસિકોના આધારે)




## ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

જે થોડાંઘણાં ચિત્રો આ વખતે આવ્યાં છે તેમાં ઈનામને પાત્ર કોઈ ખાસ ઠરતું નથી; પણ ત્રણેક ચિત્રો નોંધપાત્ર છે. (૧) 'હવાઈ મહેલ બાંધનાર'-રાઓલ શ્રી લખધીરસિંહજી રઘુજીતસિંહજી (ભાવનગર); (૨) 'વેણીસંહાર'-શુકદેવ ભચેચ (અમદાવાદ); (૩) 'સીધાં ચઢાણ' ભગુરાય બક્ષી (વીલેપારલે).

રાઓલ શ્રી લખધીરસિંહજીના ચિત્રનું સંયોજન ઠીક આવી ગયું છે. ગંજીપાનાનાં પાનાંના બંગલા બનાવતા બેઠેલા એક છોકરાના એ ચિત્રમાં પાત્રની બેઠક એક પ્રકારનો ત્રિકોણ રચે છે અને તેનું પુનરાવર્તન પાનાંની ગોઠવણીમાં પણ અનાયાસે આવી મળે છે. તે ઉપરાંત આખું ચિત્ર પણ પોતે ત્રિકોણાકૃતિમાં રચાયું છે. ચિત્રમાં તેજછાયાનું પ્રમાણ જેવું જોઈએ તેવું લાવી શકાયું નથી. માથાના કેશનો ભાગ તેમજ કેટલાંક પાનાં વધુપડતાં કાળાં જણાય છે અને બૅકગ્રાઉન્ડમાં પણ અક્ષરો વાંચી શકાય એટલા સ્પષ્ટ નથી. આવી ખામીઓ એન્લાર્જમેન્ટ કરતી વખતે 'કન્ટ્રોલ' કરી સુધારી શકાય છે. બાકી શુકદેવ ભચેચનું ચિત્ર 'વેણીસંહાર' પ્રિન્ટની ટેકનીકમાં ઘણું સારું છે, પણ બૅકગ્રાઉન્ડમાં પાત્રોનું મિશ્રણ થાય છે ને ખામી રૂપ છે. ઇરાદાપૂર્વક શોધેલી બૅકગ્રાઉન્ડ જેમ ચિત્રની રચનામાં મદદરૂપ બને છે તેવી જ રીતે ઘણીવાર આકસ્મિક રહી ગએલો પ્રતિકૂળ બૅકગ્રાઉન્ડ સારાં ચિત્રોને નકામાં પણ બનાવી દે છે. આવાં ચિત્રોમાં એકસરખા રંગની સાદી બૅકગ્રાઉન્ડ ચિત્રને વધારે ઉઠાવ આપે. ચિત્રમાં આગળનું પાત્ર કેમેરાનું ભાન થએલું સૂચવે છે તેના લીધે સ્વભાવિકતાની આહ્લાદકતા આવી શકી નથી. ઉપરાંત ચિત્રમાં જે ક્રિયા બનતી હોય તે સ્પષ્ટ કરી આવવી જોઈએ; નહિ તો ચિત્રનો હેતુ સચવાતો નથી

'સીધાં ચઢાણનું' દૃશ્ય માત્ર ગ્રાઉન્ડના રચનાસૌન્દર્યને લીધે જ આકર્ષક બન્યું છે. પાત્રો તેમજ તેની ગોઠવણી અનુકૂળ નથી. વળી આવાં વિશાળ આકાશવાળાં દૃશ્યચિત્રોમાં અનુકૂળ વાદળાં આકર્ષણમાં વધારો કરે છે તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ ઉપરાંત મધુકુમાર મગનભાઈ પટેલ (વસો)નું કાંટા કઢાવતા એક કુમારનું ચિત્ર અહીં એટલા માટે નોંધ યોગ્ય ગણું છું કે હલકો કેમેરા, ખરાબ એન્લાર્જમેન્ટ ને અકસ્માતથી ગોઠવેલી બૅકગ્રાઉન્ડને લીધે એક ઉત્તમ થવા સરજાએલું ચિત્ર માર્યું ગયું છે. **બી. બી. કુનીબંદા**

# રક્તસંધ્યા

### જ્યારથી ભારતનો સૌભાગ્યસૂર્ય આથમ્યો અને અવનતિની કાળરાત્રિ શરૂ થઈ

★ આ વાર્તામાંનું વાસ્કો-દા-ગામાનું આલેખન સંપૂર્ણ ઐતિહાસિક છે. ક્યાંયે રંગ ચડાવવાનો પ્રયત્ન નથી કર્યો. જેઓ એ વિષે વધુ જાણવા માગતા હોય તેમને સ્વ૦ અક્ષયકુમાર મૈત્રેયની અમૂલી કૃતિ 'ફિરંગી-વણિક' વાંચી જવું.

આ વાર્તામાં ફિરંગી શબ્દ તેના મૂળ અર્થમાં (Frank=ફિરંગી=યુરોપની કોઈ પણ જાતિ, એ રીતે) વપરાયો છે. અત્યારની કોઈ ખાસ જાતિ પર એમાં કટાક્ષ નથી. કહેવાની જરૂર નથી કે જે સમયની આ વાત છે તે સમયે, આજકાલ જે જાતિને ફિરંગી કહેવાય છે એવી કોઈ જાતિ અસ્તિત્વમાં જ નહોતી.

—મૂળ લેખક

લેખક : શ્રી શરદિન્દુ બંદ્યોપાધ્યાય
અનુવાદક : રમણિક મેઘાણી

માનવીના અણજાણ્યા, વિધિના વગરના જીવન-પ્રવાસ દરમ્યાન ક્યારેક ધરતીકંપની જેમ એવા પ્રસંગો બની જાય છે કે જેને તેની આજુબાજુના સંજોગો સાથે સરખાવતાં એક અસંભવિત—અશક્ય પ્રસંગ જ કહેવો પડે. આજે અહીં જે વાર્તા કહેવા બેઠો છું, તે પણ એક દિવસ તદ્દન અણધારી જ મારા જીવન-પથમાં આવી ઊભી હતી. જોકે એની સાથે મારો સંબંધ માત્ર એક દર્શક હોવા ઉપરાંત બીજો કંઈ જ નથી; છતાંયે મારા મન ઉપર આ વાર્તાના વસ્તુએ એક એવી ઊંડી અસર મૂકી છે કે કદાચ જીવનના અંત સુધી—આખરી દિવસ સુધી પણ એ નહિ ભુંસાય.

જે માણસની વાત આજે અહીં લખવા બેઠો છું તે આજથી સાત દિવસ પહેલાં હાઈકોર્ટનો ફેંસલો માથે ચડાવીને પરલોકની સફરે ઊપડી ગયો છે, એટલે સાક્ષી કે સાબિતી રજૂ કરવાનો કોઈ ઉપાય નથી. છતાં સમાચાર-પત્રોની કટારોમાંથી તથા ગુનેગારના મુકદ્દમા વેળા સાક્ષીઓની જુબાનીમાં સાંભળેલી જે જે હકીકત આ વાર્તાને ઉપયોગી હશે એનો ઉપયોગ કરીશ. આને સત્ય માનવા હું કોઈને કહેતો નથી. અને જેઓ આને તદ્દન ગપગોળો માની હવામાં ફૂંકી નાખવા માગતા હોય તેમની સામે મારે કંઈ ફરિયાદ પણ નથી. મને તો માત્ર એટલો જ વિચાર આવે છે કે જે માણસે મૃત્યુ પહેલાં પોતાની જાતને ગુનામાંથી છોડાવવા લેશમાત્ર પ્રયાસ નથી કર્યો તે આટઆટલું બિનજરૂરી અસત્ય બોલી જ કેમ શકે?

એ સમયે પ્રગટ થતા દૈનિક અખબારોમાંના એક 'કાલકેતુ'માં આ સંબંધે જ સમાચાર પ્રગટ થયા હતા, તે જ અહીં પ્રથમ મૂકું છું.

'ગઈ કાલે સવારના સાડાનવ વાગે અત્રેની દુર્ગાચરણ બૅનરજી લેઈનમાં આવેલી એક કસાઈની દુકાનમાં ભીષણ હત્યાકાંડ બની ગયો. દુકાનદાર ગુલામ-કાદર નિત્યની જેમ માંસ વેચતો હતો. દુકાનમાં કેટલાક ફિરંગી અને મુસલમાન ગ્રાહકો હાજર હતા. એવે સમયે એક અજાણ્યા ફિરંગીએ આવી થોડુંક ગૌ માંસ માગ્યું. એને જોતાં જ દુકાનદાર ગુલામ-કાદર એક ભયંકર ચીસ પાડતો, હાથમાં માંસ કાપવાનો છરો લઈ તેના ઉપર તૂટી પડ્યો, અને નિર્દયતા-પૂર્વક તેની છાતી, પેટ તથા મોં ઉપર, જેમ ફાવ્યું તેમ છરાના ઘા કરવા લાગ્યો. ફિરંગી ધરતી પર ઢળી પડતાં ગુલામ-કાદર તેની છાતી પર ચડી બેસી તેના પર છરીના ઘા કર્યે જતો હતો ને સાથે સાથે પ્રત્યેક વેળા બોલતો હતો કે 'વાસ્કો-દા-ગામા! લે, આ મારી સ્ત્રી વતી;—આ મારી પુત્રી વતી,—આ મારા વૃદ્ધ પિતા વતી.' આ વેળા દુકાનમાં જે જે હતા તે સૌ, રૂંવાડાં ઊભાં કરે એવો આ બનાવ જોઈ અવાચક બની ત્યાંથી ભાગી ગયા હતા ને તેમણે જ પોલીસને ખબર આપ્યા હતા. પોલીસે આવી ગુલામ-કાદરને ગિરફતાર કર્યો ત્યારે પણ તે અજાણ્યા ફિરંગીના મૃતદેહ ઉપર છરી વડે ઘા કરતો હતો ને ગાંડાની જેમ જ બકતો હતો કે 'વાસ્કો-દા-ગામા! લે આ મારી સ્ત્રી વતી, આ મારી પુત્રી વતી, આ મારા વૃદ્ધ પિતા વતી.'

ગુલામ-કાદર ઓચિંતો, એકાએક પાગલ બની ગયો હોય એમ લાગતું હતું, કારણ મરનાર ફિરંગી સાથે એને કંઈ જૂની ઓળખાણ હોવાનું જણાયું નથી. વળી એની પત્ની, પુત્રી કે વૃદ્ધ પિતા કોઈ જ અત્યારે હયાત નથી. વધુ તપાસ કરતાં માલૂમ પડે છે કે ગુલામ-કાદર આજ પંદર વર્ષથી વિધુર છે. એની પત્ની એક મૃત પુત્રીને જન્મ આપી મૃત્યુ પામી હતી. ત્યાર બાદ એણે ફરી લગ્ન કર્યાં નહોતાં.

પોલીસ તપાસમાં બહાર આવ્યું છે કે મરનાર માણસ ગોવાથી તાજેતરમાં જ અહીં આવેલો એક પોર્ટુગીઝ ફિરંગી હતો અને ઘણાં થોડા દિવસ પહેલાં જ કલકત્તા આવી એક સામાન્ય હૉટેલમાં રહેતો હતો. એનું નામ માઈકલ ડિસોઝા હતું.

ગુલામ-કાદર અત્યારે થાણા ઓરડામાં છે. ડિસોઝાનું શબ તપાસ માટે હૉસ્પિટલમાં મોકલવામાં આવ્યું છે.''

આ બનાવ જ્યાં બન્યો એની બહુ નજીકમાં જ મારું ઘર હતું. આરોપી ગુલામ-કાદર સાથે મારે મોંઢાની ઓળખાણ પણ હતી અને એથી જ આ બનાવથી હું આકર્ષાયો હતો. ઉપરાંત, બીજી એક વાતે મારામાં કુતૂહલ જન્માવ્યું હતું અને તે વાસ્કો-દા-ગામાનું નામ. નાનપણથી જ હું ઇતિહાસનો ભક્ત હતો, તેથી જ્યારે એકાએક કસાઈખાનાના હત્યાકાંડમાં આ ઇતિહાસ-વિખ્યાત નામ સાંભળ્યું ત્યારે હું ચોંકી ઊઠ્યો. મારું મન ઉત્તેજિત થઈ ગયું. 'વાસ્કો-દા-ગામા' એ નામ સામાન્ય જનતામાં બહુ પ્રચલિત નથી. એક અભણ મુસલમાન કસાઈને મોઢે એ નામ આવી રીતિમાં ઉચ્ચારાતું જોઈ કોઈક ગુપ્ત 'રોમાન્સ'ની ગંધે મારું મન ભરાઈ ગયું. કેવું અદ્ભુત રહસ્ય આ ભયંકર હત્યાકાંડ પાછળ છુપાયું હશે? કોણ હશે આ માઈકલ ડિસોઝા—જેને હત્યારા ગુલામકાદરે વાસ્કો-દા-ગામા કહીને સંબોધ્યો? કે પછી શું માત્ર જ આ કોઈ પાગલ દિવાનો બેહૂદો બકવાદ હતો?

એ ગમે તેમ હો. મારું કુતૂહલ એટલું વધી ગયું હતું કે જે દિવસે આ મુકદ્દમો કૉરોનરની કોર્ટમાં નીકળવાનો હતો તે દિવસે હું જરા વહેલો વહેલો અદાલતમાં ગયો. કૉરોનર ત્યારે આવ્યા નહોતા; પણ આરોપીને હાજર કરવામાં આવ્યો હતો. એની ચારે બાજુ પોલીસ ઘુસપુસ કરી રહી હતી. આરોપીના હાથે હાથકડી હતી. એક બેંચ ઉપર એ મૂંગોમૂંગો બેઠો હતો. જોતાંવેંત જ એ મને ઓળખી ગયો, ને હાથ ઊંચા કરી એણે મને સલામ કરી. પાગલપણાનાં લક્ષણ જરા યે ન દેખાયાં, તદ્દન સાજોસારો માણસ જેવો એ દેખાતો હતો. એના મોં પર ભય કે આતુરતાનું કંઈ જ નિશાન નહોતું. જોનાર કોઈ કહી ન શકે કે આ જ માણસે બે દિવસ પહેલાં ગજબની નિર્દયતાપૂર્વક એ માણસનું ખૂન કર્યું હશે.

કૉરોનર આવ્યા. અદાલતનું કામ શરૂ થયું. સૌ પહેલાં ડૉક્ટરે જુબાની આપતા કહ્યું કે 'મૃત દેહ ઉપર છરીના બધા મળીને સત્તાવન ઘા જોવામાં આવ્યા છે. એ સત્તાવનમાંથી કયો ઘા મૃત્યુનું કારણ બન્યો તે કહેવું મુશ્કેલ છે, કારણ બધા જ ઘા સમાન ભયંકર હતા.'

ડૉક્ટરની જુબાની પૂરી થતાં જ્યૉર્જ ગૅશ્યુસ નામના એક હિંદી ખ્રિસ્તીને સાક્ષી તરીકે બોલાવવામાં આવ્યો. બીજા સવાલ-જવાબ પછી સાક્ષીએ જણાવ્યું કે 'છેલ્લાં દસ વરસથી ગુલામકાદરને ત્યાંથી જ માંસ ખરીદું છું; પરંતુ કદી યે મેં એને જરા પણ નોકસાન કરતો જોયો નથી. સ્વભાવે એ ખૂબ શાંત ને શિષ્ટ માણસ છે.'

પ્રશ્ન—જ્યારે એ મરનાર ઉપર આક્રમણ કરતો હતો ત્યારે એ સ્વાભાવિક સ્થિતિમાં નહોતો શું? તમને શું લાગે છે?

ઉત્તર—મરનાર દુકાનમાં નહોતો પ્રવેશ્યો ત્યાં સુધી એ તદ્દન સ્વાભાવિક સ્થિતિમાં હતો. અમારી સાથે સહજ ભાવે વાતચીત કરતો હતો. પણ ડિરોજાને જોતાંવેંત જ એ પાગલ બની ગયો હતો.

પ્રશ્ન—તમને શું લાગે છે, આરોપી મરનારને પહેલેથી ઓળખતો હતો?

ઉત્તર—હા, પણ એનું ખરું નામ ન બોલતાં એ 'વાસ્કો-દા-ગામા'ના સંબોધનથી જ એને સંબોધતો હતો.'

પ્રશ્ન—ડિરોજા ઘાયલ થઇને કંઈ બોલ્યો હતો?

ઉત્તર—ના.

પ્રશ્ન—આરોપી દારૂ પીતો હતો યા બીજો કોઈ નશો કરતો હતો?

ઉત્તર—મેં ક્યારેય એને દારૂ પીતો કે એવો કોઇ નશો કરતો કે નશો કરીને મગન બનતો જોયો નથી.

પ્રશ્ન—આરોપીના લક્ષણ ઉપરથી શું તમને લાગતું હતું કે કોઇ વેરનો બદલો વાળવા એ ડિરોજાનું ખૂન કરે છે?

ઉત્તર—હા, એના બોલવા ઉપરથી તથા મોં પરના ભાવો પરથી મને થયું હતું કે ડિરોજાએ અગાઉ એની સ્ત્રી, પુત્રી તથા વૃદ્ધ પિતા પર કંઇ અત્યાચાર કર્યો હોવો જોઇએ.

આ પછી બીજા પણ કેટલાક સાક્ષીઓની લગભગ આવી જ જુબાની પછી પોલીસના ડેપ્યુટી કમિશનર જુબાની આપવા ઊભા થયા. એમણે કહ્યું કે ગોવાથી ખબર મળ્યા છે કે ડિરોજા ત્યાંનો એક સાધારણ વેપારી છે. એ જાતે ફિરંગી પોર્ટુગીઝ છે ને હમણાં લગભગ બેંતાળીસ વર્ષનો છે. આ પહેલાં કદી યે એ ગોવા બહાર ગયો નથી. જીવનમાં આ પહેલી જ વાર કલકત્તામાં પગ મૂક્યો છે. આરોપી વિષે ડેપ્યુટી કમિશનરે કહ્યું કે આરોપીને આત્મીય સ્વજન સ્ત્રી-પુત્ર કુટુંબ કંઇ નથી. વધુ તપાસમાં જાણવા મળે છે કે છેલ્લાં ત્રીસ વર્ષમાં એણે કદી યે કલકત્તા બહાર પગ મૂક્યો નથી. એનું વય લગભગ સુડતાલીસ વર્ષનું છે. એટલે ડિરોજાને આ અગાઉ ક્યારે ય તે મળ્યો હોય એ સંભવિત પણ લાગતું નથી.

અત્યાર સુધી ચૂપ રહેલો આરોપી હવે બોલ્યો: 'દા-ગામાને મેં ઘણીવાર જોયો છે.'

પળવારમાં અદાલતનો એ ઓરડો એકદમ નીરવ થઇ ગયો. કૉરોનરે ડેપ્યુટી કમિશનરને મૌન રહેવાનો સંકેત કરી આરોપીને પૂછ્યું, 'તું ડિરોજાને પહેલેથી જાણે છે?'

આરોપી—ડિરોજાને મેં કદી યે જોયો નથી. વાસ્કો-દા-ગામાને હું ઓળખું છું. વાસ્કો-દા-ગામા ગુમ વેશે મારે ત્યાં માંસ ખરીદવા આવ્યો હતો.

આરોપી તરફ વેધક નજર ફેંકતાં કૉરોનરે પૂછ્યું, 'વારુ, વાસ્કો-દા-ગામાને આ પહેલાં તેં ક્યાં જોયો હતો?'

આરોપી—મેં સૌ પહેલો એને જોયો હતો કલિકટ બંદર ઉપર, ને છેલ્લે જોયો હતો સમદરની છાતી ઉપર..... આટલું બોલી આરોપી ઓચિંતો અટકી ગયો. જોયું તો એની આંખો અને ચહેરો લાલચોળ બની ગયાં હતાં. એના મોંમાંથી વાત બહાર નીકળતી નહોતી. એ એકવાર રૂંધાએલા સાદે 'યા ખુદા' બોલ્યો, ને બે હાથે મોં ઢાંકી બેસી ગયો. બીજું કંઇ જ એ ન બોલ્યો.

ત્યાર બાદ યોગ્ય સમય સુધી વિચાર કર્યા બાદ કૉરોનરે અભિપ્રાય વ્યક્ત કર્યો કે ક્ષણિક પાગલપણને વશ થઈ ગુલામ-કાદરે ડિરોજાનું ખૂન કર્યું છે.

હું જ્યારે કોર્ટમાંથી બહાર નીકળી રસ્તા ઉપર આવીને ઊભો રહ્યો ત્યારે મારું માથું ધમધમી ઊઠ્યું હતું. 'કલિકટ,—સમદરની છાતી ઉપર!' આરોપી આ બધું શું બોલી ગયો? બીજી પણ કેટલીક વાત, કોણ જાણે કેટલી યે અપૂર્ણ વાત આ મૂર્ખ,—અભણ કસાઇ ગુલામ-કાદરના હૈયામાં છુપાઇને પડી હશે? કારણ તે પાગલપણનો દેખાવ તો નહોતો જ કરતો એ નક્કી હતું. એની કોઈપણ વાત કે ક્રિયા પાગલ જેવી નહોતી. છતાં એકાદ બે અસંબદ્ધ વાતો દ્વારા ભૂતકાળના પડદાનો એક છેડો જરા ઊંચો કરી એ કેવી એક અદ્‌ભુત રહસ્યકથાનો સંકેત કરી ગયો હતો!

એ પછી ગુલામકાદર પર શું શું વીતી તે વિસ્તારથી વર્ણવવાની જરૂર લાગતી નથી. અદાલત આધીન થઈ મુકદ્દમો હાઇકોર્ટમાં ગયો. હાઇકોર્ટના ન્યાયાધીશ બહાદુરે ગુલામકાદરને એક મહિનો એક ખાસ ડૉક્ટરને ત્યાં નજરકેદ રાખવાનો હુકમ આપ્યો. એક મહિના પછી ડૉક્ટરનો રિપોર્ટ આવ્યો: 'ગુલામકાદર એકદમ સ્વસ્થ માનવી જેવો પૂરેપૂરો સ્વસ્થ માનવી છે. ગાંડપણનું રજમાત્ર નિશાન એનામાં નથી.' ત્યાર બાદ ફરીથી એનો ન્યાય તોળાયો. ગુલામકાદરે એના વકીલની સલાહને સાફ ભાષામાં જણાવી દીધું કે 'મેં ખૂન કર્યું છે, અને એ માટે મને જ માત્ર દિલગીરી કે દુઃખ નથી. જો હજુ પણ ફરી ક્યારે ય એ મને મળે તો આ જ રીતે હું તેનું ખૂન કરું-કરીશ.'

ને હાઇકોર્ટને નિરૂપાય થઈ એને ફાંસીની સજા આપવી પડી.

હું આખર સુધી અદાલતમાં હાજર રહ્યો હતો. ગુલામકાદરના જીવન-નાટક પર ઇન્સાફનો આ આખરી પડદો પડ્યો, ને હું એક ઊંડો નિશ્વાસ મૂકી બહાર નીકળ્યો. ફેંસલામાં એને મુક્તિ મળશે એવું મેં માન્યું જ નહોતું; છતાં યે એને મળેલા ચુકાદાથી વિના કારણે મારું મન ખૂબ જ ખરાબ થઈ ગયું. હૃદયને છાને ખૂણે, વારંવાર આ સંશય ઊઠવા લાગ્યો કે આ ન્યાયમાં સાચો ન્યાય નથી થયો, ક્યાંક જાણે એક બહુ જરૂરી સાબિતી બાકી રહી જતી હતી......

હું આ બધું વિચારતો હતો, ત્યાં પોલીસો આરોપીને લઇ બહાર નીકળ્યા. મેં ગુલામકાદર તરફ જોયું કે તુરત એણે ઈશારો કરી મને પાસે બોલાવ્યો. હું એની પાસે ગયો, ને એ મંદ ખંખારી બોલ્યો: 'બાબુજી, તમે મારા મુકદ્દમામાં શરૂથી આખર સુધી હાજર રહ્યા છો એ મેં જોયું છે. હવે હું તો મોટી સફરે ઊપડી જવાનો. પણ મારી છેવટની એક આરઝૂ છે. જેલમાં એકવાર મને મળવા આવજો. મારે કંઇક કહેવાનું છે.'

'નક્કી આવીશ.' મેં જવાબ આપ્યો.

ને હાથકડીએ બંધાએલા બે હાથ ઊંચા કરી મને સલામ કરી એ જેલની કાળી બસમાં બેઠો અને બસ ઊપડી ગઇ.

એ પછી કઈ રીતે એને મળવા માટે રજા મેળવીને હું એને જેલમાં મળ્યો એ વાત અહીં જરૂરી નથી. ફક્ત, દુનિયાના ઉતાર જેવા

ઢલકટ ગુનેગારોની વચ્ચે બેઠાંબેઠાં મોતના બે દિવસ અગાઉ એણે જે વાત મને કહેલી તેનો અનુવાદ જ અહીં આપી દઉં છું.

ગુલામકાદરે શરૂઆત કરી:

'બાબુજી, મારી આ વાત તમે ખરી માનો યા ખોટી, પરંતુ હું પાગલ નથી એટલું તો તમે સ્વીકારો જ છો એમ હું માની લઉં છું. ખરું કહું તો મારી આ વાત મારે માટે પણ એક અદ્ભુત વસ્તુ છે. પુસ્તકો મેં વાંચ્યાં નથી જિંદગી આખી માંસ વેચવામાં જ વીતાવી છે. જોડીજોડીને વાત કહેતાં મને આવડતી નથી, ને એટલી મારી તાકાત પણ નથી. એટલે આજે જે કાંઇ કહીશ એ મેં જે નજરોનજર જોયું છે ને અનુભવ્યું છે એમાંથી જ હશે. છતાં આ બધી વાત મારા આ ગુલામકાદરના જીવનમાં નથી બની એ પણ નક્કી છે. હું અભણ માણસ તમને આ બધું કઈ રીતે સમજાવું એની મને ગમ નથી, છતાં એટલું કહી શકું કે આ વાત આજની નથી, યુગયુગો જૂની છે.

હવે માંડીને વાત કહું. પંદર-સોળ વર્ષ પહેલાં મારી પત્ની એક પુત્રીને જન્મ આપતાં સુવાવડમાં જ મૃત્યુ પામી. પુત્રી પણ મૃત્યુ પામી. શા માટે, કેમ કરીને એ તો ખબર નથી; પણ ત્યારથી જ મારા મનમાં એક માન્યતા ઘર કરી ગઈ કે કો'ક દુશ્મને મારી પત્ની અને પુત્રીની નિષ્ઠુરતાપૂર્વક હત્યા કરી છે અને શોકને બદલે ક્રોધ અને બદલો લેવાની વેર-વૃત્તિ મારા અંતરમાં ભભૂકી ઊઠી. મનમાં સદૈવ થયા કરતું કે જો કદિયે એ અજાણ્યા દુશ્મનનો ભેટો થઈ જાય તો એના શરીરના કટકેકટકા કરી એનો બદલો લઉં

થોડાક દિવસ આમ વીત્યા બાદ હું સમજી શક્યો કે એ મારી ભ્રાન્તિ હતી. સત્ય ઉપર એનું જરા જેટલું યે મંડાણ નહોતું. ને પછી તો જેમજેમ દિવસો જવા લાગ્યા તેમતેમ મારો શોક અને ક્રોધ વિસરાવા માંડ્યા છતાં ફરી લગ્ન તો ન જ કરી શક્યો. ને કદાચ ગાડું જીવન એમ જ સહજપણે વહી પણ જાત, જો એક અશુભ પળે પેલો માણસ મારી દુકાને ન આવ્યો હોત તો.

સાંભળ્યું છે કે માણસ પાણીમાં ડૂબતાં એના ગત જીવનની બધી યે ઘટના છાયાચિત્રની જેમ એની આંખના પોપચાં ઉપર જોઇ શકે છે. આ માણસને જોતા જ મને પણ એવી અસર થઇ. એક જ પળમાં હું ઓળખી ગયો કે એ તે જ હૃદયવિહોણો રાક્ષસ છે જેણે મારી પત્ની, પુત્રી તથા વૃદ્ધ પિતાને ઘાતકી રીતે હણ્યાં હતાં. એ બધાં યે દશ્યો મારી નજર સમક્ષ ચિત્રવત્ તરવરી ઊઠ્યાં. ડૂબું ડૂબું થઇ રહેલા એ જહાજ ઉપરથી મરણોન્મુખ અસહાય યાત્રિકોનો એ હાહાકાર મારે કાને પડવા લાગ્યો. પારકો-દા-ગામાનું એ ક્રૂર હાસ્ય હું જાણે ફરીથી જોતો હતો.

આપણા જજ સાહેબો ખૂનનું કારણ શોધતા હતા, પણ તમે જ કહો કે આવી હાલતમાં મારે એમને કહેવું પણ શું? અને મેં કહ્યું હોત તો એને સમજી પણ કોણ શકત?

તમે કદાચ સમજી શકશો,—તમારા ચહેરા પરથી અને આંખો પરથી હું એટલું નક્કી જાણી શક્યો છું એથી જ તમને આટલી તસ્દી આપી છે. આનો ખાસ કંઇ જ અર્થ નથી તે હું જાણું છું. છતાં આથી મારો હૃદય-ભાર જરા હળવો બનશે. આ સિવાય મારો બીજો કંઈ જ સ્વાર્થ નથી.

આ મારા કસાઈજીવનનો ઇતિહાસ અહીં જ પૂરો કરું છું. હવે જેની વાત કહું છું એનું નામ છે મિરઝા દાઉદ બિન ગુલામસિદ્દીક. હું જ એ મિરઝા દાઉદ છું એ વાત હમણાં ભૂલી જજો. માનજો કે આ કોઈ બીજાની જ વાત છે.

કલિકટનું નામ તો તમે સાંભળ્યું જ હશે. એ મલબાર કિનારા પરનું એક નાનું એવું પણ અતિ સોહામણું, રત્નકણિકા જેવું એક નગર છે. પ્રભાતના છડીદાર કૂકડાની પહેલી બાંગ જેટલે દૂર સુધી સંભળાય એટલી એની સીમા છે. નગરની પાછળ નાના નાના પર્વતો, કાંકરિયાળાં સપાટ મેદાનો, અને એની પાછળ વાદળ સાથે વાતો કરતો પશ્ચિમઘાટ સહ્યાદ્રિ એ પ્રદેશને આખી દુનિયાથી જાણે જુદો પાડીને ઘેરી વળ્યો છે. સામેના અફાટ સમુદ્ર સિવાય કલિકટમાં પ્રવેશવાનો કે ત્યાંથી બહાર નીકળવાનો બીજો કોઇ માર્ગ જ નથી. આ સમુદ્રમાર્ગે અગણિત વ્યાપારી જહાજો કલિકટ બંદરમાં પ્રવેશતાં ને ફરી સઢ ચડાવી એ જ દરિયાઇ માર્ગે અદૃશ્ય થઇ જતાં. કલિકટ જાણે સારી જહાં-વિશ્વસમસ્તનાં વ્યાપારીઓનું મુસાફરખાનું હતું.

પાંડુવર્ણા ચીનાઓ, તાંબાવર્ણા બંગાળીઓ, રક્તવર્ણા પારસિક (ઇરાનીઓ) અને કૃષ્ણવર્ણા મૂર—સૌ કલિકટના માર્ગો ઉપર સમાન હક્ક અને ગર્વપૂર્વક પગ પછાડતા ચાલતા. કોઈ કોઇની કરતાં ઓછા-અધિકા નહોતા. ચીનથી લાખ અને ફટાકડા, આફ્રિકાથી હાથીના દાંત, મલાયાથી ચંદન, બંગાળથી ઝીણું ને મુલાયમ રેશમ, મલમલ ને વ્યાઘ્રચર્મ; ચંપા અને મગધથી ચોખા, કસ્તુરી અને કેસરનાં ફૂલ-બીજ, દક્ષિણમાંથી અગુરુ, કપૂર, તજ ને લંકાથી મણિ-મુક્તા આવતાં. કલિકટમાં આ બધી વસ્તુઓના ગંજેગંજ ખડકાતા. પશ્ચિમમાંથી તુર્ક, ઇરાની, આરબ અને મૂર સોદાગરો એમનું સુવર્ણ વટાવી આ બધી ચીજો જહાજમાં ભરી, કોઈ ઇરાની ઉપસાગરમાં થઇ યુફ્રેટિસ નદીના મૂળ તરફ જતા, તો કોઇ રાતા સમુદ્રના ઉપર ભાગમાં નાઇલ નદી તરફ જતા, અને ત્યાંથી અહીંની વસ્તુઓ સમગ્ર પશ્ચિમ પ્રદેશમાં પહોંચી જતી. કલિકટનો રાજા 'સામરી' વ્યાપારી જહાજો પાસેથી વેરો વસુલ લઈ રાજ્યનો ખર્ચ વહન કરતો. રાજ-કોષ સદાયે સુવર્ણ મણિ-મુક્તાઓ ભર્યો રહેતો. રાજ્યમાં ક્યાંય દુઃખ દારિદ્રય કે અશાંતિ અસંતોષ નહોતાં. રંકથી રાય સુધી બધા જ સુખી હતા.



કલીકટ બંદરનું ઈ. ૧૫૦૦ની આસપાસના સમયનું દૃશ્ય (એક પ્રાચીન ચિત્ર ઉપરથી)

મિરઝા દાઉદ આ કલિકટનો મ

એક ખાનદાન વ્યાપારી છે. એની પાસે બેંતાળીસ વ્યાપારી જહાજ છે, પીળી નદી 'હોંગહો'થી માંડી મિસરની નાઈલ નદીના મૂળ સુધી એની આવજા છે. જ્યારે આ બધાં જહાજો એના સુંદર શ્વેત શઢ ચડાવી એક પછી એક દરિયાઈ સફરે સરતાં, ત્યારે નીલા આસમાનમાં પાંખો ફફડાવતું કો' રાજહંસોનું ટોળું ઊડી રહ્યું હોય એવું લાગતું.

મિરઝા દાઉદ જાતે મૂર છે. કલિકટમાં મૂર દબથી બંધાએલો એનો એક મોટો સફેદ પથ્થરનો મહેલ છે. દૂર-સુદૂર મોરોક્કોમાં એના વૃદ્ધ પિતા હજુયે હયાત છે. પરંતુ મિરઝા દાઉદે કલિકટને જ પોતાનું ખાદ્દે વતન માન્યું છે. ઘણા પરદેશી સોદાગરો એમ જ કરે છે. મિરઝા ધર્મે મુસલમાન હોવા છતાં એકપત્નીવ્રતી છે. હમણાં ચાળીસ વર્ષની વયે એને ત્યાં સર્વ પ્રથમ એક બાળક—એક પુત્રીનો જન્મ થયો છે. પુત્રીના જન્મદિને એણે એક હજાર તોલા સુવર્ણનું દાન કર્યું છે. ઉપરાંત અઠવાડિયા સુધી એને ઘેર ઉત્સવનું વાતાવરણ રહ્યું હતું. આમ આખામાં એની વાહવાહ થઈ ગઈ છે.

હકીકતમાં મિરઝા દાઉદ જેવી સર્વજનપ્રિય અતિ સન્માનિત વ્યક્તિ નગરમાં બીજી કોઈ નથી ઉચ્ચ-નીચ, ગરીબ-ધનિક બધા જ એના તરફ સ્નેહ ને સન્માનની નજરે જુએ છે. ખુદ રાજા સામરી એને પોતાના થોડાક ખાસ મિત્રોમાંનો એક ગણે છે. બીજી બાજુ એનો વ્યાપાર પણ દિવસો દિવસ વધતો જ જાય છે. માનવી દુનિયામાં જે કાંઈ મેળવીને સુખી થઈ શકે તે બધું જ તેની પાસે મોજુદ છે.

ઉનાળાની એક સાંજે પશ્ચિમ દિશાને લાલ સુરંગી કરતો સૂર્ય અસ્ત પામે છે. જેટલે દૂર દૃષ્ટિ પહોંચી શકે છે તેટલે દૂર સુધી સમુદ્રનું પાણી લાલલાલ બની ધૂધવતું ગાજી રહ્યું છે. દૂર ઉછળતી મોજાંઓ સુગંધ વહેતો સ્નિગ્ધ પવન વાતો શરૂ થયો છે. આકાશ વાદળ વિહીન સ્વચ્છ છે.

દિવસ આખાની ગરમી પછી નગરનાં નરનારીઓ સાંજનો શીતળ સમીર આસ્વાદવા અત્યારે દરિયાકિનારા ઉપર ઊભરાયાં છે. ઘાટ ખૂબ આગે સુધી ફેલાએલો અર્ધ ચંદ્રાકારે—મોટા મોટા ચતુષ્કોણ પથ્થરો વડે બંધાએલો છે. એના ઉપર જહાજને નાંગરવા માટે લોઢાના નાનામોટા અનેક કડાં છે. ભરતી વખતે દરિયાનું પાણી ઘાટના એકદમ ઉપલા ભાગ સુધી પહોંચી જાય છે, અને ઓટ વખતે ભીની રેતીને વચ્ચે મૂકી દૂર ચાલ્યું જાય છે. આ ઘાટ જ નગરનું કામકાજનું મુખ્ય સ્થળ છે. ખરીદ-વેચાણ, આવજાવ, આનંદ-વિનોદ બધું જ અહીં થાય છે; ને એથી બધો વખત માણસોની હકુ અહીં જમેલી જ રહે છે.

તે વખતે ઘાટ ઉપર એક પણ નવું આવેલું યા બહાર જનારું વ્યાપારી જહાજ નહોતું. કામકાજ જરા ઠંડાં હતાં. નગરજનો વિવિધ વિચિત્ર વેશ પરિધાન કરી કોઈ સહકુટુંબ, કોઈ પતિ-પત્ની એ જ જણાં, તો કોઈ એકલાએકલા જ આંટા મારતા હતા. કોઈ મોટે સાદે ગીત ગાતું હતું. સ્વચ્છબુદ્ધિ કિશોરો રેતમાં કૂદતાં રમતા હતા; તો કેટલાક વળી ઘાટ ઉપરથી કૂદકા મારી દરિયામાં તરતા હતા.

એક ચીનો જાદુગર વિવિધ પ્રકારના અનેક ખેલ બતાવતો હતો. જનતા અવારનવાર ખડખડાટ હસી પડતી હતી. જાદુગરે હવે એક જાડા એવા સિપાહીને પકડી એના કાન તરફ નજર કરી કહ્યું, 'તમારા માથામાં રૂપક કાંકરીઓ છે, કહો તો હમણાં જ કાઢી બતાવું!' અને ટોળે વળેલા લોકો તુરત જ આનંદમાં આવી જઈ બૂમ પાડી ઊઠ્યા કે 'કાઢી બતાવો! કાઢી બતાવો!' પછી જાદુગરે નાનો એવો એક ચીપિયો લઈ તેના કાનમાંથી સોપારી સોપારી જેવા અસંખ્ય પથ્થર ઝપાટાબંધ બહાર કાઢી જમીન પર ઢગલો કર્યો! પ્રૌઢ સિપાહી આશ્ચર્યચકિત થઈ આંખો ફાડીને એ જોઈ જ રહ્યો! ટોળાંનાં હાસ્યે વાતાવરણ ગુંજી ઊઠ્યું. કોઈકે તો પરિહાસ કરતાં પેલા સિપાહીને કહ્યું પણ ખરું કે 'શેઠ, તમારું માથું આટલું બધું સખત હશે એની તો મને ખબર જ નહોતી.'

ધીરે ધીરે સૂર્યાસ્ત થયો. સમુદ્રના શરીરે શ્યામનો રંગ પકડ્યો. ક્ષિતિજરેખામાં જે સ્થળે સૂર્ય અસ્ત પામ્યો હતો તેને કેન્દ્ર કરીને સંધ્યાની લાલ છાયા ધીરેધીરે સંકુચિત બનતી ગઈ.

એ જ સમયે, દૂર-આધે, સમદરની છાતી ઉપર, એ લાલ-છાયાની સામે ત્રણ કાળી છાયા દેખાઈ. સૌએ જોયું તો ત્રણ જહાજ બંદરનાં પાણીમાં પ્રવેશી રહ્યાં હતાં.

અને ત્યારે એ જહાજ ક્યાંથી આવે છે, કોનાં છે વગેરેની ચર્ચા ઘાટ ઉપરના લોકોમાં ચાલવા લાગી. કોઈએ કહ્યું કે એ જહાજ અરબસ્તાન તરફનાં લાગે છે, તો કોઈએ કહ્યું કે ચીન તરફનાં જણાય છે. પણ અંધારું વધતું હોવાથી એ જહાજ ક્યાંનાં હતાં એ નક્કી ન કરી શકાયું.

મિરઝા દાઉદ એ સમયે ઘાટ ઉપર હતો. એ ઘણીવાર સુધી એકી ટસે પેલાં ત્રણ જહાજ તરફ જોઈ રહ્યો. ધીરેધીરે એના ચહેરા પર ઉદ્વેગનાં ચિહ્નો દેખા દેવા લાગ્યાં એ તુરત સાદે બોલ્યો, 'પોર્ટુગીઝ જહાજ! પણ ફિરંગી અહીંયાં શું કરવા?'

ત્યાર બાદ, આકાશમાંથી દિવસનો પ્રકાશ દૂર થતાંની સાથોસાથ, બાંસરાં તુરહાં ને ઢોલ વગાડી એ ત્રણ નાનાં જહાજ કલિકટના બંદરમાં આવી નાંગર્યાં.

બીજે દિવસે સવારે સૂર્યોદય થતાં વેંત મિરઝા દાઉદ બંદર પર આવી ઊભો. એણે જોયું તો થોડાક પરદેશીઓને ઘેરીને એક મોટું ટોળું ત્યાં જામ્યું છે. ફિરંગીઓ અજાણી ભાષામાં કંઈક બોલે છે પણ કોઈ એ સમજતું નથી, ને તેથી તેના જવાબમાં દેશી ભાષામાં સામા પ્રશ્ન કરે છે. મિરઝા દાઉદને આવતો જોઈ ટોળાએ તેને માર્ગ કરી આપ્યો ને મિરઝા પરદેશીઓની સામે આવીને ઊભો.

આગંતુકમાંથી એક જણે કહ્યું, 'અહીં પોર્ટુગીઝ ભાષા જાણતું હોય એવું કોઈ નથી શું? અમારે ઝમોરિનને મળવું છે, એ માટે અમે દુભાષિયાની તલાશમાં છીએ.'

મિરઝા દાઉદે જોયું કે આ બોલનાર હતો એક લાંબો, ઊંચો ને કદાવરદેહી પુરુષ. તામ્ર સુવર્ણ જેવો વર્ણ, લાંબા સોનેરી વાળ અને ઝીણાં અણિયાળાં દાઢી-મૂછ વાળું મોં. શરીરના ઉપરના ભાગમાં અતિ મૂલ્યવાન મખમલનું જરિયાની અંગરખું હતું, કમરથી ગોઠણ સુધી મખમલનો જ જાંઘિયો હતો ને ગોઠણથી નીચેનો ભાગ ચામડાના આવરણે ઢંકાએલો હતો. માથે ટોપી ઉપર આડું ખોસેલું એક પીછું હતું. એની સાથે બીજા પાંચ-છ જણ હતા તે પણ લગભગ એના જેવા જ વેશધારી હતા. સૌના કમરબંધમાં તલવાર ઝૂલતી હતી.

મિરઝા દાઉદે એ મુખ્ય જણાતા પુરુષને પગથી માથા સુધી નિહાળી ગંભીર સાદે કહ્યું, 'હું પોર્ટુગીઝ સમજી શકું છું.'

આગંતુક થોડી વાર સુધી એકીટશે મિરઝા દાઉદ તરફ જોઈ રહ્યો. એનું મોં શામળું પડી ગયું. એ ધીરેધીરે બોલ્યો, 'તમે મૂર લાગો છો!'

આ ત્રણ શબ્દોમાં જે તુચ્છકાર-ઘૃણા છુપાએલી હતી, તેણે મિરઝા દાઉદને વીંધ્યો. એણે પણ મનમાંનો તિરસ્કાર છુપાવ્યા વિના સાફ કહ્યું. 'હા, હું મૂર છું. ને તમે પોર્ટુગીઝ—જહાજવાળા લાગો છો. હું લોકે તમને ઓળખતો નથી, છતાં ફિરંગીઓ પ્રત્યે મને સદ્ભાવ નથી.'

હવે એક બીજો ફિરંગી—પોર્ટુગીઝ આગળ આવ્યો. એ ઉંમરે નાનો દેખાતો હતો. ઉદ્ધતાઈપૂર્વક એ બોલ્યો, 'મૂર કૂતરાંઓ સાથે અમે કદી સદ્ભાવ રાખતા નથી. મૂરોનું ઉચ્છેદન કરવું એ જ અમારો ધર્મ છે.'

પલકવારમાં તો મિરઝા દાઉદની કમરેથી છરી બહાર આવી, ને

સ્વભાવ છે. આ રાજ્યમાં મજિયો કે દ્વેષ નથી. હિન્દુ, બૌદ્ધ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સૌ વિના વેરઝેર શાન્તિપૂર્વક વ્યાપારઉદ્યોગ કરે છે. સાચું બોલો કે શા હેતુથી તમે અહીં હિન્દમાં પ્રવેશ્યા છો ?'

ફિરંગીના મોં પરથી લોહી ઊડી ગયું. એનો ચહેરો ધોળો પૂણી જેવો થઈ ગયો. માત્ર એની આંખો સળગતા અંગારાની જેમ નિષ્ફળ ક્રોધ અને દ્વેષ જાહેર કરવા લાગી. પણ બીજી જ પળે પોતાને હાથમાં રહી ગળામાં ઝૂલતા સુવર્ણ ક્રૉસને સ્પર્શીને એ બોલ્યો. 'ઈશુના આ પવિત્ર ક્રૉસને સ્પર્શીને સત્ય બોલું છું કે સૌની સાથે સહૃદયતા ને સાચો વ્યાપાર કરવા સિવાય અહીં આવવામાં અમારો બીજો કંઈ જ હેતુ નથી.'

પળવાર માટે કંઈ પણ બોલ્યા વિના એના મોં તરફ જોઈ રહ્યા બાદ મિરઝા દાઉદ બોલ્યા, 'તમારી વાતને ખરી માનું છું. ચાલો, સામરીને રાજમહેલે તમને લઈ જાઉં.'

ને પરદેશીઓ મિરઝા દાઉદનું અનુસરણ કરતા રાજમહેલ તરફ ચાલ્યા. પેડ્રોનું બેભાન શરીર ઘાટના પથ્થરો પર મૃતવત્ પડ્યું રહ્યું.

રાજમહેલમાં હાજર થઈ સામરીની સન્મુખ ઘૂંટણીએ પડી એના જામાને ચૂમી પોર્ટુગીઝ વ્યાપારીઓનો અગ્રણી બોલ્યો, 'મહારાજ, મારું નામ વાસ્કો-દ-ગામા. હું પોર્ટુગલનો રાજદૂત છું. આપની પાસે કાલિકટમાં વ્યાપાર કરવાની અનુમતિ માગવા આવ્યો છું.' આટલું કહી એણે પોર્ટુગલ રાજ તરફથી મોકલવામાં આવેલ ભેટ રાજા સામરી સામે રજૂ કરવાનો સંકેત પોતાના સાથીઓને કર્યો.



વાસ્કો-દ-ગામા

ની બંને આંખો સળગી ઊઠી. પણ બીજી જ પળે પેલી મુખ્ય વ્યક્તિએ થ ઊંચો કરી એને શાન્ત પાડ્યો અને નમ્ર અવાજે એ બોલ્યો; હારાજ, મારા આ ઉતાવળિયા જુવાન સાથીને માફ કરો. તમે ર છો અને અમે પોર્ટુગીઝ છીએ તે ખરું, પણ અહીં આ પાર્ગે બધા જ પારી છીએ, ચાંચિયા નથી. બીજા ભલે ગમે તેમ વર્તું, પણ અહીં ારી સાથે અમારે કંઈ જ તકરાર નથી. ઊલટું, તમારો સદ્ભાવ , જ અમે કૃતાર્થ થઈ શકીશું.'

ને પછી પોતાના સાથી તરફ ફરીને એ બોલ્યો, 'પેડ્રો, ફરી કદી ય આવા શબ્દો તારા મોમાંથી નીકળશે તો ચક્રમાં નાખી તારા હાડેહાડની કચુંબર કરી શિકારી કૂતરાને ખવડાવી દઈશ.'

ભયથી પેડ્રોનું મોં ફીકું પડી ગયું, છતાંયે ધ્રૂજતાં ધ્રૂજતાં વિદ્રોહાત્મક સ્વરે એ બોલ્યો, 'સાચી વાત કહેતાં હું ડરતો નથી. મૂર અમારે માટે ઘૃણાપાત્ર છે, ને તમે પોતે પણ ખરેખર......'

આથી આગળ એ કંઈ પણ બોલે એ પહેલાં જ પરદેશી વ્યક્તિએ એનું મોં દાબી દીધું. પ્રથમ વ્યક્તિની વજ્રમુઠ્ઠીમાં થોડીવાર સુધી નીરવપણે એની શ્વાસનળી દબાએલી રહ્યા પછી તેણે એને મૂકી દીધો કે પેડ્રો બેભાન બની ધરતી પર ઢળી પડ્યો. એના તરફ વધુ ધ્યાન ન આપતાં અગ્રણીએ મિરઝા દાઉદ તરફ ફરી જરા હસીને કહ્યું, 'મિથ્યાવાદીને દંડ આપવો એ ધર્મની ફરજ છે. હવે જરા મહેરબાની કરી મારી સાથે જમોરિનને ત્યાં આવી અમારું નિવેદન એમને સમજાવી આપશો તો તમારો સદાનો આભારી રહીશ.' આટલું કહી માથેથી ટોપી ઉતારી જમીન સુધી નીચે ઝૂકી એણે પ્રણામ કર્યા. પ્રેક્ષકો જેઓ પોર્ટુગીઝ ભાષા સમજતા નહોતા, તેઓ અવાક થઈ આ ન સમજાતું નાટક જોઈ રહ્યા.

આગંતુકના મીઠા શબ્દોથી મિરઝા દાઉદ ઓગળાયો નહિ, એ અક્કડ બનીને ઊભો રહ્યો. થોડી વાર પછી ધીરેધીરે એ બોલ્યો, 'ફિરંગી ! તમે બહુ ધૂર્ત લોકો છો. સામરીના રાજ્યમાં શા માટે આવ્યા છો, સાચું કહો !'

'વ્યાપાર અર્થે.'

'ફિરસ્તાન, હું તમને ઓળખું છું. હત્યાકાંડ એ તમારો ધંધો છે, લોભ તમારો ધર્મ છે અને બીજાનું સારું જોઈ ન શકવું એ તમારો

મોટે ભાગે ગમે તે કહ્યું હોય, પણ મિરઝા દાઉદના મનમાંથી શંકા અને અવિશ્વાસ દૂર નહોતાં થયાં. ફિરંગીઓને એ પહેલેથી જ ઓળખતો હતો. એકેએક મૂર બચ્ચો ફિરંગીઓને ઓળખે છે. મારે વતનમાં અનેક સદીઓ દ્વારા આ પિછાન તેઓ પામ્યા હતા. તેઓ જાણતા કે ફિરંગીઓ અતિશય લડાયક ને કામપિપાસુ હોય છે. એ લોકોની જનમભોમ ફળદ્રુપ નહોઈને અનાજ વગેરે માટે તેઓને શારીરિક અને માનસિક કઠોર પરિશ્રમ કરી જીવન જીવવું પડે છે એ ખરું, અને એથી જ તેઓ વધુ વટના ધનિક મુસલમાનો તરફ અત્યંત ઈર્ષ્યાભાવે જુએ છે. બીજાના ઉન્નતિ એ લોકોની આંખમાં શૂળની જેમ ભોંકાય છે. ક્યાંયે એક વાર ધન-રત્ન ને ઐશ્વર્યનો પત્તો લાગ્યો કે તુરત આ લોકોની લાલસા અને ભૂખ એટલી પ્રબળ ને અમર્યાદ બની ઊઠે છે કે કોઈ પણ રીતે ત્યાં પ્રવેશ મેળવી, એક વાર સારીરીતે પોતાનો પગ જમાવીને પછી શત્રુ-મિત્રનો જરાયે ભેદ રાખ્યા વિના સૌની ઉપર તેઓ પોતાનું ઉદ્ધત બળ ને અહંકાર જમાવવામાં અને જુલમ કરવામાં કંઈ બાધ નથી રાખતા. એ લોકો અજબના દગાખોર અને યુદ્ધનિપુણ હોય છે. એવું કોઈ પણ કામ નથી જે તેઓ પોતાના સ્વાર્થ માટે ન કરી શકે. અને જાતિનો સ્વાર્થ વધારવા તેઓ પ્રાણ સુદ્ધાં દેતાં જરામાત્ર અચકાતા નથી.

પોર્ટુગલથી દરિયાઈ માર્ગે આફ્રિકાને પ્રદક્ષિણા કરી ભારતવર્ષમાં આજ સુધી કોઈ નહોતું આવ્યું. વાસ્કો-દ-ગામાએ એ માર્ગ યુરોપિયનો માટે ખુલ્લો કરી એક મોટી નવી સંભાવના અને સાથે જ એક મોટી દુર્ભાવના પણ ઊભી કરી હતી. જોકે અત્યારે એનો હેતુ બરાબર કળી શકાતો ન હતો, છતાં ઉદ્ધત અને કટુભાષી પેડ્રોનું મોં દાબી એણે જે એક રહસ્યમય વાત દાબી દીધી હતી તે સમજતાં મિરઝાને વાર ન લાગી. શંકા ને સંશયના મેઘે એનું મન ઘેરાએલું હતું.

પોર્ટુગીઝો કાલિકટમાં રહેવા લાગ્યા. દિવસો દિવસ નવીનતા વસ્તુઓથી એમનાં જહાજ ભરાવા લાગ્યાં. શાક ફળ જેવી વસ્તુઓ પણ તેઓ ચારચાર ગણા ભાવ આપી ખરીદવા લાગ્યા. અણસમજુ વ્યાપારીઓ આથી ભલે ગમે તેટલા હરખાય, પણ મિરઝા દાઉદ જેવા દીર્ઘદૃષ્ટિ અનુભવી વેપારીઓના મનમાં એટલો જ સંદેહ વધવા માંડ્યો.

(અનુસંધાન આગળ પાન પાંચમે)

આપણા એક પડોશી પ્રદેશની પ્રાચીન સાંસ્કૃતિક સમૃદ્ધિનો પરિચય આપતી લેખમાળા

# કચ્છનાં કીર્તિમંદિરો

લેખક
શ્રી રામસિંહજી રાઠોડ

## ૪–અંજાર

જેશર-તુરી (જેસળ-તોરલ)ની અદ્ભુત કથા તો લોકપ્રિય છે. શાક્ત સંપ્રદાયમાં એ ઘટનાનું માહાત્મ્ય અનેરું છે. ધણી બાવા નકલંકની જ્યોતનો જ્યાંજ્યાં મહિમા છે ત્યાંત્યાં, તેના પુનિત પ્રકાશમાં, હૃદયના ભાવને હલાવી નાખતું જેશર-તુરીનું ભક્તિરસમાન ભજન અવશ્ય ગવાવાનું. એ ભવ્ય કથામાં અંજાર મહત્ત્વનું કેન્દ્ર બની રહે છે અને અંજારમાં એમણે સમાધિ લીધી હોવાથી જેશર-તોરી અંજારને તીર્થધામની મહત્તા આપે છે.

પણ આ મહત્તાનો ખરો માલિક તો અજેપાળ છે. 'અંજાર ગામ ને અજપાળ ધણી' એ કહેતી અંજારીઆઓમાં આજે પણ એટલી જ પ્રચલિત છે. અંજારના સંસ્થાપક એ અજેપાળની વાતથી પરિચિત થઇ જેશરતુરીની કથા જાણીએ અને પછી, બ્રિટિશ અને કચ્છ સંબંધના રાજકારણમાં એક મહત્ત્વના અંકોડા તરીકે અંજારે જે ભાગ ભજવ્યો છે તેના વીર નાયક કેપ્ટન જેમ્સ મેકમર્ડોનાં જીવનસાહસોથી પરિચિત થઇએ, એટલે અંજારની[૧] આખી યે કીર્તિગાથાનો સુબદ્ધ એવો સિલસિલાબંધ ઇતિહાસ તેમાંથી ડોકાઇ રહે છે.

એ મેકમર્ડોના બંગલામાં ત્રણ મહિના સુધી રહેતાં મેકમર્ડોના ભૂતની તો મેં કેટલી યે બિહામણી વાતો સાંભળી છે, પણ મને તેનું સ્વપ્નું યે કદી નથી આવ્યું. ઉલટું કર્તવ્યનિષ્ઠ મેકમર્ડો તો કોઇનું પણ પ્રેરણાપાત્ર બની રહે એવી એની જીવનઝરમરથી એ નિમિત્તે હું વાકેફ થયો. આટલું છતાં યે આપણે જે સ્થળે રહેતા હોઇએ ત્યાંનું જે મમત્વ લાગે તેવું કંઈ નહિ લાગતાં હજુ યે હું અંજારમાં રહું છું એથી વિશેષ એનું મહત્ત્વ મારી નજરે મારે ગાન કરવું નથી. ભૂતકાળ જેનો ભવ્ય લાગે તેની વર્તમાન પરિસ્થિતિ એવો જ પ્રતિકાર કરાવે છે.

અંજારમાં અજપાળના મંદિરના પ્રવેશદ્વાર ઉપરનું શિલ્પ, જેમાં શિવસ્વરૂપનાં પ્રસન્ન તથા નિશ્ચન વિશિષ્ટરૂપો કુશળતાથી કંડારેલાં છે. (સ્કેચ રામસિંહજી)

કચ્છના વચ્ચેના ભાગમાં જે ટ્રેપ (લાવારસથી બનેલો) પ્રદેશ પ્રસરેલો છે તેના પૂર્વ છેડે અંજાર આવેલું છે. એટલે સહેજે ટ્રેપની ખાણમાં મળતા બધા લાભો—મીઠું પાણી, ફળદ્રુપ જમીન, મનોહર સૃષ્ટિસૌંદર્ય વગેરેનો ઉપભોગ, ભૂસ્તરના અન્ય પડોમાં અટવાએલું છતાં અંજાર કરી શકે છે. વળી દરિયાકિનારાથી પણ એ બહુ દૂર ન ગણાય. એટલે તુણા, ખારી રોહર અને કંડલાનાં બંદરોના સામાન્ય મધ્યવર્તી મથક તરીકે અંજાર વાગડના વેપારીનું મુખ્ય કેન્દ્ર બની રહે છે.

કચ્છ પંથકમાં જેમની નામના ચાલી રહી છે એ અજપાળ અંજારની આ પરિસ્થિતિના આદિ પારખુ હતા. અજમેર પર હલ્લો કરવા માટે ખલીફનું લશ્કર તરી માર્ગે કચ્છના બંદરેથી ઉતરવાનું છે એ સંદેશ દૂત દ્વારા અજપાળને મળ્યો. દરિયાકિનારે જ તેનો સામનો કરવા તેઓ આ સ્થળે આવી લાગ્યા અને પછી નિર્ભય સ્થાન તરીકે અહીં જ સૈન્યસાગંતો સહ પડાવ નાખી દરિયાની ચોકી કરતા રહ્યા. અહીં જોગીઓની જમાતની તેમને સારી મદદ મળી, અને છેવટે અજપાળ પોતે પણ જોગી થયા. તપ કરી નંદીશ્વર ભગવાન શંકરની તેમણે આરાધના કરી. પ્રભાવબળે અજપાળ પોતે સંત તરીકે પણ પૂજાવા લાગ્યા. અહીં યવનો સાથેના ઘોર સંગ્રામમાં એ વિ. સં. ૭૯૧ (ઈ.સ. ૬૮૫)માં કામ આવ્યા, અને યાવની ધર્મનો પ્રચાર અટકાવવા માટે વીર મૃત્યુને વરેલા અજપાળ પીર તરીકે પૂજાઈ મનાયા.

અજપાળ પાલી શાખાના ચૌહાણ હતા. પુષ્કરતીર્થ એ એમની જન્મભૂમિ. નાનપણમાં એમણે અજ (બકરાં) પાળેલાં તેથી અજપાળ તરીકે ઓળખાયા. તેઓ રોજ એક સંન્યાસીને બકરાંનું દૂધ પાતા. આથી સંન્યાસીએ પ્રસન્ન થઈ તેમને વર આપ્યો જેથી તેઓ અધીશ્વર બન્યા. બાહુબળથી તેમણે જે રાજ્ય સ્થાપન કર્યું તેના રક્ષણાર્થે એમણે સર્પગિરિ પર એક દુર્ગ બંધાવવા માંડ્યો, પણ તેમાં સફળતા નહિ મળતાં ગઢવિધ્વંસ છોડી એ જ પર્વતની પરિસરમાં બીજી તરફ ગામ વસાવ્યું તે અજમેરૂ—અજમેર. ત્યાં ચક્રવર્તી પણું મેળવી પૂર્ણ પ્રતાપથી તે રહેવા લાગ્યા. પોતાને પાછળ સંતતી ન હોતાં એમણે સ્વબંધુ પૃથ્વીપાળને દત્તક લઇ પોતાનું સાર્વભૌમ રાજ્ય સોંપ્યું ને પોતે ધર્મરક્ષાર્થે જોગી થઇ યવનનો સામનો કરવા કમર કસી.

ભટ્ટ લોકોના કાવ્યગ્રંથોના પાનેપાને તેમની યશગાથા ચિત્રવિચિત્રરૂપે ઝળકી રહે છે. તેમાં ખાસ ઉલ્લેખનીય કથા એવી છે કે રોશનઅલી નામે એક ઈસ્લામ ધર્મપ્રચારક ફકીર ફરતોફરતો ગઢ બિઠ્ઠલી (અજમેરનું પ્રાચીન નામ)માં આવી લાગ્યો. ત્યાં પ્રવર્તતી સ્પર્શાસ્પર્શની ભાવનાથી છેડાઈ તેણે રાજા પૃથ્વીપાળને વાસ્તે જતા નવનીતપાત્રને આંગળીઓ અડકાડી અભડાવ્યું. રાજાએ આથી છંછેડાઈ ફકીરની એ આંગળીઓ કપાવી નાખી. ફકીરે બાર અરબ સૈયદ મિરાનને ઇસ્લામી ફકીર પર ગુજરેલા અત્યાચારની પોતાની આપવીતી સંભળાવી. આથી મિરાન કોપી ઉઠ્યો ને પોતાની મહબૂબ (પ્રિયતમા) સાથે તે શાદીમાં રોકાએલો હતો તે અધવચ્ચે પડતી મૂકી તેણે એ જુલમનો બદલો લેવાનો તત્ક્ષણ નિર્ધાર કર્યો, અને અશ્વપાળ તરીકે સોદાગરના વેશમાં પાંચસો ઘોડા અને માણસો સહિત એ અજમેર જઇ પહોંચ્યો. રાજાએ એના ઉત્તમ પ્રકારના

[૧] આજુ પરિસ્થિતિએ સચવાઈ બચેલા અવશેષો અને લોકજીવનનો અભ્યાસ કરીને મેળવી શકાતી માહિતી ઉપરાંત અંજારના પુરાતત્ત્વને લગતા ઐતિહાસિક આધારો આટલા છે: Bomb. Gov. Sel CL II; Sel. from Rec. Bomb. Govt. XV; Burgess: Arch. Sur. Rep. 1874–75; Bomb. Gaz. (Kutch, Pal & Mahi); Col. Barton's Tour in Cutch; Chesson & Woodhall's Miscellany II (1871); Hamilton's Des. of Hindustan I; Trans. Bomb. Lit. Soc. II; Trans. Bomb. Geog. Soc. I; Wynne Mem. Geol. Surv. of India Vol. IX, P. I; આ. રે. દવેનો કચ્છનો ઇતિહાસ; દ. પ્રા. ખખ્ખરની કચ્છની બીના; ટૉડ રાજસ્થાન; હમીરરાસો.



વાસ્કો-દા-ગામા

સ્વભાવ છે. આ રાજ્યમાં કજિયા કે દ્વેષ નથી. હિન્દુ, બૌદ્ધ, મુસલમાન, હિબ્રુ વગેરે સૌ વિના વેરઝેર શાન્તિપૂર્વક વ્યાપારઉદ્યોગ કરે છે. સાચું બોલો કે શા ઇરાદે તમે અહીં હિન્દમાં પ્રવેશ્યા છો ?'

ફિરંગીના મોં પરથી લોહી ઊડી ગયું. એનો ચહેરો ધોળો પૂણી જેવો થઈ ગયો. માત્ર એની આંખો સળગતા અંગારાની જેમ નિષ્ફળ ક્રોધ અને દ્વેષ જાહેર કરવા લાગી. પણ બીજી જ પળે પોતાને હાથમાં લઈ ગળામાં ઝૂલતા સુવર્ણ ક્રૉસને સ્પર્શીને એ બોલ્યો. 'ઈશુના આ પવિત્ર ક્રૉસને સ્પર્શીને સત્ય બોલું છું કે સૌની સાથે સદ્ભાવ રાખી વ્યાપાર કરવા સિવાય અહીં આવવામાં અમારો બીજો કંઈ જ હેતુ નથી.'

પળવાર માટે કંઈ પણ બોલ્યા વિના એના મોં તરફ જોઈ રહ્યા બાદ મિરઝા દાઉદ બોલ્યો, 'તમારી વાતને ખરી માનું છું. ચાલો, સામરીને રાજમહેલે તમને લઈ જાઉં.'

ને પરદેશીઓ મિરઝા દાઉદનું અનુસરણ કરતા રાજમહેલ તરફ ચાલ્યા. પેડ્રોનું બેભાન શરીર ઘાટના પથ્થરો પર મૃતવત્ પડ્યું રહ્યું.

રાજમહેલમાં હાજર થઈ સામરીની સન્મુખ ઘૂંટણીએ પડી એના જભ્ભાને ચૂમી પોર્ટુગીઝ વ્યાપારીઓનો અગ્રણી બોલ્યો, 'મહારાજ, મારું નામ વાસ્કો-દા-ગામા. હું પોર્ટુગલનો રાજદૂત છું. આપની પાસે કલિકટમાં વ્યાપાર કરવાની અનુમતિ માગવા આવ્યો છું.' આટલું કહી એણે પોર્ટુગલ રાજા તરફથી મોકલવામાં આવેલ ભેટ રાજા સામરી સામે રજૂ કરવાનો સંકેત પોતાના સાથીઓને કર્યો.

એની બંને આંખો સળગી ઊઠી. પણ બીજી જ પળે પેલી મુખ્ય વ્યક્તિએ હાથ ઊંચો કરી એને શાન્ત પાડ્યો અને નમ્ર અવાજે એ બોલ્યો: 'મહાશય, મારા આ ઉતાવળિયા યુવાન સાથીને માફ કરો. તમે ...ર છો અને અમે પોર્ટુગીઝ છીએ તે ખરું, પણ અહીં આપણે બધા જ ...પારી છીએ, ચાંચિયા નથી. બીજે ભલે ગમે તેમ થતું, પણ અહીં ...ા સાથે અમારે કંઈ જ તકરાર નથી. ઊલટું, તમારો સદ્ભાવ ...થે જ અમે કૃતાર્થ થઈ શકીશું.'

ને પછી પોતાના સાથી તરફ ફરીને એ બોલ્યો, 'પેડ્રો, ફરી કદી જો આવા શબ્દો તારા મોંમાંથી નીકળશે તો ચક્કરમાં નાખી તારા હાડેહાડનો કચુંબર કરી શિકારી કૂતરાને ખવડાવી દઈશ.'

ભયથી પેડ્રોનું મોં પીળું પડી ગયું, છતાંયે ધ્રૂજતાં ધ્રૂજતાં વિદ્રોહાત્મક સ્વરે એ બોલ્યો, 'સાચી વાત કહેતાં હું ડરતો નથી. મૂર અમારે માટે ઘૃણાપાત્ર છે, ને તમે પોતે પણ મૂરને......'

આથી આગળ એ કંઈ પણ બોલે એ પહેલાં જ પહેલી વ્યક્તિએ એનું મોં દાબી દીધું. પ્રથમ વ્યક્તિની વજ્રમુઠ્ઠીમાં થોડીવાર સુધી નીરવપણે એની શ્વાસનળી દબાએલી રહ્યા પછી તેણે એને મૂકી દીધો કે પેડ્રો બેભાન બની ધરતી પર ઢળી પડ્યો. એના તરફ વધુ ધ્યાન ન આપતાં અગ્રણીએ મિરઝા દાઉદ તરફ ફરી જરા હસીને કહ્યું, 'મિથ્યાવાદીને દંડ આપવો એ ધર્મની ફરજ છે. હવે જરા મહેરબાની કરી મારી સાથે જમોરિનને ત્યાં આવી અમારું નિવેદન એમને સમજાવી આપશો તો તમારો સદાનો આભારી રહીશ.' આટલું કહી માથેથી ટોપી ઉતારી જમીન સુધી નીચે લળી એણે પ્રણામ કર્યા. પ્રેક્ષકો જેઓ પોર્ટુગીઝ ભાષા સમજતા નહોતા, તેઓ અવાક થઈ આ ન સમજાતું નાટક જોઈ રહ્યા.

આગંતુકના મીઠા શબ્દોથી મિરઝા દાઉદ ભોળવાયો નહિ, એ અક્કડ બનીને ઊભો રહ્યો. થોડી વાર પછી ધીરેધીરે એ બોલ્યો, 'ફિરંગી ! તમે બહુ ધૂર્ત લોકો છો. સામરીના રાજ્યમાં શા માટે આવ્યા છો, સાચું કહો !'

'વ્યાપાર અર્થે.'

'ફિરસ્તાન, હું તમને ઓળખું છું. કજિયોકંકાસ એ તમારો ધંધો છે, લોભ તમારો ધર્મ છે અને બીજાનું સારું જોઈ ન શકવું એ તમારો

મોઢે ભલે ગમે તે કહ્યું હોય, પણ મિરઝા દાઉદના મનમાંથી શંકા અને અવિશ્વાસ દૂર નહોતાં થયાં. ફિરંગીઓને એ પહેલેથી જ ઓળખતો હતો. એકેએક મૂર વ્યાપારી ફિરંગીઓને ઓળખે છે. મક્કાને વતનમાં અનેક સંઘર્ષો દ્વારા આ પિછાન તેઓ પામ્યા હતા. તેઓ જાણતા કે ફિરંગીઓ અતિશય લક્ષ્મીલાલચુ ને કામપિપાસુ હોય છે. એ લોકોની જન્મભોમ ફળદ્રુપ ન હોઈને અનાજ વગેરે માટે તેઓને શારીરિક અને માનસિક કઠોર પરિશ્રમ કરી જીવન જીવવું પડે છે એ ખરું, અને એથી જ તેઓ વધુ પડતા ધનિક મુસલમાનો તરફ અત્યંત ઈર્ષ્યાભાવે જુએ છે. બીજાની ઉન્નતિ એ લોકોની આંખમાં શૂળની જેમ ભોંકાય છે. ક્યાંયે એક વાર ધન-રત્ન ને ઐશ્વર્યનો પત્તો લાગ્યો કે તુરત આ લોકોની લાલસા અને ભૂખ ઉશ્કેરાઈ પ્રબળ ને અમર્યાદ બની ઊઠે છે કે કોઈ પણ રીતે ત્યાં પ્રવેશ મેળવી, એક વાર સારીરીતે પોતાનો પગ જમાવીને પછી શત્રુ-મિત્રનો જરાયે ભેદ રાખ્યા વિના સૌની ઉપર તેઓ પોતાનું કબજો ને હકૂમત ને અહંકાર જમાવવામાં અને જુલમ કરવામાં કંઈ બાકી નથી રાખતા. એ લોકો ગજબના કજિયાખોર અને યુદ્ધનિપુણ હોય છે. એવું કોઈ પણ કામ નથી જે તેઓ પોતાના સ્વાર્થ માટે ન કરી શકે. અને જાતિના સ્વાર્થ વધારવા તેઓ પ્રાણ સુદ્ધાં દેતાં રજમાત્ર અચકાતા નથી.

પોર્ટુગલથી દરિયાઈ માર્ગે આફ્રિકાને પ્રદક્ષિણા કરી ભારતવર્ષમાં આજ સુધી કોઈ નહોતું આવ્યું. વાસ્કો-દા-ગામાએ એ માર્ગ યુરોપિયનો માટે ખુલ્લો કરી એક મોટી નવી સંભાવના અને સાથે જ એક મોટી દુર્ભાવના પણ ઊભી કરી હતી. જોકે અત્યારે એનો હેતુ બરાબર કળી શકાતો ન હતો, છતાં કૂનેહ અને કટુભાષી પેડ્રોનું મોં દાબી એણે જે એક રહસ્યમય વાત દાબી દીધી હતી તે સમજતાં મિરઝાને વાર ન લાગી. શંકા ને સંશયના બીજે એનું મન ઘેરાએલું હતું.

પોર્ટુગીઝો કલિકટમાં રહેવા લાગ્યા. દિવસો દિવસ નવીનવી વસ્તુઓથી એમનાં જહાજ ભરાવા લાગ્યાં. સાવ ધૂળ જેવી વસ્તુઓ પણ તેઓ વારંવાર મોં માગ્યા ભાવ આપી ખરીદવા લાગ્યા. અણસમજુ વ્યાપારીઓ આથી ભલે ગમે તેટલા હરખાય, પણ મિરઝા દાઉદ જેવા દીર્ઘદૃષ્ટિ અનુભવી વેપારીઓના મનમાં એટલો જ સંદેહ વધવા માંડ્યો.

(અનુસંધાન આગળ પાન ૫૫મે)



અંજારમાં જેસળ-તોરલની સમાધિ

ફોટો: છગનલાલ બનિયા

નીમાં છે, પણ કોઈનું ધ્યાન ખેંચાતું ન હોય એવી વિલક્ષણરીતે ત્યાં આવેલ છે. ત્યાં જવા માટે પગથિયાની કે એવી યોજના નથી. મોટા ઓટલા અને દિવાલ પર કૂદી તેને પકડી ઉપર પહોંચાય છે. એ પ્રવેશદ્વાર ચૂનાથી ધોળાઇ જતા તેના શિલ્પની છાપભરી આછી રેખાઓ માત્ર પકડી શકાય છે તેમાં શિવસ્વરૂપના નિવૃત્ત અને પ્રવૃત્ત અંગોના વિશિષ્ટ રૂપો કુશળતાથી ઉતારેલાં છે. ઉપરની છતને ટેકવી રહેલા કીચકનું નિરૂપણ પણ વિશિષ્ટ છે. એ દ્વાર અને ઘુમ્મટની નીચેની ભમતી શૈવ સંપ્રદાયના એકના પુરાતન મંદિરના થઇ ગએલા ખંડેરમાંથી કઢાવી લઈ યોજનાબદ્ધ ઉપયોગમાં લેવાઇ તેનો પુનરોદ્ધાર થયો દેખાય છે. અજંતા કે ઈલોરાની વિરલ કારીગરી જેવા આવેગભર્યા ભાવવાળું જે મોહક શિલ્પકામ ઘુમ્મટની નીચેની ભમતીમાં છે તે પ્રારંભમાં તેના મૂળ મંદિરમાં તેના ઉત્પત્તિસ્થાને હશે ત્યારે કેટલું અપૂર્વ અને પ્રભાભર્યું લાગતું હશે તેની તો માત્ર કલ્પના જ કરવી રહી ! શિલ્પીને જડ પથ્થરોમાં સૌંદર્ય ઉપજાવતું કેટલું કઠિન છે તે જોતાં અહીંના રાતા વેણુ-પાષાણ પરની ભાવનામય કારીગરી જોઇ કલાકારની નિપુણતા અને સંસ્કૃતિની પોષક એ કલાની ઉત્કૃષ્ટતા સમજાય છે. શ્રદ્ધા અને ભક્તિની આંતરિક શક્તિઓને આવાં બાહ્ય રૂપો દ્વારા કેળવી અને પ્રેરણા આપતી. કળાના આ અવશેષોને હવે તો ઐતિહાસિક સ્મૃતિ-અંશો તરીકે જાળવી શકીએ તો યે ઘણું.

આ પછીના સમયનું શિલ્પ-સ્થાપત્ય આપણને અંજારની દક્ષિણે આવેલા જડેશ્વરના શિવમંદિરમાં જોવા મળે છે. એના ગર્ભમંદિરનો ભાગ સ્પષ્ટપણે પુરાણો દેખાય છે. તેની માંડણી અને ઉપરની મૂર્તિઓની કોતરણી સ્વચ્છ અને મોહક છે. આ મંદિરના ચોગાનમાં એક પાતાળઝરી (artesian well) છે જેનું પાણી કુવામાંથી જમીનમાં અંદર ઉતારેલી લોહનાળી દ્વારા જમીનની ઉપરની સપાટી પરથી સતત છલ્યું જાય છે. અંજારને તળિયે પાણી તો ચાર વર્ષ પહેલાંના છપ્પનિયા દુકાળ પછી જ ખુટ્યું છે. પહેલાં અંજારની સાત નદી અવિરત વહ્યા કરતી અને તે માંહેનાં ખારેકો, કેવડા, અને અન્ય ફળઝાડોના બગીચાઓને જળસિંચન કરતી. હજુ યે કંડલા બંદરને મીઠું પાણી તો ચીડીના કુવામાંથી કુદરતી વહ્યા જતા વહેનમાંથી નાલી મારફતે પહોંચે છે. એ જ રીતે ગંગાનાકા બહાર પણ સિદ્ધસર તળાવમાંથી કુદરતી પાણી છલ્યું જતું અને તેમાં થતા કમળની શોભાથી સુરમ્યસૌન્દર્ય આકર્ષક બનતું. એટલે જ એને ગંગાના નામથી લોકોએ બિરદાવ્યું હશે. પણ હવે એ ગંગા યે સુકાઈ ગઈ છે !

**પ**હેલાં એ પાણી જ્યાંથી વહ્યું જતું ત્યાં, અઘોર વનના અતિ અલ્પ અવશેષ જેવું અને અત્યારે વિશાળ આંબલીઓ તથા બીજાં વૃક્ષોનું ગીચ ઝુંડ આવેલું છે. એક વખતે એ બીહામણું જંગલ હતું. ચૌદમી સદીના મધ્ય ભાગે બહારવટિયો જેસલ આ સ્થળે નિર્ભયતાથી રહેતો. જમ સરખા જડેજાના દેહ ધરનારો જેસલ સ્વચ્છંદી બની નિરંકુશપણે લૂંટફાટ ચલાવતો, મારફાડ કરતો અને શિકાર ખેલતો. ખેતરપાધરનો નાશ કરવાના, ઢોરાં હાંકી જવાના અને માણસોને નિર્દયપણે મારી નાખવાના એના અત્યાચારોના કેટલા યે ત્રાસ ઉપજાવે એવા કિસ્સા કહેવાય છે. અને ખરેખર લૂંટારૂ તરીકે એ શયતાનિયતની અવધિએ પહોંચ્યો હતો.

એવામાં કાઠિયાવાડના સલડી ગામના કાઠી ભક્ત સાંસતિયાજીની તોરી નામની શુદ્ધ કાઠિયાવાડી ઘોડીની પ્રશંસા એને કાને આવી અને એ ઘોડી લૂંટી લાવવા એનું મન લલચાયું. તે સિવાય તેનું મુખ્ય આકર્ષણ તો સાંસતિયાજીની ગૃહિણી તોળાંદેનું અનુપમ સૌન્દર્ય હતું. તોળાંદે પણ તોરી નામે ઓળખાતી. તે જેટલી તેના શરીરસૌષ્ઠવ અને સૌંદર્ય માટે જાણીતી હતી તેથી અધિક તો એક ભક્ત કવયિત્રી તરીકે વિખ્યાત હતી. સાંસતિયાનો અને તેનો સંબંધ પણ સંસારી કરતાં સાધુતાનો સવિશેષ હતો.

એક રાત્રે જેશર સાંસતિયાને ત્યાં પહોંચી ગયો. તે દિ' ત્યાં જાગ હતો અને જ્યોતના પૂજનવિધિમાં આખું ભક્તમંડળ લીન હતું. આ લાગ જોઈ જેશર છુપાઈને સાંસતિયાની ઘોડારમાં પહોંચ્યો. ઘોર અંધારામાં અજાણ્યા આદમીના ઓચિંતા પ્રવેશથી ઘોડી ગભરી અને જમીનમાંથી ખીલો કઢાવી તે સહિત ભાગી. ચોંકીને વ્યાકુળ બનેલી ઘોડીને પકડી શાંત કરી સાંસતિયાનો રાવત કરી તેને ઘોડારમાં દોરી લાવ્યો. અને ઉખડેલો ખીલો જમીનમાં બેસાડવા લાગ્યો. આ વખતે જેશર ઘાસમાં સંતાએલો હતો. અચાનક ખીલો તેના હાથ પર મૂકાઈ જઈ તે ત્યાં જ ખોડી દેવાયો. જેશર નામર્દ દેખાવાના ભયે એક પણ સિસકાર કર્યા વગર આ ભયંકર વેદના સહન કરતો પડી રહ્યો. દરસ્થાનમાં પૂજનની પૂર્ણાહુતિ થઈ પ્રસાદ વહેંચાતો હતો. તે વખતે ઘોડીને ફરીથી ચમકીને ફફડાટ મારતી જોઈ એક જણ ત્યાં ગયો અને જેશરને પોતાનો હાથ કાઢવા ફાંફાં મારતો અને પીડાથી તરફડતો જોયો. બીજી બાજુ પ્રસાદ વહેંચનાર પાસે એક જણનો પ્રસાદ વધ્યો. આ પંથનો એવો નિયમ છે કે પ્રસાદ બધાને પહોંચવો જોઈએ અને વહેંચાઈ જતાં શેષ કાંઈ વધવું ન જોઈએ. જેશરની સ્થિતિ જોઈ બધાનું ધ્યાન ત્યાં દોરાયું. તેની હથેલીમાંથી ખીલો કાઢી લઈ તેની શુશ્રૂષા કરવામાં આવી અને તેને પ્રસાદ અપાયો. પણ જેશર તો ભાનભૂલ્યો પોતાના મૂળ સ્વરૂપમાં ફરી આવી ગયો અને પોતાની બદદાનત જાહેર કરી. જેશરની સહનશીલતા, શક્તિ અને હિંમતથી બધા છક થઈ ગયા. તોરીએ જવાંમર્દનું નૂર પરખ્યું અને તેને આદમી બનાવવા તે તત્પર બની. ભક્ત સાંસતિયો પણ આવો નરવીર ભક્તિમાર્ગે વળે તેનો તેગ કરવા યત્નશીલ થયો. આંગણે આવેલા અતિથિ અને ભક્તની બધી ઇચ્છા પૂરી પાડવી જોઈએ અને તેને સંતોષવો જોઈએ એવા પંથના નિયમે જેશરને મનાવી ત્યાં રોકવામાં આવ્યો. તેનું વલણ બદલાવવા ખૂબ પટાવવામાં આવ્યો, પણ જેશર એકનો બે ન થયો. આ પ્રસંગે તોરીએ ગાયું છે[3] કે:

> 'તોરી-મુખ ગાન ન કીજીએ,
> એ બુધિ છાંડ દો બીર;
> જી ભજન બુલાને આવના
> ઈ નાર્યે નરમેં નખાવનીજી
> તોરી કે મનને મતે નાં શાહીય,
> મન નીગ હાં સ ત્યજી.'

મોહાંધ બની માત્ર મનની ક્ષુદ્ર મતિ અનુસાર નહિ ચાલતાં, સદ્‌બુદ્ધિથી સંગાથે જવા તોરી જેશરને આમ સૂચન કરે છે, અને ધર્મનિષ્ઠ સદ્‌ધર્મચારિણી બની રહે એ જ સ્ત્રી એવા સ્ત્રીત્વનો પોતાનો આદર્શ રજૂ કરે છે.

અંતે, મોહફંદમાં ફસેલા જેશરને નીતિને માર્ગે વાળવા માટે, જો તે લૂંટારુ મટી ભક્ત બની રહે તો તેની સાથે જવા તોરી તૈયાર થઈ. જેશરે એ શરત કબૂલ કરી. એટલે જેશર તોરી કચ્છ જવા નીકળ્યાં. રસ્તે સમુદ્ર ઓળંગતા દરિયામાં જબરદસ્ત વાવંટોળનું તોફાન નડ્યું. જેશર-તોરીની નાવડી ડૂબુંડૂબું થઈ રહી, અને જેશરને પોતાના જીવનનાવનો તત્ક્ષણ અંત આવતો દેખાયો. તોરીના સહવાસમાં જેશરને જીવન એટલું વહાલું બની ગયું હતું કે જિંદગીને મૂઠીમાં લઈ ફરનારો જેશર મૃત્યુના ભયે પહેલી જ વાર વિવશ બની ગયો. તેને જીવનની કિંમત સમજાઈ. અરસમુદ્રમાં અને એ ભયંકર તોફાન વચ્ચે તોરીએ નીડરતાની અભિવ્યક્તિ

3 જામનગરમાં એક ચારણી પાસે સાંભળેલું.




# વિદૂષક

[ રવીન્દ્રનાથ ઠાકુર ]



કાંચીના રાજા કર્ણાટ જીતવા ગયા. તેમને જીત મળી. ચંદન, હાથીદાંત ને સોનામાણેકથી હાથીઓ લદાઈ ગયા.

દેશ પાછા ફરતી વેળાએ રસ્તામાં બલેશ્વરી દેવીના મંદિરમાં બલિદાનનું લોહી ચઢાવીને રાજાએ પૂજા કરી.

પૂજા કરી ચાલ્યા આવે છે. શરીરે રક્તરંગી ઉપવસ્ત્ર છે, ગળામાં જબાકુસુમની માળા છે, કપાળે રક્ત ચંદનનું તિલક છે;— સાથે છે કેવળ મંત્રી અને વિદૂષક.

એક જગ્યાએ જોયું તો રસ્તાને કાંઠે આંબાવાડિયામાં છોકરાઓ રમે છે.

રાજાએ તેના બે સાથીઓને કહ્યું, 'જોઈ આવીએ, તેઓ શું રમે છે.'

૨

છોકરાઓ સામસામે બે હારમાં ગોઠવાઈ લડાઈ લડાઈ રમે છે. રાજાએ પૂછ્યું.

'કોની સાથે કોની લડાઈ ચાલે છે?'

તેઓ બોલ્યા, 'કર્ણાટ સાથે કાંચીના.'

રાજાએ પૂછ્યું, 'કોની જીત ને કોની હાર?'

છોકરાઓ છાતી ફુલાવીને બોલ્યા, 'કર્ણાટની જીત ને કાંચીના હાર.'

મંત્રીનું મુખ ગંભીર થઈ ગયું, રાજાની આંખો રક્તવર્ણી બની, વિદૂષક હા હા કરતો હસી ઊઠ્યો.

૩

રાજા જ્યારે તેનું સૈન્ય લઈ પાછા ફર્યા ત્યારે પણ છોકરાઓ રમી રહ્યા હતા.

રાજાએ હુકમ કર્યો, 'એકે એક છોકરાને ઝાડ સાથે બાંધો અને લગાવો સોટી.'

ગામમાંથી તેમનાં માબાપ દોડતાં આવ્યાં. બોલ્યાં, 'એ તો નાદાન છે; ખાલી રમતા હતા; માફ કરો એમને.'

રાજાએ સેનાપતિને બોલાવી કહ્યું, 'આ ગામને એવી શિક્ષા કરો કે કાંચીના રાજાને કોઈ દિવસ ભૂલી શકે નહિ.'

આમ કહીને તંબૂમાં ચાલ્યા ગયા.

૪

સંધ્યા સમયે સેનાપતિ રાજાની પાસે આવી ઊભો રહ્યો. પ્રણામ કરીને બોલ્યો, 'મહારાજ, શિયાળવાં અને કૂતરાં સિવાય આ ગામમાં કોઈના મુખમાંથી એક શબ્દ પણ હવે સંભળાય એમ નથી.'

મંત્રી કહે, 'મહારાજનું માન સચવાયું.'

પુરોહિત કહે, 'વિશ્વેશ્વરી મહારાજના સહાયમાં છે.'

વિદૂષક કહે, 'મહારાજ, હવે મને રજા દો.'

રાજા બોલ્યા, 'કેમ?'

વિદૂષક બોલ્યો, 'હું તો કોઈને મારી પણ શકતો નથી, કતલ પણ કરી શકતો નથી. વિધાતાના પ્રસાદથી કેવળ હસી શકું છું. મહારાજના દરબારમાં રહીશ તો હસવાનું ભૂલી જઈશ.'

વિનોદ કોઠારી

('લિપિકા'માંના મૂળ બંગાળી ઉપરથી)

જેસલ-તોરલની સમાધિ પાસેના બીજા પાળિયા (ફોટો રામસિંહજી)

પહોંચેલા જેશરને જીવનનું રહસ્ય સમજાવી તેનો જીવનપલટો કર્યો. કચ્છ-કાઠિયાવાડને ગામેગામડે ભજનમંડળીઓમાં અતિ પ્રિય એવું અને તેના વિશિષ્ટ ઢાળમાં ગવાતું હૃદયસ્પર્શી ભજન, આ પ્રસંગને લોકજીવનની ભાવનામાં રમી રહેતું અને સ્મૃતિમાં સચવાઈ રહેતું અમરત્વ આપે છે.

પાપ તારું પરકાશ જાડેજા, ધરમ તારો સંભાર રે,
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે,
એમ તોરલ કહે છે જી—પાપ૦

એમ તોરી જેશરને પશ્ચાત્તાપના પુનિત માર્ગે વાળે છે. કંપિત બની જાડેજો નિખાલસ હૃદયે પુકારી ઊઠે છે:

જેતા માથાના વાળ, સતિ રાણી, જેતા માથાના વાળ રે,
એતા અવગુણ મેં કર્યા, તોળાદે રે,
એમ જેશલ કહે છે જી—પાપ૦

'હરણાં હણ્યા લખચાર, કુંવારી જાનો લૂંટી, કેટલાય વરરાજાઓને માર્યા, સગાંસહોદરોને ડુબાવ્યાં, ગાયો વાળી અને સરોવરો તોડી તેમને તરસે મારી' એમ અનેકાનેક કરેલાં પોતાનાં ભયંકર પાપકર્મો એક પછી એક ગણાવતો જેશર પશ્ચાત્તાપના અગ્નિમાં પ્રજ્વલિત થઈ પાવન બને છે. 'જેશર કરી લે વિચાર, માથે જમ કેરો માર રે' એમ વિનવતો જેશર તોરીનો ચરણસ્પર્શ કરે છે. જેશર-તોરલનું હૃદયતોફાન શાંત થાય છે. પરસ્પરને ભેટતા તેઓ એકાત્મભાવ અનુભવે છે. હવે જીવનની કોઈ પણ સ્થિતિ માટે તેઓ તૈયાર બની રહે છે. એટલામાં તોફાન પસાર થઈ જાય છે. છેવટે જીવનધ્યેયને કાંઠે પહોંચી સંસારસાગર તરી પાર થએલી જેશર-તોરીની બેલડીને શાંત સાયર કચ્છને કિનારે ઉતારે છે.

અંજાર આવી જેશર પોતાને જૂને મથકે જ રહેવા લાગ્યો, પણ જ્યાં પહેલાં લૂંટના ભાગ પડતા અને અનેક નીચ કર્મો થતાં ત્યાં હવે તોરીના સહવાસમાં ધર્મદાન દેવાવા લાગ્યાં અને કથામૃતની વહેંગણી થવા માંડી. જેશર હવે ધર્મરંગમાં બની રહ્યો. તોરીને સતી રૂપે તેણે પિછાણી. બંનેએ હવે જીવનનો નિષ્કર્ષ પામી ધાર્મિક ભાવે આનંદમાં રહેવા માંડ્યું અને તેમની પાસે સંત સમાગમ થવા લાગ્યો. એકદા જેશર બહાર ગયો હતો. પાછળ ભક્તજન મહેમાનો આવ્યા. તોરી પાસે તેમના સ્વાગતની સામગ્રીમાં કશું ન હતું. જેશરનો પિછાણવાળો સધીર નામે એક વેપારી તેને યાદ આવ્યો. તે સધીર પાસે ગઈ અને તેમની ચીજો પૂરી પાડવા માગણી કરી. વસ્તુઓનું દેન જેશર ચૂકવી જશે એમ તોરીએ કહ્યું. રૂપરાણી તોરીને જોઈ લંપટ સધીરનું ચિત્ત બગડ્યું. તેને લાગમાં આવેલી જોઈ સધીરને તેની સાથે પ્રેમસંબંધ બાંધવાની પ્રબળ ઈચ્છા થઈ એટલે તે દિ'જ રાત્રે સધીરને તેનું દેન ચૂકવવા તોરી તેને ઘેર જાય એ શરતે વસ્તુઓ પૂરી પાડવા તેણે હા પાડી. જેશરની શાખ પર અન્ય કોઈ માગમાં ધીરે તેમ ન હોવાથી ન છૂટકે તોરીએ સધીરની માંગણી સ્વીકારી. રાત્રે ઘેર આવતાં પ્રસન્નચિત્ત ભક્તોને જોઈ જેશરને નવાઈ લાગી. તોરીએ બધી વાત સમજાવી અને વચનપાલનાર્થે પોતાને સધીરને ઘેર જવાનું છે એમ કહ્યું. દેન ચૂકવવા તેમની પાસે આપવાનું તો કશું જ હતું નહિ. અંધારિયા શ્રાવણની મેઘલી રાત હતી. પડી ગએલા વરસાદથી બધે કીચડ કીચડ હતું. સૂમસામ રસ્તે કીચડ ખૂંદી તોરીને એકલી જવા દેવા જેશરનું મન ચાલ્યું નહિ; એટલે જેશરે તેને તેડીને લઈ જઈ સધીરની ડેલીમાં મૂકી અને પોતે બહાર રહ્યો. આવા સંજોગોમાં પણ તોરીને વચન પ્રમાણે એકલી આવેલી જોઈ સધીરને આશ્ચર્ય થયું. માર્ગે કીચડ ખૂંદ્યા સિવાય આવાય તેવું ન હોવા છતાં પણ ડાઘડૂઘ વગરની અણીશુદ્ધ આવેલી તોરીના પ્રભાવમાં સધીર અંજાઈ ગયો. તોરીના એ તેજમાં સધીરની ભાવનાશુદ્ધિ થઈ ગઈ. તેને પોતાની ભૂલ સમજાઈ પોતાની કુબુદ્ધિ માટે ક્ષમાપન કરવા સતીને તેણે વિનતિ કરી. તે દિવસથી સધીર પણ એક ભક્તાત્મા બન્યો. આમ

'તોરલે ત્રે નરતારિયા, સાસતિયો ને સધીર,
જેશર જગતે ચોયટો રે બન્યો પરગોં પીર.

જગનામી લુંટારા જેશરને પુણ્યશ્લોકને સાસતિયાને સધીરને પુણ્યાત્મા બનાવી એ ત્રણેનો તોરલે ઉદ્ધાર કરી તેમને જીવન્મુક્તિ અપાવી.

જેશરની જીવનજ્યોત બુઝાઈ એટલે તેની સહધર્મચારિણી તોરીએ તેની સાથે સહગમન કરવા તેની જોડે સજીવ સમાધિ લીધી. ગુજરાતથી રાવળ માલદેવ અને રાણી રૂપાદે જેશર-તોરી સાથે સત્સંગ કરવા તેમના આમંત્રણથી કચ્છ આવવા નીકળ્યાં હતાં, પણ જેશર-તોરીએ સમાધિ લીધી તેના બીજા દિવસે તેઓ અંજાર પહોંચ્યાં. આ બીના જાણી તેઓ બહુ શોકનિમગ્ન બન્યાં. ચંદ દિવસ જેશર-તોરીની સમાધિ પાસે ભજનોની ધૂન મચાવી, જેશર-તોરીના ભાવનાદેહ સાથે મેળાપ કરી, તેમની જીવનસુવાસની કીર્તિ ફેલાવતા તેઓ ગુજરાત પાછા વળ્યાં.

જેશર-તોરીની એ સમાધિ સામસામી આવી રહેલી છે. ઉપરાંત જેશરના શાગિર્દ રાવળ જગાની સમાધિ તોરીની પડખે અને બીજા શાગિર્દ સિંધના શમનશા પીરની સમાધિ જેશરની જોડે આવેલી છે. આ સમાધિઓના રક્ષણાર્થે ઉપર એક સાદું જાળિયાવાળું છાપરું છે. જેશરના મૃત્યુ પછી તેની ઘોડીએ ચંદીચારો લીધાં નહિ, અને કૂતરો પણ જેશરની સમાધિ સામે ઝૂરીઝૂરીને મૂઓ. જેશરના પશુપ્રેમની સાખ પૂરતી એ ઘોડી અને કૂતરાની સમાધિઓ એ વંડાના પછવાડેના ભાગમાં આવેલી છે. સધીરે મૂઆ પછી પણ પોતાનાં પાપકર્મના પશ્ચાત્તાપ માટે લોકોની ઠોકરો ખાતા રહેવાનું પસંદ કર્યું હોય તેમ, જેશર-તોરીની સમાધિના ઓરડામાં પહોંચવાના પગથિયાં તરીકે એ સધીરની સમાધિ આવેલી છે. આજ ઉદ્ધારણ એ જેશરના સમયથી અહીં એક બાની કુટુંબ વગે છે તે જેશર-તોરીના ધામમાં પરંપરાથી ઝાડુ બુહારુ કરે છે, ધૂપ સમયે આરતી બજાવે છે અને સુંડલા બનાવી પોતાનો ગુજરો ચલાવે છે. (ચાલુ)

# દિલ્હી



['સંસારનાં શહેરો'નો ૪૫મો હપતો]

શાહજહાંએ બંધાવેલા દિલ્હીના કિલ્લામાં પેસવાનો લાહોરી દરવાજો. ચાંદની ચોકના રસ્તાની બરોબર સન્મુખ એ આવેલો છે અને શાહજહાંના સમયમાં કિલ્લામાં જવા માટેના લોકવ્યવહાર માટેનો માર્ગ એ જ ગણાતો. દરવાજાનું રક્ષણ કરનાર ગઢની ચારે બાજુએ ઊંચા ગુંબજોવાળી છત્રીઓ સાથના બુરજો છે જે મજબૂતી ઉપરાંત શોભામાં વધારો કરે છે. કહેવાય છે કે દુનિયામાં કોઇ પણ રાજમહેલમાં દાખલ થવાનો દરવાજો આની તોલે આવતો નથી.

સૈકાઓથી હિંદનાં શહેરોની મહારાણી રહેલી આ નગરી એના સાડાત્રણ હજાર વરસના ઇતિહાસમાં અનેકવાર ધ્વસ્ત થઈ છે, અનેકવાર તજી દેવાઇ છે, અનેકવાર લુંટાઇ ને ઉજ્જડ બનાવાઇ છે, પણ એક મહાન સામ્રાજ્યના પાટનગર તરીકેના પદથી તેને તદ્દન ચ્યુત તો કદી કરી શકાઇ નથી.

એક ઉપર એક દટાએલાં તેર શહેરોની જાહોજલાલ સંસ્કૃતિઓ ૪૫ માઇલના ઘેરાવાના મેદાનમા કાળનિદ્રા લેતી ત્યાં પોઢી છે. તેના કિલ્લા પર ઊભા રહીને નજર કરીએ તો, દૂર દૂરની ક્ષિતિજસુધી દૃષ્ટિ આગળ વિસ્તરી રહેલા ધૂંધળા પીળા રંગના વિશાળ પટ પર, ઝાડનાં ઝુંડો અને નાનાં કોતરોની વચ્ચે વચ્ચે વેરાઇ રહેલા વેરાન બગીચાઓ, એક કાળની જૂની ઈમારતોનાં બેહાલ ખંડિયેરો, પુરાતન સંસ્કૃતિના સમૃદ્ધ અવશેષો તથા યુદ્ધવીરો અને સંતોની સમાધિઓનું દૃશ્ય, ભૂતકાલીન જાહોજલાલીનાં એવાં તો ઘેરાં સ્વપ્નચિત્રોથી હૈયાને ભરી દે છે કે તેની આગળ રોમ અને આથેન્સનાં દૃશ્યો ઝાંખાં પડે છે. ને એ બધાં માત્ર કોઈ એક નગરનાં નહિ પણ એક ઉપર એક દટાઇ રહેલી અનેક પ્રજાઓના સ્મૃતિ-અવશેષો છે.

સંસારનાં અતિ પ્રાચીન શહેરો કૅન્ટન (ચીન) અને કૈરો (ઇજિપ્ત)ના જ અક્ષાંશો ઉપર આવેલું આ શહેર, એક બાજુ ટેકરીઓ ને બીજી બાજુ જળપ્રવાહથી રક્ષાઇને વિશિષ્ટ ભૂમીમાઓ ધરાવતું હોવાથી, તેમજ પંજાબથી બંગદેશસુધીના સરિતાપ્રદેશના વ્યાપારવાણિજ્યના રાજમાર્ગ ઉપર આવેલું હોવાથી રાજદ્વારી તેમજ ભૌગોલિક દૃષ્ટિએ અતિ અગત્યનું સ્થળ મનાતું આવ્યું છે.

યુરોપમાં લૅટિનમ ને કૅંપિનાનાં મેદાનો ઉપર લાટિન લોકોએ હજી પગ પણ નહોતો મૂક્યો તેની આઠ સૈકા પહેલાં આર્ય દળોનાં જૂથોએ આવીને અહીં વસતા આદિવાસી દ્રવિડોને હાંકી કાઢી, જમના નદીના દક્ષિણ કિનારે ઇન્દ્રપ્રસ્થ નામનું નગર વસાવ્યું, જે ફૂલીને એક મહાન હિંદુ સામ્રાજ્યમાં પરિણમ્યું. પછી ઇસ્લામીઓએ આવીને હિંદુ સંસ્કૃતિને આગ અને નાશમાં જમીનદોસ્ત કરી,—એવી કે રાજા ધવ (દેવરાજ?) નામના એક રાજાએ ઊભા કરેલા લોહસ્તંભ સિવાય આજે તેનું કશું નામનિશાન નથી રહ્યું. એક જૂની દંતકથા હતી કે એ સ્તંભ ઊભો હશે ત્યા સુધી હિંદુ સામ્રાજ્ય નામશેષ થવાનું નથી. ઈ. ૧૨૦૬માં કુતુબુદીને મુસ્લિમ સામ્રાજ્યનો પાયો નાખ્યો ત્યારે તેને આ દંતકથા કહેવામાં આવતાં તેણે તિરસ્કારથી તેની ઉપેક્ષા કરીને કહ્યું કે તો તો એ સ્તંભને રહેવા દો. અને એટલે જ એ ટકયો છે.

કુવ્વત-અલ-ઇસ્લામના આંગણામાં ઊભેલા હિંદુ કાળના એ વિખ્યાત લોહસ્તંભ પર ગુપ્ત લિપિમા ચન્દ્ર નામક કોઇ રાજવીના વીરત્વનો પ્રશંસાલેખ છે. તે ઘણુંખરે ગુપ્ત વંશના ચન્દ્રગુપ્ત બીજા (વિક્રમાદિત્ય) વિષેનો હોવાનું મનાય છે. પણ આજ હજારો વર્ષથી કુદરતના હવામાનની સામે ખુલ્લો ખડો રહેલો હોવા છતા તેના પર લેશમાત્ર કાટ કે ઘસારાની અસર જણાઇ નથી એ તેની અદ્ભુતતા આજના અનેક ધાતુશાસ્ત્રીઓને મન આશ્ચર્ય અને કુતૂહલનો વિષય છે.

શેરશાહે ઇન્દ્રપ્રસ્થની જે મૂળ જગ્યા પર દિલ્હી વસાવેલું તે ટેકરો હજી બતાવાય છે. ત્યાં મયદાનવે પાંડવોની એ મહાનગરી (ઈ. પૂર્વે ૧૪૦૦માં?) બાંધી કહેવાય છે. જોકે તેના કોઈ અવશેષ મળ્યા નથી. ઇન્દ્રપ્રસ્થની જાહોજલાલી કેટલો સમય રહી અને તે કઇ રીતે અંધકારમાં લુપ્ત થયું તેની હકીકત કોઈ જાણતું નથી. પણ પહેલા અને બીજા સૈકાની બૌદ્ધ દંતકથાઓમાં કુરુના વંશજો ઇન્દ્રપ્રસ્થમાં રાજ્ય કરતા હોવાની વાતો આવે છે.

પણ ઇન્દ્રપ્રસ્થની કીર્તિનું વારસ દિલ્હી કયારે થયું? તેનો પાયો કયારે નંખાયો? ઉત્તર ભારતના ગુર્જર પ્રતિહાર સમ્રાટ ભોજ પહેલાના સમય (ઈ ૮૩૬થી ૮૯૦)નો એક લેખ નજીકમાંથી મળી આવે છે ખરો. જોકે ઈ. ૧૨૧૦માં અલબરૂનીને તેની માહિતી નહતી. અને મહમદ ગઝનીનો ઇતિહાસકાર ઉત્બી પણ એ શહેર વિષે કાંઈ ઉલ્લેખ કરતો નથી. પણ ઉપર જણાવેલા લેખ પરથી જણાય



જાણે ગગન ભેદીને ઊભો હોય એવો ૨૩૮ ફીટ ઊંચો દિલ્હીનો આ કુતુબમિનાર હિંદનું એક ચમત્કારિક સ્થાપત્ય ગણાય છે. બાંધણીમાં, સૌન્દર્યમાં, અને ભવ્યતામાં એની તોલે આવે એવી કોઈ ઈમારત દુનિયામાં આજે ગણાતી નથી એને વિષે વિગતવાર લેખ હવે પછી——

# સ્વ૦ ગોવિંદ સ્વામી

ભાવિ ગુજરાતના એક ઉપયોગી કાર્યકર — નીવડીને નામ કાઢી શકે તેવા તેજસ્વી જુવાન અને આશાસ્પદ કવિ ભાઈ ગોવિન્દ સ્વામીનું, ગઈ તા. ૫મી માર્ચના રોજ માત્ર ત્રેવીસ વર્ષની વયે અકાળે દુઃખદ અવસાન થયું.

ઈ.સ. ૧૯૨૧ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખે અમદાવાદમાં એમનો જન્મ થએલો. અભ્યાસકાળથી જ એ તેજસ્વી હતા, અને પચ્ચીસીને ઉંબરે પણ નહોતા પહોંચ્યા ત્યાં સુધીના પોતાના ટૂંકા જીવનને એમણે ધ્યેયશીતલતાની કસોટીએ ચડાવી દીધું હતું.

શાળાજીવન દરમ્યાન જ એમને રાષ્ટ્રભક્તિની દીક્ષા મળેલી. શાળાનું શિક્ષણ પૂરું કર્યું એટલામાં આજુબાજુનાં ગામડાંઓમાં કિસાન વસતિમાં કામ કરવાની હાકલે એમને આકર્ષ્યા અને અમદાવાદના કોંગ્રેસ સમાજવાદી પક્ષના સંપર્કમાં આવી સક્રિય સેવાકાર્યની દિશામાં એમણે પગલાં માંડ્યાં. એ જ દિવસોમાં પરદેશથી પાછા ફરેલા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક કિસાન કાર્યકરોની શોધમાં અમદાવાદ જિલ્લામાં ફરતા હતા, તેમને હાથ ગોવિન્દ સ્વામી ચડી ગયા, ને શ્રી ઇન્દુલાલના સાથમાં એને એ કાર્યનો સારો પલોટ મળ્યો.

ત્યાર પછી એ પાટણની આયુર્વેદિક કૉલેજમાં અભ્યાસ માટે જોડાયા. ત્યાં એમના સમવયસ્ક યુવાન કવિ પ્રજારામ રાવળ સાથે ગાઢ મિત્રતા જામી અને તેમના સહકારમાં પાટણના વિદ્યાર્થીઓની સાંસ્કારિક તથા પ્રાગતિક પ્રવૃત્તિઓના નેતા અને મંત્રી બન્યા. એમના સાહિત્યસંપર્ક અને કવિતાલેખનનો વિકાસ એ કાળે થયો. દરમ્યાન એમનું વલણ સામ્યવાદી પક્ષ તરફ ઢળતું જતું હતું.

૧૯૪૧માં જાપાની સૈન્ય બ્રહ્મદેશની સરહદે આવી બેઠું એ વેળા પંજાબ વિદ્યાર્થી સંઘે ખોલેલી ગેરીલા યુદ્ધની તાલીમ-છાવણીમાં ગુજરાતથી જનારા દસેક વિદ્યાર્થીઓમાં ગોવિંદ સ્વામી પણ હતા.

પાટણમાં આયુર્વેદનો અભ્યાસ પૂરો કરી એમણે થોડો વખત વડોદરામાં દવાખાનું ચલાવેલું. રાષ્ટ્રકાર્ય તો સાથોસાથ ચાલતું જ હતું, અને બીજી બાજુ સાહિત્ય વિકાસ પણ ઉત્તરોત્તર વધતો જતો હતો. આ અંકના અગ્રપૃષ્ઠ પર મૂકેલાં એમના બે કાવ્યો એમની એ શક્તિ કઈ કક્ષાએ પહોંચેલી તે દર્શાવી રહે છે. ૧૯૩૯મા મહાયુદ્ધ શરૂ થયું એ વખતે એમના પ્રાણે ઉદ્રેક અનુભવ્યો, અને એમણે બે લાંબાં યુદ્ધકાવ્યો લખ્યાં. કદાચ એવાં સીધાં યુદ્ધકાવ્યોની પુસ્તિકા લઈ ગુજરાતની જનતા સમક્ષ આવનાર તેઓ પ્રથમ હતા. તાજેતરમાં 'ફાલ્ગુની' ત્રૈમાસિકનું સંપાદન પણ એમણે હાથ લીધેલું.

છેલ્લા એક વરસથી એમણે અમદાવાદમાં દવાખાનું ખોલ્યું હતું, અને પોતાની સહૃદયતા તથા સેવાવૃત્તિથી ખૂબ લોકપ્રિય થયા હતા. લોકહિતાર્થે ચાલતા એ દવાખાના ઉપરાંત કાળુપુરની સહકારી પ્રવૃત્તિના તે પ્રમુખ હતા.

કાળે ઊગતા ચૂંટી લીધેલા એ પ્રાણવાન યુવાનને ગુજરાત યાદ કરશે. એમના આત્માને શાંતિ હો.

# ટિકિટ-સંગ્રહ . . . [૨]

## આલ્બમ

ટિકિટ-સંગ્રહમાં બીજું પગથિયું આવે છે તે તેના સંગ્રહપોથી—આલ્બમ. શોખીન ટિકિટ સંઘરનારાઓ તો તેને માટે ખાસ છાપેલાં આલ્બમો ખરીદીને વાપરે છે. તેમાં દુનિયાભરના દેશો માટે એકેક બબ્બે પાનાં રાખેલાં હોય છે અને પાનાને મથાળે તે તે દેશનું નામ તથા તેને માટે થોડી માહિતી આપેલી હોય છે ઉપરાંત આલ્બમની શરૂઆતમાં કે અંતે થોડાં પાનાં માહિતી રૂપે આપેલાં હોય છે. જેમાં દરેકે દરેક દેશની ટિકિટોનો ખ્યાલ આપતાં રેખાચિત્રો, ટિકિટોના પ્રકાર, તેના રંગ, કિંમત વગેરેની સંપૂર્ણ યાદી, તથા ઘણાંમાં દુનિયાના દેશોના નકશાઓનો એક નાનો સરખો ઍટલાસ પણ સાથે આપેલો હોય છે. આવાં આલ્બમો વિવિધ કદ, રૂપ અને માહિતી મળે છે.

પણ શરૂઆત કરનારે, તેમજ જેના ગજાને ભારે પડે તેમ હોય તેણે એવા આલ્બમના ખર્ચમાં ઊતરવાની શી જરૂર? જરા જાડા, ચીકણા, મજબૂત, સફેદ કોરા કાગળની એક સારી ચોપડી બાંધી, તેનાં એકેક બબ્બે પાનાં એકેક દેશ માટે રાખી, તેના મથાળે દેશનું નામ લખવું, અને તે પાનાંઓ ઉપર દરેક જાતની એક એક ટિકિટ ચોડવી.

ટિકિટની એ જાત નક્કી કરવાનું શરૂઆતમાં જરા મુશ્કેલ લાગશે. અમુક દેશમાં માત્ર એક જ ડિઝાઈનની ટિકિટ હોય છે અને તેની નીચે ફક્ત ટિકિટની કિંમતના આંકડા ફરતા રહે છે; જ્યારે કેટલાક દેશો જુદી જુદી કિંમતવાર જુદી જુદી ડિઝાઈનો પાડે છે. આ ઉપરાંત દેશને લગતો કોઈ ઐતિહાસિક, ભૌગોલિક કે સાંસ્કૃતિક મોટો પ્રસંગ બને તેના સ્મરણમાં ખાસ ટિકિટો પાડવામાં આવે તો તેનાં અવનવા ડિઝાઈનો તૈયાર કરવામાં આવે છે, જેમાં એ પ્રસંગનું મહત્ત્વ દર્શાવતાં કોઈ વ્યક્તિનાં કે પ્રસંગનાં ચિત્રો હોય છે અગર તો કોઈવાર તે દેશની વિશિષ્ટના દર્શાવતી નિપજનાં, પ્રાણી-પક્ષીના કે કુદરતી દસ્યોનાં ચિત્રો હોય છે.

ઘણીવાર એક જ રાજ્યકર્તાના વખતમાં પણ ટૂંક મુદતમાં ટિકિટની ડિઝાઇનમાં ફેરફાર થઈ જાય છે. દાખલા તરીકે આપણે ત્યાંની છઠ્ઠા જ્યૉર્જની છાપવાળી એક, બે અને ત્રણ પૈસાની ટિકિટો હમણાં થોડા જ વખતમાં બે પ્રકારની બહાર પડી ગઈ. એટલે સંગ્રહ કરનારે આ હકીકત ધ્યાનમાં રાખીને દરેકે દરેક જાતની ટિકિટો વીણીવીણીને એકઠી કરવાની કાળજી રાખવી. હરિલાલ બૅંકર

# કસોટીના જવાબ

(૧). બે આને ડઝન, અને આખા ડઝન સિવાયની છુટી બધી એક આને નંગ લેખે; (૨) પૂઠાની કિંમત ૭ આના; પૂઠા વગરની નોટની કિંમત ૪॥ આના; (૩) પડોશણ, ગોટીલું, સ્વરક્ષણ, સુરાવટ, શરમાળ, હળદર; (૪) A થી પેન્સિલ શરૂ કરી B આગળ અટકવું; (૫) ત્રણ; જેમાં કાં તો ત્રણે કાળાં આવે, કાં બે કાળાં અને એક સફેદ, અથવા બે સફેદ ને એક કાળું, અગર તો ત્રણે સફેદ હોય એટલે એમાંની એક જોડી તો એકરંગી નીકળે જ.



# રસદર્શન

**સાહિત્ય, કલા, કુદરત આદિના સંપર્કથી જીવનમાં લાવેલા જે રસાનુભવોએ પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવ્યો તેનાં સંસ્મરણો**

લેખક
**ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ**

૪૭ વર્ષની વાત છે. ત્યારે હું ૧૭ વર્ષનો હતો. સરસ્વતીચંદ્રનો પહેલો ભાગ વાંચ્યો હતો. 'કુસુમમાળા'માંના 'ચંદા' કાવ્યનું અવતરણ મને બહુ જ ગમેલું:

'મેઘ પેલા મસ્તીખોરો, મુજને રંજાડવા
કંઈ યુક્તિઓ બહુવિધ કરે ભંગાણ સુખમાં પાડવા'

એ ઉપરાંત સ્વ. નારાયણ હેમચંદ્રની 'ગૃહજીવનનાં વિશુદ્ધ સુખો'ની કેટલીક વાર્તાઓ વાંચી હતી તેનાથી મુગ્ધ થયો હતો.

ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં હું છઠ્ઠા ધોરણમાં હતો ત્યારે કવિતામાં અમારે ગોલ્ડસ્મિથની 'ટ્રાવેલર' કવિતા ચાલતી. શ્રી નગીનલાલ દેસાઈ (જેઓ સદ્ભાગ્યે આજે પણ હયાત છે તે) અમારા અંગ્રેજી વર્ગો લેતા. એ 'ટ્રાવેલર' (મુસાફર) કાવ્યનું થોડુંક ભાષાન્તર ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં આપેલું છે એ ભાષાન્તર સાથે વંચાવીને માસ્તરે અમને એ કાવ્યમાં અને ગોલ્ડસ્મિથના બીજા કાવ્ય 'ડેઝર્ટેડ વિલેજ' (ઉજ્જડ ગામ)માં બહુ રસ લગાડ્યો:

'ઘર તજી ભમું હું દૂર, સ્વજનહિન, ઉર ભરાઇ આવે,
નહિ ચરણ ઉપાડું હું થી શોકને માર્યે;
ધીમીધીમી 'શેલ્ટ' વહી જતી, 'પો' નદી ઠરે,
ભાગી ભમી મુક્યા નિશ્વાસ ત્યાં જ મન ચહે.'

ડાકોર પાસેનું અમારૂં બ્રહ્મક્ષત્રિયોનું મૂળ અલીણા ગામ છોડી, અમે બધા શહેરી જીવનના મોહમાં પડીને તેમ જ પુરુષાર્થ ખેડવા માટે અમદાવાદ નાસી આવ્યા તેથી તે ઉજ્જડ થએલું મેં જાતે જોએલું હતું, એટલે 'ડેઝર્ટેડ વિલેજ'ની છાપ હું આબાદરીતે મનોગત કરી શક્યો.

મારા પિતાજીને ગામ-પરગામ બદલીઓ બહુ થએલી, ત્યારે અમે સંજોગવિજોગનાં સુખદુઃખ પણ વેઠ્યાં હતાં. ગોલ્ડસ્મિથની કવિતાઓમાં માસ્તરે મને એવો તો રસ ઉત્પન્ન કરાવ્યો કે ત્યારથી જીવનની ઊંડી વ્યથાઓ અને ભાવનાઓ માટેનું સંવેદન મારામાં જાગૃત થયું, એટલું જ નહિ પણ બીજી બાજુ સૃષ્ટિસૌન્દર્ય પણ જોતાં આવડ્યું.

થોડા જ વખતમાં મારે જૂનાગઢ જવાનું થયું, ને આમ, અકસ્માતે, ગોલ્ડસ્મિથ તથા ગિરનારની ઓળખાણ જીવનમાં સાથેસાથે થઇ. જૂનાગઢમાં ઉપરકોટના ઈશાન ખૂણે એક એકાન્ત સ્થળ શોધીને મેં ગિરનારનું અનંત સૌન્દર્ય એક સાંજે જોયા જ કર્યું...જોયા જ કર્યું.

બીજે દિવસે પ્રાતઃકાળથી અમે ગિરનારનાં શિખરો પર ચડવાનું શરૂ કર્યું. ત્યારે પણ જેમજેમ ઊંચા ચડીએ તેમતેમ લીલાં ખેતરો, પર્વતમાળા, સરિતાઓ અને વનોની શોભા વખતોવખત વધતી જતી લાગતી હતી. એ ગિરિપ્રદેશની રમણીયતાથી મને બહુ જ આનન્દ થયો. એ દિવસથી સૌન્દર્યલોકમાં જે પ્રવેશ મળ્યો છે તેણે મારા જીવનને બહુ અગત્યનો પલટો આપ્યો છે; અને તે દિનપ્રતિદિન વધારે ને વધારે સુખદાયક થતો ગયો છે.

ત્યારે ન્હાનાલાલ કવિ ગુજરાતી સાહિત્યાકાશના પૂર્વ ક્ષિતિજમાંથી ધીમેધીમે ઉપર આવતા હતા.

'રાત્રી વ્હેરણ થાય, ચંદા બ્હેની! રાત્રી વ્હેરણ થાય,
પ્રેમ નિરસે ઢોળાય, ચંદા બ્હેની! રાત્રી વ્હેરણ થાય.'

શ્વેતાંબરી સંન્યાસિનીનું એમનું એ પહેલું કાવ્ય 'જ્ઞાનસુધા'માં છપાએલું. એ વાંચ્યું ને હું એ ગાતાંગાતાં એના ભાવના ઊંડાણમાં ઊતરી ગયો.

'વ્હાલી! જોને પેલી કોયલડી, તરુવૃન્દમાં રે, ગાતી છંદમાં રે,
ઢૂહૂ ઢૂહૂ કરી તુજને બોલાવે, મીઠી મીઠી ને મન ભાવે—'

એમ, નરસિંહરાવ પ્રેમપ્રસંગોને મધુર બનાવતા હતા;

'એ તે કેમ વિસરાય, પ્રિયે રે! એ તે કેમ વિસરાય?'

વગેરે મણિલાલ નભુભાઇએ ઉતારેલા ભવભૂતિના 'ઉત્તરરામચરિત'ની લાવણીઓ હૃદય પર ચોંટતી હતી; આ સંજોગોમાં મારા ગૃહસ્થાશ્રમમાં જીવનમણીનો પ્રવેશ થયો અને બધું ઝકાઝમાળ થઇ ગયું.

કાંકરિયું તળાવ મારે પ્રિય સ્થળ હતું. બદલાતી ઋતુઓ હું નિરંતર ત્યાં બેસીને જોતો. પ્રાતઃકાળ, મધ્યાહ્ન, સાંજ અને શુક્લપક્ષ તથા કૃષ્ણપક્ષની રાત્રીઓ મેં કાંકરિયાને કિનારેકિનારેથી ભોગવી છે. વર્ષાની ઝડીઓમાં, ઠંડીના સુસવાટમાં અને હૃદયના ઉકળાટમાં હું ત્યાં કલાકો ને કલાકો બેઠો છું. વળી,

મેહુલો ગાજે ને માધવ નાચે
મોરલો નાચે ને મેહુલો ગાજે
પાયે ઝાંઝર ઘુમઘુમ ઘુઘરી છે રે!

એવાં કેટલાયે ગીતના ઝણકાર કાંકરિયાના મનોહર સ્થળેસ્થળેથી હું ગુંજ્યો છું.

અશ્રુમતિ નાટક મેં ચાર વાર જોયું હતું. ગરીબાઈને કારણે ચાર આનાથી વધારે હું ખર્ચી શકું એમ ન હતું. પણ એથી તો ઊલટું સારૂં થયું. દૂરથી પડદાના દેખાવો વધારે આકર્ષણ લાગતા હતા અને મને એ બહુ જ ગમતા.

સલીમ જ્યારે અશ્રુને ગુમાવીને એક પાતળી નદીને તીરે ઊભેલા બાવળિયા આગળથી, આથમતી સંધ્યાના ભુંસાઇ જતા રંગો વચ્ચેથી ક. ગીતો ગાતો ગાતો પસાર થતો હતો તે મને હજી સાંભરે છે.

એક વાર હું વડોદરાનો લક્ષ્મીવિલાસ મહેલ જોવા ગયો. ત્યાં રાજા રવિવર્માનું એક મહાન ચિત્ર મેં જોયું. માતા પૃથ્વી, પાછળથી પોતાની દુઃખી દીકરી સીતાને છાતી સરસી દબાવીને પોતાને ઘેર—પૃથ્વીના અંતરાળમાં—લઇ જતાં હતાં. રામ, લક્ષ્મણ, લવ, કુશ અને વસિષ્ઠ-વિશ્વામિત્ર વગેરે આ કરુણ દૃશ્ય ભયચકિત થઈને જોઇ રહ્યા હતા. મારા હૃદયને હલાવી નાખનાર એ પહેલું ચિત્ર.

સાક્ષરવર્ય શ્રી મણિલાલ નભુભાઈના દેવલોક થયા પછી હું એમને ઘેર એક વખત જઈ શકેલો. ત્યાં એમના પુસ્તકો જોયાં; એમણે નિશાનો ને નોંધો કરેલી અવલોકન માટેની ચોપડીઓ જોઈ. પણ સૌથી વધારે યાદગાર વસ્તુ તો પોતાના દીવાનખાનામાં એમણે રાખેલી રવિવર્માની 'મેનકા અને શકુન્તલા'ની મોટી છબી હતી. એ છબી ઉપર 'જ્ઞાનસુધા'માં શ્રી ધીરજલાલ ઠાકોરનું એક કાવ્ય મેં તરતમાં જ વાંચેલું હતું તે યાદ આવ્યું:

'રમણીયપણું સ્થળમાં ઉભર્યું,
શું ખિલંત હસંત વસંતઋતુ!'

પરંતુ મણિલાલે આ ચિત્ર એ વસંતઋતુ માટે નહોતું રાખ્યું; એમણે તો, પાછો હાથ કરીને પશ્ચાત્તાપથી બળતા નાસતા વિશ્વામિત્રની દુઃખદ સ્થિતિ જોયા કરવા એ રાખ્યું હતું.

એક મિત્રના લગ્ન પ્રસંગે દિલ્હીથી વારાંગના આવી હતી. એ જાતે કંઇ સુંદર તો ન હતી; પણ એણે

'ગંગાજી કે ઘાટ પે દર્શન કિયા કરો'

જાણીજોઈને વધુ મૂલ્ય આપી વ્યાપારનો નાશ કરવો છે શું?'

ને ઘવાયેલ વાઘની જેમ ગર્જના કરી ડા-ગામાએ કમરેથી તરવાર કાઢી. દાંત ભીંસી ક્રોધથી આંખ લાલ કરી તે બોલ્યો, 'ગુમાની મૂર, આજ લાગે છે કે તારા રક્તથી આ તરવારનું કલંક મારે ધોવું જ પડશે.'

મિરઝા દાઉદે પણ તરવાર ખેંચીને કહ્યું, 'જંગલી ફિરંગી, આજે તને જહન્નમ ભેગો કરવો જ પડશે.'

પળવારમાં તો ત્યાં ભેગી થયેલી જનતા ચારે તરફ જરા દૂર સરકી ગઈ: વચ્ચે એક મોટું મેદાન યુદ્ધ-સુભટો માટે ખાલી થઈ ગયું. એક શાન્તિપૂર્ણ વ્યાપારકેન્દ્ર હોવા છતાં આ જાતના બનાવો કલિકટ માટે સાવ નવીન તો નહોતા જ. કજિયો જ્યારે તરવારે પહોંચ્યો હોય ત્યારે એને ખાળવાનો પ્રયાસ માત્ર નિષ્ફળ નહિ પણ અતિ આપત્તિજનક છે તે સૌ જાણતા હતા, ને તેથી સૌએ દૂર ઊભા રહી બંને પક્ષને તરવાર દ્વારા ફેંસલો કરી લેવાની સગવડ કરી આપી હતી.

વાસ્કો-ડા-ગામા અને મિરઝા દાઉદે પ્રથમ દૃષ્ટિ-વિનિમય વેળા પરસ્પરને જે વિષદૃષ્ટિએ જોયા હતા, એ જ વિષ પરસ્પરના અંતરમાં ભીંસાઈને આજે એક સામાન્ય બનાવ બનતાં ગજબ વિરોધના રૂપમાં પ્રગટ થયું હતું. આ વેર એ બનેમાંથી કોઇ પણ એકના મૃત્યુ પહેલાં નહિ શમે તે એ બનેએ આજે મનોમન જાણી લીધું હતું.

નીરવ જનતાની વચ્ચોવચ્ચ તરવારધારી બે જણ ઊભા રહ્યા. વાસ્કો-ડા-ગામા પડછંદ દેહી, પત્થર શો મજબૂત ને હાથી શો શક્તિશાળી હતો. મિરઝા દાઉદ એના કરતાં દુબળો ને ઠીંગણો, પરતુ વિષધર સર્પ શો ચપળ, તેજસ્વી ને પ્રાણ-થનગન હતો. વાસ્કો-ડા-ગામાની તરવાર નેતરની સોટી જેવી સીધી ને આગળથી જ અણિયાળી હતી; મિરઝા દાઉદની તરવાર સહેજ વાંકી અને અતિ તેજ ધારદાર હતી. હાથમાં નાગી તરવારો સાથે પળવાર માટે એ બેઉ પરસ્પરને જોઈ રહ્યા ને પછી વટોળિયાની જેમ તરવારને આગળ વધારી વાસ્કો-ડા ગામાએ આક્રમણ શરૂ કર્યું.



પણ ડા ગામાની તરવાર મિરઝા દાઉદના શરીરને સ્પર્શે એ પહેલાં તો મિરઝા ચપળતાપૂર્વક પોતાની તરવાર દ્વારા એને અટકાવી જરા દૂર ખસી ગયો અને બીજી જ પળે એની વાંકી તરવાર વીજળી વેગે એકવાર ડા-ગામાને ગોઠણે ઠેસ દઈ પાછી ચાલી આવી. ડા-ગામાએ પાછા હટી બચવા મહેનત કરી પણ તે તેમ કરી ન શક્યો. એના પગ પરનું ચામડાનું આવરણ ધીરેધીરે રુધિરભીનું થવા લાગ્યું.

ડા ગામાએ જો કે એ તરફ જોયું નહિ, છતાં એ સાવધ બન્યો. એ ધ્યાન દઈ કાળજીપૂર્વક તરવાર વીંઝવા લાગ્યો. એ સમજી ગયો કે વિરોધીને નબળો માની પાડવો એવું નથી. મિરઝા દાઉદનું તરવાર-કૌશલ્ય અસાધારણ છે. એની સામે બીજી વાર ભૂલ કર્યે એ સુધારવાનો અવકાશ નહિ રહે.

આ બાજુ મિરઝા દાઉદ પણ સમજી ગયો કે ડા-ગામાનું અસિ-કૌશલ્ય પોતાનાં જેવું જ છે, ને સાથે જ તે પોતા કરતાં બમણો બળવાન છે. જો કે તે એના જેવો ચપળ કે ઠીંગણો નથી એ ખરું, છતાં એની તરવાર લાંબી ને પાતળી છે અને પોતાની ટૂંકી ને વાંકી છે વળી ડા-ગામાની યુદ્ધપદ્ધતિ પણ તદ્દન જુદી જ છે. આ હાલતમાં મિરઝા દાઉદે જોયું કે ડા-ગામાના વિજયનો સંભવ જ વધુ છે. એટલે એ પણ ખૂબ જ સાવધાનીપૂર્વક તરવાર વીંઝવા લાગ્યો.

સર્પ અને નોળિયાની લડાઈમાં જેમ એ બંને એકબીજાની સામે આંખ માંડી પ્રદક્ષિણા કરતા રહે છે અને તક મળતાં જ તીરની જેમ એક બીજા પર તૂટી પડી ફરી પાછા પોતપોતાને સ્થાને પહોંચી જાય છે, તેમ મિરઝા દાઉદ અને ડા-ગામા પણ એ જ રીતે લડવા લાગ્યા. તરવારો અથડાતાં ઝણ . . . ઝણ . . . અવાજ થવા લાગ્યા. તેના પર સૂર્યનાં કિરણો પડતાં તે વિદ્યુતરેખા શી ચમકી ઊઠતી હતી, નીરવ જનતાની હજારો આંખો આ અદ્ભુત યુદ્ધ આતુરતાપૂર્વક જોઈ રહી હતી.

તરવારની સાથોસાથ મિરઝા દાઉદ વાક્ય શળથી ડા-ગામાને વીંધી રહ્યો હતો, 'ફિરંગી ચાંચિયા, હવે જોઇ લે; તારું લોહી માનવીના લોહી જેવું લાલ નથી, પણ શયતાનના લોહી જેવું કાળું છે! કિરસ્તાન કુત્તા, હજુયે માફી માગી લે, તો તને જીવતો જવા દઇશ!' ડા-ગામા કંઈ પણ જવાબ ન વાળતાં ચૂપચાપ તરવાર વીંઝવા લાગ્યો. મિરઝા દાઉદ એ રીતે એનું ધૈર્ય ખુટાડવા માગતો હતો તે ચતુર ડા-ગામા સમજી ગયો હતો.

લડાઈ ધીરે ધીરે વધુ ભયંકર ને કાતિલ બનતી જતી હતી બંને યોદ્ધાઓના જોરથી ચાલતા શ્વાસોચ્છ્વાસ સૌને સંભળાતા હતા. બનેના બદન પરસેવે રેબઝેબ થઇ ગયાં હતાં છતાં બંન્ને જાણે કોઇક અદૃશ્ય બખ્તરે આચ્છાદિત હતા. ડા-ગામાની તરવાર વારંવાર મિરઝા દાઉદના ગળા પાસે પહોંચી, છાતી પાસે થઇ નિષ્ફળ બનીને પાછી વળતી. મિરઝા દાઉદની તરવાર ડા ગામાની આસપાસ ખીજએલી મધમાખીઓનાં ટોળાંની જેમ ગુંજારવ કરતી ફરતી હતી, છતાં તે ડા-ગામાને જરાયે ઈજા નહોતી કરી શકતી.

અચિંત્યું એક વાર ડા-ગામાએ [illegible] પાછળ જોયું, તો એ ખસતો ખસતો ઠેઠ ધક્કાના કિનારા પર આવી ગયો હતો ને એક પગ પાછળ મૂકતાં જ સમુદ્રમાં પડી જવાની તૈયારીમાં હતો. મિરઝા દાઉદ એના મુખભાવ જોઈ ખડખડાટ હસી પડ્યો. એણે મોં બગાડી વ્યંગભરપૂર ઝેરી અવાજે કહ્યું, 'ફિરંગી, આજ તો તને આ દરિયામાં ડુબાડ્યે જ રહીશ, ને પછી મરેલા ઉંદરડાની જેમ તારું શબ તારા રાજા ઇમૅન્યુઅલને ભેટ-સ્વરૂપ મોકલી આપીશ.'

મિરઝા દાઉદ ઘણા વખતથી જે ઇચ્છતો હતો તે હવે બન્યું. વાસ્કો ડા-ગામાનું ધૈર્ય ખૂટ્યું. પાગલ જંગલી પાડાની જેમ ગર્જના કરી તરવાર ઊંચી તોળી આગળ ધસી એણે મિરઝા દાઉદ પર ઘા કર્યો. ધાર્યું હોત તો એ વેળા અનાયાસે જ મિરઝા એને ખતમ કરી શકત. પરંતુ તેમ ન કરતાં એણે તરવાર અવળી કરી ડા-ગામાના જમણા હાથની મુઠ્ઠી પર એટલા તો જોરથી ઝીંકી કે એની સાથે જ ડા-ગામાના હાથમાંથી તરવાર છટકી ઊંચે ઊછળી ખણખણાટ કરતી દૂર જઈ પડી. અકસ્માત અસ્ત્રહીન થતાં ડા-ગામા સ્તંભિત જ થઈ ગયો.

ડા-ગામાના બે સાથીઓ જે હજુ સુધી સૌની સાથે ઊભા ઊભા આ લડાઈ જોઈ રહ્યા હતા, તે હવે પોતાના અગ્રણીને અણધારી આફતમાં જોઈ આગળ વધ્યા. પણ તેઓ વધુ આગળ વધે એ પહેલાં તો અતિ વિશાળ ભીમકાય ને ગજબનાક કાળા હબસી જમ્બોએ જહાજનાં ભૂંગળા જેવા એના બે હાથ વતી તે બેઉને માથાના વાળ પકડી પાછા ફેરવ્યા; ને પોતાની અતિશય સ્વચ્છ શ્વેત દંતપંક્તિ દેખાડતો એ કંઈ બોલ્યો, એનો એક પણ અક્ષર ન સમજાયા છતાં જમ્બોનો મનોભાવ સમજવો એમને માટે જરા યે અશક્ય નહોતો.

તરવારની ધાર ડા-ગામાના ગળા પર ફેરવી મિરઝા દાઉદ બોલ્યો, 'ડા-ગામા, ગોઠણિયાભેર થા, નહિ તો તને પૂરો કરી નાખીશ.'

ડા-ગામા ગોઠણિયાભેર ન થયો. અદબ વાળી વિકૃત હસીને એ બોલ્યો, 'મૂર, નિઃશસ્ત્રની હત્યા કરવી એ તો તારો સ્વભાવ છે!'

થોડી વાર વિચાર કરી મિરઝા દાઉદ બોલ્યો, 'વારુ, તને છોડી દઈશ; પણ સોગંદ લે કે......'

એને વચ્ચે જ અટકાવી ડા-ગામા બોલ્યો, 'સોગંદ હું નથી લેવાનો. તને ફાવે તેમ કર.'

મિરઝા દાઉદ ફરી બોલ્યો, 'સોગંદ લે કે આજથી અઠવાડિયામાં તું તારાં બધાં માણસને લઈ અહીંથી ચાલ્યો જઈશ, ને ફરી કદી યે અહીં પગ નહિ મૂક.'

ડા-ગામા ખડખડાટ હસીને બોલ્યો, 'મૂર, તું હજુ યે સાવ નાના બાળક જેવો છે? સોગંદ હું નથી લેવાનો, ને નથી જ લેવાનો. મારા રક્તથી અહીંની ધરતી ભીંજાશે તો હિન્દમાં રાજા ઈમેન્યુઅલનો વાવટો સહજમાં ફરકી શકશે.'

મિરઝા દાઉદ હસ્યો. 'ફિરંગી, આખરે આટલે દિવસે તારો હેતુ તેં તારે મોઢે જ કહ્યો ખરો. પણ હું એ નહિ થવા દઉં. ઈમેન્યુઅલનો વાવટો કલિકટમાં નહિ રોપી શકાય. કલિકટ આજ સુધી પૃથ્વીની પ્રજા સમસ્તનું મિલનસ્થાન રહ્યું છે અને ભવિષ્યમાં પણ રહેશે. સોગંદ લે નહિ તો......'

ડા-ગામાએ ભ્રૂકુટિ તાણી પૂછ્યું, 'નહિ તો......?'

નહિ તો પોર્ટુગલ ભેગો થવા તારા માણસોમાંથી એક પણ જીવતો નહિ રહે. તારાં જહાજો સળગાવી ખાખ કરી નાખીશ, ને તારા એકસો ને ત્રીસ માણસોને કાપીને ટુકડા કરી સમુદ્રમાં વહાવી દઈશ.'

ડા-ગામા સ્તબ્ધ બનીને ઊભો રહ્યો. કંઈ જ ન બોલ્યો.

મિરઝા દાઉદે ફરી કહ્યું, 'ડા-ગામા, હજુ યે સોગંદ લે. તારા ધર્મ ઉપર શ્રદ્ધા રાખી હું તને જવા દઈશ. વિચારી જો. તમે બધા જ જો મરી જશો તો પછી કોણ તમારા દેશવાસી ભિખારાઓને માર્ગ દેખાડી અહીં લઈ આવશે?'

ને ડા-ગામાએ રૂંધાયેલા સાદે જવાબ આપ્યો, 'સોગંદ લઉં છું–'

મિરઝા દાઉદે કહ્યું, 'તમારા ઈશુની જનેતા માતા મેરીને નામે શપથ લે.'

ને ડા-ગામાએ ધ્રૂજતાંધ્રૂજતાં, ક્રોધથી જર્જરિત સ્વરે શપથ લીધા કે એ એક અઠવાડિયામાં હિંદ છોડી ચાલ્યો જશે, ને ફરી કદી યે ભારતભૂમિમાં પગ નહિ મૂકે.

ડા-ગામાને મુક્તિ આપી મિરઝા દાઉદ અને બીજા મામુ મુખ્ય મુખ્ય નાગરિકો સામરીને મળ્યા. આરંભથી ઇતિ સુધીની તમામ વાતો સાંભળ્યા પછી સામરીએ કહ્યું કે, 'જ્યાં સુધી એ લોકો જાહેરરીતે મારા રાજ્યનું કંઈ જ અનિષ્ટ ન કરે ત્યાં સુધી માત્ર શંકાને કારણે હું એમને મારા રાજ્યમાંથી હાંકી કાઢી ન શકું. છતાં કોઈ એ તમારું વ્યક્તિગત અનિષ્ટ કરી રહ્યું હોય તો તમે તેનો બદલો લઈ શકો છો; એમાં હું આડો નહિ આવું.'

સૌએ સામરીને એ સમજાવવા પ્રયત્ન કર્યો કે આ લોકો અત્યંત કૂટનીતિજ્ઞ અને યુદ્ધનિપુણ છે. એમની પાસે તોપ-બંદૂક ને ગોળા-ગોળીઓ છે. તક મળતાં જ તેઓ પોતાના બાહુબળે આ સુવર્ણ-રાજ્ય—અપૂર્વ અમરાવતીને ગળી જશે.

સામરીએ હસીને ઉત્તર આપ્યો, 'મારી પાસે સૈનિકબળ નથી એ ખરું છે, છતાં અમારો સામરી વંશ આજ પંદર શતાબ્દી થયાં આ રીતે જ રાજ્ય કરતો આવ્યો છે. કોઈ અમને રાજ્યભ્રષ્ટ નથી કરી શક્યું. મારું સિંહાસન સુશાસન ને જનપ્રિયતા ઉપર સ્થપાયેલું છે. એ લોકો મારું શું બગાડી શકવાના છે?'

સૌ નિરાશ થઈ પાછા ફર્યા.

અઠવાડિયા પછી સુવર્ણપત્ર પર અંકિત સામરીની સંધિ કરારનો માથે ચડાવી વાસ્કો-ડા-ગામા એના અનુચરો સાથે જહાજમાં બેઠો.

મિરઝા દાઉદે બંદર પરથી સાદ પાડ્યો, 'ડા-ગામા, લીધેલા શપથ યાદ રાખજે.'

એક ક્રૂર હાસ્ય વાસ્કો-ડા-ગામાના મુખ ઉપર ફરકી ગયું. મિરઝા દાઉદ તરફ આંખો સ્થિર કરી એ બોલ્યો, 'મિરઝા આપણે ફરી મળીશું.'

'એ સંભવિત નથી. હું મુસલમાન . . . બેહિસ્તે જઈશ' મિરઝાએ હસીને જવાબ વાળ્યો.

બંને આંખો વતી આગ વર્ષાવતો ડા-ગામા બોલ્યો 'આ જિંદગીમાં જ આપણે ફરી મળીશું.'

ને ધીરેધીરે તેનાં ત્રણે જહાજ કલિકટ બંદરેથી દૂરદૂર સરી ગયાં.

ઉપલી વાતને ચાર વર્ષ વીતી ગયાં છે એ ચાર વર્ષમાં શું શું બન્યું એ આ કથાનકનો વિષય ન હોવા છતાં ટૂંકમાં વર્ણવી જઉં. વાસ્કો-ડા-ગામા કલિકટથી ગયા બાદ બે વર્ષે ફરીથી પોર્ટુગીઝ જહાજ ભારતવર્ષમાં આવ્યાં. આ વેળા એનો આગેવાન હતો આલ્વારેઝ કેબ્રાલ નામનો એક પાદરી, અને તેની સાથે હતાં નવ જહાજ. પાદરી આલ્વારેઝે કલિકટ બંદરે આવતાં જ જહાજ ઉપરથી નગર ઉપર ગોળા છોડવા શરૂ કર્યા. પરિણામે ઘણા નાગરિકોના જીવ ગયા, અનેક ઘાયલ થયા. કેટલાં યે મકાનો ખંડિત થયાં. આ રીતે રાજા-પ્રજાને ડર અને કર્તવ્યભાન કરાવી પોર્ટુગીઝોએ આ વેળા ભારતભૂમિ પર પગ મૂક્યો. છતાં સામરીએ આગંતુકોને આદર આપી એમને રહેવા માટે નગર બહારની બાજુએ જગ્યા કાઢી આપી, ને ત્યાં તેમને કોઠી નાખવાની રજા આપી. પરંતુ પોર્ટુગીઝોની આ અકારણ રક્તહિંસા ને નિર્દયતાથી કલિકટવાસી જનસાધારણનાં મન એમના વિરુદ્ધ ઘૃણા અને દ્વેષથી ભરાઈ ઊઠયાં હતાં.

ને પછી તો કજિયા થતાં વાર ન લાગી. આ દંભી પરદેશીઓના સામે જેમનામાં અભિજાત દ્વેષ જન્મ્યો હતો તેઓ કજિયા ઊભા કરી ખૂના-મરકી ચલાવવા લાગ્યા. પોર્ટુગીઝો પણ એનો જવાબ વાળતા. ધીમેધીમે અંદર બહાર બધે જ આગ સળગી ઊઠી. એક દિવસ લોકોએ ફિરંગીઓની કોઠીમાં આગ લગાડી ત્રેપન ફિરંગીઓને મારી નાખ્યા. બાકીના ત્યાંથી ભાગી જહાજમાં ચડી ગયા, ને તેમણે જહાજ પરથી ગોળા વરસાવી નગરના એક ભાગમાં આગ લગાડી ત્યાર બાદ એ લોકો કલિકટ છોડી ભાગી ગયા ને પછી બે વરસ સુધી ફરી ન દેખાયા

કલિકટના રાજાએ અને પ્રજાએ શાંતિનો શ્વાસ લીધો ને માન્યું કે આફત દૂર થઈ છે. ફિરંગીઓ હવે ફરી નહિ આવે.

છેલ્લા બનાવને વરસેક વીત્યા બાદ મિરઝા દાઉદ પોતાની સ્ત્રી તથા પુત્રીને લઈ એની જનમભોમ મોરોક્કો ગયો હતો. ત્યાં એટલા

દિવસ રોકાયા પછી પોતાના વૃદ્ધ પિતાને સાથે લઈ તે મક્કા શરીફ હજ કરવા ગયો, ને ત્યાં તીર્થયાત્રા પૂરી કરી સૌને લઈ તે કલિકટ પાછો ફરતો હતો.

નક્કી એમ થએલું કે મક્કાશરીફથી મિરઝા દાઉદ કલિકટ આવે, ને પિતા મોરોક્કો જાય. પરંતુ પિતા વૃદ્ધ અને જરાગ્રસ્ત થયા હતા, હવે વધુ દિવસના મહેમાન નહોતા. ફરીથી મોરોક્કો જવાનું કદાચ જલદી ન પણ બને, ને એટલો સમય પિતા કદાચ જીવતા ન પણ રહે એ બધું વિચારી મિરઝા દાઉદે એમને મોરોક્કો જવા ન દેતાં પોતાની સાથે કલિકટના જહાજમાં જ ઉપાડ્યા. વૃદ્ધ પિતા પણ પોતાની ઈદના ચાંદ જેવી સુંદર પૌત્રીને જોઈ લોભાયા હતા, તેથી એમણે પણ ખાસ વાંધો ન લીધો.

મક્કા શરીફની હજ વેળા કલિકટની કેટલીક ખાનદાન વ્યક્તિઓ સાથે મિરઝા દાઉદનો મેળાપ થયો. તેમણે તેમને કહ્યું કે 'તમે પણ કલિકટ જ જાઓ છો, તો મારા જહાજમાં જ ચાલો' ને એ સૌએ આનંદ સહ મિરઝા દાઉદના જહાજમાં સફર કરવાનું સ્વીકાર્યું.

મક્કા શરીફથી કલિકટનો માર્ગ પણ મહિનાનો છે. જહાજ યોગ્ય સમયે અરબ્બી કિનારો મૂકી રાતા સમુદ્રમાંથી પસાર થયું ને ધીમે ધીમે ઈરાની અખાત વટાવી હિંદી મહાસાગરમાં દાખલ થઈ ગયું.

મહાસાગરની છાતી ઉપરથી હવા ભરેલા શઢે મિરઝા દાઉદનું જહાજ દક્ષિણ તરફ વધ્યું જતું હતું. ચારે તરફ અફાટ સાગર ઘુઘવાટા કરતો નર્તન કરી રહ્યો હતો, ને અરીસાના લાખો-કરોડો કટકા થઈ ગયા હોય તેમ સૂર્યકિરણો વડે ચમકતો હતો. પૂર્ણ ક્ષિતિજરેખા અખંડપણે જહાજને ચારે બાજુથી આવરીને પડી હતી. માત્ર દૂર દૂર પૂર્વે ક્ષિતિજમાં વાદળ શો કચ્છના કિનારાનો રેતાળ પ્રદેશ ઝાંખો ઝાંખો દેખા[illegible] રહ્યો હતો.

મુખ્ય ખલાસીનું કહેવું હતું કે જો પવનની દિશા અને ગતિ ન બદલાય તો આઠમે દિવસે કલિકટ પહોંચી જવાશે. ને એથી પ્રવાસ પૂરો થવાની કલ્પનાએ બધા પ્રવાસીઓ ઉમંગમાં આવી ગયા હતા.

એ દિવસે શુક્રવાર–જુમ્માનો દિવસ હતો. સૂર્ય ધીરેધીરે મધ્યાકાશમાંથી પશ્ચિમ તરફ સરી રહ્યો હતો. જહાજના વિશાળ તૂતક ઉપર મિરઝા દાઉદ, એના પિતા અને બીજા અનેક પુરુષોએ બપોરની નમાજ લગભગ પૂરી કરી હતી. જહાજનો કપ્તાન સ્થિર દૃષ્ટિએ સામે કાંઈક જોતો સુકાન પાસે અટલ ઊભો હતો. ચારે બાજુ નીરવતા વ્યાપી ગઈ હતી. ફક્ત જહાજના વેગથી કપાતું ફીણાળું નીર હળવું કલકલ કરતું વહી રહ્યું હતું.

એવે સમયે આસમાન અને હવાને ધ્રુજાવતી મેઘગર્જના જેવા કોઈ ભીષણ અવાજે સૌ ચમકી ઊઠ્યા. જોયું તો પાછળ પાંચ ફિરંગી જહાજ, બધાયે શઢ ચડાવી જોરશોરથી અનેક હલેસાં મારતાં, ઝાઝા પગવાળા કો વિશાળકાય જળજંતુની જેમ, ધપાટાબંધ ધસમસતાં આવે છે. અને એ એટલાં તો નજદીક આવી ગયાં છે કે એમાંના માણસો પણ સ્પષ્ટ દેખાય છે. એકાએક આવું દૃશ્ય જોઈ સૌ હતબુદ્ધિ શા એ તરફ એકી ટશે જોઈ રહ્યા.

અને એ દૃશ્ય પણ સાચે જ આપણે આશ્ચર્ય પામીએ તેવું હતું. થોડી વાર પહેલાં ચારે બાજુ જ્યાં અગાધ રત્નાકર સિવાય કંઈ જ નહોતું, ત્યાં અચાનક, ઓચિંતાં, ભીષણ દૈત્ય જેવાં આ ફિરંગી જહાજ સમુદ્રના કયા અતલ પેટાળમાંથી બહાર ફૂટી નીકળ્યાં? મિરઝા દાઉદનું મન કહેતું હતું કે હવે બચવા આરો નથી. તોપમાંથી ગોળા છોડી એ લોકો પોતે આવી પહોંચ્યાની ઘોષણા કરી ચૂક્યા હતા. હવે તેઓ દયા-માયા નહિ બતાવે. ભૂર લોહી વડે બદલો લેવાની તક આજે એમને મળી ગઈ છે.

આ જાતનો બનાવ પૂર્વમાં સમુદ્ર ઉપર આ પહેલાં કદી નહોતો બન્યો. સ્મરણાતીત કાળથી આ માર્ગે શત શત જહાજો નિર્ભયપણે સફર કરતાં આવ્યાં છે. ચીનથી માંડીને કાસ્પીઅન સરોવર સુધીમાં કોઈએ કદી ચાંચિયા જહાજનું નામ સુદ્ધાં સાંભળ્યું નથી. ભૂ-માર્ગ કરતાં જળ-માર્ગ વધુ સલામત હોવાથી જળ-વાણિજ્ય આટલું વિસ્તર્યું હતું. પણ યુગ-યુગાંતરના એ સલામત માર્ગમાં આજે સ્વાર્થાંધ ફિરંગીઓ પોતાનાં અગ્નિ-અસ્ત્રો લઈ તેમનો માર્ગ રૂંધીને ઊભા હતા.

પણ યુદ્ધમાં ઊતરવું મિરઝા દાઉદને માટે શક્ય નહોતું. એનું જહાજ હજ કરનારાઓનું જહાજ હતું. તેમાં તોપ-દારૂગોળો કંઈ જ નહોતું. હતા ફક્ત થોડાક અસહાય, યુદ્ધની ગતાગમ વિનાના ધર્મપરાયણ તીર્થયાત્રી અને એથી યે વધુ અસહાય સ્ત્રીઓ ને બાળકો. આ હાલતમાં પાંચ યુદ્ધ-જહાજો સાથે લડાઈમાં ઊતરવું એ ગાંડપણ સિવાય બીજું કંઈ જ નહોતું. ઉપાય એક જ હતો ને તે ભાગી છૂટવાનો. પણ મિરઝા દાઉદનું જહાજ ફક્ત શઢ પર જ ચાલતું હતું ત્યારે સામે પક્ષે શઢ ને હલેસાં બંને હતાં. આ સ્થિતિમાં ભાગવું પણ શક્ય નહોતું.

પળવાર માટે સ્તબ્ધ બની મિરઝા દાઉદ કંઈક વિચારતો રહ્યો. એકવાર એણે ઉપર આસમાનમાં જોયું. આસમાન વાદળ વિહોણું હતું. સમય લગભગ ત્રીજા પહોરનો હતો. રાત પડવાને હજુ ઘણી વાર હતી. એણે ખલાસીઓને બોલાવી, જહાજમાં હતા તેટલા બધા યે શઢ ચડાવી જહાજને પૂરી તાકાત અને ઝડપથી હંકારવા હુકમ આપ્યો.

પણ એ હુકમનો અમલ થયો ન થયો ત્યાં તો ફિરંગી ચાંચિયાઓનાં પાંચે જહાજમાંથી એકસામટી પાંચ તોપ છૂટી. એનો એક ગોળો મોટા શઢ વચ્ચે બાકોરું પાડી સામી બાજુએ સમુદ્રના પેટાળમાં પેઠો. બીજા ગોળાઓ જહાજની ચારે બાજુ પાણીમાં પડ્યા. કોઈ પણ ગોળો જહાજને ખાસ ગંભીર નુકસાન કરી ન શક્યો.

જહાજ ઉપરના પુરુષ યાત્રીઓનાં મોં સુકાયાં. નીચેથી ભયભીત બાળકો અને સ્ત્રીઓનો આર્તનાદ ને ક્રંદનરવ સંભળાયો. દાંત ભીંસીને મિરઝા દાઉદે ખલાસીઓને ફરમાન છોડ્યું, 'શક્ય એટલી ઝડપ કરો; ફિરંગી ચાંચિયાઓને હાથે ન પકડાશો.'

એ જ વખતે મિરઝા દાઉદની ચાર વર્ષની પુત્રી હાંફતીહાંફતી ઉપર આવી પિતાના ગોઠણે બાઝી પડી બોલી, 'બાબા, અમ્મા તમને બોલાવે છે' ને પછી પિતાના મોં તરફ જોતાં જ મોટેથી રડીને બોલી, 'બાબા, મને બહુ બીક લાગે છે.'

પુત્રીને બે હાથે ઉપાડી છાતી સરસી ચાંપી મિરઝાએ એના કાનમાં કહ્યું, 'બેટા, હરના, રડીશ મા. તું શૂર-પુત્રી છો. તારે વળી બીક કેવી? આજે આપણે બધા એક જ બેહિશ્તમાં જઈશું.'

પુત્રીને પોતાના વૃદ્ધ પિતાના હાથમાં આપી મિરઝા દાઉદ નીચે ગયો. એની આકુળવ્યાકુળ પત્ની એને સામે જ મળી.

પોતાની કમરેથી એક નાની, માણેકજડિત છરી પત્નીના હાથમાં આપતાં ધૈર્યપૂર્વક એણે કહ્યું, 'સાલેહા, આખરકાળ હવે નજીક આવ્યો દેખાય છે. ચાંચિયાઓ આપણી પાછળ પડ્યા છે. જો એ લોકો આ જહાજ પર પગ મૂકે તો આ છરીનો ઉપયોગ તારા ઉપર કરજે. એ પહેલાં ઉતાવળે કંઈ જ ન કરી બેસતી. અને બીજી બધી ઓરતોને પણ હિંમત આપજે કે વિના કારણ ન બીવે! હવે ખુદા હાફિઝ!' આટલું કહી પળવાર માટે સાલેહાનું માથું છાતીસરસું ચાંપી મિરઝા દાઉદ ઉપર ચાલ્યો ગયો.

એણે ઉપર આવીને જોયું તો આ થોડી વારમાં ચાંચિયા જહાજો એમને અર્ધ ચંદ્રાકારમાં ઘેરી વળ્યા હતા. હવે એ લોકો એટલા

નજીક આવી ગયા હતા કે મોટે સાદે થતી એમની વાતચીત પણ સ્પષ્ટ સંભળાતી હતી. મિરઝા દાઉદે જોયું કે સામેનાં પાંચેય જહાજમાંની તોપોનાં મોં તેમના તરફ જ મંડાએલાં છે. ને આટલા નિકટ હોઇ હવે તેઓ નિશાન ચૂકે એ સંભવિત નથી.

'દાઉદ, હવે ઇલાજ નથી. પકડાશું નહિ તો ડૂબીને મરવું પડશે.' મિરઝા દાઉદના પિતાએ આવીને કહ્યું

'પકડાશું તો યે નક્કી મરવાનું જ છે. એના કરતાં બહેતર છે કે ડૂબીને મરીએ.' મિરઝાએ કહ્યું.

'એ સાચું, પણ આપણી સાથે સ્ત્રીઓ અને બાળકો છે. એમના બચાવ માટે કંઇ પ્રયત્ન કરવો શું જરૂરી નથી?' એના પિતા બોલ્યા.

'પણ આ ચાંચિયાઓ બાળકો અને ઓરતો ઉપર દયા દેખાડશે ખરા? એથી ઊલટું, ....' કદાચ જરા વિચાર કરી મિરઝાએ કહ્યું.

'ફિરંગી અર્થલોભી છે અર્થના બદલામાં સ્ત્રી બાળકોને કદાચ છોડી મૂકી શકે.' પિતાએ કહ્યું. બીજા ઘણાઓએ પણ વૃદ્ધના વાક્યનું સમર્થન કર્યું. ને ત્યારે મિરઝા દાઉદે કહ્યું, 'ઠીક, પ્રયત્ન કરી જોઈએ.'

બરાબર એ જ વખતે સામેના એક જહાજમાંથી એક તોપ વછૂટી. આ વખતે ગોળો વાગવાથી જહાજનો વિશાળ કુવાસ્થંભ કડેડાટ કરતો ભાંગી પડ્યો ને સાથોસાથ ઢગલો થઇને પડેલા શઢમાં આગ લાગી.

સ્ત્રીઓ અત્યાર સુધી આબરૂ જાળવવા જહાજના નીચેના ભાગમાં જ રહી હતી, પણ હવે વધુ સમય શરમનો અંચળો તેઓ સહી ન શકી. સંતાનોવાળી સંતાનોને લઈને, સંતાનો વિનાની એમ ને એમ મોટેથી રડતી રડતી ઉપર આવી. બધી જ ભય-વિહ્વળ હતી. કોઇ ગોઠણિયાભર બેસી હાથ આકાશ તરફ જોઈ ખુદાને આકુળ પ્રાર્થની આરજૂ કરવા લાગી, તો કોઇ નાનાં બાળકને બંને હાથમાં ઊંચું કરી ચાંચિયાઓના હ્રદયમાં કરુણા જન્માવવા પ્રયત્ન કરવા લાગી.

આ બાજુ શઢમાં લાગેલી આગ ધીરે ધીરે આખા જહાજમાં વ્યાપવા લાગી. પુરુષો દરિયામાંથી પાણી ખેંચીખેંચી આગ શમાવવા પ્રયત્ન કરવા લાગ્યા. મહામહેનતે પુષ્કળ પાણી છાંટયા બાદ આગ બુઝાઇ, ને તત્કાળ પૂરતી રાહત મળી.

ફિરંગીઓનું એક જહાજ તદ્દન નજીક આવી ગયું હતું. વચ્ચે હવે ફક્ત સો વારનું જ છેટું રહ્યું હતું. તોપદાગી હવે તેઓ ગોળો છોડવાની તૈયારીમાં જ હતા, ત્યાં મિરઝા દાઉદે હાથ ઊંચા કરી મોટેથી સાદ પાડીને એમને કહ્યું, 'તોપ છોડશો મા. અમે કબજે થઇએ છીએ.'

તોપ એક બાજુ રહેવા દઈ ફિરંગીઓ હર્ષધ્વનિ કરી ઊઠ્યા. તેમનામાંના એક જણે (ઘણું કરીને એ તેઓનો અગ્રણી હતો) કહ્યું, 'તમારા જહાજમાં જે કંઇ શસ્ત્રો હોય તે પાણીમાં ફેંકી દો, નહિ તો તોપ વછૂટશે.'

મિરઝા દાઉદે કહ્યું, 'અમારી પાસે કંઈ જ શસ્ત્રો નથી. આ તીર્થયાત્રીઓનું જહાજ છે. જે કંઇ ધન-રત્ન અમારી પાસે છે તે આપીએ છીએ. અમને જવા દો.'

આમ વાતચીત ચાલતી હતી, એવામાં આક્રમણકારી જહાજની અંદરથી એક પુરુષ બહાર આવ્યો. અતિ મૂલ્યવાન પોષાકવાળા એ વિશાળકાય પુરુષને જોઈ મિરઝા દાઉદનું લોહી જામી ગયું. એણે તરત એને ઓળખી લીધો. એ હતો વાસ્કો-દ-ગામા! વૈરવૃત્તિ એના મોં પર કાળા નાગની જેમ ફૂંફાળાં લઇ રહી હતી. મિરઝા દાઉદને જોઈ વાસ્કો-દ-ગામા હસ્યો! માથા પરની પીંછાંવાળી ટોપી ઉતારી જમીન સુધી લળી એ બોલ્યો, 'મિરઝા દાઉદ, સંધ્યાવંદન! યાદ છે, મેં કહ્યું હતું તે, કે આપણે ફરી મળીશું?'

મિરઝા દાઉદ તુરત કંઇ જ બોલી ન શક્યો. ને ત્યારે વાસ્કો-દ-ગામાએ પેલા અગ્રણી નાવિકને કહ્યું, 'કપ્તાન, તોપ શાંત કેમ છે? ભૂલી ગયા કે શું મારું ફરમાન?'

'માલિક, એ લોકો ધન-રત્ન આપી છુટકારાની માગણી કરે છે.' ભયભીત કૅપ્ટને કહ્યું.

બંને જહાજ ધીરે ધીરે વધુ નજીક આવવા લાગ્યાં. દ-ગામાએ હવે મિરઝા દાઉદ તરફ જોઈ કટાક્ષ કરતાં કહ્યું, 'મૂર, ધન-રત્ન આપી પ્રાણભિક્ષા માગે છે?'

'પ્રાણભિક્ષા અમારે માટે નથી માગતો! અમારું સર્વસ્વ લઇ રહો, સ્ત્રીઓ ને બાળકોને જ મુક્તિ આપો.' મિરઝા દાઉદે કહ્યું.

દ-ગામા શત્રુની લાચારીના મીઠા રસને માણતો માણતો બોલ્યો, 'રહ્યાં, સ્ત્રીઓ અને બાળકોને છોડી દઉં? પણ એથી મને શો લાભ? એ કરતાં તો તમે તમારી જુવાન ઓરતોને અમારી પાસે મોકલી મરદોના જીવ બચાવી શકશો. અમારા જહાજમાં ઓરતોની થોડીક જરૂર પણ છે. મારે પોતાને માટે નહિ, પણ ખલાસીઓ માટે. મને ઓરતોનો ખાસ કંઈ શોખ નથી.'

ક્રોધ અને અપમાનથી મિરઝા દાઉદનો ચહેરો રક્તહીન થઈ ગયો. એ સમજી ગયો કે અત્યારે એને સાંપડેલો આવેલો જોઈ દ-ગામા એની ક્રૂર મશ્કરી કરી રહ્યો છે. મહામહેનતે પોતાની જાતને કાબૂમાં રાખી એણે જવાબ આપ્યો, 'દ-ગામા, તારી માગણીનો જવાબ આપતાં મને ઘૃણા ઊપજે છે. જો તમને રુચતું હોય તો અમારી પાસે છે તે તમામ કિંમતી વસ્તુઓ અને સોનુંરૂપું બધું યે લઇને અમને છુટકારો આપો; નહિ તો કંઇ જ પામશો નહિ.'

'કંઈ જ નહિ પામવાનો અર્થ?' દ-ગામાએ ભ્રુકુટિ ખેંચી પૂછ્યું

'એનો અર્થ એ જ કે હમે બહુ કરશો તો અમને જાનથી મારી

# કરોળિયાની જાળ



## વિષે કેટલીક અજાયબી હકીકતો

કરોળિયાની જાળનો તાંતણો એટલી અત્યંતિક બારીકાઇનો હોય છે કે કોઈપણ ધાતુમાંથી એટલો બારીક તાર ખેંચી શકાતો નથી.

જાણીને નવાઇ લાગશે કે એ મુલાયમ મજાનો તાંતણો એવા કોઈ પણ ધાતુના તાર કરતાં વધુ મજબૂત હોય છે. મજબૂતમાં મજબૂત ધાતુના તાંતણા કરતાં પણ તે ત્રણગણી તાકાતવાળો હોય છે.

અને, એ સુંવાળા તાંતણાને જો પોલાદ જેટલો સખત બનાવી શકાય તો ઉત્તમમાં ઉત્તમ અસ્ત્રાની ધાર કરતાં યે તે પાંચગણો તેજ બને!

આકાશી પદાર્થોનાં નિરીક્ષણ માટેનાં તેજસ્વી દૂરબીનોમાં, તારાઓનાં અંતરોની ગણત્રી મૂકવાના માપ માટે બારીકમાં બારીક વસ્તુ જોઇએ; અને તેને માટે કરોળિયાની જાળનો તાંતણો જ વપરાય છે.

એ એટલો તો બારીક હોય છે કે તેજમાં તેજ સીસાપેનથી આંકી શકાતી બારીકમાં બારીક લીટીનો પણ તે ત્રીજો ભાગ થાય.

ઇંચમાં તેનું માપ જાણવું છે? કરોળિયાની જાળના એક તાંતણાની જાડાઇ ૧/૨૦,૦૦૦ થી ૭/૨૦૦,૦૦૦ ઇંચ સુધીની હોય છે!

હવે બીજું માપ જોઈએ: એક જ રતલ વજનની કરોળિયાની જાળ હોય તો તે આખી પૃથ્વીને આંટો ફરી વળે!

નાખી શકશો, પણ એથી તમને કંઈ જ ફાયદો નહિ થાય ને જો અમારા જહાજ પર ચડાઈ કરવા આવશો તો અમે જ પાટિયાં ખોલી જહાજ ડુબાડી દઈશું.' મિરઝા દાઉદે જવાબ વાળ્યો.

મિરઝા દાઉદની આ વાત સાંભળી વાસ્કો-ડા-ગામાની ભૃકુટિ વધુ તણાઈ. નીચી મૂંડીએ એ કંઈક વિચાર કરવા લાગ્યા.

આ બાજુ જહાજનો શઢ-સ્તંભ ભાંગી પડતાં મિરઝા દાઉદની સ્થિતિ, કાદવમાં પડેલા ને ચાલવા અશક્ત બનેલા ગજરાજ જેવી હતી. ત્યારે બીજી બાજુ ફિરંગીનાં પાંચ જહાજ એમને ત્રણે બાજુથી ઘેરતાં ધીરેધીરે વધુ ને વધુ નજીક આવી રહ્યાં હતાં.

મિરઝા દાઉદ અધીર થઈ ઊઠ્યાં, 'ડા-ગામા, જે કરવું હોય તે જલદીથી કર. અમારી સાથે બારસો તોલા સુવર્ણ અને બીજી પણ કેટલીક કિંમતી વસ્તુઓ છે. જો ઇચ્છા હોય તો લઈ લો! વધુ મોડું કરીશ તો બધું યે ગુમાવીશ.'

'તમારી સ્ત્રીઓ નહિ સોંપો?' ડા-ગામાએ પૂછ્યું.

મિરઝા દાઉદ ગર્જી ઊઠ્યો, 'ના, નહિ આપીએ, અમે તમારી જેમ સ્ત્રી-બાળકોનો વ્યાપાર નથી કરતા.'

'મૂર, હજુ યે તારું ગુમાન નથી ઘટ્યું? ઠીક, લઈશું જ લઈશ. તમારી પાસે જે કંઈ હોય તે એક તરાપામાં ભરી અમારા જહાજ પર મોકલો.' ડા-ગામાએ કહ્યું.

'જે કંઈ હશે તે આપી દઈએ તો મુક્તિ આપશો?'

'આપીશું.'

'તમારો વિશ્વાસ શો?'

'ખોટું હું કદી બોલતો નથી.'

'જહુકા! શપથ લીધા હતા કે ફરી કદી યે હિન્દુસ્તાનમાં પગ નહિ મૂકું, એનું શું કર્યું?' મિરઝાએ તિરસ્કારથી પૂછ્યું.

'હજુ પણ ક્યા હિન્દુસ્તાનમાં પગ મૂક્યો છે?' ડા-ગામાએ હસતાં હસતાં જવાબ આપ્યો.

પછી મિરઝા દાઉદે સૌની સાથે મસલત કરી. સૌએ જ કહ્યું કે જ્યારે એ લોકોને પનારે જ પડ્યા છીએ ત્યારે બીજો ઉપાય પણ શો છે? આખરે મિરઝા દાઉદ પણ સહમત થયો.

અને પછી એક તરાપો તૈયાર કરી તેમાં એમની પાસે જે કંઈ હતું તે—સ્ત્રીઓના અલંકારો ને આભૂષણો સુદ્ધાં—તરાપામાં મૂકી તે તરાપો ડા-ગામાના જહાજ ઉપર પહોંચાડવામાં આવ્યો.

'તમારી પાસે હવે કંઈ જ નથી?' ડા-ગામાએ પૂછ્યું.

'ના.'

'હવે ફરીથી પૂછું છું કે સ્ત્રીઓ સોંપવી છે કે નહિ?'

અસહ્ય ક્રોધને અંગે મિરઝા કંઈ જ બોલી ન શક્યો. માત્ર એની બે આંખો અગ્નિશિખા શી સળગવા લાગી.

વાસ્કો-ડા-ગામા કાલકૂટની જેમ હસ્યો. એ બોલ્યો, 'વાહ, જેવી તમારી ઇચ્છા' ને પછી કૅપ્ટન તરફ ફરી એણે ફરમાવ્યું. 'કૅપ્ટન, તોપ ચલાવી એ લોકોનું જહાજ જલાવી નાખો. આજે આ કુત્તાઓને સળગાવીને જ ખતમ કરીશું.'

મિરઝા દાઉદ ચીસ પાડી ઊઠ્યો, 'શઠ! બેઈમાન! દગાબાજ શયતાન!'

ડા-ગામા બોલ્યો, 'મિરઝા દાઉદ, તને બચાવી શકવા હવે કોઈ જ શક્તિમાન નથી. છતાં તું તારી સ્ત્રી મને સોંપી તારો જીવ બચાવી શકે છે. તારી સ્ત્રીને હું મારી બાંદી બનાવીને રાખીશ.'

'શયતાન! શયતાન!' મિરઝા દાઉદ પાગલની જેમ ગર્જના કરી બૂમ પાડી ઊઠ્યો.

જહાજમાં નાસભાગનો શોરબકોર વ્યાપી ગયો. સ્ત્રી-પુરુષો સૌ પાગલની જેમ નાસભાગ કરવા લાગ્યાં. સૌ જાણે આ અભિશાપ પામેલા જહાજમાંથી ભાગી છૂટવા ઝંખતું હતું. ચારે બાજુથી આર્તનાદ ઊઠ્યો, 'બચાવો, બચાવો—ખુદા! ખુદા!'

આ આકુળ પ્રાર્થનાનો જવાબ મળ્યો. સહસા શિલાવૃષ્ટિની જેમ જહાજ ઉપર બંદૂકની ગોળીઓ છૂટવા લાગી. કોઈ ખતમ થઈને તો કોઈ ઘાયલ થઈને એમ લોકો નીચે પડવા લાગ્યા. મૃત્યુની વિભીષિકા બીભત્સથી યે બીભત્સ બનીને જાણે ત્યાં ઊતરી પડી હતી.

મિરઝા દાઉદના પિતા નાની હારૂનાને છાતીસરસી ચાંપી ધ્રૂજતા ધ્રૂજતા પુત્ર પાસે આવીને ઊભા ને તુટક સાદે બોલ્યા, 'દાઉદ!'

દુર્દમ્ય આવેગે મિરઝા દાઉદ એકી સાથે પિતા અને પુત્રીને ભેટી પડ્યા. એ જ વખતે લાજ-લજ્જા મૂકી દઈ સાલેહા ત્યાં આવી પતિનો હાથ ઝાલી ત્યાં ઊભી રહી.

મિરઝા દાઉદ બરાબર આંખે એક વાર પિતા, પુત્રી અને પત્નીના બિહામણાં ભયભીત વદન તરફ જોઈ રહ્યો, ને પછી રૂંધાતા સાદે બોલ્યો, 'પિતા, શું ખુદા નથી?'

ઓચિંતી એક નાની ચીસ પાડી હારૂના બેભાન થઈ ગઈ. તુરત જ પુત્રીને તેડી લઈ મિરઝા દાઉદે જોયું તો નાની હારૂનાના દેહમાં પ્રાણ નહોતો. બંદૂકની નિર્મમ ગોળી એની છાતીમાં પેસી ગઈ હતી.

ત્યાર પછી તુરત એક પછી એક પ્રથમ પિતા અને અને પછી પત્ની ગોળી વાગતાં નીચે પડી તરફડવા લાગ્યાં. ત્યારે સામેના જહાજ ઉપર નજર કરતાં ખુદ વાસ્કો ડા-ગામાને હાથમાં ધુમાડા નીકળતી બંદૂક લઈ સાક્ષાત પિશાચની જેમ હસતો હસતો ઊભેલો તેણે જોયો.

સૂર્ય ત્યારે પશ્ચિમરેખાને સ્પર્શી રહ્યો હતો. આસમાન અને સમુદ્ર ગરમાગરમ રુધિર જેવાં લાલચોળ બન્યાં હતાં. સમુદ્રની છાતી ઉપર સૂર્ય અસ્ત પામતો હતો.

હવે પાંચેય જહાજમાંથી એકીસાથે તોપ વછુટવાનો અવાજ આવ્યો. તોપના અવાજની સાથોસાથ મિરઝા દાઉદનું જહાજ કંપી ઊઠ્યું. શઢનું કપડું ફરી સળગી ઊઠ્યું. ફરીથી તોપો ગર્જી ઊઠી. આ વખતે જહાજનો આગળનો ભાગ તદ્દન છિન્નભિન્ન થઈ ઊડી ગયો ને ખળખળ કરતું પાણી એમાં ભરાવા લાગ્યું.

ત્યાર બાદ થોડી જ વારમાં બધું ય ખતમ થઈ ગયું. યાત્રિકોના ગળામાંથી એકી સાથે એક મહા હાહાકાર ઊઠ્યો. સળગી રહેલું જહાજ એકાએક ડૂબતું હોય એમ સીધું થઈને ઊભું થયું, ને પછી ક્યારાબંધ સાગરના પેટાળમાં ગરક થઈ ગયું. યાત્રિકોની ચીસો-ચિચિયારીઓ ને હાહાકાર સહસા શાંત થઈ ગયાં. પળવાર પહેલાં જ્યાં જહાજ હતું ત્યાં હવે માત્ર થોડાક ઘુમરીઓ ખાતાં કુંડાળાં અને ફીણના નીરગોટા રમી રહ્યા.

ફિરંગી જહાજો ચિત્રવત્ સ્તબ્ધ બની ઊભાં હતાં. લગભગ અંધારું થયું ત્યારે તે જાણે કોઈ અન્ય જગતની ભૌતિક તરણી હોય એવાં દેખાવા લાગ્યાં.

ને પળવાર પછી સંધ્યાની નીરવતાને ચીરતા નગારાં ને દુંદુભિના નાદ વાસ્કો-ડા-ગામાના જહાજમાંથી ઝણઝણી ઊઠ્યા.

સૂર્ય ત્યારે સમુદ્રપાર અસ્ત પામી બીજા કોઈ નૂતન ગગનમાં ડોકિયાં કરી રહ્યો હતો.

(શ્રી શરદિન્દુ બંદ્યોપાધ્યાયના બંગાળી વાર્તાસંગ્રહ 'ચુઆ-ચંદન'માંથી)

# મધુકરી



(જો ધણી મોજ)

લગામ-બાંધ્યું મન તો છૂટી જતું;
એને લગામો ક્યમ, ભાઈ, જેને
છે માતરિશ્વા સમ ખેલવું બધે
સ્વતંત્ર, તોફાન કરી અનેક?
ચહે છ થાકે મન તો અવશ્ય:
કે પ્રેમની ભવ્ય મનોહરી બીન,
તેની પરે અંતર દેહ ને મન
ત્રણેયના તાલ મિલાવવા અને
અનોખું અદ્ભુત અને કલામય
વહાવતું જીવન કેરું ગીત.

— ભગીરથ મહેતા

## અર્વાચીન ઋષિ બાબુ ભગવાનદાસ

ભારતની પ્રાચીન સંસ્કૃતિ પ્રત્યે જ્ઞાનમાર્ગી શ્રદ્ધા ધરાવનાર બાબુ ભગવાનદાસે પોતાના જીવનનાં ૯૫ વર્ષ પૂરાં કરીને ગઈ માઘ વદ અમાવાસ્યા (મૌની અમાવાસ્યા)એ ૯૬મા વર્ષમાં પ્રવેશ કર્યો, એ પ્રસંગે એ 'અર્વાચીન મુનિ'નો પરિચય પ્રસંગોચિત બની રહેશે.

'જ્ઞાનીઓ જગતના શાસક બને તો જગત સ્વર્ગ બની જાય' એ ઉક્તિ બાબુ ભગવાનદાસની બાબતમાં તો કદાચ સાચી જ નીવડે. કારણ એમના વ્યક્તિત્વમાં મગજ અને હૃદય બંનેનો સપ્રમાણ વિકાસ થયેલો છે. પૂર્વ અને પશ્ચિમ, પ્રાચીન અને નવીન, જ્ઞાન અને કર્મ તેમજ સિદ્ધાંત અને વ્યવહારનો ઉચિત સમન્વય એમનામાં થવા પામ્યો છે. એમને માટે સહેજે એમ કહી શકાય કે એમના યુવક શરીર પર વૃદ્ધ મસ્તિષ્ક છે અને વૃદ્ધ શરીરમાં જુવાન હૃદય છે.

સંવત ૧૯૨૫ના માઘ વદ અમાવાસ્યાને રોજ કાશીના બાબુ માધોદાસને ત્યાં વૈભવપૂર્ણ સાંસ્કૃતિક વાતાવરણમાં બાબુ ભગવાનદાસનો જન્મ થયેલો. તેમના ગુરુ હરિહરજીની એમના પર ખૂબ પ્રીતિ હતી અને એમનો પ્રભાવ પણ બાબુ ભગવાનદાસ પર પુષ્કળ રહ્યો છે. આજે આટલી વયે પણ એમના પડછંદ અને રુઆબદાર શરીરના દેહનું કારણ નાનપણથી જ એમને લાગેલા વ્યાયામપ્રેમમાં છે. એમ. એ. ની પરીક્ષા આપતી વખતે પણ તે નિયમિત વ્યાયામ ન ચૂકતા અને એટલા દંડ પીલતા કે શરીર પરસેવાથી લથબથ થઈ જતું. માત્ર ૧૯ જ વર્ષની વયે ઈ. ૧૮૮૮માં કાશીની ક્વીન્સ કૉલેજમાંથી દર્શનશાસ્ત્રમાં એમણે એમ. એ. ની પરીક્ષા પાસ કરી.

૧૯ વર્ષની વયે જ એમના વિવાહ થઈ ગયેલા; એટલે વિદ્યાર્થી-જીવનની સમાપ્તિ થતાં ને સરકારી નોકરીમાં જોડાઈ ગયા. ૬ વર્ષ પર્યંત તે ડેપ્યુટી કલેક્ટર રહ્યા. ઈ. ૧૮૯૪ માં કુંભમેળા સમયે એ જ્યારે અલ્લાહાબાદ મુકામે હતા ત્યારે થીઓસૉફિકલ સોસાયટીના સંસ્થાપક કર્નલ આલ્કોટ સાથે શ્રીમતી ઍની બેસંટ ત્યાં આવેલાં. બાબુ ભગવાનદાસ એ સોસાયટીના સભ્ય તો એ પહેલાં જ થઈ ચૂકેલા, પણ આ વિશેષ સંપર્કે એમના જીવનમાં નવો જ પ્રકાશપાત કર્યો. ઍની બેસંટ સાથેની એમની મુલાકાત આપણા રાષ્ટ્ર માટે એક કલ્યાણકારી ઘટના હતી, કારણ કે બાબુ ભગવાનદાસ જેવા સહયોગીઓના બળ પર જ ઍની બેસંટે બનારસની વિખ્યાત 'સેન્ટ્રલ હિન્દુ કૉલેજ'ની સ્થાપનાનો નિર્ણય કર્યો હતો.

ઈ. ૧૮૯૮માં પોતાની સરકારી નોકરીનો ત્યાગ કરીને 'હિન્દુ કૉલેજ'ની સેવા અર્થે બાબુ ભગવાનદાસ કાશી ચાલ્યા આવ્યા અને ત્યારથી સતત ૧૫ વર્ષ સુધી કૉલેજનું અનોખું વાતાવરણ, પરં-



બાબુ ભગવાનદાસ

શરૂઆતથી જ 'પત્રિકા'નું ધ્યેય 'હિંદીઓને માટે જ હિંદ' એ હતું અને જોતજોતાંમાં તેણે એ કાળનાં અગ્રણી પત્રો 'ઇંગ્લિશમૅન', 'હિંદુ પેટ્રિયટ', 'ઈન્ડિયન મિરર' અને 'સોમ-પ્રકાશની' હરોળમાં પોતાનું સ્થાન કરી લીધું. બે વરસમાં તો એની કીર્તિ હિંદુસ્તાનના કિનારાની પાર પહોંચી ગઈ, ને ૧૮૭૦ માં ગાર્સિન દ તાસી નામના વિખ્યાત ફ્રેન્ચ વિદ્વાને પણ પોતાના 'હિસ્ટરી દ લા લિટરાચ્યુર હિન્દુઈ એન હિન્દુસ્તાની' નામના પુસ્તકમાં અગ્રણી હિંદી પત્રોમાં 'અમૃતબજાર પત્રિકા' ના નામનો ઉલ્લેખ કર્યો. મદ્રાસનું આજનું જાણીતું અંગ્રેજી પત્ર 'મદ્રાસ મેઈલ' પણ 'પત્રિકા'ની માફક ૧૮૬૮ માં જ જન્મ્યું હતું.

પોતાના ૧૦મા જ અંકમાં પત્રિકાએ, એક ગોરા ડેપ્યુટી મૅજિસ્ટ્રેટે એક હિંદી અબળા પર કરેલા અત્યાચારની હકીકત (તેનું નામ દીધા વિના) છાપવાની હિંમત કરી, અને તેની પછીના અંકમાં એ આખા બનાવની ઝીણામાં ઝીણી વિગતો છપાઈ. એ હકીકત એ પ્રાંતના જૉઇન્ટ મૅજિસ્ટ્રેટની કોર્ટના હેડ કલાર્ક શ્રી રાજકૃષ્ણ મિત્રે લખી મોકલેલી હતી. 'પત્રિકા' સરકારની આંખમાં ખૂંચતી તો હતી જ, એટલે અમલદારવર્ગે તેના પર કામ ચલાવવાની આ તક ઝડપી લીધી. શિશિરકુમાર તેના તંત્રી હતા એ પુરવાર કરવાને સરકારે ઘણાયે ધમપછાડા કર્યા પણ ફાવી નહિ. પણ રાજકૃષ્ણ મિત્ર પોતાની જીભ વશ ન રાખી શકવાથી ફસાઈ પડ્યા. ખટલો આઠ માસ સુધી ચાલ્યો અને અંતે મુદ્રકને ૬ માસ અને લેખક (રાજકૃષ્ણ મિત્ર) ને એક વરસની સજા થઇ. શિશિરકુમાર નિર્દોષ ઠર્યા, પણ તેમને આર્થિક ફટકો બહુ ભારે પડ્યો.

છતાં પત્રિકા તો એ ગામડામાંથી નીકળતી ચાલુ જ રહી, તે છેક ૧૮૭૧ સુધી. એ વર્ષમાં એ ગામડા પર મૅલેરિયાનો એવો તો કારમો પ્રકોપ ઊતર્યો કે છાપું ત્યાંથી કાઢવું અશક્યવત્ થઈ પડ્યું. અને શિશિરકુમાર ત્યાંથી બધા લબાચા ફેરવી કાયમને માટે કલકત્તે આવ્યા ને બાહુબજારમાં, નં. ૫૨, હીદારામ બૅનરજી લેઈનમાં ધામા નાખ્યા. સંજોગ એવો બન્યો કે આ વખતે પણ એમની પાસે આ બધી જવાબદારી અને બહોળા કુટુંબના ભોજનને પહોંચી વળવા માત્ર ૩૦૦ જ રૂપિયા હતા!

એવામાં એક મોટી રકમની લોનની દલાલી કરવાના બદલામાં શિશિરકુમાર ૮૦૦ રૂપિયા કમાયા. તેમાંથી એમણે ૬૦૦ રૂપિયાનું નવું મુદ્રાયંત્ર લીધું, અને ૧૮૭૧ના ઑક્ટોબરથી બંધ પડેલી પત્રિકા ૧૮૭૨ ના ફેબ્રુઆરીથી ફરી કલકત્તેથી પ્રકટ થવા માંડી. હવે તે અઠવાડિયામાં બે વાર નીકળતી અને તેમાં કેટલાક સમાચાર તથા નોંધ અંગ્રેજીમાં પણ આવતાં. પત્રિકાનું કાર્યાલય ફેરવીને બાગબજારમાં નં. ૨ આનંદ ચૅટરજી લેઈનમાં લઇ જવામાં આવ્યું, જ્યાં તે ૧૮૭૪ના એપ્રિલની બીજી તારીખથી આજ લગી ચાલુ છે. રવીન્દ્રનાથ ટાગોરનું નામ સાથેનું પહેલવહેલું કાવ્ય 'અમૃતબજાર પત્રિકા'માં જ છપાયું હતું,—૧૮૭૫ ના ફેબ્રુઆરીની ૨૫મી તારીખના અંકમાં. કવિની ઉંમર એ વખતે ૧૪ વરસની હતી!

આ પછી 'પત્રિકા'ના જીવનનો સૌથી અગત્યનો તબક્કો તે તેનું અંગ્રેજી ભાષામાં રૂપાંતર. એ આખોયે બનાવ હિંદી પત્રકારત્વમાં અનન્ય અને રોમાંચક છે અને 'કુમાર'ના ૬૩મા અંકમાં શ્રી મોતીલાલ ઘોષ (પત્રિકાના તે પછીના તેજસ્વી તંત્રી)ના જીવનચરિત્રમાં વર્ણવવામાં આવ્યો છે. તે અત્રે ઉતારીને આ લેખ પૂરો કરીશું.

'સર ઍશ્લી ઈડન બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર નીમાયા. એમને કારભારમાં આડખીલી પસંદ ન હતી; ટીકા કરીને ત્રાસ આપનારાં વર્તમાનપત્રો એમને બહુ ખૂંચતાં. આવી કોટિમાં આવે એવાં બે વર્તમાનપત્રો એમની નજરે પડ્યાં. એક 'હિંદુ પેટ્રિયટ' અને બીજી 'પત્રિકા'. પ્રથમ 'હિંદુ પેટ્રિયટ'ના અધિપતિ ક્રિસ્ટોદાસને એ સાહેબે મનાવ્યા. પછી જે બનાવ બન્યો તે મોતીબાબુએ પોતાની સુંદર શૈલીમાં વર્ણવ્યો છે. અલબત્ત, અહીં તો એની ઝાંખી જ કરાવી શકાશે.

સાહેબે શિશિરકુમારને પોતાને ત્યાં ખાસ આમંત્ર્યા. એમની મરજી આપખુદી સુલતાન તરીકે વર્તવાની હતી; પરંતુ અંગ્રેજનો, જરૂર પડે ત્યાં ખુશામદ કરવાનો સામાન્ય ગુણ પણ એમનામાં હતો.

શિશિરકુમાર આવ્યા. એમને ખાસ માનથી બેસાડ્યા અને ગંભીર વાતચીત શરૂ થઈ. 'જુઓ શિશિરબાબુ, ક્રિસ્ટોદાસે તો કબૂલ કર્યું છે. તમે પણ માનો તો આપણે ત્રણે જણ બંગાળનું રાજ્ય કરીએ. હું કોઇકોઇવાર તમારા પત્રમાં લેખ લખીશ. તમે સરકાર પર ટીકા લખો તે પહેલાં મને બતાવજો. હું તમારા પત્રની ઘણી નકલો સરકાર પાસે ખરીદાવીશ; અને આમ આપણે ત્રણે જણા એકમેકની સલાહથી બંગાળાનો કારભાર ચલાવીશું.'

જેમતેમ કરી રળતા એક પત્રકાર આગળ બંગાળાના 'નવાબ' તરફથી આવી લાલચ આવે, ત્યારે સાધારણરીતે પરિણામ એક જ આવે. પણ શિશિરકુમાર જુદા જ પ્રકારના માણસ હતા. તેમણે એ નામદારનો ઉપકાર માન્યો, પણ સાથેસાથે જણાવી દીધું કે 'નામદાર, આખા બંગાળામાં એક તો પ્રામાણિક પત્રકાર રહેવા દો!'

થયું. સાહેબે રાવણરૂપ ધર્યું. કોની જોડે વાત થાય છે તે શિશિરબાબુને સ્પષ્ટ સમજાવી દીધું. ગર્જના કરી કે ચાહે તો પોતે રાજદ્રોહના આરોપસર એમને ચગદી નાખે, પાછો જેસોર ધકેલી મૂકે, વગેરે.

પરિણામની બહુ રાહ ન જોવી પડી. થોડાજ વખતમાં ઈડન સાહેબે ધારાસભામાં 'વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ'નો ઠરાવ મૂક્યો અને બને તેટલી ઝડપે પસાર કરાવ્યો. વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ એટલે દેશી ભાષાઓમાં નીકળતાં છાપાંઓના દમનનો કાયદો.

ગુરુવારે 'પત્રિકા' બહાર પડવાની હતી. ઘોષ ભાઇઓ ચેત્યા કે પત્રિકાને રૂંધવાને શસ્ત્ર ઘડાયું. પત્રિકા અરધી અંગ્રેજી ને અરધી બંગાળીમાં નીકળતી, એટલે એ કાયદાની જાળમાં આવી શકે. પણ ઘોષ ભાઇઓ માથાના ફરેલા હતા. એક જ દિવસમાં ગમેતેમ કરીને મિત્રોને ત્યાંથી વધારાના અંગ્રેજી ટાઈપ મંગાવ્યા, છાપનારા આણ્યા, લેખો લખી નાખ્યા, અને ગુરુવારે નિયમસર પત્રિકા બહાર પડી! જગતે વિસ્મયથી જોયું કે બધો જ રંગ ફેરવાઈ ગયો હતો! આખું છાપું મથાળાથી અંત સુધી અંગ્રેજીમાં છપાયું હતું! આમ, આ કાયદામાંથી 'પત્રિકા' છટકી ગઈ. સર ઍશ્લીએ પોતાનો ખીજવાટ પોતાના કેટલાક બંગાળી મિત્રોને કહી સંભળાવ્યો હતો. જો એક જ અઠવાડિયું મોડું થયું હોત તો 'પત્રિકા' હતી ન હતી થઇ જાત!'

## હિંદી પોસ્ટ ઑફિસનો ઇતિહાસ

હિંદની ટપાલ પદ્ધતિનો ઇતિહાસ પ્રાચીન છે. ઘણા પ્રાચીન સમયમાં ખેપિયા રાજધાનીનાં શહેરોમાંથી શાહી સંદેશાની આપલે કરતા. પરદેશી મુસાફરોના વૃત્તાંતો પરથી જણાય છે કે પ્રાચીન હિંદુઓને તેમના સમકાલિન ઍસીરિયન લોકો, બૅબિલોનિયાના લોકો તથા ઈરાનના લોકો સાથે વ્યવહાર હતો. પાંડુ નામના એક રાજાને રોમન શહેનશાહ ઑગસ્ટસ સાથે અવારનવાર પત્રવ્યવહાર થવાનું કહેવામાં આવે છે. આ સમયે કાળા સમુદ્ર તથા કાસ્પિયન પ્રદેશોના લોકો સાથે હિંદુઓનો નિયમિત વ્યવહાર ચાલતો હતો. આફ્રિકા ખંડ સાથે પણ તેમનો વ્યવહાર હતો. ચંદ્રગુપ્તના સમયમાં વેપાર અને પત્રવ્યવહારની સરળતા સારૂ પટણાથી લાહોર થઇને

તક્ષશિલા સુધી લાંબો રાજમાર્ગ બાંધેલો હતો.

મોગલ સમયમાં વિવિધ પ્રાંતોની હકૂમત વધવાને લીધે રાજદ્વારી જરૂરિયાતોને અંગે વધારે વ્યવહારની જરૂર પડી. પરિણામે ટપાલની જૂની પ્રથામાં કેટલુંક સુધારો થયો. વિદ્વાન શહેનશાહ શેરશાહે ઘોડેસવાર ટપાલની યોજના દાખલ કરી. તેણે ઉત્તર હિંદનાં મેદાનોમાં છેક બંગાળાથી સિંધ સુધી ૨૦૦૦ માઇલનો ધોરી રસ્તો બાંધ્યો. તેમાં દર બે માઇલે ઘોડા તૈયાર રાખવામાં આવતા. શહેનશાહ અકબર આનાથી એક ડગલું આગળ વધ્યો. તેણે મુખ્ય ધોરી રસ્તા ઉપર દર દસ માઇલના ગાળા પર ટપાલનાં મકાનો જ બંધાવ્યાં, જ્યાં ઝડપી તુર્કી ઘોડા તૈયાર રહેતા. આ પદ્ધતિથી એક જ દિવસ–રાતમાં સો માઇલનું અંતર કપાતું. આગ્રાથી અમદાવાદ કાગળો પાંચ દિવસમાં મળી જતા. એ કાળમાં આ સિદ્ધિ જેવીતેવી ન ગણાય. પરંતુ મરાઠાઓ સાથેના વારંવારના ઝઘડાથી મોગલ સામ્રાજ્ય નબળું પડવા લાગ્યું તે ગાળામાં આ વ્યવસ્થા પડી ભાંગી. પછી તો આપણને છેક ક્લાઇવના સમયમાં દેશમાં વ્યવસ્થિત ટપાલપદ્ધતિ દાખલ થએલી જણાય છે. તેણે સરકારી ટપાલ લઈ જવા-લાવવા માટે ખેપિયા પૂરા પાડવાની જવાબદારી જુદાજુદા રસ્તા પર રહેતા જમીનદારો પર નાખી. તેના અનુગામી વૉરન હેસ્ટિંગ્સે ટપાલ ઑફિસને વધારે સારા પાયા પર મૂકી અને સરકારી ટપાલ દ્વારા ખાનગી પત્રવ્યવહાર પણ લઇ જવાની છૂટ આપી. હિંદમાં જાહેર જનતા માટેની ટપાલ વ્યવસ્થાના આ શ્રીગણેશ ગણાય.

ત્યાર પછીના પચાસ વર્ષોનો પોસ્ટ ઑફિસનો ઇતિહાસ અંધારામાં છે. ઈ. ૧૮૩૭ પહેલાં દેશમાં વ્યવસ્થિત ટપાલની પ્રથા નહોતી. કલેક્ટરો કે ડિસ્ટ્રિક્ટ ઑફિસરો પોતપોતાની સત્તાવાળા પ્રદેશોની મેઈલ લાઇનો માટે જોખમદાર હતા. ટપાલની પદ્ધતિને એક સૂત્રમાં [illegible]બી આજની પેઠે તેનું એકસરખું કામ કરતી મધ્યસ્થ સત્તા કોઇ નહોતી. જોકે પ્રજાની અંદરઅંદરની છૂટક વ્યવસ્થાઓ ઘણી હતી. ટપાલની ટિકિટો પણ નહોતી. ટિકિટોને બદલે રોકડા પૈસા આપવા પડતા.

ઈ. સ. ૧૮૩૭ માં એક ખાસ કાયદાથી જાહેર ટપાલની પહેલવહેલી સ્થાપના થઇ અને તે કાયદાને અંગે કાગળો લઇ જવાનો કુલ હક્ક સરકારે હાથમાં લીધો. આમ સરકારી ઇજારાની સ્થાપના થઇ, અને સરકારની પરવાનગી વિના ખાનગી રીતે પૈસા લઇને ટપાલ લઈ જનાર વ્યક્તિઓને મનાઈ કરવામાં આવી તથા તે હુકમના ભંગ માટે સખત શિક્ષાની જાહેરાત કરવામાં આવી. ૦ા તોલા વજનના કાગળો માટે અર્ધા આનાનો એકસરખો દર જાહેર કરવામાં આવ્યો. તે પછીના દર ૦ા તોલાએ અર્ધો આનો વધતો હતો. ટપાલનો ઓછામાં ઓછો દર દર સો માઇલે બે આનાનો નક્કી કરવામાં આવ્યો હતો. જાહેરની સગવડ માટે ટપાલખાતાના વપરાશ સારૂ ખાસ તાંબાના ટોકન (સિક્કા) પાડવામાં આવ્યા હતા.

ત્યાર પછી હિંદની પોસ્ટ ઑફિસના ઇતિહાસમાં સીમાચિહ્ન સમું ૧૮૫૪નું વર્ષ આવ્યું. તે વર્ષમાં ટિકિટો દાખલ કરવામાં આવી. આખા ખાતાને એક ડીરેક્ટર જનરલની નીચે મૂકવામાં આવ્યું. અને પત્ર ગમે તેટલે દૂર મોકલવાનો હોય છતાં દર બધે એકસરખો લાગુ કરવામાં આવ્યો. ત્યાર પછીનો તબક્કો મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાથી શરૂ થયો. આ ઢંઢેરાએ દેશની વ્યવસ્થામાં જે મહત્વનો ફેરફાર કર્યો તેમાં ટપાલની પ્રથામાં પણ ખૂબ વિકાસ થયો અને વસ્તુતઃ ત્યાર પછીના દરેક દાયકામાં જ ટપાલવ્યવસ્થામાં નવીનવી યોજનાઓ વધારવામાં આવી.

પહેલી મોટી યોજના મનીઑર્ડરની થઇ. ઈ. ૧૮૮૦ પહેલાં સરકારી તીજોરી મારફત જ પૈસા મોકલી શકાતા. પરંતુ એ પ્રથા બહુ જ કંટાળાભરેલી હતી. ઈ. ૧૮૮૦માં આ કાર્ય પોસ્ટ ઑફિસે શરૂ કર્યું અને તે પ્રથા એટલી તો લોકપ્રિય થઇ કે થોડા જ મહિનાઓમાં મનીઑર્ડરથી મોકલાતી રકમ બમણી અને ચારગણી થઈ. એ કાર્યનો વિસ્તાર કેટલો વધ્યો છે તે આ પરથી જણાશે કે ઈ. ૧૮૮૦-૮૧માં મનીઑર્ડરથી મોકલાએલી રકમ સાડા ચાર કરોડ રૂપિયાની હતી તે ૧૯૩૯-૪૦માં વધીને ૭૫ કરોડ ૯૦ લાખની થઇ હતી.

તે પછીનો મહત્વનો ફેરફાર તે પોસ્ટલ સેવિંગ્સ બેંક. તેની શરૂઆત ૧૮૫૫માં થઈ.

હિંદમાં બંગી (પાર્સલ) મોકલવાની પ્રથા તો મૂળથી પ્રચલિત છે. એ પ્રથાનું મૂળ જૂની 'બંગી' પોસ્ટમાં હતું. આ નામ 'બંગી' એટલે વાંસડા પરથી પડ્યું છે. ખેપિયો વાંસડાના બંને છેડા પર પારસલોનાં વજન બાંધીને તે વાંસ ખભા પર રાખી સફર કરતો. તેના દર વજન અને અંતરના પ્રમાણમાં રહેતા. ધીમેધીમે આ પ્રથા બંધ કરીને રેલવે સાથે તેની ગોઠવણ કરવામાં આવી, અને ઈ. ૧૮૭૩ માં અંતર ન ગણતાં એકલા વજનના પ્રમાણમાં જ ક્રમિક દર દાખલ કરવામાં આવ્યા. ઈ. ૧૮૭૭માં વી.પી.પી. એટલે વૅલ્યુ પેએબલ પોસ્ટ (જેને પરદેશોમાં સી. ઓ. ડી.—'કૅશ ઑન ડિલીવરી' કહે છે તે)ની પ્રથા દાખલ કરવામાં આવી અને ત્યાર પછીના વર્ષમાં પોસ્ટ ઑફિસે કાગળો ને પાર્સલોનો વીમો ઉતારવાનું શરૂ કર્યું. દૂરદૂરનાં ગામડાંમાં પણ માણસ પોતાને જરૂરનો માલ ઘરઆંગણે પૈસા ભરીને લઈ શકે એ 'વી.પી.'ની પ્રથા જનતા માટે મનીઑર્ડર જેટલી જ સગવડ ભરી છે.

દરિયાપારની ટપાલનો વિકાસ કરવા માટે શરૂઆતથી જ અધિકારીઓએ પ્રયત્ન કર્યા હતા. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના સમયમાં હિંદ અને ઇંગ્લંડ વચ્ચેનો વ્યવહાર ભૂમધ્ય તથા રાતા સમુદ્ર વાટે ઝડપી સ્ટીમરો દ્વારા સાધવામાં આવ્યો હતો. ૧૮૩૦માં 'હ્યૂ લિન્ડસે'એ મુંબાઈથી સુએઝની પહેલી મુસાફરી કરી. ૧૮૪૦માં પેનિન્સ્યુલર ઍન્ડ ઓરીએન્ટલ (પી. ઍન્ડ ઓ.) સ્ટીમર કંપનીને લંડન તથા સુએઝ વચ્ચે ટપાલ લઈ જવાનો ઇજારો મળ્યો. ત્યાંથી પછી સુએઝ અને મુંબાઈ વચ્ચે ઈસ્ટ ઇન્ડિયા કંપનીનાં વહાણો ટપાલ લઇ જતાં. સમય જતાં, હિંદ અને જગતનાં અગત્યનાં બંદરો વચ્ચે સીધો વ્યવહાર ચાલુ કરવામાં આવ્યો, અને આજ તો હવાઈ વિમાનો દ્વારા એ વ્યવહારે અત્યંત ઝડપ સાધી છે. પરદેશના પત્રો જલદી મોકલવા માટે છેલ્લામાં છેલ્લી યોજના 'એરગ્રાફ'ની છે.

આ ઉપરાંત 'એક્સપ્રેસ ડિલીવરી' એટલે કાગળ ટ્રેનમાંથી આવે કે તાબડતોબ લેનાર આસામીને ખાસ માણસ મોકલીને પહોંચાડવાની વ્યવસ્થા), ઇન્ડિયન પોસ્ટલ ઑર્ડર (ટપાલી હૂંડી), કૅશ સર્ટિફિકેટ, ઓળખાણનાં કાર્ડ વગેરે આધુનિક પદ્ધતિઓ પણ ધીમેધીમે દાખલ થઇ ગઈ. આજે તો હિંદમાં ઠેરઠેર પોસ્ટ ઑફિસો પથરાઈ ગઈ છે. છેલ્લા રીપોર્ટ મુજબ, હિંદુસ્તાનમાં પચીસહજાર ટપાલ ઑફિસો અને પચાસ હજાર ટપાલપેટીઓ છે

આ ખાતાની સેવાની વિવિધતા અને તેના કાર્યની વિશાળતાનો ખ્યાલ તો આપણે રાષ્ટ્રીય કરકસરની દૃષ્ટિએ કરીએ ત્યારે જ આવી શકે. હિંદ જગતનો આઠમો ઔદ્યોગિક દેશ છે. જોકે તેની વસતિનો ૯૦ ટકા ભાગ હજુ ગામડાંમાં જ રહે છે. તેમાંના ઘણાંખરા ખેતી પર આધાર રાખે છે તથા અભણ છે. લોકોના આ વિશાળ સમુદાયને શરાફીની સગવડ સહેલાઈથી મળી શકે તેમ નથી. બ્રિટન અને અમેરિકા જેવા ઔદ્યોગિક દેશોમાં રાષ્ટ્રીય બૅંકોની ઠેરઠેર સ્થપાએલી શાખાઓથી જે સગવડો પૂરી પાડવામાં આવે છે તેની ગરજ આજે

હિંદમાં માત્ર પોસ્ટ ઑફિસ જ ગામડાંના લોકોને આપે છે. એટલે હિંદનાં ગામડાંના વેપાર તથા સંસ્કૃતિના વિકાસમાં ટપાલની પ્રથા જ અગત્યનો ભાગ આજે ભજવી રહી છે.

પણ એ ખાતામાં કોઈ જો સૌથી અગત્યની અંજલિને પાત્ર હોય તો તે ટપાલી કે હલકારો. આખા ખાતામાં તે છેક છેલ્લી કોટિનો નોકર ગણાય છે, છતાં તે જ સૌથી મહત્ત્વનું અંગ છે. તેઓ નિયમિતતા અને ચોકસાઈના પ્રતીક રૂપ છે. તેમના પ્રામાણિકપણા તથા કર્તવ્યભાન ઉપર જ એ આખા ખાતાની સફળતા નિર્ભર છે. દેશની વીસ જુદીજુદી ભાષાઓમાં અને અનેક લિપિઓમાં લખાએલા કેવા ચિત્રવિચિત્ર પત્રોની તેમને વહેંચણી કરવાની હોય છે તે વાતનો વિચાર કરીએ ત્યારે જ તે કાર્ય કેટલું દુષ્કર છે તે સમજાય. કાગળ પર ઘણી વખત સરનામાં અધૂરાં તથા ન ઉકેલી શકાય તેવાં હોય છે. કવર ઉપર પણ ઘણી વાર લેનાર વ્યક્તિ તરફ આદરભાવ દર્શાવનારાં અને દીર્ઘાયુષ્ય ઇચ્છનારાં લાંબાલાંબા લખાણો લખવામાં આવે છે. તેમાંનો એક રમૂજી દાખલો જોઈએ:

'મારા હૃદયમાં સદા માટે વસેલા ભાગ્યવંતા બાબુ શિવનાથ ઘોષ. બન્નેનાં હૃદય એક છે. હસનાબાદ પોસ્ટ ઑફિસથી રામપુરની પોસ્ટ ઑફિસે, ભાગ્યવંત બાબુ શિવનાથ ઘોષના ઘેર પહોંચે. ચોવીસ પરગણા. ટપાલવાળા ભાઈ, આ કાગળ બાબુસાહેબને હાથોહાથ પહોંચાડજો. બીજા કોઈને આપતા નહિ. આ મારી તમને વિનંતિ છે.'

કેટલીક વખત તો માનપાનના શબ્દોનાં મોટાંમોટાં વાક્યો લખાએલાં હોય છે, પણ કયા ગામનો કાગળ છે તેનું નામનિશાન પણ હોતું નથી. નીચેનો દાખલો જુઓ: 'નામદાર માનવંતાભાઈ, અમારા જેવા ગરીબના આધાર, મારા શુભેચ્છક, મુન્શી માણેકચંદ—તેની આબાદીમાં વધારો થાય!'

આવાં કેટલાં યે સરનામાંમાં તેને કોઈ સ્થાનિક માણસની મદદ લેવી પડે છે. તેનો પગાર સામાન્યતઃ ઓછો હોય છે, છતાં તેનું પ્રામાણિકપણું આશ્ચર્યકારક છે. તે હમેશાં સરેરાશ [illegible] વસ્તુઓની વહેંચણી કરે છે. આળસુ થવાનો તેને સમય જ મળતો નથી. ગમે તેવી ઋતુમાં, આખો દિવસ, ઘડિયાળની નિયમિતતાથી તે પોતાની નિયત કરેલી હદમાં છલંગો મારતો ચાલ્યો જતો હોય છે.

ટપાલની માફક ગામડાના હલકારાનું કાર્ય પણ ઓછું મહેનતવાળું નથી. કોઈ વાર કેટલાંક સ્થળો તો ખૂબ જોખમભરેલાં પણ હોય છે. સરહદ પ્રાંતમાં ટપાલી કે હલકારાને ત્યાંની લૂંટારુ જાતિનો ભય હમેશા ઝઝૂમતો હોય છે; મધ્ય હિંદનાં જંગલોમાં મનુષ્યભક્ષી વાઘ-દીપડા અને પૂર્વ બંગાળના નદીઓના પ્રદેશોમાં મગરો દ્વારા ગામેગામ ફરતાં રસ્તામાં નદીમાં વાવાઝોડાનાં તોફાન પણ ટપાલીને નસીબે લખાએલાં હોય છે. ટૂંકા પગારમાં, નમૂનેદાર પ્રામાણિકપણું, ચોકસાઈ અને કર્તવ્યભાન સાથે નોકરી બજાવતો નીચામાં નીચા દરજ્જાનો ટપાલી એ આ ખાતાના સ્તંભ રૂપ છે.

(અંગ્રેજીના આધારે) —છોટાલાલ માનસંગ કામદાર

## ટપાલની શરૂઆત-યુરોપમાં

રોમનોએ બ્રિટનનો કબજો મેળવ્યો અને ઠેરઠેર રાજમાર્ગો બનાવ્યા ત્યારથી ઇંગ્લંડમાં ટપાલની પ્રથાની શરૂઆત થઈ લેખાય. ઈ. સ. ૪૩થી ઇ. સ. ૪૧૦ સુધી રોમનોએ એ પ્રથા ચાલુ રાખેલી.

સીઝર ઑગસ્ટસના સમયમાં બનાવવામાં આવેલા રાજમાર્ગોમાંનો એક માર્ગ દક્ષિણ તરફ હિંદ સુધી પહોંચતો હતો અને ઉપલી તરફ આલ્પ્સ પર થઈને ર્હાઈન અને ત્યાંથી બ્રિટાનિયા સુધી પહોંચતો હતો. એ માર્ગો પર ઠેકઠેકાણે 'પોસ્ટ-સ્ટેશન્સ' ઊભાં કરવામાં આવેલાં. દસ દસ માઈલને અંતરે આવેલાં સ્ટેશનો પર ઘોડા અને ખેપિયા હાજર રહેતા અને સ્ટેશન ઉપરનો ઇન્સ્પેક્ટર ખેપિયા સવારોને ટપાલ વહેંચી આપતો.

એ વખતે રસ્તાઓની લંબાઈ પગલાં પર મપાતી. દર ૧૦૦૦ પગલે સંજ્ઞાસૂચક પથ્થરો મૂકવામાં આવતા. રાત પડે ત્યાં ખેપિયાઓને વિરામ માટે આલિશાન 'પોસ્ટ ઑફિસો' ઊભી કરવામાં આવેલી. ઘોડાઓ માટેની ચંદી તથા મુસાફરી માટેનો આવશ્યક સામાન એ પોસ્ટ ઑફિસોમાં રહેતો અને નિષ્ણાત ગુલામો તેના વ્યવસ્થાપકો રહેતા. ઝડપ એ ત્યારે પણ ટપાલનું એક અગત્યનું અંગ ગણાતું. એ માટે દરેક સ્થાને તાજા ઘોડાઓની વ્યવસ્થા રહેતી. આ રીતે અન્ટીઓકથી કોન્સ્ટાન્ટીનોપલ સુધીનું ૭૪૧ રોમન માઈલનું અંતર છ જ દિવસમાં પૂરું કરી શકાતું.

પહેલાં તો આ ટપાલનું ખર્ચ દરેક પ્રાંતના સ્થાનિક તંત્ર એટલે કે સ્થાનિક વસતિ તરફથી ઉપાડી લેવામાં આવતું, પરંતુ રોમન સામ્રાજ્યના પતનનો પ્રારંભ થતાં પ્રજાનિષ્ઠા પોતાની પ્રત્યે ટકાવી રાખવા માટે શહેનશાહે પોતાની તીજોરીમાંથી તેનો ખર્ચ આપવા માંડેલો. —'પ્રકર્ષ'

## લાખ

લાખ આપણા દેશનો એકહથ્થુ ઉદ્યોગ છે. સમસ્ત જગતના લાખના ઉત્પન્નના ૮૮ ટકા જેટલું ઉત્પન્ન આપણા દેશનું જ છે. હિન્દ સિવાયના દેશોના ઉત્પન્નમાંથી ૮૦,૦૦૦ મણ જેટલું ઉત્પન્ન તો એકલા બ્રહ્મદેશનું જ છે. ૧૦,૦૦૦ મણ જેટલી લાખ હિંદી ચીન અને સીઆમમાં બને છે. આ લાખનો મોટો જથ્થો બૅંગકોક અને સીંગાપોર થઈને કલકત્તા વાટે હિંદમાં આવતો. પછી આપણા દેશમાં તેને શુદ્ધ કરી 'શૅલૅક' બનાવવામાં આવતી. આપણા દેશમાં છોટા નાગપુર, ઓરિસ્સાનાં દેશી રાજ્યો, મધ્ય પ્રાન્ત અને તેની સરહદ નજીક આવેલા સંયુક્ત પ્રાંત તથા બંગાળના પ્રદેશમાં ખૂબ લાખ ઉત્પન્ન કરવામાં આવે છે. આપણા દેશના ઉત્પન્નનો ૬૦ ટકા ભાગ તો છોટા નાગપુરમાં જ થાય છે. આસામ, પંજાબ, મદ્રાસ ને મુંબાઈ ઇલાકાના કેટલાક ભાગોમાં પણ લાખ ઉત્પન્ન થાય છે. પરંતુ તેમનો હિસ્સો હિંદના ઉત્પન્નના માત્ર ૮ ટકા જેટલો છે છેલ્લાં દસ વર્ષની સરેરાશ લેતાં આપણા દેશમાં દર સાલ ૧૧,૫૦,૦૦૦ મણ લાખ નીપજે છે.

લાખ એ એક પ્રકારના જંતુમાંથી નીકળતી ચીકણી રસી છે, અને તે એ જંતુનું રક્ષણ કરે છે. ઝાડની ડાળીઓ પર આ જંતુઓ રહે છે અને ત્યાં આ રસી જામે છે આ ડાળીઓને કાપી લેવામાં આવે છે અને તેમના પરથી છરીવડે લાખ ઉખેડી લેવાય છે. આ ઉખેડેલી લાખને કારખાનાંમાં લઈ જવામાં આવે છે. જ્યાં ત્યાં એને કચરી નાખી, સીમેન્ટની બનાવેલી મોટી કુંડીઓમાં નાખીને ધોવામાં આવે છે. આ પ્રમાણે કચરો જુદો પાડી સાફ કરીને સૂકવેલી લાખને 'સીડ લૅક' કહેવામાં આવે છે આ 'સીડ લૅક' મોટા પ્રમાણમાં અમેરિકા ચડાવવામાં આવે છે, જ્યાં રસાયણો વડે તેને વધુ સાફ બનાવીને તેમાંથી ઉત્તમ પ્રકારના 'વાર્નિશ' ને 'લૅકર્સ' (લાખરંગો) બનાવવામાં આવે છે.

'શૅલૅક' એ તેની છેવટની બનાવટ છે. 'સીડ લૅક'ને ઉકાળીને એનો રસ કપડામાંથી દબાવી દબાવીને કાઢવામાં આવે છે. પારદર્શક બનેલા એ રસને પછી ઠારી દઈને તેમાંથી નાનીનાની લાકડીઓ કે પતરીઓ બનાવવામાં આવે છે, જે 'શૅલૅક' કહેવાય છે.

આ 'શૅલૅક' અનેક ઉદ્યોગોમાં ઉપયોગમાં લેવાય છે, પણ તેનો સૌથી વધારે—તેની આખી ઉત્પત્તિનો લગભગ ૪૦ ટકા જેટલો ભાગ—ગ્રામોફોનની રેકોર્ડ બનાવવામાં થાય છે. ઉપરાંત, વીજળીનાં સાધનો

# આ માસ ઈતિહાસમાં

## ફેબ્રુઆરી

**તા. ૧** આખરી જઈફીમાં પણ માતૃભૂમિની સ્વાતંત્ર્યસાધનામાં મરણપર્યંત ફાળો પૂરનાર અબ્બાસ તૈયબજીનો જન્મ, ૧૮૫૪.

**તા. ૫** શુદ્ધ વીરત્વ દર્શાવનારને અર્પણ થતા 'વિક્ટોરિયા ક્રૉસ'ની શરૂઆત બ્રિટિશ સરકારે કરી, ઈ. ૧૮૫૬.

**તા. ૧૧** વિજ્ઞાનના ક્ષેત્રમાં અભૂતપૂર્વ અને અગણિત શોધો કરી આ જગતની સકલ ફેરવી નાખનાર મહાન વૈજ્ઞાનિક પ્રતિભા ટૉમસ આલ્વા એડિસનનો જન્મ, ૧૮૪૭.

**તા. ૧૩** હિંદના ગવર્નર જનરલ તરીકે ગેરવર્તણૂક ચલાવવા માટે લંડનમાં વૉરન હેસ્ટિંગ્સની તપાસ શરૂ થઈ, ૧૭૮૮.

**તા. ૧૯** પ્રતિભાવાન ભારતસેવક ગોપાલ કૃષ્ણ ગોખલેનું અવસાન, ૧૯૧૫.

**તા. ૨૧** પંજાબમાં ગુજરાત ગામ પાસે શીખો ને અંગ્રેજો વચ્ચે થયેલી લડાઈમાં પ્રખ્યાત કોહીનૂર હીરો અંગ્રેજોને હાથ ગયો, ૧૮૪૯.

**તા. ૨૬** ફ્રાન્સના નામચીન નવલકથાકાર વિક્ટર હ્યૂગોનો જન્મ, ૧૮૦૨.

**તા. ૨૮** મિસર બ્રિટિશ રક્ષણ તળેથી નીકળી સ્વતંત્ર જાહેર થયું, ૧૯૨૨.

### આ માસનો પ્રસંગવિશેષ

સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેની શક્તિ અને વ્યક્તિત્વની જમાવટ કરી રહેલા બ્રહ્મદેશ સામે અંગ્રેજોએ પહેલું મંડાણ કર્યું. તાલાઈંગ રાજકર્તાઓને હાંકી કાઢી બ્રહ્મદેશનું રાષ્ટ્રીય એકમ ઘડનાર મહાન રાજા આલોમ્પ્રોના વંશજોએ આરાકાન, આસામ અને મણિપુર જીતી લીધાં અને મહાન બ્રહ્મી સેનાપતિ મહાબંદુલાએ છેક ચિતાગોંગ પણ કબજે કર્યું. એટલે હિંદના ગવર્નર જનરલ લૉર્ડ આમ્હર્સ્ટે ઈ. ૧૮૨૪ના ફેબ્રુઆરીની ૨૪મી તારીખે બ્રહ્મદેશ વિરુદ્ધ લડાઈ જાહેર કરી.

## માર્ચ

**તા. ૨** ૧૯૩૦ની રાષ્ટ્રીય લડતનું મંડાણ કરવાનું આખરીનામું ગાંધીજીએ વાઇસરૉય અર્વિનને મોકલ્યું; અને એક વરસ પછી–

**તા. ૪**ના રોજ ગાંધીજી તથા લૉર્ડ અર્વિન વચ્ચે લડત મોકૂફીની સંધિ થઈ, ૧૯૩૧.

**તા. ૮** મરાઠી સાહિત્યના નવલકથાસમ્રાટ શ્રી હરિનારાયણ આપટેનો જન્મ, ૧૮૬૪.

**તા. ૧૫** હિંદની દૃશ્ય પરતંત્રતા રૂપ હથિયારબંધી તથા દેશી ભાષાઓ સંબંધીના કાયદા શરૂ થયા, ૧૮૭૮.

**તા. ૧૯** આફ્રિકા ખંડના મહાન શોધસફરી ડેવીડ લિવિંગ્સ્ટનનો જન્મ, ૧૮૧૩.

**તા. ૨૪** લાહોર કાવતરા કેસને અંગે ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવની ત્રિપુટીને ફાંસી દેવાઈ, ૧૯૩૧

**તા. ૨૫** કાનપુરના ભયંકર કોમી રમખાણમાં પંડિત ગણેશશંકર વિદ્યાર્થીની શહીદી, ૧૯૩૧.

**તા. ૨૮** પેશ્વાઈના સ્તંભ સમા નાના ફડનવીસનું અવસાન ૧૮૦૦.

**તા. ૩૦** ક્રીમિયાની લડાઈને અંતે રશિયા, તુર્કી, ઇંગ્લંડ, ફ્રાન્સ અને સાર્ડિનિયા વચ્ચે પારીસની નામચીન સંધિ થઈ, ૧૮૫૬.

### આ માસનો પ્રસંગવિશેષ

હિંદુસ્તાનભરમાં અંગ્રેજોની અસરથી અર્ધસ્વતંત્ર રહેલા એકમાત્ર પ્રદેશ નેપાળને જીતવાના અંગ્રેજ સત્તાના પ્રયત્નો બહુ સફળ ન થવાને પરિણામે ઈ. ૧૮૧૬ના માર્ચની ૩જી તારીખે નેપાળી જનરલ ચંદ્રશેખર ઉપાધ્યાય અને બ્રિટિશ જનરલ ઑક્ટરલોનીની વચ્ચે મૈત્રીની સંધિ થઈ, જેની રૂએ બ્રિટિશોને દાર્જિલિંગ અને સીમલા સહિતનો પ્રદેશ મળ્યો તથા ખટમાંડુમાં બ્રિટિશ રેસિડેન્ટ રાખવાની છૂટ મળી અને નેપાળીઓ પોતાના પ્રદેશમાં સ્વાયત્તશાસકો રહ્યા.



આ બંને માસની વ્યક્તિવિશેષ

### કવિ લૉંગફેલો

જન્મ: ૨૭મી ફેબ્રુઆરી ૧૮૦૭
અવસાન: ૨૪મી માર્ચ ૧૮૮૨

Lives of great men all remind us
We can make our lives sublime,
And departing leave behind us
Footprints on the sands of time.

આ જગજાણીતી લીટીઓ ધરાવતા 'સામ ઑવ લાઇફ' નામના પોતાના નાના સરળ કાવ્યથી અંગ્રેજી ભાષાભાષી સમસ્ત જગતમાં ખ્યાતનામ થયેલા આ અમેરિકન કવિ (હેન્રી વાડ્સવર્થ લૉંગફેલો)નો જન્મ અમેરિકાના ન્યૂ ઇંગ્લંડ પરગણાના પોર્ટલૅન્ડ ગામમાં થયો હતો. ધર્મનિષ્ઠ ને નીતિચુસ્ત એ પ્યુરિટન કવિનાં સાદાં, સદ્બોધક અને આછીમધુરી કાવ્યછટાવાળાં ચોટદાર કાવ્યોએ એને (આપણા દલપતરામ પેઠે) જનસામાન્યનો એટલો તો પ્રિય ને સંમાનીય કવિ બનાવ્યો કે એના જેટલી કીર્તિ એની અગાઉ કોઈ અમેરિકન કવિને કદી મળી ન હતી.

સ્વભાવે સરળ અને ઋજુ એ કવિનું જીવન કશી આકરી લીલીસૂકી વિનાનું શાન્ત અને એકધારું હતું. ૧૮૨૫માં પોર્ટલૅન્ડની બાઉડોઇન કૉલેજમાંથી ગ્રૅજ્યુએટ થઈ એ યુરોપ ગયો અને ત્યાં જર્મની, ફ્રાન્સ, સ્પેન તથા ઇટાલીમાં ત્રણ વરસ અભ્યાસમાં ગાળીને ૧૮૨૯માં પોતાના જ ગામની કૉલેજમાં ભાષાશાસ્ત્રનો અધ્યાપક નીમાયો. ત્યાં છ વરસ ગાળ્યા પછી અમેરિકાની નામચીન હાર્વર્ડ કૉલેજે ૧૮૩૫માં તેને બોલાવી લીધો, જ્યાં લાગટ ૧૮ વરસ સુધી તેણે ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન અને સ્પૅનિશ ભાષાઓના પ્રધ્યાપક તરીકે કામ કર્યું. એ દરમ્યાન તેણે સંખ્યાબંધ ટૂંકાં ને લાંબાં કાવ્યો, યુરોપયાત્રાનું પુસ્તક, નવલકથા ને ગદ્યલખાણો લખ્યાં.

પણ ૧૮૫૪માં તેને પોતાનું અધ્યાપનકાર્ય પણ બોજારૂપ લાગવા માંડ્યું, એટલે રાજીનામું આપીને લેખન પાછળ જ ધ્યાન આપવા માંડ્યું અને પછીનાં ૨૮ વર્ષ સાક્ષરજીવન જ માણ્યું. એ દરમ્યાન આઠ કાવ્યગ્રંથો ઉપરાંત સર્વક્ષેત્રસ્પર્શી બીજું થોકબંધ લેખનકાર્ય કર્યું, જેમાં આજન્મ શિક્ષકની ધગશથી લખેલાં પાઠ્યપુસ્તકોનો પણ સમાવેશ થાય છે. એની ખરી ખ્યાતિ ૧૮૪૭માં પ્રગટ થયેલું 'ઇવાન્જેલીન' કાવ્ય બન્યું. ઉપરાંત એક જર્મન કાવ્યના મંડાણ પર રચાયેલી 'ગોલ્ડન લીજન્ડ', અમેરિકન ઇન્ડિયનોની દંતકથાઓ પરથી લખાયેલું 'હીઆવાથા', 'ટેઇલ્સ ઑવ એ વેસાઇડ ઇન' અને 'ન્યૂ ઇંગ્લંડ ટ્રૅજેડીઝ' એની અગ્રણી કૃતિઓ ગણાય છે. જીવનનાં છેલ્લાં વર્ષોમાં દાન્તેની 'ડિવાઇન કૉમેડી'ના એણે કરેલા અનુવાદની ગણના શ્રેષ્ઠ અંગ્રેજી અનુવાદોમાં થાય છે. અમેરિકન સંસ્કૃતિનું તળપદું તત્ત્વ પોતાનાં કાવ્યોમાં ઉતારવાની તેની આકાંક્ષા ને આગ્રહ રહેતાં. ૧૮૬૮માં બીજી વાર તે યુરોપ ગયો ત્યારે ઠેરઠેરથી એના પર સંમાનની વૃષ્ટિ થઈ. ઑક્સફર્ડ અને કેમ્બ્રિજની યુનિવર્સિટીઓએ એને 'ડૉક્ટરેટ'ની પદવીથી નવાજ્યો ને એના અવસાન પછી ઇંગ્લંડે વેસ્ટમિનિસ્ટર ઍબેમાં એનું સ્મારક ઊભું કર્યું, જે માન મેળવનાર એ પ્રથમ અમેરિકન કવિ હતો.

> ચેહ ઠરે, દુખડાં ઠરે, ઠરી જાય અદરાગ,
> પણ ઈરખાની આગ ઠારે ત્યમ ભભૂકી બળે.
>
> — વેણીભાઈ પુરોહિત

સાનફ્રાન્સિસ્કોના એક મોટા ચોકમાં જાણીતી ગાયિકા લુઈસા ટેટ્રાઝિનીનું બાવલું છે. નીચે લખ્યું છે: 'ટેટ્રાઝિનીએ અહીં ગરીબ લોકો માટે ગાયું.' વાત એમ બની હતી કે એ મહાન ગાયિકા એ વેળા (૧૯૦૪માં) પોતાનાં ગાન સંભળાવતી સમસ્ત અમેરિકાનો પ્રવાસ કરતી હતી. પણ ગરીબો એ સાંભળવાના પૈસા ક્યાંથી લાવે? ટેટ્રાઝિનીને એ વાતની ખબર પડી ત્યારે એણે કહ્યું, 'હું એમને માટે રસ્તામાં મફત ગાઈશ.' કહેવાય છે કે અઢી લાખ માણસોએ એ જાહેર ગાન સાંભળેલું.

અનેકાર્થી શબ્દ: જામુસ=બીજ કે વસ્તુ; સિક્કો; માલ ભરવા કોથળો; ધતૂરો; ગળીઓ; નવની સંખ્યા (સંકેતની ભાષામાં).

કહેવતોના અર્થ: 'પહેલે દિવસ ઝબોળી, બીજે દિવસ ચોપડી, ત્રીજે દિવસ સગથળી.' મહેમાન વધારે દિવસ રહેવાથી અનાદર થાય છે તે દર્શાવવા વપરાતી આ કહેવત પાછળ અર્થ એ છે કે, આવેલા મહેમાનને પહેલે દિવસે રોટલી ઘીમાં ઝબોળીને આપવામાં આવે, બીજે દિવસે માત્ર ઘી ચોપડીને દેવાય, અને ત્રીજે દહાડે તો તેલડામાં તળિયું ખૂંચે નહિ તે માટે વપરાતી સગથળી (ચામડાના કટકા) જેવી કોરી ને કડક. એને મળતી બીજી કહેવતો: 'પહેલે દહાડે પરોણો, બીજે દહાડે પઈ, ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઈ;' 'આપ્યું માન ને ઉતર્યું માન.'

### ગણિતગમ્મત

દિવસના કલાક બાર છે. બાર કલાકના કુલ ટકોરાઓનો સરવાળો ૭૮ છે. (અર્ધા અર્ધા કલાકે પડતા ટકોરાઓ ગણત્રીમાં લેવાયા નથી). આ ૭૮ની સંખ્યામાં ગણિતની રસમય રમૂજ સમાએલી છે. જુઓ, ૭×૮=૫૬. પછી ૭૮ અને ૫૬ વચ્ચેનો તફાવત=૨૨. ૫૬−૨૨=૩૪, અને ૩×૪=૧૨. આમાં આપમેળે આવતી ૭૮, ૫૬, ૩૪ ને ૧૨ની સંખ્યાઓના અંકો પાસેપાસેના છે; અને વધુ ખૂબી તો એ છે કે અનુક્રમે એકબીજાથી ઉતરતા ક્રમમાં છે! વળી ૭૮ ટકોરામાં અર્ધા અર્ધા કલાકે પડતા એકથી બાર સુધીના કુલ ૧૨ ટકોરા ઉમેરીએ તો સરવાળો ૯૦ થાય છે, અને આમ કરતાં ૯ થી ૦ સુધીના બધા અંકો પણ આવી જાય છે.

કાન્તિલાલ મ. જોષી




### ૧૯૪૪નું કૅલેન્ડર ક્લૉક

આ ઘડિયાળ વડે કોઈ પણ તારીખ પરથી તેનો વાર શોધી શકાશે. જે માસની તારીખનો વાર શોધવો હોય તે માસના અંક આગળ રૂપલી ઘડિયાળમાં જેટલા સફેદ ટપકાં હોય તેટલી સંખ્યા, આપેલી તારીખમાં ઉમેરવા, અને જે સરવાળો આવે તેને ૭ વડે ભાગતાં જે શેષ વધે તેટલામો વાર તે તારીખે હશે. વારનો ક્રમ સોમવારને પહેલો લેખીને ગણવો. દાખલો. એપ્રિલની ૧૩મીએ કયો વાર હશે? એપ્રિલ ચોથો મહિનો છે. ઘડિયાળમાં ૪ના આંક આગળ જુઓ. ત્યાં પાંચ સફેદ ટપકાં છે. એ પાંચને ૧૩માં ઉમેરીને જે આવે તેને ૭ વડે ભાગો. (૧૩+૫=૧૮÷૭=૪ શેષ) એટલે શેષ ૪ આવી. સોમવારથી ગણતાં ચોથો વાર ગુરુવાર આવે છે, એટલે એપ્રિલની ૧૩મીએ ગુરુવાર હશે. એ જ રીતે દિવસ આપ્યો હોય તો ઉલટા ક્રમથી તારીખ શોધી શકાશે. જે વારની તારીખ શોધવી હોય તેનો સોમવારથી ગણતાં જે ક્રમ આવે તેમાંથી ઘડિયાળમાં બતાવેલા માસના ક્રમ આગળ જેટલાં ટપકાં હોય તે સંખ્યા બાદ કરવી (જો ટપકાંની સંખ્યા વારના ક્રમ કરતાં વધારે હોય તો વારના ક્રમમાં ૭ ઉમેરીને બાદબાકી કરવી), અને જે જવાબ આવે તે તારીખ. દાખલા તરીકે ઑક્ટોબર માસના ત્રીજા મંગળવારે કઈ તારીખ હશે? મંગળ=૨; ઑક્ટોબર ૧૦મો માસ; તેની આગળ ૬ ટપકાં છે. બેમાંથી ૬ બાદ નહિ થઈ શકે માટે ૨માં ૭ ઉમેરીને પછી ૬ બાદ કરવા. ૨+૭=૯−૬=૩ જવાબ. પણ એ તો પહેલા મંગળવારની તારીખ તેમાં ૧૪ ઉમેરવાથી ૧૭ આવે તે ત્રીજા મંગળવારની તારીખ. (શ્રી એમ. વી. કાનડે, ૪૭૩ હિંદી હાઉસ, રાઈટ ટાઉન, જબલપુર એ સરનામે ૦-૩-૦ની ટિકિટ બીડવાથી આ કૅલેન્ડર એક સરસ કાર્ડ પર છાપેલું મળી શકશે.)




**ખોટી વાત:** અમેરિકાના શોધક ક્રિસ્ટોફર કોલંબસનું પોતાનું નામ 'કોલંબસ' નહોતું એ ઐતિહાસિક હકીકત છે. તેના વખતના એક નામચીન ને સૌથી જોરાવર ચાંચિયા 'કોલંબો' સાથે તેના સાથીદારી હતી અને તેથી તેના વહાણમાં સફર કરવી સલામત હતી એની મુસાફરોને ખાતરી આપવા માટે જ પોતે 'કોલંબો' પરથી એ નામ ધારણ કરેલું. એ ચાંચિયાના ધ્વજ પર હોલાનું ચિહ્ન હતું, અને લૅટિન ભાષામાં હોલાને 'કોલંબા' કહે છે તે પરથી એ ચાંચિયાનું નામ પડેલું.



હાથી બનાવટની કરવતોને મથાળે આ ઉપરના ચિત્રમાં બતાવી છે તેવી એક ડેશી કાપેલી હોય છે; પણ ઘણાખરા તેનો ઉપયોગ જાણતા નથી હોતા. વહેરતી વખતે કાપમાં કાંકરી કે વહેર ભરાઈ જાય તો તે કાઢી નાખવા માટે તે રાખેલી હોય છે. કરવતને ઉલટાવી કાપમાં નાખીને ખેંચવાથી ડેશી કાપમાંના કચરાને બહાર કાઢી નાખે છે.

'મૅલેરિયા' શબ્દ ઈટાલિયન ભાષાના 'મૅલ-એરિયા'=ખરાબ હવા, શબ્દ પરથી બન્યો છે. એ રોગ ખરાબ હવાને લીધે જ પ્રસરે છે.

આખી દુનિયાના ૭૦ કરોડ ઢોરોમાંથી ૨૦ કરોડ ઢોર—એટલે લગભગ ૨૪ ટકા તો આપણા હિંદુસ્તાનમાં જ છે. અને છતાં હિંદ દૂધ-ઘીની બાબતમાં કંગાલ છે!

રૂપાનાં વાસણોને સારીપેઠે સાફ કરીને અંદર કપુરની નાની ગોટી મૂકીને સંઘરી રાખવાથી ઝાંખાં નહિ પડે.

૧૯૪૩ની રૅશન માટેની ગણત્રી પરથી જણાયું છે કે એ વરસમાં યુ. સ્ટે. અમેરિકાની વસતિ ૩ ટકા જેટલી વધી છે.



જીવન-ઘટ (મનીષી દે)

## પ્રવાસી કલાકાર
# મનીષી દે અને એમની કલા

(મનીષી દે) રાત્રીના યાત્રીઓ



પ્રવાસ કરનારા યુરોપિયન ચિત્રકારોએ પૃથ્વીના ચારે ખૂણાઓ ખૂંદી પોતાના દેશને અનેકવિધ જ્ઞાન, માહિતી ને સૌંદર્યદર્શન કરાવી સંસ્કૃતિને સમૃદ્ધ કરી છે. પરંતુ હિંદની આ યુગની મોટી કરુણ કથા એ છે કે તરુણની અભિલાષાઓને દારિદ્રય અને સંસારબંધનની સાંકળો જકડી બેઠી છે. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેક્ટરોને જ્યારે હિંદ રૂપી મિલ્કત કેવી છે તે જાણવા ઇચ્છા થઈ ત્યારે ડૅનિયલ બ્રધર્સ નામથી જાણીતા બે ચિત્રકાર બંધુઓને તેમણે વહાણમાં બેસાડી દીધા. એ કાળે ફોટોગ્રાફીના નામની યે કોઈને ખબર નહોતી. પ્રવાસની અનેક વિકટતાઓને કારણે હિંદ એક ભેદભરમનો મુલક બની રહ્યો હતો. તે વખતે એ બે ભાઈઓએ લગભગ ૧૮×૧૨ ઇંચના માપના બે મોટા ગ્રંથોમાં, હિંદના જુદાજુદા પ્રાંતોમાં ભમીને ત્યાંનાં વિવિધ પાત્રો, પરિધાન અને દૃશ્યોને પોતાની પીંછીની મદદથી અજબ રંગ અને આલેખન વડે પોતાના મહેરબાનો સમક્ષ હૂબહૂ ખડાં કરી હજી સુધી ને ગ્રંથો અજોડ રહ્યા છે અને આજે મોટી કિંમતે પણ અપ્રાપ્ય બન્યા છે. ત્યાર પછી તો ઘણા કલાકારો હિંદનું કલાત્મકસૌંદર્ય ચીતરવા સમય સમય પર આવી ગયા અને લખલૂટ રળી પણ ગયા.

હિંદુસ્તાનમાં, પર્યટન કરતા રહી ચિત્રકળાના નાદ ઉપર જ જીવન વહેતું મૂકનાર કલાકાર તરીકે આપણી પાસે કોઈ નામ જડે એવું હોય તો તે શ્રી મનીષી દેનું જ છે. તેમણે એકલાએ જ પીંછી અને રંગોની સાધનાના જોરે આખો હિંદુસ્તાન ખૂંદી નાખ્યો છે. ગયા જાન્યુઆરી માસની ૨૩મી તથા ૨૪મી તારીખોએ અમદાવાદમાં તેમનાં પચાસેક જેટલાં અવનવાં ચિત્રો રજૂ થયાં હતાં. એ તેમનું ૩૨મું વ્યક્તિનિર્મિત પ્રદર્શન (one-man show) હતું. ગુજરાત કલાસંઘ ચિત્રશાળાએ આ અતિથિ કલાકારનું પ્રદર્શન યોજી અમદાવાદની પ્રજાને આધુનિક ભારતના એક પ્રસિદ્ધ કલાકારનો પરિચય કરાવ્યો હતો.

૧૯૦૯માં એમણે જીવનયાત્રા આરંભી. એટલું તો ખરું કે એમને ગળથૂથીમાંથી જ કલાના સંસ્કાર મળ્યા હતા. એમના મોટા ભાઈ શ્રી મુકુલચંદ્ર દે શ્રી અવનીન્દ્રનાથના પ્રથમ શ્રેણીના શિષ્યો પૈકીના એક છે અને હાલ કલકત્તાની સરકારી કલાશાળાના પ્રિન્સિપાલ છે; તેમનાં બહેન રાણી ચંદા બંગાળનાં સુપ્રસિદ્ધ પ્રાસાદિક લેખિકા છે; અને શ્રી મનીષી દેનું બચપણ તો શાંતિનિકેતનના પૂર્ણ આશીર્વાદ પામ્યું છે. ગુરુદેવ કવિવર રવીન્દ્રનાથની કલાશાળાના આદિ વિદ્યાર્થીઓમાં તે હતા. ૧૯૨૦માં કલકત્તામાં ઓરીએન્ટલ આર્ટ સોસાએટી સ્થપાઈ ત્યારે તે કલકત્તા આવ્યા અને શ્રી અવનીન્દ્રનાથની સીધી કલાદીક્ષા પામ્યા. અવનીબાબુ એ સંસ્થામાંથી નિવૃત્ત થયા ત્યારે પણ તેમણે એકલા વિદ્યાર્થી તરીકે ઘર આગળ તેમની છાયામાં પોતાની ઉપાસના ચાલુ જ રાખી હતી. એ વખતે શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલી 'રૂપમ' ત્રૈમાસિક ચલાવતા, અને તેમણે ૧૯૧૯માં કેટલાક બંગાળી ચિત્રકારોનાં ચિત્રો અમેરિકા મોકલ્યાં હતાં તેમાં શ્રી મનીષી બાબુનું પણ એક ચિત્ર હતું. ૧૯૨૪માં તેમનું ચિત્ર મૉડર્ન રિવ્યૂમાં પ્રકટ થએલું.

૧૯૨૮માં ભાઈશ્રીને તુક્કો ઊઠ્યો કે ફક્કડ થઈને હિંદુસ્તાન આખું જોવું, જાણવું અને ચીતરવું. આ સંકલ્પ તેમણે તો ઘરથી છૂપો રાખ્યો, પણ ત્યાંનાં વર્તમાનપત્રોએ તે બાબતને બહુ મહત્ત્વ અને સૂચકતા આપ્યાં ત્યારે સૌને ખબર પડી ગઈ.

રીતસર ધંધો કરવા કરતાં રખડવાની જિંદગી તેમને વધુ પસંદ પડી ગઈ. મદ્રાસ ઇલાકો જોઈ નાખ્યો. અદ્યારમાં પ્રો. જેમ્સ કઝિન્સે તેમનું પ્રદર્શન ભરી ખૂબ પ્રસિદ્ધિ આપી. પ્રો. કઝિન્સના એક શિષ્ય શ્રી વ્યંકટઅચલમે તેમને સીલોનમાં ખેંચ્યા. ત્યાં તેમને તાતા કં.ના ડીરેક્ટર શ્રી જાલ નવરોજીનો પરિચય થયો અને તેની જોડે તે મુંબાઈ આવ્યા. થોડો વખત ટાઈમ્સ ઑવ ઇન્ડિયાના કલાકાર તરીકે અને



સંદેશો (મનીષી દે)

(મનીષી દે) ઉમર ખય્યામ



પછી તાતા પબ્લિસિટી માટે ઘણું કામ કર્યું. હમણાં આબુ માટે તથા કેટલાક વેપારી અને ઉદ્યોગપતિઓ માટે કૅલેન્ડરો વગેરેનું પણ મોટી પેઠે કામ તેમણે કર્યું. પણ તેમની પ્રીતિ તો પ્રવાસ અને કલાપૂર્ણ ચિત્રો પર જ હતી, એટલે વચ્ચેવચ્ચે કાશ્મીર, યુ. પી. (યુક્ત પ્રાંતો), રાજપુતાના, જયપુર, બીકાનેર, હૈદરાબાદ વગેરે સ્થળે મહિનાઓના પ્રવાસનિવાસના આંતરા પડતા.

મુંબાઈમાં તો તેમણે એટલા બધા સંબંધો અને પરિચયો કર્યા છે કે તે મુંબાઈના એક નગરજન જેવા બની ગયા છે. ટાઈમ્સ ઑફ ઇન્ડિયાવાળા મિ. કૅક મોરિસની મારફત તેમણે રેડિયો ઉપર એકબે વાર કલા પર વાર્તાલાપ પણ આપ્યા છે, અને એ જ વિદ્વાને પોતાના What to see in India નામના પુસ્તકમાં તેમને એક સુંદર હિંદી કલાકાર તરીકે ઓળખાવ્યા છે. મુંબાઈમાં તેમણે ઘણા ગૃહસ્થો માટે શોભનચિત્રો કર્યાં છે. વડોદરા, મ્હૈસુર, હૈદ્રાબાદ વગેરેનાં ચિત્રાલયોમાં પણ એમની કૃતિઓ છે.

એમનાં ચિત્રોમાં રંગવૈવિધ્ય અને રેખાની રમણીયતા પ્રધાનપણે બહાર આવે છે. વિવિધ પ્રકારનું નારીસૌંદર્ય અને પરિધાન, તેમજ અલંકારોની અવનવી ભાત તથા ઘાટ, સ્વચ્છ અને સ્પષ્ટપણે રજૂ કરવામાં તે એક્કા છે. ભાવોની સાદૃશતા પકડવામાં તેમની ખૂબી અનોખી જ છે. તેમનાં નાનાં ચિત્રોમાં રાજપૂત ચિત્રકળા જેવી રંગભરણી અને અજંતાના માધુર્યનું મિશ્રણ જણાશે. અલંકારોનું ચિત્રાંકન તો તે કુશળ ઘાટ ઘડનારાને પણ બોધરૂપ થઈ પડે એવું કરે છે. સેંકડો ચિત્રો કરી નાખવા છતાં નવીનતા શોધવાને તે હજી યે દેશપરદેશ ફરે છે અને કંઈ નવી કલ્પના સ્ફૂરે એટલે રાતોની રાત કામ ચાલુ રાખી બહુ જલદી ચિત્રમાળાઓ ખડી કરી દે છે. કાળા કે ઘનઘેરા રંગો પર સુવર્ણ કે રૌપ્ય રંગોની ચમક પૂરી તે ચિત્રમાં નવું કુતુહલ ઉપજાવી શકે છે. તેમની કલ્પનાઓ કાવ્યમય હોય છે અને ઘણી વાર તે પોતે જ પોતાના ચિત્રો ઉપર કાવ્યકડીઓ લટકાવી દે છે. એમાં પણ પોતાનો સ્વભાષાનો સુંદર અભ્યાસ અને કાબૂ તે બતાવી શકે છે. કવિવર ટાગોર અને કલાકાર અવનીબાબુની શિક્ષા અને છાયાનું એ ઐશ્વર્ય છે.

ર. મ. રા.

## પૂઠા ઉપરનું ચિત્ર

આ અંકના પૂઠા ઉપર આપેલા ચિત્ર ('ગોપિકાનો ઘડો')ને સમજાવતાં ચિત્રકારે પોતે તેના ઉપર બંગાળીમાં નીચેની કાવ્યપંક્તિઓ લખી હતી:

જલકે એસે ફેલો બેધે     કાંખેર કલશી,
મન બેંધે નય તાં'રી સાથે બંધુ ઉદાસી;
તુમિ જગાવ ચિત્તે આમાર કૃષ્ણપ્રેમેર ઢેઉ,
રૂપેર રાશી સર્વ નાશી,     ઓ, ગયલાની બઉ.

એ ચિત્ર ખરીદનાર શ્રી રાજેન્દ્ર શાહે ગુજરાતી કાવ્યમાં તેનો મુક્ત અનુવાદ કર્યો છે તે આ નીચે આપ્યો છે:

ભરી તારો વ્હાલો ઘટ જલમહીં ગોપરમણી !
ઉદાસી હૈયું યે સ્મૃતિ-મિલન-ઝંખે ત્યમ સહીં;
અહો મારે ચિત્તે નિખિલ રૂપશીને નિજમહીં
શમાવંતી તું શી ભરતી જગવે કૃષ્ણ-રતિની !



અમદાવાદ

૨૫

અઠવાડિયું



મુંબાઈ

૩૦

અઠવાડિયું

# સૂર્યદેવના સારથી અરુણ છે

પરંતુ પ્રકાશના આ  ચક્રવર્તી ચિત્રનું

## સારથીપદ

સ્વીકારીને પ્રજા હર્ષભેર એને આગળ ને આગળ લઈ જઈ રહી છે

દિગ્દર્શક
વિજય ભટ્ટ

# રામરાજ્ય

કળા
કનુ દેસાઈ

તમારે એ ફરી ફરીવાર અવશ્ય જોવું જ પડશે

એવરગ્રીન રીલીઝ

કુમારની જાહેર ખબરના
સોલ એજન્ટ
**સાયન્ટિફિક પબ્લીસીટી**
બ્યુરો
મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ
કોટ, મુંબાઈ-૧

•

**પુષ્પવદન ઠાકોર**
આનંદનગર, એલિસબ્રિજ
**અમદાવાદ**




## ગુજરાતનું પાટનગર
# અમદાવાદ

શિલ્પ અને સ્થાપત્યનાં કાવ્યો સમાં અમદાવાદનાં બાવન મશહૂર સ્થાનોના ફોટોગ્રાફોનું આલ્બમ-દરેકની નીચે ઐતિહાસિક તથા લાક્ષણિક માહીતી આપતી નોંધ તથા શ્રી રત્નમણિરાવ જેવા વિદ્વાને લખેલી લાંબી ઉપયોગી પ્રસ્તાવના સાથે
કિં. ૧-૪-૦ રજિ. પો. ૦-૫-૦

કુમાર કાર્યાલય - અમદાવાદ

# કુમાર કાર્યાલયનાં કલાત્મક પ્રકાશ




**ચિત્રસાધના**
કલાકાર રસિકલાલ પરીખનો કલાનો પરિચય

રંગ અને રેખામાં કુમાશભર્યું કવિત્વ વહાવનાર, જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં ૨૧ પૂર્ણરંગી ને ૩૪ સાદાં ચિત્રોવાળો આ સમૃદ્ધ સંગ્રહ ગુજરાતનાં સસ્તાં કલાપ્રકાશનોમાં એક અગત્યનો ઉમેરો છે. કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની જીવનરેખા ઉપરાંત આમાં સંઘરાએલ પંચાવન ચિત્રોમાં ઑઇલ અને વૉટરકલર, પેન્સિલ ને પેન ઍન્ડ ઇંક સ્કેચ, સ્ટેપલવર્ક, વુડકટ, સૉફ્ટ ગ્રાઉન્ડ એચ આદિ, એમની કલમ તથા પીંછીનો કસબ દર્શાવતા સર્વ પ્રકારના ચૂંટેલા નમૂના છે. ચિત્રકલાના વિદ્યાર્થીઓ ને કલારસિકોને માટે એ અમૂલ્ય ચીજ છે
કિં. રૂા. ૩-૮-૦, રજી. પો. ૭ આના



**અજવાળી રાત**
વિનોદ અને વિચાર આપનારી પંદર વાર્તાઓ

પંદર અજવાળી તિથિઓ સમી પંદર રસભરી ચૂનંદી વાર્તાઓનો આ સંગ્રહ, અજવાળી રાતની મધુર ચાંદનીની પેઠે, નાનાં-મોટાં, ગરીબ-તવંગર, શહેરી-ગામજન, સૌને એકસરખો રસ આપે છે તેવો સર્વભાવી છે. ઘરનાં સ્ત્રીજન કે ઓછું ભણેલાં ગામજન પણ સમજી શકે એવી સરળ સુબોધ, અને સૌ વિનોદ પામે એવી ખેંચાણકારક પંદર વાર્તાઓ, વિવિધરંગી ચિત્રો અને મનોહર રૂપરંગની સજાવટ સાથે બેરંગી ગ્લેઝ્ડ પૂઠાવાળા સુંદર પુસ્તકમાં.
કિં. રૂા. ૨-૮-૦ રજી. પો ૮ આના



**ગોવાલણી ને બીજી વાતો**
'મલયાનિલ'ની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ

ગુજરાતના શરૂઆતના નવલિકા-લેખકોમાં જે મોખરામાં પ્રકાશ્યા તે 'મલયાનિલ'ની રસનીતરતી બાવીસ વાર્તાઓ—જેમાં દસ મર્માળા હાસ્યની અને બાર મસ્ત પ્રણયની છે. 'ભોળાભટ્ટ શર્મા'ના નામથી કટાક્ષ કથાઓમાં અને 'ગોવાલણી'ની વાર્તાથી પ્રણયકથાઓમાં નામના મેળવનાર અને પોતાના મૃત્યુ પછીથી વધુ મશહૂર બનનાર એ લેખકનો આ સંગ્રહ ગુજરાતના જાણીતા કલાકારોનાં બેરંગી ચિત્રોથી વધુ સુંદર બન્યો છે.
કિં. રૂા. ૨-૮-૦ રજી. પો. ૬ આના




**ગુજરાત કલા-કલાપ**
(કલાપ બીજો)

કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવો ચિત્રસંગ્રહ. વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો હેતુ આ પ્રકાશન પાછળ છે. પાંચ અગ્રણી ગુજરાતી કલાકારોનાં ૭ પૂર્ણરંગી ચૂનંદાં ચિત્રોનો આ સંપુટ. ૯×૧૨ના માપના આર્ટકાર્ડ પર, ફ્રેમ માટે તૈયાર રૂપમાં આપવામાં આવ્યો છે. એક રૂપિયામાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ હજી આપ્યાં નથી. અને તેથી જ તેના પહેલા ભાગની બે આવૃત્તિઓ ખલાસ થઈ ગઈ છે, માત્ર બીજો ભાગ મળે છે.
કિંમત રૂા. ૧-૪-૦ રજી. પોસ્ટેજ ૦-૭-૦

**કુમાર કાર્યાલય રાયપુર અમદાવાદ-તથા બધા જાણીતા બુકસેલરો પાસેથી**


બ્રજબિહારીનાં
આકર્ષણ અનેરાં છે.
બિહારી મીલના
કાપડનાં આકર્ષણ
પણ એવાંજ
છે.
પ્રભાત

માથેરાન પર સવાર (ચિત્રકાર · મિસ રી પ્રિટિંઠ)






આદ્યતંત્રી · રવિશંકર રાવળ
સંપાદક · બચુભાઈ રાવત
એપ્રિલ · મે ૧૯૪૪

આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનું અગ્રણી માસિક ૨૪૪-૨૪૫

અમદાવાદ

૩૦

અઠવાડિયું



મુંબાઈ

૩૮

અઠવાડિયું



## સૂર્યદેવના સારથી અરુણ છે

પરંતુ પ્રકાશના આ  ચક્રવર્તી ચિત્રનું

## સારથીપદ

સ્વીકારીને પ્રજા હર્ષભેર એને આગળ ને આગળ લઈ જઈ રહી છે

દિગ્દર્શક
વિજય ભટ્ટ

# રામરાજ્ય

કળા
કનુ દેસાઈ

તમારે એ ફરી ફરીવાર અવશ્ય જોવું જ પડશે

એવરગ્રીન રીલીઝ

# મુશ્કેલીઓનો સામનો

—સામયિક ચિંતન



नायमात्मा बलहीनेन लभ्यः ।

આજના જમાનાનાં લક્ષણો ઉપર વિચાર કરનારને જણાશે કે બાળકાળમાં નહોતી એવી અનેક જીવનવ્યવહારની મુશ્કેલીઓ વર્તમાનમાં ઊભી થઈ છે અને ભાવિ પ્રજાને તો તેનાથી અનેકપટ અને વિવિધ પ્રકારની મુશ્કેલીઓ અનુભવવી–વેઠવી–પડશે.

મુશ્કેલીઓ કર્મપ્રેરિત છે, એ તો ભોગવ્યે જ છૂટશે, એમ માની લઈ, બુદ્ધિરહિત કાચબાની પેઠે તમામ અંગો સંકોરી લઈ, મજબૂત ઢાલમાં ભરાઈ રહેવામાં અને ભય દૂર થતાં પછી બહાદુરીથી માથું પણ બહાર કાઢી નાખવામાં બુદ્ધિમાન મનુષ્યનું ડહાપણ નથી. ખરું ડહાપણ તો બુદ્ધિપ્રેરિત સામનો કરવામાં ને માર્ગ શોધવામાં છે. આપણામાંના ઘણાખરા કાચબાનું જીવન જીવીએ છીએ. એથી ભય કે બીકનો નાશ થતો નથી.

માણસ જન્મે છે ત્યારથી જ તેને જીવનસંગ્રામમાં દરેક પ્રકારની મુશ્કેલી તો આવે જ છે. બાળકવયે ચાલતાં શીખવાની મુશ્કેલી. કુમારવયે અભ્યાસની મુશ્કેલીઓ, મોટી વયે ધંધારોજગારની મુશ્કેલીઓ, નાણાંની મુશ્કેલીઓ, જરૂરી જ્ઞાનસાધન મેળવવાની મુશ્કેલીઓ, વિઘ્નકારી હિતસ્વીઓ કે કુટુંબીજનો તરફની મુશ્કેલીઓ. જીવનમાં જરૂરી ચીજોનો અભાવ, આદિ અસંખ્ય મુશ્કેલીઓથી જીવનસંગ્રામ ભરેલો જ છે. મુશ્કેલીઓ ક્યાં, ક્યારે, કોને નથી અને નહોતી?

મુસીબતોનો સામનો કરવો એ પણ કર્મનું એક અંગ છે. કુરુક્ષેત્રમાં શત્રુદળને હણવા શક્તિમાન એવા અર્જુનને મુશ્કેલી ઊભી થઈ. વાસ્તવિક રીતે તે મુશ્કેલી હતી જ નહિ. માત્ર પોતાનું હૃદયદૌર્બલ્ય જ હતું અને તે પણ તેની પોતાની જ સૃષ્ટિ હતી. આથી क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वा શબ્દોથી તથા क्लैब्यं मा स्म गमः એવા ધરમધબ્બુ શબ્દો પણ વાપરીને શ્રીકૃષ્ણે અર્જુનને તેની અગાધ શક્તિનું ભાન કરાવ્યું અને તેને કર્મ કરવા પ્રેર્યો. પણ એ જ ગીતાનો રોજ પાઠ કરનારામાંના કેટલાએ ભીરુતા કે કાયરતા છોડી?

કુદરત જેમ મનુષ્યનું શરીર ક્રમે ક્રમે વિકસાવે છે તેમ તેના મગજમાં તેની બુદ્ધિ તે વિકસાવતી નથી. તે કાર્ય કુદરતે પોતાની પાસે ન રાખતાં પ્રત્યેક મનુષ્યને સોંપી દઈ મનુષ્યને ગૌરવાસ્પદ બનાવ્યો છે. મનુષ્યના મગજમાં ૫,૦૦,૦૦,૦૦,૦૦૦ કોષ (cells) છે તે પૈકી કેટલા ઓછા કોષનો તે ઉપયોગ કરતો હશે? મગજ એક રત્ન છે. તેને ખીલવવા માટે વિશેષ કરી કસરતની જરૂર છે. તે કસરત છે મુશ્કેલીઓથી.

મહાત્મા ગાંધીજીના જીવનથી કોણ અજાણ છે? તે કર્મયોગીનું આખું યે જીવન એટલે મનુષ્ય વિકાસનો માર્ગ રૂંધતા અંતરાયો શોધવામાં અને તે દૂર કરવામાં પડતી મુશ્કેલીઓની પરંપરાનો સામનો. અમેરિકાના યુગપ્રવર્તક પુરુષ અબ્રાહમ લિંકનનું પણ જીવન જુઓ. રાજકીય ક્ષેત્રમાં નિષ્ફળતા, વેપારમાં નિષ્ફળતા, પ્રેમપાત્ર યુવતીનું મૃત્યુ, કલહપ્રિય સ્ત્રી સાથે ગૃહસંસારના ઉઝરડા, સરકારી નોકરી મેળવવામાં નિષ્ફળતા, કૉંગ્રેસ પક્ષ તરફથી ઉમેદવારીમાં નિષ્ફળતા, યુનાઈટેડ સ્ટેટ્સના વાઈસ પ્રેસિડેન્ટ થવામાં નિષ્ફળતા,—આખી જિંદગીમાં નિષ્ફળતાની પરંપરા અનુભવ્યા પછી જ અંતે તે પ્રેસિડેન્ટ થઈ શક્યા અને અમેરિકન પ્રજાનો પ્રેમપાત્ર ને પૂજ્યપાત્ર પ્રમુખ બન્યો.

એકવીસ વર્ષની મ્હોરતી યુવાનીમાં સેસિલ રોડ્ઝને ક્ષય હોવાનો તેના તબીબોએ અભિપ્રાય આપ્યો અને છ માસથી વધુ તે નહિ જીવી શકે એવો આઘાતકારક ફેંસલો સુણાવ્યો. પણ ત્યાર બાદ તે આફ્રિકા ગયો અને બીજાં ૨૮ વર્ષનું કાર્યશીલ જીવન જીવ્યો, એટલું જ નહિ પરંતુ આખા ને આખા આફ્રિકાને તેણે બ્રિટનના સામ્રાજ્યમાં આણી મૂક્યું.

પિટ વડો પ્રધાન થયો ત્યારે પાર્લમેન્ટના સભ્યો કહેતા હતા કે આ તો એકાદ દિવસ માટે પ્રધાન રહેશે; છતાં તે પદ તેણે ૧૭ વર્ષ સુધી ભોગવ્યું. વિજળીયુગનો પાયો નાખનાર ફેરાડે એક મુફલિસ લુહારનો છોકરો. શાળાશિક્ષણ કાંઈ ખાસ નહોતું. છતાં તે ઇંગ્લંડના શ્રેષ્ઠ સંશોધક પુરુષોમાંનો એક ગણાયો. ઑક્સફર્ડ યુનિવર્સિટીના પ્રોફેસરોને તે શીખવવા ગયો ત્યારે જ તે મહા વિદ્યાધામ ગણાતું શહેર તેણે પ્રથમ જોયું. પ્રોફેસરો પણ તેનાં ભાષણોને અનુસરી શક્યા નહિ.

મુશ્કેલીઓ તો પ્રત્યેક જીવનમાં કાયમી અને પ્રધાન વસ્તુ છે. પ્રગતિમાન એકેએક મનુષ્ય મુશ્કેલીઓથી ઘેરાયેલા એક ટાપુ સમો જ છે. મુશ્કેલી એ ખરાબ વસ્તુ નથી. ખરાબ વસ્તુ તો છે નિષ્ક્રિયતા. મુશ્કેલીઓમાંથી છટકવાના માર્ગ શોધવાથી માણસમાં માનસિક કહોવાટ ઉત્પન્ન થાય છે, અને તે એક પ્રકારનું મૃત જીવન છે. મુશ્કેલીઓમાંથી છટકવા માટે અસહ્ય કિંમત આપ્યાથી પણ છુટાવાનું નથી.

મુશ્કેલીઓ આવે તે તરફ તમે કેવું માનસિક વલણ ધરાવો છો તે ઉપર જ તમારી ફતેહ યા નિષ્ફળતાનો આધાર છે. નિષ્ફળતા તરફ લઈ જનારો માર્ગ અત્યંત પહોળો અને ખુલ્લો રાજમાર્ગ જેવો છે. મહાજન—મોટા ભાગના માણસો—તે જ પંથે જાય છે, કારણ કે તે ખુલ્લો ને સરળ છે, અને મુશ્કેલીઓથી ડરી જઈ તે રસ્તો પકડે છે. આમ, નિષ્ફળતા સહેલાઈથી પ્રાપ્ત કરી શકાય છે. તેના પાઠો શીખવવા સારુ કોઈ શાળા નથી હોતી. નિષ્ફળતા મેળવવા માટે કાંઈ યત્ન કે બાહોશીની પણ જરૂર નથી. નિષ્ફળતા તો સામાન્ય છે, ફતેહ જ અપવાદ છે. અને સતત સિવાય ફતેહ સાંપડતી નથી. દરેક વિજેતાને જખમનાં નિશાન તો હોય છે જ.

વાવેલા હજારો છોડમાંથી માત્ર ગણ્યાગાંઠ્યા જ પૂર્ણ વિકસિત વૃક્ષો બને છે, ને તે પણ અનેક પ્રચંડ તોફાનોના પ્રહારોથી ઘડાઈને, મોટાં વૃક્ષો કાચઘરોમાં પંપાળીને ઉછેર્યે થતાં નથી. મુશ્કેલીઓ જ મનુષ્યના સાચા મિત્રો છે. જીવનમાં મુશ્કેલીઓ સરાણના પથ્થરો સમી છે. તે આપણને ઘસી-ઘસીને તેજસ્વી ને ધારદાર બનાવે છે.

ઈ. ૧૯૨૫ના અરસામાં હું મહાકવિ શ્રી નાનાલાલના સમાગમમાં આવેલો. તેમનાં નીચેનાં વાક્યો હજી મને યાદ છે: 'ભાઈ, અમારું કામ તો લુહારની કોઢ જેવું છે. એક ટુકડો ભઠ્ઠીમાં તપતો હોય, બીજો ટીપાયેલો પાણીમાં ડૂબેલો હોય, વળી પાછો તેના તે ભઠ્ઠીમાં પડતો હોય. એમ ચાલ્યા જ કરે છે.' આ શબ્દો તેમણે પોતાની કૃતિઓને ઉદ્દેશીને કહેલા.

આપણે પણ અંતરમાં મઢી રાખવા

સિવાય, આપણી સમક્ષ પડેલા ટુકડાઓને ઉપયોગી બનાવી શકવાના નથી. આગ, ભઠ્ઠી સળગાવીને કાર્ય કરવાને તમે કદાચ હજી અશક્ત હો તો મુદ્દતમે જ લોખંડનો ટુકડો બનો–ભઠ્ઠીમાં પડો, લાલચોળ થાઓ, ટીપાઓ, પાણીમાં ડૂબો, ફરી ભઠ્ઠીમાં પડો, ફરી ટીપાઓ,–છેવટે કાંઈક ઉપયોગી વસ્તુ બનો; નહિ તો કાટ ચડશે અને ફેંકાઈ ફેંકાઈને ભંગારમાં ક્યાંય દટાઈ જશો. ચકિયાળની કમાન કેટલીયે ભઠ્ઠીમાંથી પસાર થાય છે, કેટલી યે વાર ટીપાય છે, તણાય છે ત્યારે જ તેની કિંમત સોનાની અપેક્ષાએ થાય છે.

યુકેટનમાં સીસલ (Sisal) નામના છોડ થાય છે તેનાં મોટાં પાંદડાંની નસોમાંથી શણ જેવા મજબૂત રેસા નીકળે છે જે ખાસ વહાણનાં દોરડાં બનાવવાના કામમાં આવે છે. તે છોડ યુકેટનની જ પથરાળ ને પોષણરહિત જમીનમાં ઊગે છે. અમેરિકનોએ ફ્લોરિડાની પોચી જમીનમાં આ સીસલનો મોટા પાયા ઉપર ઉછેર કરવાનો નિર્ણય કર્યો. પુષ્કળ જમીન ખરીદી અને સીસલ વાવ્યું. છોડ થયા ઘણા મોટા, અને પાંદડાં પણ ખૂબ જ મોટાં ફાલ્યાં. જલદી ધનવાન થવાનાં સ્વપ્નાં સેવાયાં. પાક લણાયો. પણ અફસોસ! પાંદડામાંથી રેસા ન નીકળતાં આખાય પાંદડાનો માવો થઈ ગયો! પછી જ તેઓ શીખ્યા કે છોડનું જીવન સરળ બનાવવામાં તેનું તત્ત્વ નષ્ટ થાય છે.

આપણે પણ મુશ્કેલીઓથી આપણી જાતને બચાવીબચાવીને સુંવાળી જમીનમાં ઉછેરી ઘણુંખરા માવા જેવા બનીએ છીએ. આપણામાંના કેટલામાં રેસા છે? અને કેટલા પ્રમાણમાં? માણસમાત્રનું માપ તેની મુશ્કેલીઓથી થાય છે; સામાન્ય ને ગરીબીથી નહિ. નાની–નજીવી ઉપાધિઓથી અકળાઈ ન ઊઠો. એવી મામૂલી મુશ્કેલીઓથી પર થઈ જાઓ ને મોટી મુશ્કેલીઓ સાથે બાથ ભીડો. નાના બાળક જેવા નિરુદ્દેશ બનીને ન જીવો. બાળકોને યોજના જેવું કાંઈ હોતું નથી. બાળકને જન્મથી જ રડતાં આવડે છે, હસવાનું તો તેને શીખવવું પડે છે. પણ હસવનું શીખ્યા પછી રડવું એ કુદરત સામેનો એક ગુનો છે. છતાં આપણામાંના કેટલા ય હજી રડવાનું, બબડવાનું, નિરાશ થવાનું ભૂલ્યા નથી. આપણને હસતાં પણ આવડયું નહિ. આપણામાંના કેટલા ય હજી અંદરથી બાળક જેવા જ રહ્યા.

મુશ્કેલીઓને બોજા રૂપ ન સમજતાં પુરુષાર્થનું પાણી બતાવવાની તક તરીકે વધાવી લો. મુશ્કેલીઓ આવે ત્યારે અવિચારીપણે તેની સામે ઝુકાવવામાં કે જડની જેમ ઝઝૂમવામાં ડહાપણ કે કાર્યદક્ષતા નથી. તેમાં પણ અનુભવની જરૂર છે. સ્વાનુભવ પૂરતો ન હોય તો પરાનુભવથી શીખો. પરાનુભવની સહાય વિના એકલો સ્વાનુભવ બસ નથી. સ્વાનુભવ એક જ ભવમાં પરિપક્વ થતો નથી પરાનુભવની પાછળ જમાનાઓના વિવિધ અનુભવો પડેલા હોય છે. પરાનુભવો-મહાન વ્યક્તિઓના સ્વાનુભવો-વાંચનથી મેળવો. તેમાંથી પણ પ્રેરણા મળશે.

કોઈક ખેડૂત–પત્રમાં છપાયેલા horseless carriages 'વગર ઘોડાની ગાડી' એ મથાળાનો એક લેખ વાંચવાથી હેનરી ફોર્ડને કુમાર વયમાં ચીનગારી મળી. તે એક જ ચીનગારીએ પૃથ્વીના સમગ્ર પટ ઉપર ગામડે ગામડે અસંખ્ય અને શક્તિપ્રદ ચીનગારીઓ (મોટરો) ફરી મૂકીને તેણે માનવજાતને રાહત આપી છે.

કેમિસ્ટ્રી ઉપરના કોઈક પુસ્તકના વાચનથી ફેરાડેને ચીનગારી મળી. પરિણામે આખી પૃથ્વી ઉપર આજે વીજળી વીજળી થઈ રહી છે.

Helmholtzના લખેલા 'The sensation of tone'ના વાચનથી ટેલીફોનના આદ્ય શોધક બેલને પ્રેરણા મળી. લપસવું (gliding) એ વિષય પર એક જર્મન લેખકે લખેલા પુસ્તકથી રાઈટ બધુઓને એરોપ્લેન બનાવવામાં પ્રેરણા અને દોરવણી મળેલી.

અભ્યાસની અવધિ નથી. જાણવા લાયક હવે કાંઈ રહ્યું જ નથી એમ અમુક ઉંમરે માની લેવું એ એક ભ્રમ છે; નિષ્ફળતાઓની પરંપરા પછી અમુક ઉંમરે હિંમત હારી જઈ નિષ્ક્રિય થઈ જવું એ નિર્બળતા છે. ફતેહપ્રાપ્તિ માટે ઉંમરની સીમા છે જ નહિ.

ઑલિવર ક્રૉમવેલે પોતાનું જીવનકાર્ય ૪૩ મે વર્ષે શરૂ કર્યું. ઍડ્મિરલ બ્લેક ૫૦ વર્ષનો થયો ત્યાં સુધી એકે લડાયક જહાજમાં તેણે પગ પણ મૂકયો નહોતો. કવિ મિલ્ટને તેની શ્રેષ્ઠ કૃતિ 'પેરેડાઈઝ લૉસ્ટ' ૪૭ વર્ષની ઉંમરે લખવી શરૂ કરેલી. ગ્લૅડસ્ટન ૮૩ વર્ષની વયે વડો પ્રધાન થયો હતો.

નિષ્ફળતાને વય સાથે સંબંધ નથી, હતાશ થવા સાથે છે. પ્રગતિશીલ થવા માટે પ્રયત્નશીલ રહેવાની જરૂર છે. હજારો ભૂલો ને નિષ્ફળતાઓ પર જ ફતેહની ઇમારતો બંધાય છે.

વર્તમાન કાળમાં મુશ્કેલીઓની જે સંખ્યા અને પ્રકાર લેવામાં આવે છે તે અભૂતપૂર્વ છે. કાયર માટે આજે હવે સ્થાન નથી રહ્યું. દયાની યાચના કરવી એ પાપ છે. પોતાની જાત પર દયા લાવવી એ સૌથી મોટું પાપ છે.

રેલવે-લાઈન નાખતાં વચ્ચે નદીઓ કે ટેકરીઓ આવે ત્યાં કાંઈ છેલ્લું સ્ટેશન બાંધી લેવાતું નથી. પુલો બાંધો, ટેકરીઓ તોડો, પણ માર્ગ કરી આગળ વધ્યે જ છૂટકો છે.

પ્રત્યેક દેશકાળમાં મહાન વ્યક્તિઓ ટોણી ટોણીને કહે છે કે 'બળવાન બનો' પણ તે કાચબાની પેઠે મજબૂત ઢાલ ધારીને નહિ, બખ્તર પહેરીને નહિ, કિલ્લા બાંધીને નહિ, પરંતુ આવતી મુશ્કેલીઓનો સામી છાતીએ સામનો કરી, ફતેહ મેળવવાની હિંમત કેળવીને.

બળવાન બનવાના અનેક માર્ગો, ઉપાયો ને દૃષ્ટાંતો પણ આપણે ઘણાં પુસ્તકોમાં વાંચી ચૂકયા હોઈએ છીએ. પરંતુ વ્યાવહારિક જીવનમાં જેમ આપણને આપણા સ્વાર્થની ગણતરીઓ યાદ રહે છે અને છેવટે વીલ કે વસીયતનામું કરતી વખતે પણ અભિન્ન જેમ યાદ રહે છે તેમ આપણે વાંચેલા એ ગુણો યાદ રાખી અનુસરવાનો ઉમંગ કેટલાને હોય છે? આ ગુણો કે ઉપાયોમાં મુખ્ય છે: નિર્ણયશક્તિ, હિંમત અને ખંત.

નિર્ણયશક્તિ વડે તમારી સામે આવતી મુશ્કેલીઓના નીચે મુજબ વિભાગ કરો:




આ રીતે પૃથક્કરણ કરી તેમાંથી બ વિભાગને મગજમાંથી કાઢી નાંખો. તેમાં છેલ્લા બ વિભાગની નાની અગત્યની મુશ્કેલીઓ પરત્વે માત્ર યોગ્ય સમય અને શક્તિને વાપરી તેનો સત્વર નિર્ણય કરી નાખો અગર તે કામ બીજા યોગ્ય પાત્રને સોંપો. અ વિભાગનો નિર્ણય તો તમારે જ કરવાનો અને તે પણ વિના વિલંબે. બાકીના બ વિભાગો જ્યારે અ વિભાગ બને ત્યારે જ તેના ઉપર પૂરતું લક્ષ આપો. 'ભાવિ' મનાતી મુશ્કેલીઓ ઘણી વાર તો ઉપસ્થિત જ થતી નથી. છતાં માનસિક દૂરબીનને તો વાપરતા જ રહેવું.

આ સિદ્ધાંતથી કાર્ય કરનારને જણાશે કે

**પોતાના સમર્થ વક્તૃત્વની જલદ તાકાત અને ઉજ્જ્વલ તેજસ્વિતાથી હિંદનો રાષ્ટ્રીય અવાજ રજૂ કરનાર નગદ દેશભક્ત ને પાર્લામેન્ટરી રાજકારણના સમર્થ નેતા**

# એસ. સત્યમૂર્તિ

ઈ.સ. ૧૯૧૭ની કાંજીવરમ કૉન્ફરન્સ હિંદના રાષ્ટ્રીય ઇતિહાસમાં અત્યંત મહત્ત્વની બની રહી છે. શ્રીમતી સરોજિની નાયડુના પ્રમુખપદે મળેલી એ પરિષદમાં શ્રીમતી ઍની બેસંટે સરકાર સાથે સહકારનો પ્રસ્તાવ રજૂ કર્યો હતો. હિંદના રાષ્ટ્રીય હિતાર્થે એ પ્રસ્તાવનો વિરોધ કરવો જરૂરી હતો. અને એ વિરોધ એક એવી વ્યક્તિ દ્વારા થવા પામ્યો કે શ્રીમતી બેસંટ જેવાંની પણ સઘળી પ્રભાવી વક્તૃત્વકળા નિષ્ફળ નીવડી અને શ્રોતાગણ એ વિરોધકના વક્તૃત્વથી મંત્રમુગ્ધ બની તેને પક્ષે ઢળી પડ્યો. અલબત્ત, પ્રમુખના 'કાસ્ટિંગ વોટ'ની સહાયે શ્રીમતી બેસંટે વિજય તો મેળવ્યો, પરંતુ લોકલાગણીનો પ્રવાહ કઈ બાજુ ઢળતો હતો તે એ તરત પામી ગયાં. એ ઐતિહાસિક પરિષદ પછી પેલી વિરોધક વ્યક્તિ હિંદના જાહેર જીવનમાં વધુ ને વધુ યશસ્વી નીવડતી ગઈ, જ્યારે શ્રીમતી બેસંટ જાહેર જીવનમાંથી ધીમેધીમે વિસરાતાં જ ચાલ્યાં.

પોતાના સમર્થ વક્તૃત્વથી હિંદનો રાષ્ટ્રીય અવાજ રજૂ કરનાર એ વિરોધક તે ગયા (૧૯૪૩ના) માર્ચ માસની તા. ૨૮મીએ મદ્રાસની જનરલ હૉસ્પિટલમાં અવસાન પામેલા શ્રી એસ. સત્યમૂર્તિ. એમના જતાં હિંદે પોતાના શ્રેષ્ઠ યોદ્ધાઓમાંનો એક ગુમાવ્યો છે, જેનું જીવન એ ત્યાગ, ધસારા અને આત્મભોગનું જ જીવન હતું. રાષ્ટ્રીય સ્વાધીનતા અર્થેના પ્રયત્નમાં જ એ જીવન ગુજર્યું હતું અને એ પ્રયત્નમાં જ તેનો ઉત્સર્ગ થયો.



મદ્રાસ પ્રાંતના પુદુકોટા રાજ્યમાં તિરુમયમ નામના ગામમાં મધ્યમ વર્ગના એક બ્રાહ્મણ કુટુંબમાં ઈ. ૧૮૮૭ના ઑગસ્ટની ૧૯મીએ તેમનો જન્મ થએલો. પ્રાથમિક શિક્ષણ પુદુકોટામાં મેળવ્યા પછી સાહિત્ય અને કાયદાનું શિક્ષણ મદ્રાસની કૉલેજોમાં એમણે મેળવ્યું અને પછી ત્યાં જ વકીલાત શરૂ કરી. પરંતુ એમના સાહસિક સ્વભાવને કાયદાબાજી કરતાં રાજકારણે વિશેષ આકર્ષ્યા, અને એ ક્ષેત્રમાં પોતાના સામર્થ્ય વડે માર્ગ મેળવતા મેળવતા અંતે રાષ્ટ્રના એક અગ્રગણ્ય નેતાની પંક્તિએ તે પહોંચ્યા.

ગોખલેજીના રાજકારણના અસ્ત અને ગાંધીજીના રાજકારણના ઉદયકાળે એમનો રાષ્ટ્રીય રાજકારણમાં પ્રવેશ થવાથી બંનેના ઉત્તમાંશોનો એમણે સમન્વય સાધ્યો હતો. એમનાં ઉત્સાહ, સ્ફૂર્તિ અને વક્તૃત્વ કૉંગ્રેસની હરોળમાં બીનહરીફ બની રહ્યાં હતાં. જેટલા શ્રેષ્ઠ વક્તા એટલા જ પાછા ચુનંદા કાર્યકર્તા એ હતા, જે બંને ગુણો રાજકારણમાં બહુ જવલ્લે એકઠા મળે છે. રાજકારણ એ વકીલોના ફુરસદના ધંધા તરીકે ગાંધીયુગના ઉદયથી જ મટવા માંડ્યું હતું. બરોબર એ સમયે તેને રાષ્ટ્રીય જીવનમરણના પ્રશ્નરૂપે પ્રસ્થાપિત કરવામાં સત્યમૂર્તિ જેવાની સહાય અનિવાર્ય હતી. કૉંગ્રેસે એમની સહાય સદા માગી લીધેલી. એમની માત્ર ૩૨ની જ વયે (ઇ. ૧૯૧૯માં) કૉંગ્રેસે એમને પોતાના ડેપ્યુટેશનના એક સભ્ય તરીકે ચૂંટીને ગ્રેટબ્રિટન અને આયર્લૅન્ડની મુલાકાતે મોકલેલા. ત્યાં પણ લંડન અને ડબ્લિનમાં હિંદનો પક્ષ રજૂ કરતાં તેમણે શ્રોતાઓને એવા તો મંત્રમુગ્ધ બનાવવા માંડેલા કે કર્નલ જોશીઆ વેજવુડ જેવા પણ એ વખતે કહી ઊઠેલા કે: 'સત્યમૂર્તિ અંગ્રેજીમાં ઉત્તમ વક્તાઓમાંના એક અને ખુદ લૉઈડ જ્યૉર્જને પણ ટપી જાય તેમ છે.'

પરદેશમાં કરેલી હિંદની વકીલાતથી શ્રી સત્યમૂર્તિએ પ્રાપ્ત કરેલી ખ્યાતિનાં આંદોલનો હિંદમાં પણ ફરી વળ્યાં અને અહીંનો વિદ્યાર્થીવર્ગ એમના પર ફિદા બની ગયો. પાછા વળીને પોતાની સફરનાં સ્મરણો સંભળાવીને એ ફિદાગીરી એમણે વધુ ઉત્કટ બનાવી. પરંતુ એ આખીયે પ્રક્રિયાથી ઉત્તેજાઈ રહેલો રાષ્ટ્રપ્રેમ સત્તાધિકારીઓની આંખમાં ખૂંચવા લાગ્યો. એવામાં મદ્રાસની લૉ કૉલેજનો કશો ઉત્સવપ્રસંગ આવ્યો, અને એ તક સાધીને ત્યારના એ પ્રાંતના ગવર્નર લૉર્ડ વિલિંગ્ડને વિદ્યાર્થીઓને સંભળાવ્યું કે પોતાના નેતાઓની માત્ર વક્તૃત્વકળાથી તેમણે દોરાઈ જવું ન જોઈએ.

**... ઉત્કટ દેશભક્તિથી ભરેલી એમની વાણીના પડછંદથી ધારાસભા સદા ધમધમતી રહેતી; એમના પ્રશ્નોની ઝડીઓ સેક્રેટેરિયેટને રાતદિવસ ચિંતાતુર રાખતી; એમની સણસણતી ટીકાઓ અને વેધક ઉપહાસો સામે સરકારી સભ્યો મોં ખોલતા થથરતા... ... અને છતાં, પાર્લામેન્ટરી રસમના એ ચુસ્ત પુરસ્કર્તાએ કૉંગ્રેસની હાકલના એકેએક ઉગ્ર કાર્યક્રમ પર પોતાની જાત હોમી દીધી હતી. દેશસ્વાતંત્ર્ય માટેના એ અણનમ લડવૈયાએ, જીવનભરની તપશ્ચર્યા પછી જ્યારે મદ્રાસનું વડું પ્રધાનપદ હાથમાં આવ્યું ત્યારે રાજગોપાલાચાર્ય માટે જતું કરી દીધું ... એનું આખું જીવન આત્મભોગ અને ત્યાગ-ધસારાનું જીવન હતું. ગરીબીમાં જ એ વીત્યું ને ગરીબીમાં જ એ ખતમ થયું...**



દક્ષિણ પાસિફિકમાં લડાઈ આપીને પાછા વળતાં દરિયામાં તૂટી પડેલા એક અમેરિકન વિમાનના ત્રણ જુવાન વિમાનીઓના, ચોત્રીસ દિવસનાં જીવ-સટોસટના જંગનો આ અહેવાલ છે.

પૃથ્વી પરના વિરાટ મહાસાગર પાસિફિકની વચ્ચોવચ્ચ...જ્યાંથી નજીકમાં નજીકનો ટાપુ પણ સેંકડો માઈલ દૂર હતા એવા અંતરિયાળ મઝધારે.. લગભગ એક ખાટલા જેવડી રબરની હોડકીમાં... અન્નજળ કે બીજાં સાધનોથી રહિત... ચામડીને સૂકવીને બીગડાં નાખી દેતા આકરા સૂર્યતાપમાં તરફડતા અને વારંવાર ઉથલાવીને દરિયામાં ફેંકી દેતા ભયંકર વરસાદી તોફાનોના તમાચા ખાતા... કાચી ખાનારા શાર્ક મત્સ્યો અને માંસાં ચીતરડીને પેશીઓનો છૂંદો કરી નાખે એવા ધારદાર પરવાળાના ટાપુઓ સામે અફળાતા કૂટાતા ..ભૂખ્યા, તરસ્યા ને ચોત્રીસચોત્રીસ દિવસ સુધી ધોકડા જેવી હોડકીમાં ગોંધાઈને અકડાઈ ગએલાં અંગવાળા..એવા ત્રણ જવાનોની કેડી તાકાતની બરીઅનેશ આ આપવીતી છે.

હૅરોલ્ડ ડિક્સન, ટૉની પૅસ્ત્સુલા અને જીન આલ્ડ્રિચ–એ ત્રણ વિમાનીઓમાંના મુખ્ય હૅરોલ્ડ ડિક્સને, રૉબર્ટ ટ્રમ્બુલ નામના ખબરપત્રી પાસે કરેલું આ વર્ણન, મોટે ભાગે તેના જ શબ્દોમાં ઉતારેલું છે. અમેરિકામાં થોકબંધ ખપી ગએલાં પુસ્તક પરથી આ તો માત્ર ટૂંકાવેલું રૂપ છે.

એ વર્ણોમાં અસાધારણ હૅરોલ્ડ ડિક્સનને પાછળથી અમેરિકન નૌકાખાતા તરફથી 'નેવી ક્રૉસ' એનાયત કરવામાં આવ્યો છે.

એવી જ કંટાળાભરેલી બીજી રાત્રિ પસાર થઈ અને ત્રીજી સવારે અમારા પેટમાં કૂકડા બોલવા લાગ્યા.'

અચાનક મને યાદ આવ્યું કે મારા ગજવામાં સીસાપેન છે! તો પછી દરિયામાં અમે જે સ્થળે રખડી પડેલા તેનો નકશો તો કરીએ! મેં એક 'લાઈફ-જૅકેટ' (જે પહેરીને પાણીમાં તરી શકાય) પર નકશો ઉતારવા માંડ્યો; કારણ પાસિફિકની આ બાજુના કેટલાક ટાપુઓના ભૌગોલિક સ્થાનની મને માહિતી હતી. દરિયાઈ વિમાનીઓ 'માટેનું ક્યટડાનું એક નાનું 'ડિફ્લ્યુસેટર' મારી પાસે હતું. તેણે માઈલોની ગણતરીમાં મને ખૂબ સહાય કરી.

અમારી પાસે નહોતો સઢ, નહોતું સુકાન કે નહોતાં હલેસાં. આમ છતાં આ તરાપાને હંકારી પાર ઉતારવાને હું કૃતનિશ્ચય હતો. અને મેં એ હંકાર્યો જ. એક મારું મન જાણે છે કે મારી હઠીલી હઠે તોડીને મેં તે માટે કેવી મથામણ કરી છે. એટલે તરાપો હંકાર્યાને બદલે એ તરાપામાં અમે ઘસડાઈ જ આવેલા, એમ જો કોઈ કહે તો હું જરૂર એનો વિરોધ કરવાનો.

દરરોજ સાંજ નમતાં પહેલાં હું ગણતરી મૂકતો કે અમે અંદાજે કેટલું અંતર કાપ્યું અને કઈ દિશામાં. ઉપરાંત, અમે એક દિવસ પૂરો કર્યાનું એક નિશાન પણ હું તરાપાની કિનાર ઉપર એક સ્થળે મૂકતો અને દિવસોની ગણતરી રાખતો. આ નકશામાં મારા જોડીદારોને બહુ રસ આવતો, કેમકે રોજ સાંજે અમુક દિશામાં પેન્સિલની લીટી થોડી આગળ લંબાતી. અમે તો જાણે સાચી દિશામાં જ હંકારતા, પણ ઘણીવાર જોરદાર પવન અમને જુદી જ દિશામાં ઘસડતો. ચાળીસ રતલ વજનના અમારા હોડકાનું એ પવન સામે શું જોર ચાલે?

પણ છેવટે તેનો યે રસ્તો મેં શોધી કાઢ્યો. કોઈ પ્રકારનું એક લંગર બનાવીને તરાપાને બાંધ્યું હોય તો? જીનનું લાઈફ-જૅકેટ લાવી લઈ તેનું મેં લંગર બનાવ્યું. તેમાંની હવા કાઢી નાખી અરધા ઇંચિયા દોરડાથી તરાપાને છેડે તેને બાંધી દરિયામાં પધરાવ્યું અને એ યુક્તિ આબાદ પાર પડી! એ ડૂબીને તરાપાને સ્થિર પકડી રહ્યું અને પવનનું જોર હવે અમારા લંગર સામે લાચાર નીવડવા લાગ્યું.

પણ હવે અમારી ભૂખ અને મોઢાં સુકાતાં જતાં હતાં ધૂક ગળવું પણ મુશ્કેલ થઈ પડ્યું હતું. થોડા જ કલાક બાદ પાંચમા દિવસનું ચિહ્ન હું નોંધવાનો હતો. અને એ પાંચ દિવસ તે કેવા? આખા દિવસના હાડતોડ પરિશ્રમ છતાં રાતે મટકું સરખુ માર્યા વિનાના પાંચ દિવસ! સૂરજે તો અમારા શરીરમાંની રહીસહી ભિનાશની ફુવારા શોષી લીધી હતી. ભૂખભૂખ ભૂખને અમારી કોરવા માંડી હતી અને એ કોરેલી ચામડી પર દરિયો પાછો ખારાના જેરબંધ ફટકારતો!

'આ ને આ રીતે જો આપણે નૈઋત્યે હંકારતા રહીશું તો જરૂર ક્યાં તો કોઈ જતુંઆવતું વહાણ મળીને આપણને ઊંચકી લેશે, અથવા તો એ જ સમૂહે એકાદ ટાપુ પર પહોંચી જવાના.' મેં દૃઢ ઈતબાર-ભર્યા અવાજે કહ્યું.

'ચાલો, એ વાત પર તાળી દઈએ.' ડોને કહ્યું અને અમે ત્રણેએ હાથ મિલાવ્યા પછી જીને સૂચવ્યું, 'આપણે પ્રાર્થના કરીએ તો કેમ?'

અમે ગંભીરતા પૂર્વક તેની ચર્ચા કરી, ને અંતે એકમત થયા. અમે સૌએ પોતાની પસંદની મુજબના શબ્દોમાં પ્રાર્થના કરી, જેમાં ઘેર અમારા કુટુંબીજનો પર આશીર્વાદ ઉતારવા ઉપરાંત થોડાક વરસાદની માગણી કરેલી!

'આવ આવ્યા વરસાદ! આવ તું ઝટ, હવે!' ટૉનીએ ફરમાવ્યું, ને પછી ઉમેર્યું, 'ન આવે તો રહ્યો!' અને પછી અમે ખુશદ અવાજે એ જ વાક્ય લલકારવા લાગ્યા.

અને એ રાત્રે વરસાદ વરસ્યો. વરસ્યો શું, ધોધમાર તૂટી પડ્યો–

## અમેરિકન માવતરો પેઢીઓની પેઢી સુધી પોતાનાં બાળકોને કહેતાં રહેશે

પાસિફિકના ઉષ્ણ પ્રદેશનાં ઝાપટાં પડે છે એમ જ. મેં લંગર બનાવેલું લાઈફ જૅકેટ ઉપર ખેંચી લીધું. અને હાથ વડે દબાવીને તેમાં પડેલા ખાડામાં વરસાદનું પાણી ઝીલવા માંડ્યું. તરાપા સાથે રબર સીમેન્ટથી જોડાયેલું હલેસાં રાખવાનું એક ખાનું હતું તે પહોળું ધરી રાખવાનું ટૉનીને મેં કહ્યું. અને જૉનને કૅનવાસની પાણીની કોથળી ભરી લેવાને ફરમાવ્યું. મારા જૅકેટના ખાબડામાં એકાદ ઘૂંટડો પાણી ભરાતાં મેં તો અધીરા થઈને નીચું મોંમાં ઘાલી દીધું. પણ તરત થૂંકી નાખવું પડ્યું. લંગર પરનું ખારૂં પાણી પહેલાં ધોઈ નાખવાનું તો હું ભૂલી જ ગયેલો, એટલે એ પણ ખારૂં થઈ ગએલું !

ઝાપટા સાથેનો પવન ધૂધવાટા દેવા લાગ્યો અને પાંચેક મિનિટ તો અમને આંધળા બનાવી મૂકે એવી ઝડી વરસી. આવાયા પડી-પડીને અમે શેરેશેરું પાણી અનહદ ગણીગણીને ફરી ફનાવું.

વરસાદ તો જેટલી ઝડપે આવ્યો હતો એટલી ઝડપે પાછો બંધ પણ થઈ ગયો. અમારા નિર્જલ બનેલાં શરીર માટે જોકે આટલું પાણી પૂરતુ ન હતુ, છતાં અમારી તરસ તો એથી સંતોષાઈ

છઠ્ઠો દિવસ અમે વરસાદની આશામાં ગાળ્યો. જૉન આલ્ફ્રેડે કહ્યું કે મારા આ ચપ્પુથી હું એમાદ માછલી મારી લેઉ. તેની એ દરખાસ્તમાં પહેલા તો મને શ્રદ્ધા ન બેઠી. પણ એ તો ધીરજથી ચોકડીને મચ્યે જ રહ્યો. અને અંતે પોતાના એ સામૂલી ચપ્પુ વડે પણ માછલીનો શિકાર તેણે કરી બતાવ્યો, એ તેની આવડતે અમને હેરત પમાડી દીધા. એ રીતે પણ એનું મન રોકાએલું રહેશે એમ જાણી મને સંતોષ થયો. ઉપરાત, અમારો ખોરાકીનો પ્રશ્ન પણ તેણે ઉકેલી આપ્યો હતો. જવાઈ એટલી એ કાચી માછલી અમે ખાવી ગયા અને વધી તે એક ચીંથરામાં લપેટી મૂકી રાખી.

એક જ વખતના જલપાનથી અમારી તરસ ઊલટી વધુ ઉત્તેજાઈ હતી. પરંતુ એ દિવસ અમારે માટે ખરેખર ભાગ્યશાળી નીવડ્યો. વરસાદ આવ્યો, અને અમને ધરાઈને પાણી પીવા મળ્યા ઉપરાંત અમારી પાણીની કોથળી પણ ભરાઈ ગઈ.

આઠમા દિવસનું સવાર. મારી ગણતરી મુજબ નકશામાં નજીકના ટાપુઓ પણ હજુ સેંકડો માઇલ દક્ષિણે હતા. પરંતુ અમે એ જ દિશાએ આગળ વધતા હતા. તાપથી દાઝીને ઉઝરડાએલી ચામડી તથા વધેલાં દાઢીમૂછથી અમારા ચહેરા બેડોળ બની ગયા હતા. પણ અમારાં શરીર હજી મજબૂત હતા.

પણ હવે એક નવો ભય ઉભો. દરિયામાં હવે અમારા તરાપાની આજુબાજુ મોટી માછલીઓ ટોળે વળવા લાગી 'દિવસ ચડતો ગયો તેમતેમ તે હિંમતપૂર્વક તરાપા પર આક્રમણ કરવા લાગી. જૉન તરાપાને પડખે પોતાના ચપ્પુને હાથમાં ખંજરની અદાથી પકડી બરોબર નેમ સાધીને બેઠો હતો. અને અંતે જ્યારે એક માછલી હિંમત કરીને તેના પર ધૅસ કર્યો કે તરત તેણે ચપ્પુ તેના ગાલમાં પરોવી દીધું ! ચપ્પુને માટે એ એક જ જગ્યા કારગત થાય તેમ હતી. એક આંચકાભેર તેણે તેને તરાપામાં પટકી. તરત ટૉની કોઈ કુસ્તીબાજની માફક તેના પર કૂદી પડી તેને ચિત કરીને ગુંદી રહ્યો અને થોડેક મિનિટમાં તો તે ઠંડી પડી ગઈ.

નવ નવ દિવસથી શેકાતા હોવા છતાં અમારી ચામડી સૂર્યનાં દઝાડતાં કિરણો સામે ટક્કર લેવા હજી જેટલી તેટલી સખત નહોતી બની. અમારાં વધેલાં દાઢીમૂછ ચહેરાને તો કંઈક રક્ષણ આપી રહેતાં, પરંતુ હોઠ અને નાક પર તો ચામડીનાં બાઝેલાં બીનડાંમાંથી ઊઠતા દાહ વડે કેર વરસતો હતો. મારા કાંડા પર ઘડિયાળની જગ્યાની આખી ચામડી તો, જાણે કોઈ ધગધગતી સળગણીથી ડામ દેતુ હોય એમ દદે કરતી હતી.

રોજ સાંજની નકશાની નોંધણીનો સમય અમારા આ શોકાતા દોજખના દુર્દિનોમાં પ્રાર્થનાના સમય જેવો પવિત્ર બની રહેતો, અને ક્યારે સાંજ પડે ને ક્યારે અમારા પ્રવાસનો લીટો આગળ વધતો જોઈએ તેની આતુરતા રહેતી. આખોયે દિવસ અમે જાણે કેદમાં પડ્યા હોઈએ એમ વીતતો, કેમકે હોડીનું ક્ષેત્રફળ એટલું તો સાંકડું હતું કે એકબીજાથી ડરમાં ડરને છેટે છેક હોડીની કિનાર પર જઈને બેસીએ તોપણ અમારા પગ તો એકબીજાને અડ્યા વિના ન જ રહેતા.

દસમા અને અગિયારમા દિવસે લગભગ સતત વરસાદ વરસતો રહ્યો. પરંતુ એનું પાણી ઝીલવા માટે પાણીની કોથળી તો અમારી પાસે એક જ હતી.

ઉપાપણે વરસાદના ત્રીજા અઠવાડિયામાં અમે પ્રવેશ કર્યો ત્યારે અમારાં મનને કંઈક શાંતિ હતી. તરાપા માટે કંઈ હલેસાંની જોગવાઈ કરવાનો હું વિચાર કરવા લાગ્યો. મારી નજર બૂટ પર ગઈ. બેઠી એડીનાં તેનાં તળિયાં ખાસ્સાં મજબૂત હતાં. મેં માત્ર આંગળાં પાસેનો ઉપલો ભાગ અર્ધો ઈંચ રાખીને બાકીનો છેક એડી સુધીનો ભાગ તળિયા લગોલગથી એવી રીતે કાપી કાઢ્યો કે એટલો ભાગ એક પ્યાલા જેવો બની રહે. પછી તેમાં કાણું પાડીને દોરી બાંધી, જેથી હાથના કાંડા પર તેને પૅડની પેઠે બાંધી શકાય.

"જુઓ બચ્ચાઓ !" મેં જરા રંગત લાવવા આનંદથી કહ્યું, 'આ હલેસાંથી તો આપણે ચોરાશી બંદર સર કરીશું !' અને હાથનાં એ હંગામી હલેસાં બરોબર કામ આપતાં જોવાં એટલે તો મારા સાથીઓની ઉદાસીનતા ઊડી ગઈ. આખો દિવસ મૂઢની પેઠે સૂનમૂન બેસી રહેવા કરતા હલેસાંની આ નવી ક્રિયાએ અમારામાં કંઈક ઉત્સાહ પ્રેર્યો. બે જણ હલેસાં મારતા, ને ત્રીજો આરામ લેતો-લેતો અમારાં હલેસાં ગણતો અને ગીત લલકારતો.

વળતા દિવસની સવારના બે વાગ્યા સુધી,–સતત અઢાર કલાક સુધી અમે હલેસાં માર્યાં જ કર્યાં. એ દરમ્યાન અમે કાપેલા અંતરનું માપ તારાઓ પરથી મેં કાઢી જોયું તો લગભગ સોએક માઈલ થવા આવતું હતું.

પરંતુ પહેલા જ દિવસના એ અઢાર કલાકના શ્રમે અમારી બરોબર ખબર લીધી ! ત્રણ દિવસ સુધી અમારા હોશ પાછા ઠેકાણે ન આવ્યા. ધીમેધીમે અમને એ થાકમાં કળ વળવા લાગી, પણ અમારામાં પહેલાંના જેટલું જોર હવે નહોતું જ રહ્યું. અને હવે અમારાં શરીર પણ સુકાતાં જવાનું શરૂ થયું હતું અને ચામડી પાછળથી હાડકાં પ્રત્યક્ષ થવા લાગ્યાં હતાં.

સૂરજે અમારાં શરીર પર જ નહિ પણ મન પર પણ અસર કરવા માંડી હતી વાતવાતમાં અમે પિત્તો ગુમાવી બેસતા. એકવાર જૉનને મેં કાંઈક પૂછ્યું. તે જાણે સાંભળતો જ ન હોય તેમ સામી દિશામાં તાકતો જ રહ્યો, એટલે હું ચીડાઈ ગયો. એ મૂડતાનું મોજું પસાર થઈ જતાં મેં તેની માફી માગી, પરંતુ તે પણ એ સાંભળતો ન હોય એમ લાગ્યું, એટલે તો હું વિષાદભર્યા મૌનમાં ડૂબી ગયો.

મને મારા સાથીદારો પ્રત્યે પ્રેમ હતો. એક ખેડૂતનો છોકરો હતો, બીજો એક વિદેશી આગંતુક હતો. બંને હજુ છોકરડા જવાન હતા ને દરિયાનો અનુભવ બીલકુલ ન હતો, જ્યારે હું બાવીસ વર્ષથી દરિયે ખેડતો હતો. એ લડાઈમાં જોડાયા હતા. પણ લડાઇનો ખાસ અનુભવ એમને નહોતો. આમ છતાં એમનાં શૌર્ય કે ધૈર્યમાં લેશમાત્ર અંદેશો રાખવા જેવું ન હતુ. મારે પડખે જ રહીને મોતનો મક્કમ મુકાબલો એ કરી રહ્યા હતા. એ મોતને નિવારવાના બધા પ્રયત્નો છતાં

# શામળાજી

સ્થળ અતિ પ્રાચીન છે, નૈસર્ગિક સૌન્દર્ય અતિ મનોહર છે, સ્થાપત્યકલા અતિ સમૃદ્ધ છે, અને છતાં, દુઃખ ને દિલગીરીની વાત છે કે ગુજરાતના વિદ્વાનોએ હજી આ તરફ નજર સરખી પણ કરી નથી.



મંદિરના પ્રવેશદ્વારે બે બાજુ વિશાળકાય હાથી દૃષ્ટિગોચર થાય છે—જાણે દેવદરબારમાં 'કુંજર ડોલે દ્વાર'. ખૂબ ઊંચા ઓટલા પર ઊભું કરેલું એ મંદિર ગજરાજના રથ જેવું, પાંખો બિછાવી બેઠેલા ગરુડ જેવું વિરાટ અને આંખોને ભરી દેતું લાગે છે.

દર વર્ષ કારતક માસના પ્રભાતે વિક્રમનું નવું વર્ષ બેસે છે, અને તેની સાથે 'શામળાજીઆળાની જય'ના ઘોષથી મોડાસા અને આસપાસના અસંખ્ય ગામોની હવા ગતિમાન બની જાય છે. કારતક સુદ અગિયારસથી વદ અમાસ સુધી વીસ દિવસનો શામળાજીમાં મેળો ભરાય છે. પ્રતિ માસની પૂર્ણિમાને બાદ કરતાં આખું વર્ષ જ્યાં ભાગ્યે જ થોડાંક માણસોની અવરજવર થાય છે ત્યાં, કારતકના આ દિવસોમાં માણસોની એવી ભરતી થાય છે કે કારતકી પૂનમે તો 'કીડિયારું ઊભરાય છે' એમ કહીએ તો જરા યે ખોટું નથી. દૂરદૂરથી યાત્રાળુઓ દર્શનાર્થે આવે છે ને વેપારીઓ વેપાર અર્થે આવે છે. ગુજરાત, મારવાડ ને મેવાડની ભાષા, રીતિ, રહેણીકરણી ને સંસ્કૃતિનો ત્યાં સંગમ થાય છે. બાહ્ય દેખાવ, વેશભૂષા ને આચારવિચારની સૂક્ષ્મ જવનિકા પાછળ સૌ હૃદયોને એક તાંતણે બાંધનારી ધર્મશ્રદ્ધાનું ત્યાં પ્રત્યક્ષ દર્શન થાય છે.

મોડાસાથી ટીંટોઈ થઈને શામળાજીનો સીધો રસ્તો છે. કારતકી મેળા વખતે અઢાર માઈલના આ આખા રસ્તા પર જનપ્રવાહ એવા અખૂટ ધારાએ વહેતો હોય છે કે કદી ઘર છોડીને ન નીકળેલાં નાનાં શિશુઓ પણ, મેળામાં જવાની હઠ કરી, ઘેરથી રીસાઈ ભાગી છૂટી, એકલાં પગપાળા શામળાજી જઈ પહોંચ્યાના બનાવો પ્રતિ વર્ષ બને છે. ટીંટોઈથી ચોકીદારો જેવા ઊભેલા ડુંગરોની હારો શરૂ થાય છે. ખાખરાનાં જંગલોમાં થઈને વહેતી મેશ્વોનો કિનારો નજરે પડ્યા પછી વાહનમાં આગળ વધવું અપ્રિય થઈ પડે છે. માઈલ એ માઈલની ડુંગરોની ખીણોમાં થઈને ફરવાની એ સફર, એના કુદરતી દેખાવની સમૃદ્ધિથી થાકને હરી લે છે ને શરીરમાં અપૂર્વ ઉત્સાહ અને તાજગી પૂરે છે. સર્પાકારે વહેતી મેશ્વોને એક વાર ઓળંગી, તેને જમણી બાજુએ રાખી કિનારે કિનારે આગળ વધતાં, ફરી પાછું એ જ વહેણ ઓળંગવું પડે છે. આ વખતે મેશ્વો ડાબી બાજુએ રહી જાય છે ને યાત્રાળુ સાંકડી ખીણમાં પ્રવેશે છે. ખીણમાંથી બહાર નીકળતાં ફરી મેશ્વોનાં દર્શન થાય છે ને સાથેસાથે, સામે, ટેકરીઓની પાછળથી ડોકિયાં કરતું શ્રી શામળાજીના મંદિરનું સુવર્ણશિખર પ્રભાતના સુકોમળ પ્રકાશમાં ઝળહળતું દૃષ્ટિગોચર થાય છે. ત્રીજી વાર મેશ્વો ઓળંગી યાત્રાળુ જ્યારે મંદિરના આંગણામાં આવીને ઊભો રહે છે ત્યારે મંદિર સામે નજર પડતાં તેના મુખમાંથી અહોકાર નીકળી જાય છે. મંદિરની ભવ્યતાથી અંજાઈ જવા તે ઉરે પૂરેપૂરો તૈયાર બની ગયો હોય છે.

અન્ય મંદિરોના અદ્ભુત સ્થાપત્યકલા જોઈ પ્રાકૃત માનવી તેને મનુષ્યનિર્મિત નહિ માનતાં દેવનિર્મિત માનવા પ્રેરાય છે. આવી રીતે અજંતા, હળેબિડ, બેલૂર, મદુરા, ભુવનેશ્વર, દ્વારિકા વગેરેનું સ્થાપત્ય લોકજીભે દેવનિર્મિત કહેવાય છે. શામળાજી વિષે પણ એવી કિંવદંતી ચાલે છે. કહે છે કે પૃથ્વી પરના સ્વર્ગ સમી આ ભૂમિ પર વિશ્વકર્માએ આ મંદિર રાતોરાત ઊભું કર્યું, પણ પછી પ્રભાત થઈ જતાં તેઓ તેને સ્વર્ગમાં ઉપાડી લઈ જઈ શક્યા નહિ એટલે અહીં રહી ગયું. અપૂર્વ શિલ્પ-સ્થાપત્યનો મહિમા લોકહૃદયમાં ઉતારવાની આ રીતિ છે.

ભગિની નિવેદિતા કાશીના વિશ્વેશ્વર મંદિર વિષે લખતાં કહે છે કે કાશીપુરીમાં વિશ્વેશ્વર નથી વસ્યા, પણ વિશ્વેશ્વરમાં કાશીપુરી વસી છે. અર્થાત્ વિશ્વેશ્વરની સ્થાપના થયા પછી ધીમેધીમે તેની આસપાસ શહેર બંધાયું છે. આજે શામળાજીનું તેવું જ છે. ત્યાં જે-કંઈ વસતિ છે તે મંદિરને લીધે છે.

વિશાળ આંગણામાં આવી ઊભા રહેતાં મંદિરના પ્રવેશદ્વાર પર બે બાજુ બે વિશાળકાય પૂરા કદના હાથી દૃષ્ટિગોચર થાય છે. જાણે દેવદરબારમાં 'કુંજર ડોલે દ્વાર'. પ્રવેશદ્વારને માથે ગોખડિયાં વાળે છે. યાત્રાળુ પગથિયાં ચડી દેવાલયની બરાબર ગોદમાં આવી ઊભે

# પ્રકૃતિ-સૌન્દર્ય અને શિલ્પસ્થાપત્યનું કલાધામ

છે. ખરેખરા મંદિરનું દર્શન હવે જ તેને થાય છે. ખૂબ ઉન્નત બેસણી પર ઊભું કરેલું મંદિર તેને ગગનગામી રથ જેવું ભવ્ય, પાંખો બિડાવી બેઠેલા ગરુડ જેવું વિરાટ, અને આંખને ભરી દેતું અનુપમ લાગે છે. હવે તે સ્થિર ઊભો રહી શકતો નથી. એક વાર મંદિરની પ્રદક્ષિણા કરી, એનું સૌંદર્ય આંખમાં ભરી લેવા તે અધીરો બને છે, અને જેમજેમ એની સ્થાપત્યકલા તથા શિલ્પકલા જોતો તે તેની આસપાસ ફરે છે તેમતેમ તેને ભાન થતું જાય છે કે આ સૌંદર્ય આંખમાં સમાવું અશક્ય છે, સમાવવાનો યત્ન કરવો એ વૃથા છે. હાથમાં કૅમેરા હોય તો યથાયથ તેની ચાંપો પડવા માંડે છે અને કલાકોના કલાકો ખડે પગે વ્યતીત થાય છે.

**શા**મળાજીનું આ મંદિર દસમી સનની દસમી કે અગિયારમી સદીનું હશે એમ એની સ્થાપત્યકલા પરથી અનુમાન થાય છે. મંદિરની બેસણી ખૂબ ઊંચી છે અને બેસણીના દેહ પર ચારે કોર બારીક શિલ્પના કંદોરા છે. આ કંદોરાના સામાન્યતઃ ચાર થર હોય છે: અજ, ગજ, નર અને દેવ. (અહીં ત્રણ છે.) અજ થરમાં શોભિત મેખલા છે, ગજ થરમાં સૂંઢ હલાવતા મદગળોની હારમાળા છે, નર થરમાં મનુષ્યજીવનના રોજિંદા બનાવો કોતરેલા હોય છે, દેવ થરમાં રામાયણ, મહાભારત ને ભાગવતમાંથી રામ ને કૃષ્ણના જીવનના પ્રસંગો બતાવેલા છે. અરધા ફૂટ જેટલી પહોળી પટ્ટીમાં આ પ્રસંગો (દા. ત. નાગદમન, પૂતનાવધ, હનુમાનની પાલખી, ભીમની આમલીપીપળી વગેરે) ખૂબ કુશલતાપૂર્વક કોતરેલા છે.

આ કંદોરાઓની ઉપર દેવદેવતાઓ, માનવીઓ ને અનુચરોની વિવિધ છટા વ્યક્ત કરતી અસંખ્ય સુંદર મોટી મૂર્તિઓ છે. કંદોરાના તમામ હાથીઓની પેઠે, ઉપલા ભાગમાંની લગભગ આ બધી જ મૂર્તિઓ ઓછીવત્તી ખંડિત છે; છતાં એનું કલાવિધાન એટલું લલિત ને ચિત્ત કર્ષક છે કે જોનારને કલાકો સુધી ખેંચી રાખે છે. આમાં પશ્ચિમ દિવાલ પર તાંડવ નૃત્ય કરતા ગણેશની મૂર્તિ ભૂલવા જેવી નથી. ગણેશની આવી મૂર્તિઓ ક્વચિત્ જ જોવા મળે છે. તેમના મુખ પરનો પ્રસન્ન ભાવ, ભારે શરીરની સમતુલના, સૂંઢનો નાનગમ વળાંક વગેરે બારીકાઈથી જોવા જેવાં છે.

પ્રવેશદ્વારવાળી બાજુને બાદ કરતાં બાકીની ત્રણ બાજુની દિવાલો પર સૂંઢથી લડતા હાથીઓનાં જોડકાં છે—જાણે બે મદગળો કેલિ કરતા હોય તેવાં, તેમના ભારે પગનો, લળતા દેહનો ને ઝીણી આંખનો ભાવ છે.

અમદાવાદ અગર વડોદરાથી મોડાસા થઈને શામળાજી જવાના માર્ગનો નિર્દેશ કરતો નકશો. કાંગરીવાળી લીટીઃ રેલ્વે; આખી લીટીઃ પાકી સડક; ટપકાં વડે દર્શાવેલી લીટીઃ કાચી સડક

ત્રિશૂલધારી શિવની મૂર્તિ (ફોટોઃ લેખક)

પ્રદક્ષિણા પૂરી કરી આઠદસ પગથિયાં ચઢી યાત્રાળુ હવે મંદિરમાં પ્રવેશે છે. મંદિરના મુખ્ય મંડપની વચ્ચોવચ્ચ પ્રભુ સામે બેઠેલી માનવગરુડની મૂર્તિ તેનું ધ્યાન ખેંચ્યા વગર રહી શકતી નથી. ગરુડના મસ્તક પર, ડોકમાં, બાજુબંધ પર, કાંડા પર ને પગે વીંટળાયેલા ચાપલ્યના પ્રતીક સમા સર્પોનાં લળેલાં મુખ, ગરુડના દેહરૂપમાંથી જાણે મન્થતા અનુભવતાં હોય એવા ભાવ પ્રગટ કરે છે; ને સ્કંધ પર વિશાળ પાંખોનો બોજ ઉઠાવી બેઠેલો ગરુડ તો જાણે ચારેકોર ખદબદતી સૃષ્ટિથી બેનમાં બની, પોતાના ઇષ્ટદેવ વિષ્ણુ પ્રતિ પોતાની અવિરત નજર સ્થિર કરી રહ્યો છે.

યાત્રાળુ હવે ઊંચી નજર કરી મંડપની છત નીરખે છે. ગોળ પાંખડીવાળા ખીલેલા પદ્મની રચનાવાળી અને વચમાંથી ઝુમ્મરની પેઠે લટકતી રહેતી કોતરણીવાળી આ છત જોનારને મુગ્ધ કરી નાખવાનું સામર્થ્ય ધરાવે છે. છતના બહિર્વર્તુલમાં સાડા ચાર ફૂટના માપની ગોળ મૂર્તિઓ અભંગાવસ્થિ અને ભાવના આલેખનમાં એકમેકથી સ્વતંત્ર છે. તેમાંની એક મૂર્તિ શ્રીકૃષ્ણની છે, બાકી મૂર્તિઓ મંજીરાં, મૃદંગ, વાંસળી, વીણા, ઢોલ વગેરે વાદ્યોવાળી છે ને ચમત્કારપૂર્ણ નૃત્યની સ્થિતિમાં છે.

મંદિરના મુખ્ય ગર્ભદ્વારમાં શ્રી શામળાજી (શ્યામલાલજી-કૃષ્ણ)-ની અતિ સુંદર મૂર્તિ છે. તે હિંદુ શિલ્પકલાના સુંદર નમૂના રૂપ છે. કેસરસ્નાન વખતે એ મૂર્તિનું સ્વરૂપ ભક્તની આંખ ભરી દે છે અને કલાશિલ્પની દૃષ્ટિમાં ભક્તિનું સિંચન કરે છે. ડાકોર કે દ્વારિકામાંની કૃષ્ણની મૂર્તિ કરતાં આ મૂર્તિ વધુ મોટી છે. એની કમરનો વળાંક અને ત્રિભંગિ અતિ સમર્થ કલાકારના હાથનું નિદર્શન કરાવે છે.

**શા**મળાજીનું સ્થળ પુરાણોમાં ગદાધરક્ષેત્ર નામે પ્રસિદ્ધ છે. ખૂબ




## જગતની જનસંખ્યા—દેશવાર પ્રમાણ દર્શાવતી

ઉપરના આલેખમાં આપેલું આખું યે વર્તુળ પૃથ્વી પરની સમસ્ત જમીનનો વિસ્તાર બતાવે છે. અને તેના વિભાગો પાડીને તેમાં જે જે દેશોના નામ લખેલાં છે તે તે દેશો પૃથ્વીની જમીનનો કેટલો ભાગ રોકે છે. વચ્ચેનું સૌથી નાનું બિંદુ તેમાં બ્રિટનનું કદ કેટલું છે તે બતાવે છે, અને યુરોપના વર્તુળ તથા મોટા દેશ-વિસ્તારોની વચ્ચેના ગાળો, જે દેશોના નામ નથી દર્શાવ્યા તે દેશોનો વિસ્તાર દર્શાવે છે. દરેક દેશની અંદર આલેખેલી એકએક માનવ આકૃતિ અઢી કરોડ જન-સંખ્યાની સૂચક છે.(Courtesy 'Look up Your Atlas' Pub by Harrap)

અહીં મળી આવતા અનેક શિવમંદિરોના અવશેષો પરથી એમ લાગે છે કે એક કાળે અહીં શિવપૂજક સંપ્રદાયનો ભાગ બળવત્તર હશે. 'ગદાધર માહાત્મ્ય'માં પણ શિવભક્તિના ઉલ્લેખો મળી આવ્યા છે.

શામળાજીના મંદિરની ચારેકોર દૂર દૂર સુધી, અને ફરતી ડુંગરમાળની કરાડોમાંથી પણ અસંખ્ય નાનીમોટી મૂર્તિઓ વખતોવખત મળી આવે છે. આવી મળી આવેલી મૂર્તિઓમાંની કેટલીક તો ઈસવી સનના છઠ્ઠા સાતમા સૈકાની હોવાનું જણાયું છે.

અહીંનાં ઘણાંખરાં મંદિરો લાલ રેતીઆ પથ્થરનાં બાંધેલાં છે, પણ કેટલાંકમાં ઈંટોનો ઉપયોગ થયેલો છે. શામળાજીના જૂના મંદિર નામે ઓળખાતા મંદિરની અંદરની છત, તથા વિશ્રામઘાટ પર આવેલા રઘુનાથજીના મંદિરની છત જોવા જેવી છે. હરિશ્ચન્દ્રની ચોરી નામે ઓળખાતી જગ્યાએ હાલ એક પથ્થરનું તોરણ ઊભેલું છે તેની કલાકારીગરી પણ જોવા જેવી છે.

વિશ્રામઘાટ પાસેની લોકજીભે 'કજરી છોકરાંની મા' નામે ઓળખાતી એક મૂર્તિ ખરેખર કયા દેવતાની છે તે કહી શકાતું નથી. આવી જાતની મૂર્તિ હિંદમાં કોઈ જગ્યાએ જોવા મળી નથી. કોઈ તેને વિરાટ સ્વરૂપ કહે છે, તો કોઈ 'અનન્ત બ્રહ્મા' કહે છે. મૂર્તિના બધા હાથ ખંડિત છે, પણ આઠ હાથ ચોક્કસ જોઈ શકાય છે. ચાર મસ્તક છે. પહેરેલું પીતાંબર સ્પષ્ટ દેખાઈ આવે છે. મૂર્તિમાં બન્ને પોતાના ખભા પર ને માથા પર ફણા હોય તેવી છે. બીજી લગભગ ચાળીસ જેટલી નાની મૂર્તિઓ તેના શિરોભાગને વીંટળાઈ વળેલી છે. મુખ્ય મૂર્તિએ મોટાં કુંડળ, કંઠાભરણ, રત્નખચિત શિરોવેષ્ટન ધારણ કરેલાં છે. એનો ભાગ ફૂટી નાખેલો છે, પણ અપ્રતિમ પૌરુષની આભા તેના વિશાળ વક્ષઃસ્થળ પરથી સ્પષ્ટ વરતાય છે. આ મૂર્તિ છઠ્ઠી સદીની હશે તેમ અનુમાન થાય છે.

શામળાજીના ડુંગરોમાંથી મળી આવેલી બીજી અનેક મૂર્તિઓ અત્યારે હિંમતનગરના પુરાતત્ત્વ સંગ્રહાલયમાં છે. તેમાં ચામુંડાની, ઊભેલા ગણેશની, ભીલડી (પાર્વતી)ની, વીરભદ્રની વગેરે મૂર્તિઓ છઠ્ઠી સાતમી સદીની અતિ પ્રાચીન અને વિરલ છે. શામળાજીના મંદિરની બાજુમાં આવેલા એક મંદિરમાં ઊભેલી ત્રિશૂળધારી શિવની મૂર્તિ કલાસૌન્દર્યના એક અપૂર્વ નમૂના રૂપ છે.

એક ડુંગરમાળને અડકીને જ 'કરમ્બુજ' (લોકવાણીમાં 'કરમાનું તળાવ') નામે તળાવ આવેલું છે. તેનો એક બાજુનો ભાગ પથ્થરથી બાંધેલો છે તથા શામળાજી તરફની બાજુ મંદિરોના ટેકરાના આકાર તથા ઈંટોના ઢગલા વગેરે પરથી એ આખી યે બાજુ એક વખત નાનાં મોટાં મંદિરોની હારમાળાથી શોભતી હશે એમ માનવાને કારણ મળે છે. પાળને એક છેડે સંખ્યાબંધ પગથિયાંવાળો ઓવારો છે. આ તળાવ બે વર્ષ પહેલાં વરસાદના સખત મારથી વચમાંથી તૂટી ગયું છે, ને તળાવથી મેશ્વો નદી સુધીનો લગભગ અરધા માઈલ જેટલો માર્ગ પચીસ ફૂટ ઊંડો કોતરાઈ ગયો છે. એ આખા માર્ગની અંદર બન્ને બાજુની જમીની તરફનો ભાગ આખો જ ઈંટોના ઢગલાઓથી ભરેલો જણાય છે. ઈંટોના એ ઢગલાને માથે ખેતરો છે ને હાલ ખેતી થાય છે. આ પરથી જણાય છે કે આ અવશેષો ઘણા પ્રાચીન જમાનાના હોવા જોઈએ. આવા એક ખેતરમાં એક મહાદેવનું મંદિર છે. પ્રખ્યાત પુરાતત્ત્વવિદ્ [illegible] આવા મંદિરો વિષે કહે છે કે એક કાળે આ મંદિરો ધરતીની સપાટી પર બંધાયાં હોય છે, પણ પાછી એ સ્થળ કોઈ કારણસર ભુલાઈ જાય છે કે તજાઈ જાય છે, ને આસપાસની જમીન વાવંટોળ, રેલ વગેરેથી ઊંચી ચડવાને પરિણામે મંદિર જમીનની સપાટીથી નીચું થઈ જાય છે. આ મંદિરના શિખર જેટલી ઊંચાઈ સુધી આસપાસની જમીન ચડી ગઈ છે. જમીનનો થર તપાસાય તો તે પરથી મંદિર કેટલું જૂનું હશે તથા તે પર કેવા કેવા કુદરતી કે માનુષી સંસ્કારો વીત્યા હશે તે કહી શકાય. તળાવ તૂટવાથી ખુલ્લી થયેલી અવશેષોની આ લાંબી જમીનપટ્ટીનો અભ્યાસ પણ આ બે બાબતમાં મદદ કરી શકે તેમ છે.

અહીંથી મળી આવતી ઈંટો પણ ઘણી જ મોટી ને જુદા જુદા માપની છે. ૧૫ ઈંચ લાંબી, ૧૦ ઈંચ પહોળી ને ચાર ઈંચ જાડી, તથા તેથી વધતા ઓછા માપની ઈંટોનાં ખંડેરોના ઢગલેઢગલા આ પ્રદેશમાં ઠામઠેર વેરાએલા છે. કેટલાં યે ખેતરોમાં બન્ને બાજુ આવી ઈંટોમાં જ હળ ફરે છે. કોઈકોઈ વાર નાની મોટી મૂર્તિઓ કે કોતરેલા પથ્થર તેમાંથી ઊપડી આવે છે. શામળાજીના મુખ્ય મંદિરની મૂર્તિ પણ આવી જ રીતે એક ખેતરમાંથી મળી આવેલી છે. મોડાસા-શામળાજીની વચમાં આવેલા ગામ ટીંટોઈના સુંદર જૈન દેવાલયમાં પધરાવેલી પારસનાથની મૂર્તિ પણ અહીંના જ એક ખેતરમાંથી મળી આવી હતી.

ઈડર રાજ્યના પુરાતત્ત્વખાતાના એક વખતના અધિકારી શ્રી પંઢરીનાથ ઇનામદારે પોતાના 'ઈડર સંસ્થાનના કેટલાક પુરાતન અવશેષો' નામે પુસ્તકમાં શામળાજી નજીકથી 'કોઈ પુરાતન રાક્ષસનાં અથવા પ્રાણીનાં હાડપાંજરાનાં હાડકાં, એક જબાની હાંસડી, પાંસળીના ટુકડા વગેરે' આઠ નવ વર્ષ પહેલાં મળી આવ્યાની નોંધ લખેલી છે. આ બધા પરથી એક વાત નિશ્ચિત છે કે આ સ્થળ અતિ પ્રાચીન છે.

સ્થળ અતિ પ્રાચીન છે, નૈસર્ગિક સૌન્દર્ય અતિ મનોહર છે, સ્થાપત્યકલા ગુજરાતમાં અનોખી છે; છતાં, દુઃખ ને દિલગીરીની વાત છે કે ગુજરાતના વિદ્વાનોએ હજી આ તરફ નજર સરખી યે કરી નથી.

ગુજરાતના ઇતિહાસલેખકો કે કલા-સ્થાપત્ય વિષે લખનારા વિદ્વાનોમાંના કોઈએ પણ આ સ્થળનો પોતાનાં લખાણોમાં ઉલ્લેખ સરખો યે કર્યો નથી, ભાગ્યે જ કોઈએ આ સ્થળની મુલાકાત પણ લીધી હશે. કોઈ પરદેશી આવીને આનો મહિમા આપણી આગળ ગાઈ બતાવે તેની તો વાટ નથી જોવાની ને? **રમણલાલ સોની**

# ગુજરાતમાં સ્થાપત્ય અને કલા

લેખક: **અનંતનાથ નંદનાથ દીક્ષિત**, બી. એ., બી. એસ સી., (લંડન) એ. કે. સી.

હિંદુસ્તાનના બધા પ્રાંતોમાં ગુજરાતની રસાળ ભૂમિ અનેરી જ છે. વિસ્તાર ને વસ્તીના પ્રમાણમાં જોકે બંગાળા કે તામીલનાડ જોડે આપણે હરીફાઈ કરી શકીએ તેમ નથી. તોપણ અનેરી તરેહની બાત હિંદમાં ગુજરાતની છે. કુદરત અને વર્ષોની આ લાડકી બાલા હિંદુસ્તાનની સાહસિક વ્યાપારી કોમોનું પ્યારું વતન છે, અને તેને જ લીધે અત્યારે પણ બીજા પ્રાંતોની સરખામણીમાં આ તરફની સંસ્કારછાયા અસલ ને ગહન છે.

પશ્ચિમ કાંઠાનો આ મુલક અરબી સમુદ્રથી પાવન થએલો છે. અનાદિ કાળથી હિંદ બહારની સંસ્કૃતિના ગાઢા મળયમાં આ પ્રદેશ આવેલો છે, તેથી તેના રીતરિવાજ, માન્યતા ને શોખો અનેરા જ કેળવાએલાં છે.

રોમ જ્યારે દુનિયાની મહારાણી હતું ત્યારથી પ્રભાસ, નાલાસોપારા, ખંભાત ને અન્ય બંદરોથી આ પ્રદેશ જગતભરમાં મશહૂર હતો. ત્યાર પછી સુરત-ભરૂચનાં બંદરો જગવિખ્યાતિ પામ્યાં ને તેથી આ પ્રદેશમાં અઢળક લક્ષ્મી અને સંસ્કાર આવ્યાં. એ ગુજરાતમાં મળેલા કળા અને સ્થાપત્યના સમન્વયનો આજે આપણે વિચાર કરીએ.

સ્થાપત્ય એ એક કળા જ છે ઉપરાંત સ્થાપત્ય કળામય પણ થઈ શકે.–દુનિયામાં દરેક ચીજની ઉપયોગિતા (Utility) પણ છે, પરંતુ તેની સાથેસાથે તેને કળામય પણ બનાવી શકાય. પાણી પીવું અને તે માટે વાસણ હોવું એ રોજની જરૂરિયાતની બાબતો છે, પણ ટિનના ડબ્બામાં યે પાણી પીવાય છે અને મોરાદાબાદી કે કાશીના કળામય કોતરેલા પ્યાલા અથવા ગંગા-જમની લોટામાંથી પણ પીવાય છે. હિંદુસ્તાનમાં રોજની માણી વપરાતી ચીજોમાં આ પ્રમાણે કળા અને ઉપયોગિતા (Utility and art)નો સારો સુમેળ છે.

ગુજરાતની વિશિષ્ટ શિલ્પસામગ્રી વણઝારાની વાવો છે. બીજા પ્રાંતો પેઠે અત્રે પણ મંદિરો કિલ્લાઓ ને મસ્જિદો છે. પણ વાવની જે ખૂબી ને શોભા આ પ્રદેશમાં આપણાં પૂર્વજોએ ઉત્પન્ન કરી છે, તે હિંદભર જ નહિ પણ બલ્કે જગતભરમાં અજોડ છે.

રેલ્વે-મોટરના જમાના પહેલાં માલની અવરજવરમાં વણઝારાઓની પોઠો મોટા પ્રમાણમાં વપરાતી. તેનાં સેંકડો જાનવરોને તથા દેખરેખ રાખનાર મનુષ્ય કાફલાને રાત્રિના મુકામ વખતે પાણીની જરૂર તો પડે જ. તે માટે કૂવાઓ મોટા પ્રમાણમાં જોઈએ. ઉત્તર ગુજરાત સૂકો મુલક. દક્ષિણ જેવી સતત વહેતી નદીઓની એ તરફ વકી. ખેતરના કૂવાઓ પાણીની તંગીને લીધે એકલો વાપરવા ન દે તે સ્વાભાવિક. તેવી સ્થિતિમાં વણઝારા આગેવાનોએ એ પ્રદેશમાં પોતાના તેમજ સમગ્ર જનતાના ઉપયોગ માટે કળામય સુંદર વાવો સ્થળે સ્થળે બંધાવી. તેની રચના, અદ્ભુત કોતરકામ ને કળામય વ્યવસ્થા જોઈને આજ પણ આપણું હૃદય હર્ષથી ઊભરાઈ જાય છે. શું એમના ભવ્ય મનોરથ, શી એમની ધીરજ ને શાંતિ ' ચીસચાળીસ માઈલ ઉપરાંતથી મોટીમોટી શિલાઓ ઘસડી લાવી સ્થળેસ્થળે આવી વાવો રચનારને શું ધન્યવાદ ન ઘટે ?

તે પ્રમાણે મોઢેરાનું સૂર્યમંદિર અને ભવ્ય કુંડ, સિદ્ધપુરનો રુદ્રમાળ, પાટણનું સહસ્રલિંગ ને ખાન સરોવર, વડનગરના કીર્તિસ્તંભો ને દેલવાડાના જૈન મંદિરો તથા અમદાવાદની મસ્જિદો ગુજરાતીઓના કળા અને શોખની હજુ સાક્ષી પૂરે છે.

મકાનોની યાદી કરવાનો અત્રે ઈરાદો નથી; ફક્ત નિર્દેશ જ બસ છે.

બીજી ખાસ ખૂબી એ છે કે આશરે ૮૦૦ વર્ષથી મુસલમાનોના અત્રેના વસવાટ દરમ્યાન હિંદુ ને મુસલમાન શિલ્પીઓએ ભેગા મળી આ કળામાં પોતાનો યોગ્ય ફાળો આપ્યો છે. રાજકીય ઝગડા હોય યા ન હોય તોપણ બાંધકામમાં તો ગુજરાતના સુલતાનોએ હિંદુ શિલ્પસામગ્રીઓની મદદથી જ અમદાવાદ અને મહેમદાવાદનાં ભવ્ય મકાનો, કોટો ને મસ્જિદો સર્જાવ્યા. ગુજરાતના સુલતાનોની મસ્જિદો હિંદુ અને મુસલમાની કારીગરીના સમન્વયનો સબૂત પુરાવો છે. ઇસ્લામની ગંભીરતા અને ઉચ્ચ આશય તથા હિંદુઓની કલામયતા ને ઝીણી ઝીણી બાબતમાં પણ રસ ઉત્પન્ન કરવાની તીવ્ર અભિલાષા, મધ્યકાળનાં બાદશાહી મકાનોમાં તરી આવે છે.

કોતરકામમાં તો હિંદી કારીગરો બેનમૂન છે. જાતજાતનાં સુરેખ પૂતળાં રચવાં તો તેમને મન રમતવાત છે. અમદાવાદની મસ્જિદની જાળીઓને તો (Poetry in Stone)ની ઉપમા અપાઈ છે. તેજ પ્રમાણે ગુજરાતના બાદશાહોની મસ્જિદો નમાઝ માટે રચેલાં મંદિરો છે. મંદિરો જેવી જ સુરેખ કોતરકળા ને ભવ્યતા તે મસ્જિદોમાં ઈસ્લામની સાદાઈ ને ગંભીરતામાં કાંઈ અનેરો રંગ પૂરે છે. શિખરો, ઘુમટ, મહેરાબ ને મિનારાઓ સાથે વળી નવીન સ્વરૂપો નજર આગળ ખડાં કરે છે. એમાં હિંદુ અને મુસલમાન શિલ્પશાસ્ત્રીઓએ જે કામ કરી બતાવ્યું છે તે એ જ પુરવાર કરે છે કે જો હિંદુ ને મુસલમાનભાઈઓ ધારે તો કાંઈ નવીન જ અદ્ભુત સુંદરતા સર્જી શકે.

## બે સુધારા

**આ અંકનાં છેલ્લાં આઠ પાનાંના ક્રમાંક ૯૯થી ૧૦૬ ને બદલે ૧૦૧થી ૧૦૮ સમજવા.**

**ગયા અંકના છેલ્લા પાને આપેલા ઘડિયાળી કૅલેન્ડરમાં વાર શોધવાની પધ્ધતિમાં જ્યારે જવાબ શૂન્ય આવે ત્યારે રવિવાર સમજવાનો છે.**

અમારાં અંગ એવાં તો અકડાઈ ગયાં હતાં કે અમે કોઈ પૂરા ઊભા રહી શકતા ન હતા. નેતરના એ સોટાઓને આધારે, કળતે શરીરે અમે જેમનેમ ઊભા થયા. વચમાં હું અને અડખેપડખે ટૉની ને જીન, એ રીતે છાતી કાઢીને દમામભેર અમારા સૌથી નજીકના ઝૂંપડા તરફ અમે ઊપડયા અને ત્યાં પહોંચીને અંદર પેઠા.

રાત્રે એ ઝૂંપડાની કશી તજવીજ કરવા જેટલી હામ અમારામાં નહોતી રહી. ઝૂંપડાની બહાર નાળિયેરીનું ઝુંડ હતું, એટલે નીચે કંઈ નાળિયેર પડયાં હોય તો તે લાવવાને જીન નીકળ્યો. પણ બહાર નીકળતી વખતે પવન એટલો સખ્ત વાતો હતો કે તે પોતાની જાત ન સમાલી શકયો અને પડી જતાં તેના પગ પરવાળાથી છોલાઈ ગયા. નછૂટકે એ રાત્રે ભોજનનો વિચાર અમારે માંડી વાળવો પડયો.

સવારે ઊઠીને અમે, રાતના પવને ઝૂંપડાને પહોંચાડેલી જફાની મરામત કરી રહ્યા હતા ત્યાં કિનારાની બાજુએથી આવતો એક દેશી વતની અમને જણાયો. મેં મારી સીસોટી વડે કેટલાક લાંબા સાદ દીધા એટલે એ વિસ્મય પામતો દોડી આવ્યો.

અમે જમીન પર જ, જ્યાં ઝૂંપડાની મરામત કરવાની હતી ત્યાં જ, અઢેલીને બેઠા રહ્યા. પેલો દેશી આશ્ચર્યચકિત મુગ્ધ નજરે અમને તાકી રહ્યો. અમે બધાએ ભૂખ્યા હોવાની સંજ્ઞા આપવા માટે મોં તરફ આંગળી ચીંધી બતાવી. અમારી લોથપોથ હાલત જોઈને જ અમારી દુર્દશાનો ખ્યાલ આવતાં તેને વખત ન લાગ્યો. એ નાળિયેરના ઝુંડમાં દોડી ગયો ને થોડી વારમાં કેટલુંક કોપરું લાવી મૂક્યું.

અમે ખાતા હતા તે દરમિયાન એ દેશી વતનીએ અમને સંજ્ઞાથી સમજાવ્યું કે પોતે અમને કાંઈક મદદ કરવા ઇચ્છે છે. જરા હિંમત દેતાં, હસીને એણે મારી સીસોટી તરફ આંગળી ચીંધી હાથ લંબાવ્યો. મેં સીસોટી તેના હાથમાં મૂકી કે જ લઈને જોરથી વગાડતો એ નાળિયેરીના ઝૂંડમાં દોડી ગયો. અમે હવે નિરાંતભરી નજર એકબીજા તરફ નાખી. કંઈ નહિ તો આ દેશીઓ દુશ્મન તો નહોતા જ.

અરધાએક કલાકમાં તો અમારો પરિચિત દેશી એક નાની શરખી ટોળી લઈને પાછો ફર્યો. ટોળીમાં એક જણ નેતા જેવો દેખાતો હતો. એ ત્યાંનો રેસિડેન્ટ કમિશ્નર હતો. અમારાં શરીરનો રંગ બુંજાઈ શેકાઈને એવો થઈ ગયો હતો કે ચામડી પરથી તો અમે ગોરા, કાળા, ઘઉંવર્ણા કે પીળા, કયા લોકો છીએ તે પરખાય તેમ નહોતું; પણ અમારી આંખોના રંગ પરથી એક દેશીએ વર્તી કાઢયું કે અમે ગોરા છીએ. અમે અમેરિકન હોવાનું જાણીને કમિશ્નર ખુશ થયો હોય તેમ લાગ્યું.

આસપાસના પરવાળાના અસંખ્ય ટાપુઓમાંથી માત્ર આ એક જ ટાપુ વસતિવાળો હતો, અને અમે તેના જ પર આવી પહોંચ્યા હતા ને કેવા નશીબદાર ! અમે કઈ રીતે આ ભાગમાં આવ્યા ? ચાલતા ? તેણે પૂછ્યું. અમે દરિયામાં ખડક તરફ આંગળી ચીંધી ને એ તો દિગ્મૂઢ બની ગયો ! કોઈ આદમીનો જાયો આજ સુધી એ ખડક પર થઈને જીવતો કિનારે ઊતર્યો નહતો ! ટાપુના આ કિનારે ચોકી માટે એક દીવાદાંડી પણ હતી, પરંતુ એ ખડકવાળી દિશા એટલી તો દુર્લંઘ ગણાતી કે ત્યાંથી કોઈ જીવતો આવી શકે તેમ જ નહોતું. એટલે દુશ્મનો સામે ત્યાં ચોકી મૂકવામાં ટાપુવાસીઓ ખાસ ધ્યાન આપતા જ નહોતા. વળી અમારો રબરનો તરાપો બહુ નાનો હોઈને તેમનું ધ્યાન એ તરફ ન ખેંચાયું હોય એ સંભવિત છે.

હજી યે કમિશ્નરને ગળે તો અમારી વાત ઊતરતી જ નહોતી. પણ મેં સમજાવ્યું કે અમારો તરાપો તો હવા ભરેલો રબરનો હલકો ફૂલ હતો, તેથી ખડક પરથી ઊછળતા મોજા પર અદ્ધર ને અદ્ધર ફંગોળાઈને આ પટ્ટે સરકી આવેલો. લાકડાની હોડી હોત તો ભુક્કા બોલી જાત ! મારી આ વાત એ પહોળે મોંએ સાંભળી જ રહ્યો !

તરત તેણે પોતાના માણસોને હુકમ કર્યો, અને અમને નાનાં બચ્ચાંની માફક હળવેથી ઊંચકીને એ લોકો કમિશ્નરને મુકામે લઈ ગયા જ્યાં અમને જોઈતો આરામ આપવામાં આવ્યો.

જીવનમરણનો છેલ્લો જંગ ખેલવાની જે આખરી તાકાત માણસના અંતરમાંથી ખેંચાઈ આવે છે એની બજવણી પૂરી થઈ ગઈ હતી, એટલે મુક્તિ પામ્યા પછી જ એ જંગની વાસ્તવિક ભયંકરતા અમને હવે સમજાવા માંડી. દિવસોના દિવસો સુધી અમારાં મગજ ગુમ જ રહ્યાં અને રાત્રે સૂતી વખતે પણ એવાં ભયાવહ સ્વપ્નાં આવતાં રહ્યાં કે જેની પાસે તરાપામાંનો અમારો પ્રત્યક્ષ અનુભવ પણ ગૌણ બની રહેતો. તરાપામાં બેઠેબેઠે કાઢેલા દિવસોથી અમારા પગ પણ એવા બેવડ વળી ગયા હતા કે એક અઠવાડિયા સુધી તો એ લાંબા પણ નહોતા થઈ શકયા.

આમ છતાં, ટૂંક વખતમાં થોડીઘણી નબળાઈ સિવાય અમે સાજાસારા બની ગયા હતા. અમારા ઉતરાણ પછીના સાત દિવસ રહીને એક અમેરિકન યુદ્ધજહાજે અમને ઊંચકી લીધા અને અમારા જીવનદાતાઓ સાથે હસ્તધુનન કરી અમે ચાલી નીકળ્યા.

('Argosy' પરથી) અશોક હર્ષ

Illustrations by Courtesy of 'U. S. A.', a Monthly issued by United State Office of War Information

## નવાં પુસ્તકો

**હિન્દુસ્તાનમાં પાકિસ્તાન:** લેખક–મોહનલાલ શર્મા, પ્રકાશક: દ્વારકાદાસ ગોકળદાસ તન્ના, કરણપરા, રાજકોટ; ૦–૬–૦; **કૉલેજજીવન અને બીજી વાતો:** લેખક-પ્રકાશક-મંગળદાસ ગિરધરલાલ મહેતા, મંગળ ભુવન, શીહોર, કાઠિયાવાડ, ૨–૮–૦; **સ્વતંત્ર ભારત:** લેખક–ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશક–નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, ૬–૦–૦; **ભક્તિના ખેલ** (પૂર્વાર્ધ): લેખક–પ્રકાશક–જેઠાલાલ નાથાલાલ દવે, છોટાલાલ બિલ્ડિંગ, કલોલ (ઉ.ગુજરાત), ૪–૦–૦; **કૃષિ-ગો-વિદ્યા ભવન(આણંદ)**નો ત્રીજો વાર્ષિક અહેવાલ; **વિરાજ વહુ** (શરદ બાબુ પ્રણીત): અનુવાદક-મહાદેવ હરિભાઈ દેસાઈ (ચોથું મુદ્રણ) ૦–૧૦–૦; **જીવનના તહેવારો:** લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર (ચોથું મુદ્રણ) ૧–૦–૦;

**ગાંધી-વિચાર-દોહન:** લેખક-કિશોરલાલ ઘ. મશરૂવાળા (ચોથું મુદ્રણ); **રચનાત્મક કાર્યક્રમ–તેનું રહસ્ય અને સ્થાન:** લેખક–ગાંધીજી, બીજી આવૃત્તિ, ૦–૨–૦; **રચનાત્મક કાર્યક્રમ** (કેટલીક સૂચનાઓ): લેખક–બાબુ રાજેન્દ્રપ્રસાદ, ૦–૩–૦; ઉપરનાં પાંચે પુસ્તકના પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, કાળુપુર અમદાવાદ. **ભીરુ સાથી** (નવલકથા) ખંડ ૧-૨: લેખક–પન્નાલાલ પટેલ, ૪-૮-૦; **અપ્સરા** (નવલકથા) ખંડ–૧ લેખક–રમણલાલ દેસાઈ, ૩–૮–૦, બંનેના પ્રકાશક–આર. આર. શેઠની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ–૨ **ભારતના સંતો:** (ભક્ત નરસિંહ, તુકારામ, રામદાસ સ્વામી, તુલસીદાસ, શ્રી ચૈતન્ય, સ્વામી વિવેકાનંદ) લેખક:–રસુલભાઈ ન. વહોરા, પ્રકાશક–પુસ્તકાલય સ. મ. મંડળ લિ. વડોદરા, ૧–૪–૦.

# રસદર્શન

સાહિત્ય, કલા, કુદરત આદિના સંપર્કથી જીવનમાં લાધેલા જે રસાનુભવોએ પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવ્યો તેનાં સંસ્મરણો।

[૨]


લેખક

ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ


બાવીસ વર્ષની ઉમરે અજમેરના અનાસાગર સરોવરને કિનારે બેસીને સામેના લાલ પહાડો જોવાની, બાજુ પરના બગીચાની લહેર ભોગવવાની અને જહાંગીરની આરસની છત્રીનું સૌન્દર્ય નિહાળવાની જે ત્રિરંગી મોજ મેં ભોગવી એ હૃદયમાં જડાઈ ગઈ છે. ત્યાંથી ફૉયસાગર સરોવર જઈને સાક્ષરવર્ય બળવન્તરાય ઠાકોરના 'ફૉયસાગર' કાવ્યમાંની—

'શાન્તિ શાન્તિ ઝરમર ઝરી રૂં મળી વાદળી આ'

એ લીટી સાક્ષાત અનુભવી હતી. અને ત્યાંથી પછી પુષ્કરના પહાડોમાં થઈને જતાંઆવતાં રાજસ્થાનના પ્રતાપી ઇતિહાસના પ્રસંગોએ અંતરને ભરી દીધું હતું.

જયપુરની સમપ્રમાણ નગરરચના અને અજાયબઘર (મ્યુઝિયમ) વગેરે જોઈને ગલ્ટા નામની ટેકરી—જ્યાંથી એક ઝરણું નીકળી કુંડમાં પડે છે ત્યાં બેસીને કરેલું સ્નાન, જયપુરની હુન્નરશાળા—જ્યાં મીનાકારીનાં પિત્તળનાં ગુલદાનૂઆરનાં વાસણ બને છે તે ખરીદનારના સુખ કરતાં પણ વધારે સુખથી જોએલાં તે, ત્યાંના રાજમહેલમાં આવેલા ગોવિન્દજીના હાથી દર્શન કરવા આવે છે તે જ વખતે મેં પણ દર્શન કરીને રાજાના વૈભવ કરતાં યે ભોગવેલો વધારે વૈભવ, નિમચ અને નસીરાબાદની છાવણીમાં ફરી ૧૦૦ માઈલની મરુભૂમિના શુષ્ક પ્રદેશમાં ખગરસ્તાની મુસાફરી કરી આખરે દેવલી કૅમ્પમાં ત્રણ દિવસ રહેવાનું લીધેલું સુખ, અને ત્યાં બાર મહિનાના વિયોગ પછી એક પરમ પ્રિય મિત્રની સાથે 'નેક ચાલ' નામના સરોવરને કિનારે ચાંદનીમાં બેસી માણેલો આનંદ,—એ બધું એવું તો રસતૃપ્તિથી માણ્યું છે કે જે ઘોડાનાજ નશીબમાં હશે.

૨૩ વર્ષની ઉમરે મને કલકત્તા, કાશી અને પ્રયાગરાજ જોવાનું સૌભાગ્ય મળ્યું. કલકત્તા તો મહેલોનું શહેર ગણાય છે. ત્યાંના ચૌરંગી લત્તામાં એક બાજુ મહેલો અને સામી બાજુએ વિસ્તીર્ણ લીલું મેદાન છે. કંઈ પણ કામ વગર ત્યાં મેં અનેકવાર લટાર મારી કરી છે અને મેદાન નિરખ્યા કર્યું છે! ઊંચા ઑક્ટરલોનીના મિનારા પર ચઢીને એ વિશાળ શહેર, ત્યાંની વિસ્તીર્ણ ગંગા નદી, બગીચા, તળાવો, ઘુમ્મટો, મંદિરો અને માનવ સમાજનાં વિહંગાવલોકન કર્યાં છે. ત્યારે કેટલા ગે ગુજરાતીઓએ મારી એ ખાલી 'ટાંગાતોડ'ની મશ્કરીઓ કરી છે! દરિયો હજી મેં જોયો નહોતો, પણ કલકત્તાના આ માનવસાગરે તો મારી કલ્પનાશક્તિ પર જુલમ કર્યો હતો!

ત્યાંનો ઈડન ગાર્ડન ખરે જ નંદનવન જેવો છે. ત્યાં આવેલું બ્રહ્મદેશના ઘાટનું લાકડાનું મંદિર, વાંકીચૂંકી જલલહેર, લતાકુંજો અને વૃક્ષોની ઘટાઓ તથા રંગરંગીન ફૂલોની વચમાં, રાત પડતાં સુધી હું બૅન્ડ સાંભળ્યા જ કરતો. અને જીવન એટલું મધુરું લાગતું કે સંસારને અસાર કહેનારની સાથે હું લડતો.

આ મારી સાતની ટોળીમાંથી કોઈ વિવેકાનંદના બેલુરમઠમાં ગયેલું નહિ. હું એકલો ગયેલો. 'સુજલામ્, સુફલામ્, મલયજ શીતલામ્' એવી હરિયાળી લીલીલીલી ઘાસ અને બીજાં વૃક્ષોથી શોભતી એ ભૂમિ જોતોજોતો રેલવે માર્ગે હું ત્યાં પહોંચ્યો.

મઠના ઓટલાને ગંગા નદીનાં પાણી પ્રક્ષાલે છે. તેનાં પગથિયાં પર પગ પખાળતા બેસીને વિશાળ ગંગામૈયા સાથે, જાણે એના ખોળામાં, વાતો કરતો હું બેઠો. દૂર હિમાલયનાં બરફનાં શિખરોની તેને ખબર પૂછવા લાગ્યો. પણ હવે તો એ બંગાળી સમુદ્રને મળવાની તૈયારીમાં હતી તેથી એનો ઉલ્લાસ માતો નહોતો. એ મને જવાબ શાનો દે?

પાછા વળતાં એક નાનકડી હોડીમાં બેસીને ગંગાના બરફ પર પર, જાણે ચલ્લાપાટ તરતાં તરતાં, ઉપર આકાશના ઘુમ્મટની પ્રગાઢ શાન્તિનું મેં પાન કર્યું હતું, અને ચોતરફ વિસ્તરી રહેલાં ગંગાજીનાં પૈરાં જળમાંથી માથા પર વારંવાર પાણી નાખીને એ શાન્તિને મૂર્ત કરી હતી. બન્ને કિનારે પનિહારીઓ પાણી ભરતી અને સાયંકાળની આરતીના ઘંટ મંદિરોમાં વાગી રહ્યા હતા. એ ધન્ય અનુભવ હતો.

ઘેર જઈને મિત્રોને આ મારા દૈવી સુખની મેં વધામણી આપી અને એમના જીવ બાળ્યા.

ભાગીરથી (ગંગાજી), મેદાનો, વૃક્ષો, બગીચા વગેરેની નિવૃત્તિ ભોગવી વર્તમાનકાળની પ્રવૃત્તિ જોવા મારો જીવ તલસ્યો ને બીજે દિવસે 'ડેલહાઉસી સ્કેવર'ના રાજમાર્ગોની વચ્ચે પાણી ફરસબંધીના એક બાંકડા પર બેસીને 'જનતાજનાર્દન'નાં એના વિરાટ રૂપમાં મેં ધરાઈધરાઈને દર્શન કર્યાં. લોક લોક ને લોક. ટ્રામો દોડે; ઘોડાગાડીઓ ગડગડે. ચળકતા કાળા કોટ, સફેદ પાટલૂન ને છત્રીઓ લઈને બાબુલોક પાન ચાવતા ચાવતા શૅરબજાર ગાજી રહ્યા હોય! ભૂતકાળનાં ખંડેરો અથવા એક સમયના ગૌરવવન્તા પણ હાલ નિર્જન બનેલાં પાટનગરોની નિરાશા ત્યાં નહોતી; ત્યાં તો બધે ઉદ્યાન, આશા, ઉત્સાહ અને ઉછળતાં જીવન હતાં. ભારતની રાજધાનીનું એ શહેર (તે વખતે) હતું.

રાજા રામમોહનરાય, દેવેન્દ્રનાથ ઠાકુર અને બંકિમચંદ્ર જેવા સંસ્કારસ્વામીઓનું એ શહેર હતું. સિંહ જેવા સુરેન્દ્રબાબુ ઝંઝાવાતી વક્તૃત્વશક્તિથી ત્યાં ગર્જતા. 'અમૃત બઝાર પત્રિકા'ના શ્રી મોતીબાબુની તલવાર જેવી તેજીલી કલમનું ઉદ્ભવસ્થાન પણ એ જ.

કોઈવાર સાધારણ બ્રહ્મોસમાજમાં ને કોઈવાર કેશવચંદ્રસેનના નવવિધાનમંદિરમાં હું જતો. ત્યાં ગાનાર જણાતા નહિ, પણ અમૃત જેવું સંગીત જાણે આકાશમાંથી ટપકતું. બ્રહ્મોસમાજમાંથી બુદ્ધિસ્વાતંત્ર્ય અને નવવિધાન મંદિરમાંથી 'પ્રેમભક્તિ'ની દીક્ષા મને મળી.

કલકત્તામાં રહીને પ્રવૃત્તિનો આનંદ હું સમજ્યો. આપણાં રૂઢ થઈ ગયેલાં ધર્મશાસ્ત્રો અને ત્યાગ તથા વિરાગની, ઉત્સાહને ભાંગી નાખતી માન્યતાઓને લીધે, ખરું સુખ નિવૃત્તિમાં છે એમ આજ સુધી ઠસાવવામાં આવેલું. તે માન્યતા Pleasures of Life ('સંસારમાં સુખ') નામના પુસ્તકના અભ્યાસથી કંઈક શિથિલ તો થઈ જ ગઈ હતી. તે કલકત્તામાં ૩-૪ મહિના રહ્યો તેથી નષ્ટ થઈ અને પ્રવૃત્તિમાં પણ સુખ છે એમ મને લાગવા માંડ્યું પુરુષાર્થ, ઉત્સાહ, આશાવાદ, વર્તમાનમાંથી જ આનંદ મેળવવાની ટેવ, એવાએવા નવા ધર્મ મને ત્યાં સમજાયા, અને સંસાર અસાર નહિ પણ બહુ સારવાળો છે એમ હું માનવા લાગ્યો.

કલકત્તામાં એ વખતે રવિવર્માનાં ચિત્રો ઉપરથી તૈયાર કરેલાં ટપાલનાં સચિત્ર કાર્ડ તથા કવરો મળવા માંડ્યાં હતાં. એની એકેએક છબિમાં હું રસ શોધી શકતો. મારી સ્ત્રી ઉપર શુક-રંભા, હંસ-દમયંતી અર્જુન-સુભદ્રા, શકુન્તલા-મેનકા, કાદંબરી ઈત્યાદિ છબિઓવાળા

ઈ. ૧૮૮૦થી ૧૯૨૦ સુધી વાસુકાકા લોકમાન્ય ટિળકના સહવાસમાં હતા. શરૂઆતમાં અનેક વરસો સુધી 'કેસરી'ના તે માલિક હતા. 'કેસરી'ના લવાજમના પૈસા ચિત્રશાળામાં ભરવામાં આવતા અને 'કેસરી'ને માટે જોઈતા પૈસા વાસુકાકા આપતા હતા. વાસુકાકા અને ટિળક સમવયસ્ક હતા. બંનેને પરમ સ્નેહ હતો. ઘણા લોકો તેમને ટિળકના અનુયાયી તરીકે ઓળખાવે છે, પણ એ બરાબર નથી. ટિળકના તે દોસ્ત ને સલાહકાર હતા. ટિળકને વાસુકાકા અનેકરીતે ઉપયોગમાં આવતા હતા. પડદા પાછળ રહીને સૂત્રસંચાલન કરવામાં વાસુકાકા એક્કા હતા. પૂનામાં તેમને બધા પક્ષના લોકો સાથે દોસ્તી હતી. એ વખતે પૂનામાં સામાજિક પ્રશ્નો અંગે તીવ્ર મતભેદો ઊભા થયા હતા. લોકમાન્ય રાજકીય દૃષ્ટિએ જહાલ–ઉદ્દામ–હોય, તોપણ સામાજિક બાબતોમાં તે ઘણી વાર પુરાતનવાદી બની જતા હતા. તેમના આ વલણનો તેમના વિરોધીઓ, સમાજસુધારકો ને વિનીતો ફાયદો ઉઠાવતા હતા. પણ એ બંને પક્ષના લોકો વચ્ચે વાસુકાકા સાંધો જેવા હતા. વાસુકાકાનું પોતાનું વલણ સુધારા તરફ હતું તોપણ તે 'સુધારક પંથ'માં ભળ્યા ન હતા. આગેવાની મેળવવાની પહેલેથી જ લાલસા ન હોવાથી આગેવાનોને નડતી મુશ્કેલીઓથી તે મુક્ત હતા અને અનેક પક્ષના લોકોની સાથે મૈત્રી કેળવી શકતા હતા.

ગયાં સાઠ-સિત્તેર વરસમાં મહારાષ્ટ્રમાં થયેલી અનેક હીલચાલો તેમણે નજરે નિહાળી હતી; અનેક તોફાનોમાં તેમણે ભાગ લીધો હતો,—પણ પડદા પાછળ રહીને જ. ઈ. ૧૮૯૧માં પૂનાના કેટલાક આગેવાનોએ ખ્રિસ્તી મિશનરીઓને ત્યાં જાહેરરીતે ચાહપાન કર્યું હતું, એટલે શંકરાચાર્યે તેમને પ્રાયશ્ચિત્તની સજા ફરમાવી હતી. એમાં ન્યાયમૂર્તિ રાનડે, ભારતસેવક ગોખલે, લોકમાન્ય ટિળક વગેરે લોકોની સાથે વાસુકાકા પણ હતા. તેમને ચાન્દ્રાયણ વ્રત કરવાનું ફરમાવવામાં આવ્યું હતું, પણ તેમણે તેનો ઇન્કાર કર્યો.

૧૮૯૨માં 'સંમતિવય'ના કાયદાનો વિરોધ કરવા માટે પૂનાના ક્રીડાભુવનમાં એક સભા મળી હતી. એમાં સનાતની અને સુધારકો વચ્ચે મારામારી થઈ. પાંચ આગેવાનોને પોલીસે પકડ્યા એમાં પણ વાસુકાકા હતા. ૧૮૯૪માં વડોદરાના બાપટ પ્રકરણમાં પણ વાસુકાકાને પૂના-વડોદરા વચ્ચે આંટાફેરા ખાવા પડેલા. ૧૮૯૫માં પૂનામાં કોંગ્રેસનું અધિવેશન સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપણાને ભરાયું ત્યારે તેની સફળતાનો આધાર વાસુકાકા અને લો૦ ટિળક પર જ હતો. તે માટે એ જમાનામાં એ બે જણાએ દસ હજાર રૂપિયા એકઠા કર્યા હતા. ઈ. ૧૮૯૬માં પૂનામાં દુકાળ પડ્યો ત્યારે લોકોને રાહત આપવાના કામમાં વાસુકાકા મોખરે હતા. ૧૮૯૭માં લો૦ ટિળક પર કેસ ચાલ્યો ત્યારે પણ વાસુકાકાને ખૂબ જહેમત ઉઠાવવી પડી. ૧૮૯૭ના પ્લેગ વખતે હિન્દુ પ્લેગ કમિટીના સેક્રેટરી વાસુકાકા હતા. કેટલી યે વાર મધરાતે તેમણે શબ ઊંચકી જવામાં મદદ કરી હતી. ૧૮૯૮માં તે મદ્રાસ કોંગ્રેસ વખતે લો૦ ટિળકની સાથે રામેશ્વર અને સિલોન જઈ આવ્યા. બીજે વરસે સર્કસવાળા છત્રેની સાથે વાસુકાકા બ્રહ્મદેશમાં જઈ આવ્યા. એ વખતે પણ લો૦ ટિળક તેમની સાથે હતા.

ત્યાર પછી ૧૯૦૧માં તાઈ મહારાજ પ્રકરણમાં લો૦ ટિળકને સજા થયા બાદ વાસુકાકા સર્કસવાળા છત્રેની સાથે ચીન તથા જાપાન ગયા. ચીનની ડૌવેજર (વિધવા) સામ્રાજ્ઞીએ સર્કસને વીસ હજાર રૂપિયા આપ્યા. વાસુકાકાએ સામ્રાજ્ઞીસાહેબને એક સાદો [illegible] નજરાણામાં આપ્યો ! જાપાનમાં રહ્યા ત્યાં રામતીર્થની સાથે તેમને પરિચય થયો. રામતીર્થ વાસુકાકાને પોતાના આધ્યાત્મિક ગુરુ સમાન ગણવા માંડ્યા. જાપાનમાંથી વાસુકાકા અમેરિકા ઊપડ્યા. ત્યાં સ્વામી રામતીર્થનાં છ વ્યાખ્યાનોનું એક પુસ્તક તેમણે પ્રગટ કર્યું અને એ પુસ્તક લાહોર, કલકત્તા, કાશી, મદ્રાસ, પૂના, ન્યૂ યૉર્ક, શિકાગો, સાન્ફ્રાન્સિસ્કો વગેરે મોટાં મોટાં શહેરોમાં વેચાણ માટે એની ગોઠવણ કરી. અમેરિકાના લશ્કરમાં હિંદી નવજુવાનોને પ્રવેશ મેળવી આપવા માટે પણ તેમણે થોડા પ્રયત્ન કર્યા હતા. ત્યાં તે એક ખેડૂતને ત્યાં ઊતર્યા હતા અને અમેરિકાના ખેડૂતો ખેતી કેવીરીતે કરે છે એનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું હતું. ત્યાંથી પાછા આવ્યા પછી કૃષ્ણાજી પંત ખાડિલકરની સાથે વાસુકાકા થોડાક મહિના સુધી નેપાળમાં જઈને રહ્યા ને ત્યાં પણ અનેક જાતના ઉદ્યોગ કર્યા. પછી ૧૯૧૪માં લો૦ ટિળકની સાથે વાસુકાકા ઈંગ્લંડ ગયા. તેમના પાશ્ચાત્ય દેશોની છેલ્લી સફર હતી.

આમ, જીવનના પૂર્વાર્ધમાં વાસુકાકાએ લગભગ પોણી દુનિયા જોઈ કાઢી હતી. એ દરમિયાન ચિત્રશાળાની પ્રવૃત્તિઓમાં પ્રગતિ થતી હતી. છાપખાનાને લગતું દરેક જાતનું કામ ચિત્રશાળામાં થવું જોઈએ, એવો તેમનો સિદ્ધાન્ત હતો. બ્લૉકનું કામ શીખવા તેમણે પોતાના પુત્ર રામભાઉને ૧૯૦૭ સુમારે વિલાયત મોકલ્યો હતો. તે શીખીને આવ્યા પછી ૧૯૧૦માં 'ચિત્રમય જગત' પત્રની શરૂઆત થઈ. એ વખતે આટલાં બધાં ચિત્રો આપનારું એ એક જ માસિક હતું. એ અંગ્રેજી, મરાઠી, હિન્દી અને ગુજરાતી એમ ચાર ભાષામાં કાઢવાનો તેમનો મૂળ ઇરાદો હતો. તેમાં અંગ્રેજીની ગોઠવણ થઈ શકી નહિ એટલે એ રહી ગયું; પણ હિન્દી, મરાઠી ને ગુજરાતી ભાષામાં તેમણે શરૂઆત કરી. પંદરેક વરસ પછી હિન્દી આવૃત્તિ બંધ પડી. મરાઠી અને ગુજરાતી 'ચિત્રમય જગત' હજી ચાલે છે.

વાસુકાકાને જીવનની બધી યે બાબતોમાં રસ હતો. પણ સામાજિક, રાજકીય, આર્થિક કે સાહિત્યિક દરેક જાતની હીલચાલમાં તે હમેશાં પડદા પાછળ જ રહીને ભાગ લેતા હતા. એને લીધે મહારાષ્ટ્રના જ નહિ, પણ તમામ હિન્દના અનેક આગેવાનો જોડે તેમને સ્નેહસંબંધ થયો હતો. લો૦ ટિળક, હરિભાઉ આપ્ટે, નામદાર ગોખલે, પરાંજપે, દામલે, ખાડિલકર, ડૉ. નાનાસાહેબ દેશમુખ, દાજીસાહેબ ખરે, ડૉ૦ મુંજે, નામદાર અણે, ગંગાધરરાવ દેશપાંડે, ચક્રવર્તી રાજગોપાલાચાર્ય, સુબ્રહ્મણ્યમ ઐયર, ગંગાપ્રસાદ વર્મા, પંડિત માલવીયજી, મોતીલાલ ઘોષ, લાલા લજપતરાય, સર વી. પી. માધવરાવ, વિજયરાઘવાચારીઅર વગેરે અનેકવિધ લોકોની સાથે તેમનો પરિચય અને સ્નેહસંબંધ હતો. કોંગ્રેસમાં મહાત્મા ગાંધીજીના આગમન પછી વાસુકાકા ગાંધીજીના અનન્ય ભક્ત બની ગયા. સત્યાગ્રહ ને ખાદી પર તેમને ખાસ ઇતબાર હતો. મુળશી પેટાના સત્યાગ્રહમાં અને ૧૯૩૦ના સત્યાગ્રહની લડતમાં તેમણે ભાગ લીધો હતો. એ વખતે તેમની વય ૭૫ વરસની હતી. તો પણ જેલમાં તે પોતાનું બધું કામ જાતે જ કરતા હતા. પૂર્વાવસ્થામાં તેમણે જોયેલા દેશો ને મુલકોનું તે ઘણી વાર રસિક અને કુતૂહલ પ્રેરક વર્ણન આપતા. એમને એટલા બધા વિષયોનું અને એટલું બધું વ્યાવહારિક જ્ઞાન હતું કે સાંભળનારને પોતાના અજ્ઞાનનું ભાન થયા વિના રહેતું નહિ. એમની સાથેનો વાર્તાલાપ કોઈ પુરાણપુરુષના પ્રવચન જેવો બની રહેતો. ઈ. ૧૯૪૦માં ૮૬ વરસની ઉંમરે પણ તેમણે ગાંધીજી આગળ સત્યાગ્રહની લડતમાં જોડાવાની પરવાનગી માગી હતી. એ તેમના ઉત્કટ દેશાભિમાનનો સબળ પુરાવો છે.

તંદુરસ્તીની બાબતમાં વાસુકાકા બહુ જ ચીવટવાળા હતા. ૮૦

દીના બળેલા ભાગની સારવાર હાથ ધરવી.

ચામડીની જે માણસો દાઝે છે તેને ત્રણ વિભાગમાં વહેંચી શકાય: (૧) દાઝેલા ભાગમાં ફક્ત રતાશ જ માલૂમ પડે પણ દરદ ઘણું જ થાય; (૨) દાઝેલા ભાગમાં ફોલ્લા પડી ગયા હોય; (૩) દાઝેલો ભાગ બળી ગએલો હોય.

સૌથી પ્રથમ દાઝેલા ભાગને હવામાંથી દૂર રાખો; એટલે કે તે ભાગને જેમ બને તેમ ઓછી હવા લાગવા દો. જો દાઝેલો ભાગ કપડામાં ઢંકાએલો હોય તો તેને ખુલ્લો કરતાં પહેલાં તેની સારવાર માટેનાં બધાં સાધનો તૈયાર રાખ્યાં પછી જ તે ભાગને ખુલ્લો કરવો. દાઝેલા ભાગ ઉપરથી કપડાને કાઢી લેવામાં ખાસ કાળજી રાખવી જરૂરી છે. તે ભાગ ઉપરના કપડાને જરા પણ ખેંચવાનો પ્રયત્ન કરવો નહિ, પરંતુ ધીમેથી સાચવીને કાઢવો. તે કાઢતાં વધુ દરદ થાય અથવા થએલા નુકસાનમાં વધારો થતો લાગે તો આજુબાજુથી કપડાને કાતર વડે કાપી નાખી, કાપડ ઉતારી લેવાં. કાપવામાં પણ કાળજી રાખવી. કાપડું બળેલા ભાગથી થોડે દૂરથી કાપવું. બળેલા ભાગ ઉપરથી કપડું કાપવાનો પ્રયત્ન કદી પણ કરવો નહિ.

પગની પાનીના અથવા પંજાના ભાગમાં દઝાયું હોય તો બૂટ તેમજ મોજાં બંને કાપી નાખી કાઢી લેવાં. બૂટ કાઢવા માટે સરળ ઉપાય દોરીના ભાગથી સીધો ચીરો મૂકી બૂટ કાઢી લેવાનો છે. અથવા બાજુના સાંધામાંથી કાપીને તળિયેથી સાંધામાંથી કાપીને કાઢી શકાય. દરદીને વધારે હેરાન કર્યા સિવાય દાઝેલા ભાગ ઉપરથી, વધારે સરળતાથી કેમ કાઢી શકાય, તે રીત અખત્યાર કરવી.

દાઝેલા ભાગ ઉપર જ્યાં કપડું વગેરે ચોંટી રહેલું હોય તે ભાગને ઑલિવ તેલ, મીઠું તેલ, અળસીનું તેલ અથવા કેરન ઑઈલ વડે ભીંજવવો. ઑલિવ તેલ અને ચૂનાના પાણીનું સરખે ભાગે મિશ્રણ કરવાથી કેરન ઑઈલ બને છે. સાદું મીઠું તેલ અને ચૂનાનું પાણી પણ ચાલી શકે. વેસેલાઈન અથવા માખણનો પણ ઉપયોગ કરી શકાય. આટલું કર્યા પછી પણ જો કપડું ચોંટી જ રહે તો તેને આજુબાજુથી સાચવીને જેટલું બની શકે તેટલું કાપી નાખી, બાકીનો ભાગ ડૉક્ટર આવે ત્યાં સુધી રહેવા દેવો. ફોલ્લાને કાપવા અથવા ફોડી નાખવા નહિ.

દાઝેલા ભાગ ઉપરથી કપડાં દૂર કર્યા પછી તે ભાગને મીઠા તેલ, ઑલિવ તેલ, અળસીના તેલ અથવા કેરન ઑઈલમાં ભીંજવેલા કપડા વડે ઢાંકી દેવો. આમ કર્યા પછી તે ભાગ ઉપર જાડા ઊનનું પડ મૂકવું અથવા ઊનનું કપડું વીંટવું અને તેના ઉપર પાટો બાંધવો. પાટો બહુ મજબૂતાઈથી ન બાંધતાં દાઝેલા ભાગને વધુ નુકસાન ન થાય તેટલો જ સખત બાંધવો. આંખમાં દીવેલનાં ટીપાં પાડવા.

જો તાત્કાલિક તેલ ન મળી શકે તેમ હોય તો દાઝેલા ભાગને સહન થઈ શકે તેવા હૂંફાળા પાણીમાં ડુબાડી રાખવો કે જેથી તે હવાના સંપર્કમાં રહે નહિ. મોં, આંખ અથવા તેવા ભાગ ઉપર પણ સાધારણ ગરમ પાણીનાં પોતાં મૂકવાં. પાણીમાં સહેજ સોડા નાખવાથી વધુ ફાયદો થશે.

જ્યારે માણસનું શરીર દાઝી જાય છે ત્યારે તેને જબ્બર ધક્કો અથવા આંચકો (શૉક) લાગે છે. આ શૉક લાગવાનાં બે મુખ્ય કારણો ગણાય. એક દરદ અને બીજું માનસિક કારણો. શૉક લાગેલા માણસની નાડી ધીમી ચાલતી હોય છે, હાથપગ ઠંડા પડી જાય છે, શ્વાસોચ્છ્વાસ ધીમેથી ચાલે છે, ને કેટલીક વાર બેશુદ્ધ પણ બની જાય છે. કેટલીક વખત તેને પૂછતાં કંઈ જ દરદ નથી તેમ પણ કહેશે. જ્યારે માણસ વધુ પ્રમાણમાં દાઝેલો હોય ત્યારે દાઝેલા ભાગની સારવાર કરતાં તેના શૉકની સારવાર પ્રથમ હાથ ધરવી. બળેલા ભાગ ઉપર સહન કરી શકાય તેટલું જ ગરમ તેલ રેડવું પરન્તુ કપડાં વગેરે ચોંટેલાં હોય તો કાઢવા કદી પણ પ્રયત્ન કરવો નહિ. દરદીને ગરમ રાખવાનું ખાસ અગત્યનું છે. અને આમ કરવા માટે દરદીને ગરમ કામળા અથવા સુતરાઉ કપડાં જે મળે તેમાં વીંટી રાખવો. દરદીને ગરમ ચાહ, કૉફી અથવા તેવાં ઉત્તેજક પીણાં આપવાં. બેશુદ્ધ માણસને કદી પણ પીણાં આપવાં નહિ.

અકસ્માતની ખબર પડતાં જ ડૉક્ટરને બોલાવવા મોકલવાનું કદી પણ ભૂલવું નહિ. જે માણસના શ્વાસોચ્છ્વાસ બંધ થઈ ગયો હોય તેને કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ આપવાનું તરત જ શરૂ કરવું અને તે ચાલુ ન થાય ત્યાં સુધી અટકવું નહિ. હૉસ્પિટલમાં ખબર આપી ડૉક્ટરને ત્યાં બોલાવવો અને કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચાલુ રાખવો. ડૉક્ટરને બની શકે તેટલી લેખિત વિગત પૂરી પાડવી. મોટા શહેરોમાં ટેલીફોનથી ડૉક્ટર બોલાવી શકાય. હૉસ્પિટલ નજીકમાં હોય તો ડૉક્ટરની રાહ જોયા કરતાં દરદીને હૉસ્પિટલમાં લઈ જવો.

(વીજળીની દુનિયા) —હરિભાઈ ત્રિવેદી

## બૉરિક ઍસિડ

ટંકણખાર (Borax—બોરૅક્સ) જેટલો જ ઉપયોગી, આ બૉરિક ઍસિડ છે એમ કહીએ તો ચાલે. બૉરિક ઍસિડ ઘરગથ્થુ ઉપયોગમાં વખતોવખત આવે છે, એટલે એ વિષે થોડું પણ આપણે જાણવું જોઈએ.

આપણા શરીર ઉપર કાપ કે ઘા પડ્યો હોય એ વેળા બૉરિક ઍસિડ હાથ પર હોય તો અતિ અગત્યનો થઈ પડે છે. ઇજા પામેલી જગ્યાને તેના કોકરવરણા દ્રાવણથી ધોઈ નાખીને ઘા ઉપર તેનો ભૂકો દબાવીને માફકસર પાટો બાંધવાથી ઘા રુઝાઈ જાય છે.

સહેજ દાઝી જવાયું હોય કે અગ્નિથી ચામડી ઉતરી ગઈ હોય તો, શણના કાપડને (પાટાના કપડાંને) બૉરિકના દ્રાવણમાં ભીંજવીને એ જગ્યાએ બાંધવામાં આવે તો કાયદો થયા વિના રહેશે નહિ. ફક્ત થોડા જ દિવસમાં નવી ચામડી આવી જશે.

નિર્બળ, કંટાળેલી અને નિસ્તેજ આંખોવાળાઓને માટે બૉરિક ફાયદાકારક છે. દરરોજ રાત્રે સૂતાં પહેલાં અને હમેશાં સવારે ઊઠીને તરત જ બૉરિકના કોકરવરણા દ્રાવણ વડે આંખો ધોવાથી તે સુધરે છે. આંખો ધોવા માટે કાચની પ્યાલી આવે છે તે વાપરવી સુગમ થઈ પડશે. પરંતુ એટલું યાદ રાખવું કે, એક વખત વપરાએલું બૉરિકનું દ્રાવણ બીજી આંખ ધોવા માટે કદી ન વાપરવું; નહિ તો એક આંખનો રોગ બીજી સારી આંખમાં જઈ પરિણામે સારી આંખને પણ નુકસાન કરશે.

બહુ ચાલવાથી કે અતિશય ઠાગથી આપણે ઘણી વખત થાકી જઈએ છીએ અને પગ પણ સખત થઈ જાય છે. આવા વખતે બૉરિક નાખેલા ગરમ પાણી વડે પગ ધોઈને સુકાવા દઈને, બૉરિકનો ભૂકો બંને પગે સારી પેઠે ચોળવાથી પગનું કળતર ઘટીને તાજગી આવે છે અને આપણો કંટાળો પણ અદૃશ્ય થઈ જાય છે. મોજાં ને બૂટ પહેરતા હોઈએ તો, મોજાંમાં અને બૂટમાં પણ થોડા થોડા બૉરિકનો ભૂકો છાંટવો સુખાવહ છે.

રાંઝણ ઉપર બૉરિક સારી અસર કરે છે. રાંઝણ થયું હોય તો, અહર્નિશ રાત્રે સહેજ ગરમ બૉરિકનું પાણી (અંદર થોડું મીઠું પણ નાખવું) નાકમાં છાંટવાથી રાંઝણને જરૂર ભાગવું પડશે. બે ચાર દિવસ આ ક્રિયા ચાલુ રાખવાથી રાંઝણ વગેરે ગાયબ થઈ જશે.

# આ માસ ઇતિહાસમાં

## એપ્રિલ

**તા. ૧** પોર્ટુગીઝ ગવર્નર આલ્ફોન્ઝો આલ્બુકર્કે દખ્ખણના આદિલશાહ પાસેથી ગોવા છીની લીધું ને ૮૦૦ મુસલમાન રહેવાસીઓની કતલ કરી, ઇ. ૧૫૧૦.

**તા. ૩** હિંદુત્વના તારણહાર અને દખ્ખણમાં 'મહારાષ્ટ્ર'ના સ્થાપક છત્રપતિ શિવાજી મહારાજનું અવસાન, ઇ. ૧૬૮૦.

**તા. ૬** જનરલ ડાયરે જલિયાંવાલા બાગમાં હજારો નિર્દોષોની નિર્દયપણે કતલ કરી ઇ. ૧૯૧૯. (એના સ્મરણમાં વર્ષોવર્ષ પાળવામાં આવતું હિંદનું રાષ્ટ્રીય સપ્તાહ દરવર્ષે આ દિને શરૂ થાય છે.)

**તા. ૭** મહાન ચીની દેશભક્ત સુન યાટ સેન ચીનનો પ્રમુખ ચૂંટાયો, ઇ. ૧૯૨૧.

**તા. ૧૦** મુક્તિફોજના સ્થાપક જનરલ બૂથનો જન્મ, ઇ. ૧૮૨૯.

**તા. ૧૨** ઇંગ્લંડનો રાષ્ટ્રધ્વજ યુનિયન જેક વપરાશમાં આવ્યો, ઇ. ૧૬૦૬.

**તા. ૧૬** પૂનાના મૂળશી પેઠા સત્યાગ્રહનો પ્રારંભ, ઇ. ૧૯૨૧.

**તા. ૧૮** મહારાષ્ટ્રમાં મહિલા શિક્ષણના પિતા સમા ધોંડો કેશવ કર્વેનો જન્મ ઇ. ૧૮૫૮

**તા. ૧૯** ઇંગ્લંડના રંગદર્શી કવિ લૉર્ડ બાયરનનું અવસાન, ૧૮૨૪.

**તા. ૨૧** પાણીપતના યુદ્ધમાં પઠાણોને હરાવીને બાબરે મુઘલ સત્તાનો હિંદમાં પાયો નાખ્યો ઇ. ૧૫૨૬.

**તા. ૨૭** 'રોમન મહારાજ્યની પડતી અને અંત' નામક પોતાના મહાન ગ્રંથથી જગનામી બનનાર અંગ્રેજ ઇતિહાસકાર એડવર્ડ ગિબનનો જન્મ, ઇ. ૧૭૩૭.

---

## આ માસનો પ્રસંગ વિશેષ

અનેકવાર લૂંટાએલા અને રંજાડાએલા, ગુજરાતના નગર સુરતની સોનાની મૂરતને હમેશને માટે ઝાંખી કરનાર સુરતની પ્રચંડ આગ, ઇ. ૧૮૩૭ના એપ્રિલની ૨૪મી તારીખ ને સોમવારના પાછલા પહોરના પાંચ વાગ્યે લાગેલી. એક પારસી વેપારીના ઘરમાં ઊકળતા ડામરમાંથી તે શરૂ થઈ, જે ૨૬મીએ હોલવાઈ. એ આગમાં ૯૭૭૩ ઘર બળી ગયાં ને ૪૬,૮૬,૫૦૦ રૂપિયાનું નુકસાન થયું. અસંખ્ય માણસો પણ બળી મૂઆં, તેમાં ખાસ કરી સ્ત્રીઓ હતી. 'કેટલાંકની તો ભાળ લાગી જ નહિ ને કેટલાંકની સાથે પાંચમે દહાડે શોધ જડની. . . આગગાના સપાટામાંથી સૂરતની જે કંઇ રોનક બચી હતી તેને આ ભયાનક જળનિર્લિપ્ત આણી મૂઈ.'



આ માસની વ્યક્તિ-વિશેષ

## ટૉમસ જેફરસન

ઇંગ્લંડની ઝુંસરી ફેંકાવી હઠને ઇ. ૧૭૭૬ના જુલાઇની ૪થી તારીખે અમેરિકન પ્રજાએ જે 'સ્વાતંત્ર્યઘોષણા' (Declaration of Independence) બહાર પાડી તેનો મૂળ ખરડો ઘડનાર, અને અમેરિકન લોકશાહીના શ્રેષ્ઠ ઉદ્ગાતાઓમાંનો એક ગણાતો અગ્રણી અમેરિકન આજથી ૨૦૧ વર્ષ પહેલાં, ઇ. ૧૭૪૩ના એપ્રિલની ૧૩મી તારીખે જન્મ્યો હતો. અમેરિકાના ત્રીજા પ્રમુખ તરીકે ઉપરાઉપર બે વાર ચૂંટાઇને લાગટ ૮ વર્ષ સુધી (૧૮૦૧થી ૧૮૦૯) તેણે એ પદ શોભાવ્યું એ તેની મહત્તા ને લોકપ્રિયતા પુરવાર કરે છે. ભૂતકાળનો કોઈ પણ મહાન અમેરિકન એ પ્રજાના હૃદયમાં કદાચ એના જેટલો જીવત નથી.

અમેરિકા પરનું ગુલામીનું કલંક ધોવા માટે આજીવન લડનાર પુરુષ 'લોક અબ્રાહમ લિંકનથી ય પહેલાં ૧૦૦ વર્ષ, ગુલામોને મુક્ત કરવા માટેનું બિલ દાખલ કરનાર આ મહાન ઉદાર મતવાદી અમેરિકન એક સુખી જમીનદારનો પુત્ર હતો અને એના કબજામાં અસંખ્ય ગુલામો હતા; છતાં તે જ એ ખરડો લાવનાર પહેલો અમેરિકન હતો.

વર્જિનિયા પરગણાના 'બ્લુ રિજ' પર્વતની તળેટીમાં આવેલી 'શૅડવેલ' વાડીના જમીનદાર ને કર્નલ એન્ડ્રનીઅર પીટર જેફરસનને ત્યાં એનો જન્મ થયો. એની માતા પણ વર્જિનિયાના નામચીન રેન્ડોલ્ફ ખાનદાનની હતી. ચૌદ વર્ષની વયે પિતાનું મૃત્યુ થતાં તે પોતાના બહોળા એક જમીનનો માલિક થયો અને સોળની વયે એક કેળવણી મુકામ શિખવા સેવક લાભ કર્યું તેને સૌને પણ પુષ્કળ જમીન અને અસંખ્ય ગુલામોના વારસો તેને મળ્યો. વિલિયમ-મેરીની કોલેજમાં લૅટિન, ગ્રીક અને ફ્રેન્ચનું સારું એવું જ્ઞાન સંપાદન કરી વીસ વર્ષની વયે તેણે અનુસર છોડ્યું. ત્યાં સુધીમાં તો તેણે ઇજનેર ગણ જ શીખેલો. પાછળથી તે સ્પૅનિશ, ઇટાલિયન અને ઍન્ગ્લો-સૅક્સન ભાષાઓ શીખ્યો. ઉપરાંત ગણિત તેનો પ્રિય વિષય હતો અને પ્રકૃતિ-વિજ્ઞાનનો તે પંડિત ગણાતો.

કૉલેજ છોડીને તેણે વકીલાત હાથ ધરી. પણ એ નકામો ટાયાફૂટમાં જીવનનું ધ્યેય પાર પડે એમ ન જણાતાં તે રાજકારણમાં પડયો અને એમાં ઉત્તરોત્તર તેજસ્વી કારકિર્દી ઘડી. પોતાના પ્રાંત વર્જિનિયાનો તે ગવર્નર થયો; પહેલા અમેરિકન પ્રમુખ જ્યોર્જ વૉશિંગ્ટનનો સેક્રેટરી ઑવ સ્ટેટ થયો; બેન્જામિન ફ્રેંકલિન અને જૉન ઍડમ્સની સાથે રહીને સ્વાતંત્ર્યઘોષણાનો ખરડો તેણે ઘડ્યો. (જેમાં આખી ઇબારત જેફરસનના શબ્દોમાં જ રચાએલી છે); ફરી એ બંનેની સાથે યુરોપીય દેશો જોડે વ્યાપારી સંધિ કરનાર કમિશનમાં દાખલ થયો; અમેરિકાનો ઉપ-પ્રમુખ બન્યો; અને છેવટે અમેરિકાના ત્રીજા પ્રમુખ તરીકે ઉપરાઉપર બે વાર ચૂંટાયો. એના અમલનો મોટામાં મોટો બનાવ તે ફ્રાન્સ પાસેથી અમેરિકાનો લુઇઝિયાના પ્રાંત ખરીદીને અમેરિકન પ્રજાની તેણે કરેલી શક્તિ અને સંગઠન.

૧૮૨૬ના જુલાઇની ૪થી તારીખે, તેણે રચેલી અમેરિકન સ્વાતંત્ર્યઘોષણાની બહાર પડ્યાની જયંતીના દિને, તેનું અવસાન થયું.

તેની સાદી શ્વેત કબર ઉપર નીચેના શબ્દો છે: 'અહીં, અમેરિકન સ્વાતંત્ર્યની ઘોષણાનો યોજક, ધાર્મિક સ્વાતંત્ર્ય માટેના વર્જિનિયાના કાયદાનો ઉત્પાદક અને વર્જિનિયા યુનિવર્સિટીનો જનક ટૉમસ જેફરસન દાટવામાં આવ્યો છે.'

આ મૃત્યુનોંધ એણે પોતે લખી રાખી હતી. પણ એમાં, પોતે અમેરિકાનો પ્રમુખ હતો એ વાતનો ઉલ્લેખ કરતાં પોતે માનવ-સ્વાતંત્ર્યના દસ્તાવેજનો જનક હતો અને ધાર્મિક માન્યતાના છૂટાપણા તથા શિક્ષણ પ્રચાર માટે મથ્યો હતો એ હકીકતના ઉલ્લેખને તેણે વધારે મહત્ત્વનો ગણ્યો છે. પોતે તો આખા જીવનકાળ એણે માનવ-સ્વાતંત્ર્યના ધ્યેય પાછળ લડવામાં આપ્યો હતો. અને આજે પણ ઇસવીસન પહેલાં વર્ષો પહેલાં ઉચ્ચારેલાં વચનો તેણે ફરીથી ઉચ્ચાર્યાં હોત કે 'માનુષ્યના મન પરના દરેક પ્રકારના જુલમ સામે શાશ્વત વિરોધની મેં ઈશ્વરની વેદી પર પ્રતિજ્ઞા લીધી છે.'

"બા, બા; અમે મોટા મોટા રમીએ છીએ ને તમે ન રમો ને?"

"પણ હું શું કરું?"

"કેમ વળી, દાદાને ન્હાવા મોકલજો!"

**શામળાજીના મંદિરના શિલ્પના કંદોરા**

(ફોટો • શ્રી પંચાણભાઈ વારા • જામનગર)

મંદિરની બેસણીના દેહ પર ચારે કોર ફરતા બારીક શિલ્પના કંદોરા છે. આ કંદોરાના ચાર થર હોય છે: અજ, ગજ, નર અને દેવ. (અહીં ત્રણ છે.) અજથરમાં શોભિત મેખલા છે, ગજથરમાં સૂંઢ હલાવતા મદગળોની હારમાળા છે, નરથરમાં મનુષ્યજીવનના રોજિંદા બનાવો કોતરેલા હોય છે અને દેવથરમાં રામાયણ, મહાભારત અને ભાગવતમાંથી રામ અને કૃષ્ણના જીવનના પ્રસંગો આપેલા છે. . . . . દીવાલો પર સૂંઢથી લડતા હાથીઓનાં જોડકાં છે–જાણે કે મદગળો કેલિ કરતા હોય એવો તેમના પગ, હોઠ ને ઝીણી આંખના ભાવ છે.

(જુઓ આ અંકમાંનો 'શામળાજી' પરનો લેખ)



**ગવર્મેન્ટ ગ્રેઈન શૉપ**

સરકારી અનાજની દુકાન

(ચિત્રકાર-કુ૦ કે.પી.ભીસે)

મુંબાઈ આર્ટ સોસાએટીના ઉઘડતા પ્રદર્શનમાં રજૂ થએલુ આ ચિત્ર કલાના દફતર પર આજના દેશકાળની નોંધ આંકે છે ને આધુનિક શૈલીએ આલેખાયુ છે.

POLSKA MARYNARKA HANDLOWA
POCZTA POLSKA G'10
POCZTA POLSKA G'5
WOJSKO POLSKIE W LIBII 1941/1942
G'75 POCZTA POLSKA
POCZTA POLSKA G'25
WOJSKO POLSKIE NA SROD. WSCHODZIE
POCZTA POLSKA G'80
POCZTA POLSKA G'55
TAJNA PRASA W POLSCE
ZŁ1 G'50 POCZTA POLSKA
KRAJ WALCZY
POCZTA POLSKA ZŁ1

## બ્રિટનમાંની પોલિશ સરકારે કાઢેલી પોલાન્ડની ટિકિટોની બીજી માળા

(મૂળ કદ કરતાં સહેજ મોટારૂપમાં બતાવેલી)

જર્મનીએ પોલાંડ કબજે કર્યા પછી બ્રિટનમાં સ્થપાએલી પોલિશ સરકારે ૧૯૪૧ની ૧૫મી ડિસેમ્બરે 'યુનિવર્સલ પોસ્ટલ કન્વેન્શન'ની રૂએ, વેપારી વહાણો તથા યુદ્ધજહાજો દ્વારા પોલિશ ટપાલ-સર્વિસ ચાલુ કરી છે, અને સાગરો પર ફરતાં એ જહાજો પર પોસ્ટ કરેલા કાગળો ઉપર પોલાંડની ટિકિટો લગાડવામાં આવે છે, ને તે દુનિયાભરમાં વહેંચવામાં આવે છે. એ પ્રસંગે પોલાંડની સરકારે આસે ટિકિટોની માળા કાઢી છે. ટિકિટ-સંગ્રહના શોખીનો માટે આ ટિકિટો ઉત્તમ પ્રાપ્તિરૂપ ગણાશે, કેમકે વખત જતા એ પોતાની ઓછી સંખ્યા તથા વિશિષ્ટ પ્રકારને કારણે બહુ રસમય અને કિંમતી બની જવાની, એ નક્કી છે

એ વખતે કાઢવામાં આવેલી એ ટિકિટોની પહેલી માળામાં કુદરત તેમજ જર્મન હકુમત તળેના પોલાંડના તથા ઇંગ્લંડમાંનાં પોલિશ લશ્કરનાં ચિત્રોવાળી આઠ ટિકિટો છે. પણ બહુ મર્યાદિત સંખ્યામાં કાઢેલી હોવાથી એ માળા ખૂટી જવા આવી છે. એટલે બીજી આઠ ટિકિટોની નવી માળા હમણાં કાઢવામાં આવી છે જેનાં ચિત્રો અત્રે આપ્યાં છે. એમાં, નાઝી જુલમ સામે પોલાંડે છૂપી ભૂગર્ભ લડત શરૂ કરી ત્યારના તેના યુદ્ધ પ્રયત્નોનાં આલેખન છે. ઝ્લોટી ને ગ્રોઝી એ બે પોલાંડનાં ચલણ છે ૧૦૦ ગ્રોઝી=૧ ઝ્લોટી. તે કિંમતો મુજબ એ ટિકિટો કાઢવામાં આવી છે, જેમાંની છ ટિકિટોમાં જુદાંજુદાં રણાંગણો પરની પોલિશ લશ્કરની કામગીરી દર્શાવેલી છે, અને બે ટિકિટો ઉપર, પોલાંડે નાઝી જુલમ સામે ઉપાડેલી છૂપી ભૂગર્ભ લડત—જે આજે યુરોપમાં વિશાળ પાયા પર ઉમળકે ચાલી રહેલી છે તે—ને લગતાં ચિત્રો છે. એ છેલ્લી બે ટિકિટો ટિકિટ સંગ્રહના ઇતિહાસમાં તદ્દન નવતર અને અપૂર્વ છે.

આ બાજુએ બતાવેલી એ ટિકિટોની વિગતવાર સમજણ આ રહી:

(૧) ૫ ગ્રોઝીની લાલ રંગની ઊભી ટિકિટમાં જર્મન સબમરીન ઉપર આક્રમણ કરતા પોલિશ બૉમ્બરનું ચિત્ર છે, જે 'બે ઑવ બિસ્કે'માં બનેલા એક ખરા પ્રસંગ પરથી ઉતારવામાં આવ્યું છે. (૨) ૧૦ ગ્રોઝીની આછા રંગની લીલી ટિકિટ ઉપર પોલિશ મર્ચન્ટ નેવી-માંના એક વહાણ પરના બે ખલાસીઓ જર્મન બૉમ્બર સામે મશીનગન ચાલુ કરતા દર્શાવ્યા છે. (૩) ૨૫ ગ્રોઝીની જાંબુડા રંગની ઊભી ટિકિટ જર્મન ટૅંક સામે ઍન્ટી-ટૅંક ગન વડે ઝઝૂમી રહેલા પોલિશ સૈનિકોનું ચિત્ર છે; અને (૪) ૫૫ ગ્રોઝીની આસમાની રંગની ઊભી ટિકિટ પર નૉર્વેમાં લડી રહેલા પોલિશ લશ્કરના બે સૈનિકોનું ચિત્ર છે. જેમાં નૉર્વેની વિશિષ્ટFjordનાં સુંદર દૃશ્યો વચ્ચે ઊંચી ભેખડ પર બેઠેલા બે સૈનિકો જણાય છે. (૫) ૭૫ ગ્રોઝીની તપખીરિયા રંગની આડી ટિકિટ ઉપર, મધ્ય પૂર્વમાં તોબ્રુકમાં લડતા પોલિશ સૈનિકોનું આલેખન છે. જેમાં ફરજ પરથી પાછી ફરતી એક પોલિશ ટુકડીનો કમાન, બાજુમાંથી પસાર થતી ટૅંકના અંગ્રેજ અફસરને સલામ કરમાવે છે; (૬) ૮૦ ગ્રોઝીની ગુલબાસ રંગની આડી ટિકિટમાં, મધ્ય પૂર્વમાંના પોલિશ લશ્કરની મુલાકાત લેતા પોલિશ કમાન્ડર-ઇન-ચીફ સ્વ. જનરલ સિકોર્સ્કિનું ચિત્ર છે. જે ત્યાર પછી ટૂંક સમયમાં જિબ્રાલ્ટરમાં માર્યો ગયો. છેલ્લી બે અત્યંત રસપ્રદ ટિકિટોમાંની (૭) એક ઝ્લોટીની ઘેરા લીલા રંગની ઊભી ટિકિટમાં પાટા ઉખેડતા ભૂગર્ભ લડતના દેશભક્તો આલેખેલા છે, જેમાંનો એક, હાથમાં રિવૉલ્વર સાથે ચોકી કરે છે; અને (૮) દોઢ ઝ્લોટીની કાળા રંગની આડી ટિકિટ ઉપર ભૂગર્ભ પત્રકારત્વનું દૃશ્ય છે. એમાં નાઝી જુલમ સામે ઝુંબેશ ઉઠાવી પોલાંડની પ્રજાને જાગ્રત રાખતા અને ચેતન પ્રેરતા 'પોલિશ રિપબ્લિક' નામના દૈનિકનું 'પ્રિન્ટિંગ ડિપાર્ટમેન્ટ' દર્શાવેલું છે કે એક મકાનના છાપરા તળેના છૂપા કાતરિયામાં છપાએલું છે રોજની ચાર આવૃત્તિઓ કાઢતા એ પત્રની વીસ હજાર નકલો નીકળે છે અને નાઝી ગેસ્ટાપોની સખત તકેદારી છતાં એ નિયમિત ચાલ્યા કરે છે એમાં કાગળની થપ્પી પર પડેલી પિસ્તોલ દર્શાવે છે કે એ પત્રના મુદ્રકો ને તંત્રીઓ કેવા જાનને જોખમે કામ કરે છે. ચિત્રમાંની નાની છોકરી પોલાંડની સ્ત્રીશક્તિનો પુરાવો આપે છે. આ પોલિશ ભૂગર્ભ પત્રકારત્વ એ આ યુદ્ધની એક અનોખા વીરત્વભરી ગાથા છે અને કપરામાં કપરી મુશ્કેલીઓની સામે જે અદ્ભુત તદબીરો, હિંમત અને જાનફેસાનીથી તે ખેડવામાં આવે છે એ અનન્ય છે. એક મરાયો કે તેની જગ્યા પૂરવા બીજો હાજર જ હોય છે અને એમ નાઝીઓને હંફાવતું એ અણનમ પત્રકારત્વ દિવસો દિવસ વિસ્તરતું જ જાય છે.

મુંબાઈમાં ચાલુ છે

રાજસિંહાસનને હું શું કરું?

મને તો જોઇએ
મારી પ્રાણેશ્વરીના
હૃદયનું સિંહાસન!



એક રાજકુમારના
નાજુક પ્રણય-તારોથી
ગૂંથેલી પ્રેમકથા

મિનરવાનું મનોરમ્ય ચિત્ર

હાસ્ય – સંગીત – પ્રેમ – વિનોદ – શૌર્ય – રોમાન્સ

# પત્થરોંકા સૌદાગર



દિગ્દર્શક · શોરી દોલતાલવી

ભૂમિકા · મીના * શીલા * અલ નાસીર * પી. બેનરજી વગેરે

મિનરવા ફિલ્મ એક્ષ્ચેંજનું ફેમસ રીલીઝ

મુંબાઈનું લોકપ્રિય છબીઘર

# મિનરવા

KUMAR Reg. No.



બજારે (શિલ્પી · બા. ક. ગોરેગાંવકર)




આદ્યતંત્રી·રવિશંકર રાવળ

જૂન · ૧૯૪૪ **૨૪૬** આવતી કાલનાં નાગરિકો માટેનું આજનાં ઘરોનું અગ્રણી માસિક

સંપાદક · બચુભાઈ રાવત

છુટક નકલ ૦-૧૦-૦


બ્રજબિહારીનાં
આકર્ષણ અનેરાં છે.
બિહારી મીલના
કાપડનાં આકર્ષણ
પણ એવાંજ
છે.




પ્રકાશન તારીખ ૧૫-૬-૪૪




મુદ્રક-બચુભાઈ રાવત; પ્રકાશક - રવિશંકર મહાશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર, અમદાવાદ. વાર્ષિક રૂ. ૬, પરદેશના ૧૨ શિ., છુટક દસ આના. બહારગામમાં લવાજમ ભરવાનાં સ્થળ: મુંબાઈમાં: આર. આર. શેઠની કં., ઍન. ઍમ. ત્રિપાઠી લિ., અથવા રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ; વડોદરામાં: પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ. તથા નૂતન ફોટો સ્ટૂડિયો, રાવપુરા. કલકત્તામાં એલ. કે. મેઘાણી, ૧૪ અમરતલા સ્ટ્રીટ.

જાહેર ખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ બ્યુરો, મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઈ-૧; અમદાવાદમાં શ્રી પુષ્પવદન ઠાકોર, આનંદનગર.

તારી માડીનું દૂધ લજાય ના
રંગ જાયના જુવાન રંગ જાયના

ધોયો ધોવાય નહિ
એવો સ્વાતંત્ર્યના
રંગ પર ખટ્ટો ન લાગે
અને તારી જનેતાનું
ધાવણ ન લાજે
તેવા ભાવ રજુ કરતું
કાવ્ય
ડી. એ. ૧૧૩૭૬
રેકર્ડ પર
અવિનાશ વ્યાસ
સંભળાવે છે

તમે એક વાર–
મારવાડ જાજો
અને
સુતારવાડે ગઇ'તી
લોકગીતો
ડી. એ. ૧૧૩૯૭
રેકર્ડ પર
રસીકલાલ વીણુ
રજૂ કરે છે

વધુ વિગત
માટે લખો:




# યંગઇંડિયા

## રેકર્ડઝના

સંચાલકો રજુ કરે છે

આછકલાઈ
અને
ખોટી મોટાઈ
દ્વારા આવેલી
માંદગી
દૂર કરવ નો ઈલાજ
જાણવા માટે
ડી. એ. ૧૧૩૭.
રેકર્ડ પર
હરિશંકર જાની પાર્ટી
એ રજુ કરેલ
મધુરીની માંદગી
સાંભળો

રાજકમલ
કલામંદિર
ચિત્ર
'માલી'
ના ગાયનોની રેકર્ડઝ
'યંગઇન્ડિયા'
પર જ સાંભળો

ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુ. કં. લિ.
૧૨૦ મેડાઝ સ્ટ્રીટ, મુંબાઈ-૧

---

આયુર્વેદાશ્રમ ફાર્મસી લિ.
(અહમદનગર)ની બનાવટ

# મુકુલ

સર્વશ્રેષ્ઠ હેર ઑઈલ

ઉત્તમોત્તમ દ્રવ્યો અને વનસ્પતિમાંથી શાસ્ત્રોક્ત રીતે
તૈયાર કરેલું વિખ્યાત ખુશબોદાર હેર ઑઈલ
મગજને શાંતિ આપે છે ☆ વાળ વધારે છે
ગરમીમાં ઠંડક આપે છે

ગુજરાતના મેઈન એજન્ટ
ભારતીય ઉદ્યોગ પ્રચાર કાર્યાલય
૧૪, બાન્કર લેન, ભુલેશ્વર, મુંબઈ ૨.

મળવાનાં સ્થળ

| | |
|---|---|
| શ્રી ચંદુલાલ પ્રેમચંદ | [illegible] દરવાજા, અમદાવાદ |
| શ્રી મોહનલાલ પ્રભુદાસ | ધંધુકા |
| શ્રી હરિશંકર દેવશંકર શુક્લ | ઉમરેઠ |
| મે. પી. શિવદત્ત કું. | વડોદરા |

---

પાકા રંગો, અવનવી જાણીતી
કળામય ડીઝાઈનો માટે

## અરુણ—અમદાવાદ
## અશોક—રાજકોટ

ની છાપેલી સાડીઓના વેચાણ માટે
મુંબઈમાં જ દુકાન ખોલવામાં આવી છે.

જથાબંધ માટે:—

## આદર્શ સાડી ભંડાર

ઉના ભોઈવાડા • મુંબઈ

દરેક સાડી કાંઈક જુદા જ રૂપે રંગે અનેરી હશે

આપને પાકા રંગો
કાયમી સંતોષ આપશે

મુંબઈના જાણીતા વેપારીઓને ત્યાંથી
છુટક મળશે

ભજનમંડળી (ચિત્રકાર: મનુ વ્યાસ)

મુંબાઇ આર્ટ સોસાયટીના પ્રદર્શનમાં રજૂ થએલું ચિત્ર

**નદીઓનાં આલેખનવાળી ટપાલની ટિકિટો** (શ્રી હરિલાલ બૅંકર-વઢવાણ કૅમ્પ-ના સંગ્રહ)

પહેલી હાર: ડાબી બાજુથી (૧) સીલોનની ટિકિટ પર ત્યાંની એક નદીનું દૃશ્ય; (૨) મોઝામ્બિક (આફ્રિકા)ની ટિકિટ પર ઝામ્બેઝી નદી; (૩) આફ્રિકાના ફ્રેન્ચ સંસ્થાન ગૅબનની ટિકિટ પર ઓગોવે નદી; (૪) મિસરની ટિકિટ પર નાઈલ નદી; બીજી હાર-(૧) બેલ્જિયન કૉંગોની ટિકિટ પર રટશરુ નદી; (૨) બ્રહ્મદેશની ટિકિટ પર ઇરાવદી નદી; (૩) જમાઇકાની ટિકિટ પર પ્રીસ્ટમૅન નદી; (૪) યુ. સ્ટે. અમેરિકાની ટિકિટ પર હડસન નદી; ત્રીજી હાર-(૧) ફ્રેન્ચ રિપબ્લિકની ટિકિટ પર સેરેન નદી; (૨) ઑસ્ટ્રેલિયાની ટિકિટ પર યારા નદી; (૩) જમાઇકાની ટિકિટ પર ઍન્ડ્રૂસ નદી; (૪) બોર્નિયો ટાપુમાં આવેલા બ્રિટિશ સંસ્થાન બ્રુનેઈની ટિકિટ પર બ્રુનેઈ નદી.

## બપોર

·પૃથ્વી·

નથી મલપતી ઉષા અરુણ-અંબરે ઓપતી
ઉજાળી જગઆંગણું, ખડકી પૂર્વની ખોલતી.
ભમી ક્ષિતિજઝાડીએ, ઉઝરડા ખમી અંગમાં
નથી વિલપતી વિખૂટી દમયંતીશી સંધિકા
ધીરેથી ગળકી જતી તિમિરસર્પના ગ્રાસમાં.
પ્રકાશ પડછાયની જટિલ જાળ ના ના કશી.

પરંતુ તપિયા બપોર, વળી તે ય વૈશાખના:
જલાવી દઈને જૂઠાં સકલ વાસનાબીજને
ભજે અકલ બ્રહ્મ ઉગ્ર તપનિષ્ઠ યોગી યથા
પ્રભા બઢવતો, તપ્યે બસ જતો વધુ તેમ આ
પ્રચંડ તપસી સમો પ્રખર સૂર્ય મધ્યાહ્નનો.

તપ્યા છ ત્યમ આજ યૌવનબપોર આ જીવને:
કરી ભસમસાત મેલ મનના બધા હું ય, તો,
ઉપાસી રહું આકરી અધિક વિક્રમોપાસના.

બાલમુકુન્દ દવે

## કઢાપા

·શિખરિણી·

પ્રહારો લાઠીના—સખત ફટકાને સહીસહી
ઘવાયેલા હાથે ઘણું દરદ કીધું, બહુ કળ્યો.
અરે ઊંડા, મીંઢા, જખમહીણ જખ્મો જીરવતો
બિચારો સૂજેલો કર તરફડે તમ તનમાં.

પણે ચૂલા માથે હળદરમીઠું એકરસ થૈ
ઉકાળે આત્માને, જખમી કરનો લેપ બનવા.
અને મારી માડી સર પર પડ્યા મૂઢ ફટકા
અહો પંપાળે છે, શયનવશને માલિશ કરે.

ઠરેલા જખ્મોના પલપલ કઢાપા લબકતા:
મને એવી હૈયે પરવશ દશા ખુદ્દવતનની
દહે, ને સારો યે જીવનરસ રંજે ખદખદે.
–છતાં આ છેયો હે પ્રિય વતન! ઘાવો જ ઝીલશે.

હજારો જખ્મોને ચિર સુહવતું જીવન ગમે,
ભલે એના ઊંડા, વિષમ લબકારા ન વિરમે.

વેણીભાઈ જ. પુરોહિત

## પંથીડાં

અમે રે પંથીડાં આતમ દેશનાં
આવી ચઢ્યાં આપણીને પાળ : અમે રે૦
ઊડી જશું બડકાની રાળ : અમે રે૦

ઝાંખી જ્યોતિનાં અમે દીવડાં,
ઊડું ઊડું થાઈ સાંજ સવાર;
ખરી પડશું ઘડીપલવાર : અમે રે૦

અમારી વાટડુંમાં વાવંટોળીઆ,
તનડું તો થઈ જશે રાખ;
અમને ના થડકો કે થાક : અમે રે૦

આ તો મેળો શાખાડાળનો,
ગયાં એનો વારો બીજી વાર;
એનો ન મળે કોલ કે કરાર : અમે રે૦

લીલા લહેરા રામરાજ છે,
બોલ્યુંચાલ્યું કરજો ઇ માફ;
આપડું તેર ગન સાચું સાફ : અમે રે૦

દેશળજી પરમાર

## કલાકારને

આલોચીને ક્ષુદ્ર ધરાની ધૂળમાં
ન મેઘના મિત્ર થવું બને ઘટે.
ઘટે ન વ્યોમે વસીને સદૈવ
ભિક્ષા સ્તુતિ સૂર્યમહોની માગી.
પરન્તુ વાતાવરણે તરંગ:
અણુ ધરા ધૂળતણું ધરે છે
સુવર્ણ રંગો રવિ રશ્મિ સ્પર્શે,
સંવાદ વારે ત્યમ સાધવો ઘટે.

## હાથરૂંતે

·પૃથ્વી·

હું મૂઢ સમ છો ઊભો; પગ બળે મુકુન્દ આજ ઓ
અનાથ સમ દાખવી ભાવ બધે મને દુર્બલ;
અને નજર નાખતાં સખિજના સ્થળે શૂન્યતા
રહે નીરવ દાસ્યથી કલકલી; નિદાઘે બળે
આત્મ સમ ઓ.

ફરે અટલ નેમ મારે રહી
કરું વિજય હું સદ્ પ્રથમ આત્મનિર્બલ્યનો,
બહિર્ જગતનો પછી વિજય દાખવીને રહો!

લલિત ચિ. ભટ્ટ

અપૂર્ણતા અન્ય તણી ગમે નહીં
નિદાળવું તો રહ્યું આપણી બધી.
અપૂર્ણતા અન્યની દોષ કલ્પિત
અપૂર્ણતા આપણી કેં ભિન્ન.*

ભગીરથ મહેતા

*(Faye Walkerના કાવ્ય ઉપરથી)

ધનુર્ધર તું નો!
બની શકું હું બાણ તો ય પણ
—ડું. ઇ.

**માનવ-મનમાં જન્મતી સૌ પહેલી લાગણી : માનવજાતનો સૌથી મોટો ને સર્વવ્યાપી શત્રુ**

માઠામાં માઠું છેલ્લી હદનું પરિણામ કેટલું અને કેવું આવી શકે તે બરોબર કલ્પી લો, ને જો માઠું પરિણામ આવે તો ખરાબમાં ખરાબ જે પરિસ્થિતિ ઉત્પન્ન થવાની હોય તે માટે મનથી હિંમતપૂર્વક તૈયાર બની રહો; અને પછી પરિસ્થિતિનો સામનો કરો. ખાત્રી રાખજો કે આટલું કરશો તો દરેક પરિસ્થિતિમાં તમે જ વિજયી નીવડશો; અને કદાચ નિષ્ફળ થશો તો તમને રજમાત્ર દુઃખ કે અસંતોષ નહિ થાય. ઘણી વાર તો પોતાને થનાર નુકસાનની વધુપડતી ખોટી ગણત્રી અને કલ્પિત ભયથી જ માણસ પશ્ચાત રહે છે.

ઉપરાંત, સાહસિક વૃત્તિ કેળવો; આગે-કદમ કરો. થોડું નુકસાન પણ કદાચ કોઈ વખત સહન કરવું પડે, પણ તેથી પરિણામે લાભ જ થશે; કેમકે તમારી સાહસવૃત્તિ તેથી કેળવાતી જશે. જેમજેમ ભય ઘટતો જાય છે તેમતેમ સાહસિકવૃત્તિ મનુષ્યના મનમાં સ્થાન મેળવતી જ થાય છે. અને માનવજીવનની પ્રગતિ માટે એ અતિ જરૂરની છે.

ભયો હમેશાં ભિન્નભિન્ન આચ્છાદનો નીચે છુપાએલા હોય છે એ ન ભૂલતા. છૂપાવેશી ભટકતા નિશાચરો જેવા તે છે. દર વખતે કોઈ ને કોઈ જુદા જ રૂપે એ રજૂ થાય છે. તેમના ખાસ અભ્યાસ વગર તમે તેમને ન ઓળખી શકો. તેઓ તમારા મનમાં જ નિવાસ કરે છે છતાં હજારો માઈલ દૂર રહેતા મનુષ્યની પેઠે ઓળખવા મુશ્કેલ હોય છે.

ભયનું ખરું કારણ બહુ ઊંડે હોય છે; અને ધીરજ તથા ખંતપૂર્વક તેની શોધ પાછળ તમે લાગી રહો તો જ તે મળે. ઘણીવાર આપણું મન, બહારની કોઈ દેખીતી પરિસ્થિતિમાંનું કોઈ પણ બંધબેસતું કારણ અમુક પ્રસંગ સાથે જડતું લાવી દઈ દે છે, અને તેમાં આપણે ભયંકર થાપ ખાઈ જઈએ છીએ. દાખલા તરીકે એક મગનલાલ નામના માણસ છે. તમને તે પ્રથમ મળે ત્યારે મેલાંઘેલાં કપડાં પહેરેલાં હોય. તમારી કલ્પના જેને સુંદર મુખાકૃતિ કહે તેવો દેખાવ તેનો ચહેરો ન ધરાવતો હોય, બહારગામની મુસાફરીથી થાક્યોપાક્યો ચાલ્યો આવતો હોય. તમારા મનને બહારના દેખાવ પરથી જ અભિપ્રાય બાંધી લેવાની આદત પડી હોય, તો તમે તેને માટે સારો અભિપ્રાય નહિ બાંધો. ઓળખાણ કે અન્ય કોઈ અનુભવ પ્રાપ્ત થતાં પહેલાં તમે એ મગનલાલ માટે એક છાપ તમારા મગજ પર જરૂર પાડી લેશો. અજાણતાપણે પડેલી મગનલાલ વિશેના હલકા અભિપ્રાયવાળી એ છાપ તમારા મનમાંથી દૂર થતાં બહુ વાર લાગશે. તે પછીના અનેક પ્રસંગોમાં તમે મગનલાલ સાથે આવ્યા, તમને તેનો વધુ અનુભવ મળતો ગયો અને તેમાં તેને માઠો કહેવા જેવું તમને કશું ન જણાયું, એટલે તમે તેને માટે સારો અભિપ્રાય બાંધ્યો. ત્યાર બાદ કેટલોક કાળ વીતી ગયો, અને એક સમયે તમે મુશ્કેલીમાં આવી પડ્યા. તમે મગનલાલની મદદ માગી. તેણે ના પાડી તમારા મનમાં તરત જ વિચાર આવ્યો: મને હતું જ કે આ માણસ ખરેખર મદદ નહિ જ કરે. આવો જે વિચાર તમને આવ્યો તે શું છે? તમારા મન પર સૌથી પ્રથમ પડેલા મગનલાલ માટેના માઠા અભિપ્રાયની છાપનું જ એ પરિણામ છે, કે જે અજાણતારીતે તમે ગ્રહણ કરી હતી અને ત્યાં જ પડી રહી હતી.

એટલે અત્રે પ્રસંગ દરેક પરિસ્થિતિનો ઊલટી રીતે પણ વિચાર કરવો જ જોઈએ. જેમકે મગનલાલે પ્રામાણિકપણે જ પોતે મદદ કરવાને અશક્ત હોવાનું કેમ જણાવ્યું ન હોય? વળી તમારો તેના પર એવો તે શો અધિકાર તમે મેળવ્યો હતો કે એની ફરજ તમને તેણે મદદ કરવી જ જોઈએ? તમે જે મુશ્કેલીમાં મુકાયા તેને માટે મગનલાલ કોઈ પણ રીતે જવાબદાર હતો ખરો? આવા આવા પ્રશ્નો મનને તટસ્થ રાખી પોતાની જાતને પૂછશો તો જરૂર યોગ્ય પ્રત્યુત્તર મળશે. માણસ ઘણીવાર નિરપેક્ષ રહી વિચાર કરવાનું ભૂલી જાય છે અને બને ત્યાં સુધી સામાનો વાંક શોધી પોતાની નબળાઈ ઉપર ઢાંકપિછોડો કરવાનો પ્રયત્ન કરે છે.

મન જેવું કશું બીજું કોઈ નથી. તેના જેવો મિત્ર પણ એકે નથી અને શત્રુ પણ એકે નથી. કલ્પના કરો કે એક ધુતારો તમારો પરિચિત છે. તમે તેની સાથે શી રીતે વર્તશો? ગફલતમાં રહેવાથી તો જરૂર તે તમને ઠગશે, કારણકે તેનો સ્વભાવ જ ઠગવાનો છે. પણ જો તમે જાગૃત રહેશો, સાવચેત રહેશો, તો નહિ ઠગાઓ, પણ ઊલટું તેના તરફથી નુકસાન પામવાને બદલે તમે તેની મારફત જ કાંઈક લાભ મેળવશો. આમ, 'આપણું મન જે ધુતારું છે, તેની સાથે અને તેમાંની અસંખ્ય વૃત્તિઓ સાથે પણ એ રીતે જ વર્તવું જોઈએ. તમે એક વાર તેને બરોબર ઓળખી લો અને ગફલતમાં ન રહો, તો જ તે તમને લાભપ્રદ નીવડવાનું; નહિ તો બિનલગામી ઘોડા જેવું પરિણામ તમારા માટે આવશે, અને એ ઘોડાના કૂદકા તમે ગમે ત્યાં ખાડખાડામાં ફસડાઈ પડશો.

ભયભરેલ, ફફડતું મન કદી તટસ્થતા જાળવી શકતું નથી. તે ખૂબ અસ્થિર અને ચંચળ હોય છે. હવાથી હાલતાં ઝાડનાં પાંદડાં જેવી સ્થિતિ એની હોય છે અને શરીર હમેશાં મનને આધીન છે, એટલે આવાં નબળાં મન તેને ગમે તેમ અને ગમે ત્યાં અફડાવ્યા કરે છે. એટલે એવા માણસોને સુખનો અનુભવ સ્વપ્નવત જ નીવડે છે. સુખનો માર્ગ તો શૂરાઓને જ સાંપડે છે.

માત્ર અનુમાનથી અભિપ્રાય બાંધી લેવાની આદત બિલકુલ નાપસંદ કરવા યોગ્ય અને નુકસાનકર્તા છે, પણ દુઃખની વાત છે કે દસમાંથી નવને આની ટેવ હોય છે. આના મૂળમાં પણ ભયાદિ અનેક નબળી વૃત્તિઓ જ રહેલી છે.

મનને કોઈ પણ હાલતમાં, કોઈ પણ પ્રસંગમાં લપટાઈ જવા ન દેતાં તેને ત્રીજા પુરુષના દૃષ્ટિબિન્દુથી પ્રસંગને નિહાળવાની અને અભ્યાસ કરવાની આદત પાડો. કોઈ પણ પ્રસંગ બને તે વખતે તમારા મનને માત્ર સાક્ષી તરીકે જ રાખો. પછી પ્રસંગ પરની હકીકત લક્ષમાં લીધા બાદ, મનને અંદર પરોવો અને પછી જ અભિપ્રાય આપો. આ રીતે કરેલા વિચાર અને વર્તન પુખ્તતાથી ભરપૂર અને અદલ નીવડશે.

છેલ્લું એ, કે ભયને આદતરૂપ ન જ બનવા દો. કોઈ પણ પ્રસંગનો પ્રત્યાઘાત ભય રૂપે મન ઉપર આવે કે તરત તે ભયની વૃત્તિને કોઈ ને કોઈ શારીરિક કાર્ય દ્વારા અન્ય માર્ગે વાળવા પ્રયત્ન કરો. દાખલા તરીકે એક અંધારી મોડી રાતે પ્રાણલાલ એક સાંકડી ગલીમાં ચાલ્યા જાય છે. સામે એક ગુંડો મળે છે. આસપાસ બીજું કોઈ નથી. પ્રાણલાલ કોઈ સરકારી હોદ્દેદારના જેવા વેશમાં છે. હાથમાં લાકડી પણ છે. અને ગુંડો સામેથી આવે છે. ગુંડો તો આવે પ્રસંગે પોતાના ધસારાથી સામાના મન પર શી અસર થાય

**જેણે પ્રજાઓને પરાધીન રાખી છે: જેણે માનવનો વિકાસ રૂંધ્યો છે**

છે, તે હંમેશાં અભ્યાસકની દૃષ્ટિએ જોતો રહેવાને ટેવાએલો જ હોય છે. તે જુએ છે. પ્રાણલાલ પણ પ્રથમથી જ સાવચેત બન્યો છે. હિંમતવાળો છે. તે પણ મનમાં તો સહેજ ગભરાય છે, કારણ કે કદાચ જો ખરેખર હાથોહાથ આવી જવાનો પ્રસંગ આવે તો ગુંડો પ્રાણલાલને જરૂર પછાડી દે. પણ બહારથી, જાણે કશું જ બન્યું ન હોય તેમ, પ્રાણલાલ લાકડી ફેરવતો ચાલ્યો જાય છે, અને મોઢેથી સીસોટી વગાડતો જાય છે. આટલી બહારની નિર્ભયતા જોઈને ગુંડાએ પ્રાણલાલને પોતા કરતાં વધુ ચડિયાતો માન્યો, અને બાજુમાંથી પસાર થઈ ગયો. પ્રાણલાલ સમજી ગયો કે ગુંડો મહાત થયો છે. અને તેણે છુટકારાનો દમ ખેંચ્યો.

ભય ઉત્પન્ન થાય ત્યારે શરીર અને મન દ્વારા તેને અન્ય પ્રવૃત્તિમાં રોકી દેવા પ્રયત્ન કરો. જેમકે પ્રાણલાલે સીસોટી વગાડી લાકડી ફેરવી ટટ્ટાર ચાલવા માંડ્યું. તે રીતે તાળી પાડવી, મુઠ્ઠીઓ કરવી, કોઈ ગીત ગણગણવું, ચોપડી વાંચવી, સરસામાન ફેરવવા મંડી જવું કે એવા અન્ય કોઈ કાર્યમાં પડી જવું. એવા શારીરિક કાર્યો ઉપરાંત કુતૂહલ, વિનોદ, ક્રોધ, હાસ્ય, મમતા ઈત્યાદિ માનસિક વૃત્તિઓને પણ ભયની વસ્તુ ઉપર ગમે લગાડી દેવી. પરિણામે આવા અભ્યાસ દ્વારા દરેક વ્યક્તિ પોતાના મનમાં રહેલો ભય ઓછો કરી શકશે અને પ્રગતિ સાધશે.

**જમનાદાસ કે. લાદીવાળા**

---

## સ્વ. નવલરામ ત્રિવેદી

પ્રીતિપાત્ર પ્રોફેસર, અભ્યાસી વિવેચક ને માર્મિક હાસ્યકાર તરીકે જાણીતા આપણા એ વિદ્વાન લેખક અને અધ્યાપકનું ગઇ તા. ૮મી મેએ માત્ર ૪૯ની વયે અવસાન થયું.

ગુજરાતી સાહિત્યના એમના અભ્યાસપૂર્ણ વિવેચનો ને આપણા દંભોપરના મર્મપ્રહારો એમની સબળ લેખિની, નિર્ભય વિચારશક્તિ ને હાસ્યનિષ્ઠ વિનોદવૃત્તિની સાખ પૂરે છે. સાહિત્ય ઉપરાંત સમાજશાસ્ત્ર તથા માનસશાસ્ત્ર એમના પ્રિય વિષયો હતા ને બંગાળી, મરાઠી આદિ ભાષાઓનો પરિચય એમને હોવાથી એમનું વાચન પણ એમના લેખન જેટલું સતત અને વિશાળ રહેતું.

ક્વચિત્ આકરા બનીને પણ અપ્રિય સત્ય કહી નાખવાની નિર્ભયતા જેટલી જ નિખાલસતા પણ એમનામાં હતી; અને તેથી જ એમની વિશિષ્ટ સાક્ષરતા જેટલી જ એમના મિલનસાર સ્વભાવની સરલતાનું સૌ સાથીઓ સ્મરણ કરે છે. એમના આત્માને શાન્તિ હો. ત. લ.

---

## 'પ્રભુના પ્રતિનિધિ' ધર્માધ્યક્ષોએ એને જીવતો બાળી મૂક્યો



મધ્યકાળના યુરોપની અનન્ય પ્રતિભા
કવિ ફિલસૂફ અને વૈજ્ઞાનિક

# જ્યૉર્ડાનો બ્રૂનો

ચિતા સળગી. પવનમાં તેના ભડકા નાચી રહ્યા પણ એથી યે વધુ ઝળહળતાં તો બ્રૂનોના આ છેલ્લા શબ્દો વાતાવરણમાં નાચી રહ્યા હતા.

**'ભાવિ જગત ન ભૂલે કે મોતથી બેપરવા રહી મેં સત્ય સિવાય કોઈની સન્મુખ સર નથી ઝુકાવ્યું, ને કાયર જીવન કરતાં પ્રોત્સાહિત મૃત્યુને મેં હસતે મુખે વધાવી લીધું છે.**

**સે**નિને ધર્મને, તેના હાલના સ્વરૂપે, માનવજાતનો એક કેફ ગણાવ્યો છે. અને ઇન્સાન મજહબી-ઝગડાઓ પાછળ સદીઓથી પોતાની ઇન્સાનિયતનું જે દેવાળું કાઢતો આવ્યો છે એ દૃષ્ટિએ જોતાં ધર્મની એ તુલના સાચી લાગે છે. આજની આપણી વીસમી સદી પણ હજુ તો ધર્મની બાબતમાં પૂરી 'સહિષ્ણુ' નથી બની. જે થોડીઘણી સહિષ્ણુતાનું આપણે આટલું બધું ગુમાન કરી રહ્યા છીએ એ તો ધર્મને નામે ચાલેલા માનવસંહાર ને પાપાચારના પૂરા પ્રાયશ્ચિત રૂપે પણ નથી. ધર્મની એ હોળીઓએ પ્રકાશ અને પ્રેરણાભરી એટલી તો પારાવાર જિંદગીઓને નષ્ટ કરી નાખી છે, કે જેમના પ્રકાશનું ઝાંખું કિરણ પણ ઇતિહાસની ક્ષિતિજે પ્રકાશવા નથી પામ્યું. પણ એ હોળીઓની ધૂંધળમાંથી યે એક અનુપમ વ્યક્તિ પોતાનો પ્રકાશ ઇતિહાસને પટે પાથરતી જાય છે. એ વ્યક્તિ તે જ્યૉર્ડાનો બ્રૂનો, જેણે પોતાના ચિંતનની ઉષ્મતાથી દંભ અને અજ્ઞાન પર રચાએલી ધર્મની આખી ઈમારતને હચમચાવી નાખેલી.

**યુ**રોપમાં નવા વિચારનું ત્યારે પરોઢ ફૂટતું હતું. વિજ્ઞાનની નવીનવી શોધોએ જ્યાંત્યાં ચર્ચાઓ જગાવી હતી ને પરિણામે માનવ અને વિશ્વ સંબંધે ધર્મશાસ્ત્રોમાં રજૂ થએલી પ્રણિત માન્યતાઓ પ્રત્યે લોકરુચિ દિનોદિન શંકાશીલ બનતી જતી હતી. આ ચકચારમાં પોપની સર્વોપરિતાથી ખ્રિસ્તી સત્તાને ખ્રિસ્તની દુનિયા ડગતી દેખાવા લાગી હતી, ને એવી વૃત્તિની સહેજ પણ તવાર આવતી કે તેને ક્રૂરમાં ક્રૂર નમીદન કરી દુનિયાને નાસ્તિકતામાંથી ઉગારી લેવા તેણે યુરોપભરમાં તપાસસમિતિઓ (Inquisition Committees) નીમી દીધી હતી. એ તપાસસમિતિઓની પૈશાચિકતાનો પુરાવો આપવા અહીં એક જ દાખલો બસ થઈ પડશે, કે સ્પેનના ન્યાયાસન પરથી પોતાના અઢાર વર્ષના અમલમાં એકલા તોર્કેમાદા નામના ધર્માધિકારીએ ૧૦,૨૨૦ માણસોને જીવતા જલાવી દીધેલા અને ૯૭,૦૦૦ને જેલમાં સબડાવેલા!

**આ**વા ક્ષુબ્ધ વાતાવરણના કાળે, ઈ. ૧૫૪૮માં ઈટલીના કૅમ્પેનિયા પ્રાંતમાં વિસુવિયસના ઢાળ પર આવેલા નોલા નામના ગામમાં એક સૈનિકને ત્યાં એક બાળક જન્મ્યો. એનું નામ

## કારણ—ધર્મની ચારદીવારી તોડી એણે નિર્ભીકપણે સ્વતંત્ર વિચાર ને વૈજ્ઞાનિક સત્યો રજૂ કર્યાં

જ્યૉર્દાનો બ્રૂનો. અમેરિકાની શોધથી પૃથ્વી જ્યારે વિશાળ બની હતી, પોલિશ વિજ્ઞાની કૉપરનિકસની શોધોએ આકાશને પણ અનંત બનાવ્યું હતું, લ્યૂથર મરી ગયો હતો ને તેના શિક્ષણને પ્રતિરોધક બળો ઊભાં થતાં હતાં, ત્યારે..ખંડેર જેવા એ ગામમાં જન્મેલો આ બાળક વખત જતાં મધ્યકાળના યુરોપની એક અનન્ય પ્રતિભા તરીકે ઝળકી ઊઠચો. અને તેનું કારણ, તેણે બહારથી ક્યાંયેથી નહિ પણ પોતાની જાતમાંથી જ સત્ય શોધવાની અપૂર્વ હિંમત બતાવેલી, એ હતું.

અને એ હિંમતે તેની પ્રતિભાને કેટલી તેજોજ્જ્વલ બનાવી દીધી હતી? તેના પછી તેર વર્ષે જન્મેલા ઇંગ્લંડના દાર્શનિક (ફિલ્સૂફ) ફ્રાન્સિસ બેકનનાં લખાણોએ તો તેના કથનના માત્ર પડઘા જ પાડ્યા છે. એ જ ઇંગ્લંડના કવિસમ્રાટ શેક્સપીઅરે તેની જ કવિતાઓમાંથી તેનાં ‘ટેમ્પેસ્ટ’ ને ‘હૅમ્લેટ’ નાટકોનું વસ્તુ ઉઠાવ્યું છે. અને તેના પછી એંશી વર્ષે જન્મેલા ફિલ્સૂફ સ્પિનોઝાએ તો પોતા પર બ્રૂનોની અસરનો સાફ દિલે એકરાર કરેલો છે.

જીવનના ઉષઃકાળે જ બ્રૂનોએ વિજ્ઞાન, ગણિત, કાવ્ય, સંગીત આદિ અનેક વિષયો પોતાના કરી લીધેલા ને ઇટાલિયન જેટલું જ લૅટિન ને સ્પૅનિશ ભાષાઓ પર પ્રભુત્વ મેળવેલું. બાપનો સિપાહીગીરીનો ધંધો તો તેને માટે મુકરર જ હતો, પરંતુ નાનામોટા રાજાઓનાં હિતો પોષવા માટે થતી નિર્દોષોની કત્લેઆમ પર તેને હમેશાની સૂગ હતી. એટલે ચૌદ જ વર્ષની વયે એ તો એનસલેગ નામના ભલા પાદરીની હૂંફથી મઠમાં જોડાઇ પોપના ડૉમિનિકન ઑર્ડરમાં દાખલ થઇ ગયો.

એ જ બ્રૂનોનું કમનસીબ નીવડચું. મઠમાં જેમજેમ તે એક પછી એક ધર્મશાસ્ત્રનું પારાયણ કરતો ગયો, જેમજેમ એની જિજ્ઞાસુવૃત્તિએ સમગ્ર વિશ્વના ઘટનાક્રમની બધી સમજણ સમાવવાનો દાવો કરતા એ ધર્મશાસ્ત્રોની રજૂઆતો પર ચિંતન ચલાવવા માંડયું તેમતેમ તેને એ ધર્મશાસ્ત્રો આત્મતૃપ્તિ આપે અસમર્થ લાગતા ગયા. પ્રમાણિક મુરાદે એણે પોતાની આશંકાઓ પાદરીઓ પાસે રજૂ કરી.

આ શો ગજબ?! પવિત્ર ગ્રંથો સામે તેનાથી ટીમ જ ઉપાડી કેમ શકાય? કૉપરનિકસે ભલે સાબિત કર્યું કે પૃથ્વી ફરે છે; પણ ધર્મશાસ્ત્રોમાં તો એને સ્થિર અને થાંભલાઓ પર ટેકવેલી જણાવી હતી ને? વિજ્ઞાને ભલે કહ્યું કે પૃથ્વી ગોળ છે ને આકાશ અનંત છે; ધર્મશાસ્ત્રોએ તો તેને સપાટ અને આકાશને એ સપાટ પૃથ્વીની છત જણાવી હતી ને? આકાશમાં બીજી દુનિયાઓ હોવાનું કહેવું એ તો બારેમાં બારે દ્રોહ હતો. આકાશમાંના તારાઓ એ તો પૃથ્વીની એ છતમાં ટાંગેલા દીવાઓ હતા, જે છતની ઉપર સ્વર્ગમાં ઈશ્વરનું સિંહાસન હતું. પ્રભુના આ જ્ઞાનને પડકાર કરવાની બ્રૂનો ધૃષ્ટતા જ કેમ કરી શકે?

પણ બ્રૂનો પોતાના ચિંતનમાં રત રહ્યો. એ ચિંતનમાં વિશ્વના કાર્યકારણ નિયમનું એને સંપૂર્ણ ભાન થયું ને ઈશ્વરને એણે જન્નતમાં બેઠે બેઠે પૃથ્વીવાસીઓના ઉદ્ધારની રાહ જોતો નહિ, પણ સર્વવ્યાપી, સર્વજ્ઞ ચૈતન્ય સ્વરૂપે જાહેર કર્યો. એ મૌલિક ચિંતનને રસ્તે જતાં ધર્મગુરુઓએ તેને એક કરતાં વધુ વખત વાર્યો, પણ તે કબૂલ ન થયો. ધર્મગુરુઓને તેના પર હવે સેતાન સવાર થયેલો લાગ્યો!

કશો યે રંજ પામ્યા વિના, કોઈથી ક્ષોભ પામ્યા વિના બ્રૂનો પોતાને માર્ગે આગળ વધતો ગયો. વિશ્વની અનંતતા ને ધર્મશાસ્ત્રોની પોકળતા પર એક પછી એક પુસ્તક તે રચતો ગયો. આખરે પોપની સત્તા તેને બરદાસ્ત ન કરી શકી. તેણે તેને નાસ્તિક જાહેર કર્યો ને દેહાંતથી તેને પ્રાયશ્ચિત્ત કરાવવાનો નિર્ણય કર્યો.

નિર્ણય સાંભળી રાતોરાત એનસલેગ બ્રૂનો પાસે આવ્યો. હકીકતથી તેને વાકેફ કર્યો. બ્રૂનો બોલ્યો, ‘બાપુ, હું જાતે મારા મૃત્યુથી નથી ડરતો ને તમે શા માટે ડરો છો?’ અને પ્લેટો તથા પ્લૉટિનસના સંમિશ્રણ જેવા, લેસિંગ ને કૅન્ટના એકલા પ્રતિનિધિ જેવા બ્રૂનોના એ સાચા જ નિર્ભીક શબ્દો હતા. પોતાના એક સૉનેટમાં એણે વહેલું જ ગાઈ નાખેલું:

That I shall sink in death I know must be,
But with that death of mine what life will vie?

પરંતુ એનસલેગ ન માન્યો. તેણે કહ્યું, ‘બેટા, પવિત્ર બીક જેનામાંથી જતી રહે છે તેના પર સેતાન અવશ્ય સવાર થાય છે.’

બ્રૂનોએ તરત જવાબ આપ્યો, ‘બાપુ એવી વાત ન કરશો. બીક કોઈ દિવસ પવિત્ર હોઈ જ ન શકે. મને સત્યનું ચિંતન કરવાની તમે ના ન પાડો. બીજું જે કહેશો તે હું કરી છૂટીશ.’

એનસલેગે જોયું કે બ્રૂનો અડગ છે. એ અડગતાથી નીપજતું ભવિષ્ય પણ નિશ્ચિત હતું. છેવટે તેણે આજીજીપૂર્વક કહ્યું, ‘ત્યારે તો, બ્રૂનો, તું અહીંથી નાસી છૂટ. ઇટલી તને સહન નહિ કરી શકે.’

અને સત્યની ખાતર, એ અંધારી રાતે, દોરડાની મદદે મઠની પછીતેથી બહાર કૂદી પડી, બ્રૂનો રાતના અંધારામાં ગેબ થઈ ગયો. ‘ઇટાલિયા! તારા આવડા મહાન વિસ્તારમાં યે મારા માટે પગ મૂકવાની જગા નથી. હું જાઉં છું.’ એ દુઃખભર્યે શબ્દે એણે એપિનાઇન્સની કંદારની પેલી પાર નજર દોડાવી,—ત્યાં સ્વિટ્ઝર્લૅન્ડના ધાર્મિક સુધારકો તેને આવકારશે એવી શ્રદ્ધાએ.

પણ એ લોકોને ધર્મની બેડી દૂર નહોતી કરવી; માત્ર એ સહેલાઇથી ગળે ઊતરે એટલી પથ્ય બનાવવી હતી. એટલે બ્રૂનોને એ ક્યાંથી જીરવી શકે? પોપની સત્તાએ તો બ્રૂનોને વહેલો જ નાસ્તિક જાહેર કરી દીધેલો ને તેની તપાસસમિતિએ એની ધરપકડના પ્રપંચના પાસા યે ગોઠવી દીધેલા હતા.

આ પરિસ્થિતિમા બ્રૂનોની નજર પારીસ તરફ ગઈ. સ્વિટ્ઝર્લૅન્ડ કરતાં તેને એ વધારે ઉદાર લાગ્યું. ને એ માન્યતા સાચી ઠરી. લોકોનાં ટોળાં ને ટોળાં પારીસમાં તેને સાંભળવા ઉમટી પડતાં. ફ્રાન્સનો ત્રીજો હેન્રી પણ તેની પ્રતિભા પર મુગ્ધ બનેલો. પરંતુ પોપના આડતિયાઓની ચાલબાજીએ ત્યાં પણ જંપ ન ખાધો. સૉર્બોનના ધર્મગુરુઓએ ત્યાં પણ એ ‘નાસ્તિક’ સામે ઝુંબેશ ઉપાડી ને બ્રૂનોનું ત્યાં રહેવું કઈ પળે આફત નોતરે તેની ઘડીઓ ગણાવા લાગી. આથી હેન્રીએ તેને લંડનમાંના ફ્રેન્ચ એલચી પર ભલામણપત્ર લખી આપી ત્યાં મોકલાવી આપ્યો.

ફ્રેન્ચ એલચી ને ઇંગ્લંડની રાણી એલિઝાબેથે બ્રૂનોનો લંડનમાં ભવ્ય સત્કાર કર્યો. એલિઝાબેથ પોતે ઇટાલિયન સારીરીતે બોલી શકતી, એટલે થોડાક સંભાષણમાં જ બ્રૂનોનો પ્રભાવ તે પામી ગઈ. ને ફ્રેન્ચ એલચી તો બ્રૂનોનો હમેશનો મિત્ર થઈ રહ્યો. બ્રૂનોનાં ઘણાંખરાં પુસ્તકો પણ ત્યાં જ લખાયાં.

ઇંગ્લંડમાં પણ બ્રૂનોએ નો પોતાની વિચારસ્વાતંત્ર્યની જેહાદ ચાલુ જ રાખી. ઑક્સફર્ડમાં યુનિવર્સિટીના પ્રોફેસરો એના સામે વાદ કરવા ઊભા થયા એણે પંદર વખત તેમને હરાવ્યા. એનું તો સ્પષ્ટ કહેવું હતું:‘ધર્મશાસ્ત્રોનો હક માત્ર નીતિ શીખવવાનો છે, બાકી વિશ્વના સઘળા જ્ઞાનનું આધિપત્ય એમનાથી કોઇ કાળે ન લઈ શકાય.’

બ્રૂનોને તે સાંપ્રદાયિકતાનાં ગંધાતાં ખાબોચિયાંને બદલે જોઈતો હતો ઉદારતા, બંધુત્વ ને એખલાસનો મુક્ત પ્રવાહ. એને તો ધર્મની ચહારદીવારી તોડીફોડી માનવતાને સ્વનિર્ભર પર મુસ્તાક બનાવવી હતી, પૃથ્વીના પટે વૈજ્ઞાનિક મહાયુગ સ્થાપવો હતો. એનાં વિચારકિરણો ઝીલાત તો યુરોપની પ્રગતિમાં, એની સંસ્કારિતામાં કદાચ વહેલી ત્વરા આવત. પરંતુ માનવતાના આદર સામે બની બેઠેલા કટ્ટરવેદો વચ્ચે આ સાચા હમીમને અવકાશ નહોતો, એટલે બધાં સ્થળો જેમ ઈંગ્લૅંડમાં પણ તેના દોસ્તો જેટલા જ દુશ્મનો ઊભા થઈ ચૂક્યા. આ રખડુ ફિલસૂફ ત્યાંથી માર્બુર્ગ ઊપડ્યો.

કોપરનિકસ પછી ખગોળના જ્ઞાનનો એણે ખૂબ વિસ્તાર કર્યો હતો. આકાશના પોતાના નિરીક્ષણ પરથી, ભવિષ્યના ખગોળશાસ્ત્રીઓને પૂરતી માહિતી આપવા એણે અનેક નોંધો પણ લખેલી ઈ. ૧૫૭૨માં દેખાએલા નવા તારાની એણે જ પહેલી નોંધ કરેલી. જ્ઞાનના પરીધના કરેલા આ વિસ્તાર માટે માર્બુર્ગની વિદ્યાપીઠના વડાએ તેને ડૉક્ટરની ઉપાધિ આપી. પરંતુ બ્રૂનોએ પોતાને વિદ્યાપીઠમાં જગા આપવાનું કહેતાં તો એણે ચોખ્ખી ના જ સંભળાવી દીધી. 'ત્યારે મને તમારી ડિગ્રી નથી જોઈતી' કહેતાં બ્રૂનોએ ડૉક્ટરેટની પદવીનું કાગળિયું તેના પર પાછું ફેંક્યું. આ અપમાનથી અણુઆગી ઊઠેલા કુલપતિએ આ અપમાનનો બદલો કેમ વળે છે તેની રાહ જોવા બ્રૂનોને કહ્યું અને ઉમેર્યું, 'આવતી કાલનો સૂર્યોદય તમે કારાવાસની દીવાલોમાં દેખશો.'

'પણ હું તો ઈટાલિયન છું.' બ્રૂનોએ કહ્યું.

'પરવા નહિ. કોઈ પણ દેશના નાસ્તિકો માટે એ જ ઉત્તમ સ્થળ છે.' વિદ્યાપીઠના કુલપતિએ જવાબ આપ્યો.

અને એ જ રાતે બ્રૂનોએ ત્યાંથી પણ ઉચાળા ભર્યા. એ તરવરિયા ફિલસૂફને વર્ણવવો બહુ મુશ્કેલ છે. એના યુગની મહાન શોધો પરથી તેણે જન્માવેલી ફિલસૂફી પણ કદાચ હતી. ઍરિસ્ટૉટલની સ્થાપિત માન્યતાઓની અસંગતતા પર એણે જ પહેલો ઘા કરેલો; અને એટલે જ મહાન ફિલસૂફ હૉફડિંગ તેને આધુનિકોમાંનો પ્રથમ આધુનિક ગણાવી, તેને 'રેનાંસાંની વિચારશક્તિના મહાન સ્રષ્ટા' તરીકે સન્માને છે.

માર્બુર્ગથી ઉપડી તે જર્મની આવ્યો. વિચારક્ષેત્રના કોઈ પણ નવા ફણગા પ્રત્યે હમેશાં સહાનુભૂતિ ધરાવતા એ દેશે તેને સંઘર્યો તે આભારવશ તેનું હૈયું દ્રવી ઊઠ્યું. એ મહાનુભાવી ભૂમિને પ્રણમતો તે બોલ્યો, 'જર્મની! તેં મને આખરે સંઘર્યો છે. હું આસ્તિક છું કે નાસ્તિક એ જાણવાની પણ તેં તમા નથી કરી. આખા જગતના અસ્પૃશ્યને તેં તારાં દ્વાર ખુલ્લાં કર્યાં છે.'

અને ત્યાં રહ્યે રહ્યે કાવ્યનાં ને ફિલસૂફીનાં એક પછી એક પુસ્તકો બ્રૂનો બહાર પાડતો ગયો. એણે જે ફિલસૂફી જન્માવી, તેને હજુ આજની ફિલસૂફીઓ વચ્ચે યે સ્થાન છે. પરંતુ એ હતભાગી ફિલસૂફ માટે નિરુપદ્રવ ચિંતનદશા નિર્માઈ જ નહોતી. પોપના ખાંધીઆઓએ બ્રૂનોના એક વેનીશિયન શિષ્ય મિચાચાની મૉરોસિનિગોને હાથ કર્યો. પોતાના તરકટમાં તેને શામિલ કરી તેની પાસે બ્રૂનો ઉપર કાગળ લખાવ્યો: 'હવે અહીં આવી જાઓ. તમારા પર કશો ભય નથી.'

બ્રૂનો તો બધાં જૂનાં વેરઝેર ભૂલી ગયો હતો. થોડા જ વખત પર તેને એવો વિચાર આવી ગએલો કે પોપ ચૌદમા ક્લેમેન્ટને એક પુસ્તક અર્પણ કરી તેની સાથે સલાહ કરી લેવી. આ પત્ર એ વિચારમાં પૂર્તિરૂપ જણાયો ને મિત્રોની ના છતાં તે વેનિસ ચાલી નીકળ્યો.

ઈ. ૧૫૯૧ના ચોમાસામાં તે વેનીસ આવી પહોંચ્યો. અને ત્યારે જ તેને મૉરોસિનિગોના તરકટની ખબર પડી. તેના પર સખ્ત જાપતો રાખવામાં આવ્યો ને તેના વિરુદ્ધની સઘળી સાહેદી ભેગી કરવામાં આવી. એ પુરુષાર્થ પૂરું થતાં એ જ મૉરોસિનિગોએ પ્રમુખ ધર્માધ્યક્ષના હુકમથી તેને જેલને દરવાજે પહોંચતો કર્યો!

એ જેલમાં ગયો તે ગયો જ. ફરી આઠ વર્ષે તે બહાર નીકળ્યે; પણ આ દુનિયાનું છેલ્લું દર્શન કરવા જ. એ લાંબા કારાવાસમાં પોપની તપાસસમિતિએ શી શી યાતનાઓ એના પર નહિ ગુજારી હોય?–કોઈ કહી શકતું નથી, કહી પણ શકશે નહિ. એ લાંબા કારાવાસ પાછળ પોપે એ જ ઇરાદો સેવ્યો હશે કે કદાચ એથી એની શક્તિ ક્ષીણ થઈ જશે ને માયૂસ બની તે પોતાની પ્રવૃત્તિ સંકેલી લેશે.

પરંતુ બ્રૂનો તો અવિચળ જ હતો. જે પહેલાં કહેતો હતો એ જ આઠ વર્ષ પછી ફરીથી એણે કહ્યું: 'દુનિયામાં એવા યે ઇન્સાનો છે જે ચાહે તેવી ધમકી કે સિતમ સામે યે સર નથી ઝુકાવતા. દેહ તજતી ડરનારાઓ કદી ઈશ્વર સાથે તાદાત્મ્ય અનુભવી જ ન શકે. ઈન્સાન તો એ જ છે જે ચાહે તેવા કષ્ટની યે ઉપેક્ષા કરે; ને એ જ પ્રસન્ન છે જે પ્રત્યેક વસ્તુને તર્કની નજરે તોળે.'

જવાબમાં પ્રભુની 'પવિત્ર ગાદી' (Holy Office) તરફથી શિક્ષા ફરમાવવામાં આવી, અને તે એ કે, 'આ "નાસ્તિક"ના લોહીનું એક ટીપું જમીન પર પડી તેને નાપાક ન બનાવે એટલા ખાતર એને જીવતો ને જીવતો સળગાવી દો!'

સહેજ સરખો યે મનઃક્ષોભ અનુભવ્યા વિના નિશ્ચલ ચિત્તે બ્રૂને એ સજા સાંભળી રહ્યો. તે બોલ્યો, 'કદાચ હું સાંભળીને ડરું તેના કરતાં યે આ સજા સંભળાવતાં તમે વધુ ડરતા હો એમ જણાય છે' અને એટલું બોલી એ તિરસ્કારથી હસ્યો.

ઈ. ૧૬૦૦ના ફેબ્રુઆરીની એ ૧૭મી તારીખ હતી. રોમ નગરના ચોકની વચ્ચોવચ્ચ જબરી ચિતા ખડકવામાં આવી. ચોકી જ વાટે બ્રૂનોને ત્યાં લાવવામાં આવ્યો. એ જ એની મનની નિશ્ચલતા, એ જ એનાં મક્કમ પગલાં. મરતાં મરતાં યે આ નાસ્તિકનો ઉદ્ધાર થાય એવી અનુકંપાએ પ્રેરાઈ પોપના એક એસેસરે તેના સામે ક્રૉસ ધર્યો.

'સત્યને સમજવા માટે આવાં લાકડાંની જરૂર નથી રહેતી' કહેતાં બ્રૂનોએ તે ફેંકી દીધો.

ચિતા સળગી. પવનમાં તેના ભડકા નાચી રહ્યા. પણ એથી યે વધુ ઝાળભર્યા તો બ્રૂનોના આ છેલ્લા શબ્દો વાતાવરણમાં નાચી રહ્યા હતા: 'ભાવિ જગત ન ભૂલે કે મોતથી બેપરવા રહી મેં સત્ય સિવાય કોઈની સન્મુખ સર નથી ઝુકાવ્યું, ને કાયર જીવન કરતાં પ્રોત્સાહિત મૃત્યુને મેં હસતે મુખે વધાવી લીધું છે.'

થોડી વારમાં બ્રૂનો નામશેષ બની ગયો, પણ કાંપો દ ફ્યોરીના ચોગાનમાં ઊભેલી એની પ્રસ્તરમૂર્તિ, વધુ ને વધુ સડતાં જઈ વધુ ને વધુ વિરાગ ને વિદ્વેષ ફેલાવતાં ધર્મનાં ખાબોચિયાં સામે એના એ છેલ્લા શબ્દોનો આજ પણ પ્રતિઘોષ પાડી રહી છે. અશોક હર્ષ

## કસોટીના ઉત્તરો

(૧) ૨૭, ૨૧, ૭. (૨) મા. (૩) બરાબર બપોરના બાર. (૪) બાજુની આકૃતિ મુજબ. (૫) બાર જ હોય, ડઝનમાં તો. (૬)–(ક) બાવીસ વાર (ખ) નદીના મુખ તરફ જોઇને ઊભા રહેતાં જમણા હાથે આવે તે. (ગ) ૩ માઈલ સુધી. (ઘ) ચાર ઇંચનો 'હૅન્ડ' (હાથ). (૬) પારીસનો 'ઇફલ' ટાવર, જે ૯૮૪ ફીટ ઊંચો છે.

| | | |
|---|---|---|
| ૧૫ | ૨૬ | ૩૭ |
| ૪૮ | ૫૯ | ૬૧ |
| ૭૨ | ૮૩ | ૯૪ |

# માનો જાયો

લેખક
પુષ્કર ચંદરવાકર

★

[ચોગાન સરખું ઉઘાડું ફળિયું, ને ફળિયું પૂરું થતાં જ બેઠા ઘાટનું ઉતારેલ ખોરડું. ખોરડાની બગલમાં, બે ઢોર બાંધી શકાય એવું, મઢિયા સાંઠીઓનું બાંધેલ એક પડાળિયું અઢાળિયું. તેની પાસે એક નાનકડી કોઠીબડી.

અઢાળિયાના છાપરાને કડબના પૂળાએ મઢ્યું છે. ઢાળિયાનો આગળનો ભાગ તદ્દન ખુલ્લો છે, એટલે તેમાંની ગારાની કરેલી ગમાણ નજરે પડે છે. ગમાણના મૂળમાં લાકડાના બે ખીલા છે. ગમાણમાં ટાંટર પડ્યું છે, એ ટાંટરના થોડાક સાંઠા ઊડીને બહાર આવ્યા છે. ગમાણના ડાબા ખૂણામાં લાકડાની પાવડી છે. બપોરની વેળા થઈ છે. સાથી, સાંની ને બળદને આવવાને હવે વાર નથી.

ખોડો આવે છે. ભરાવદાર શરીર, ફૂટતી જુવાની, કંઈક ગોરો વાન ને સહેજ ઉતાવળિયો સ્વભાવ. તેણે ગાદરપાટનું જાડું ફાળિયું પહેર્યું છે. ડીલ પર કશું જ નથી. કાનમાં કોકરવાં છે ને ગળામાં રૂપાની કંઠી છે ડાબા હાથની ઊંચલી બે આંગળિયોમાં રૂપાની વીંટીઓ છે. ઢાળિયામાં પ્રવેશે છે ત્યારે તેના મોં પર આછો રોષ દેખાય છે.

ઢાળિયામાં સવારનું વાસીદું કાઢી નાખ્યું છે, પણ છાણનો સૂંડલો હજુ એમનો એમ ખૂણામાં પડ્યો છે. રાતદિવસ બળદનાં પગ ઘસાવાથી પડેલા ખાડામાંથી મૂત્રની બદબો આવે છે.]

ખોડો: (જોરથી ધાંટો પાડીને) ક્યાં મરી ગઈ? આ તારા સમણા હગણાં આવશે. (ઓરડામાંથી અવાજ આવે છે)

અવાજ: સાંસતા રો'ને, આ આવી. આ રોટલો તો ઉતારવા દ્યો.

ખોડો: હજી તો સવારનું વાસીદું સડે છે. બળ્યા જ આવી લાગે છે.

[કનુ ઓસરીમાં આવે છે. તેનું વય આશરે અઢારેકનું છે; પણ ગામડાનું છોરું, એટલે ભલભલા પણ ભૂલ ખાઈ જાય કે તે વીસ ઉપર તો હશે જ. તેના પહેરવેશ પરથી લાગે છે કે ખાધેપીધે સુખી છે. નાકનમણુ બે પહેર્યાં હાથપગ ને નાકમાં છે. તેણે જાડા બરનું છાપેલું ઓઢણું ઓઢ્યું છે; લાલ ગજનો બરેલ, ખાધું ટાંકેલો ચણિયો ને ચણિયા નીચે પગમાં નક્કર કડલાં પહેર્યાં છે. હાથ લોટવાળા છે.]

કનુ: શો', આટલી તડામાર શી છે?

ખોડો: આ તારા બાપને બાંધશું ક્યાં? જોને, આંય ઊભા રે'વાય એવું છે?

કનુ: કો'ક દિ કામ હોય તો તમે તો નેળાય નો વરતો?

ખોડો: કેવાક કામમાં ડૂબડૂબા હતી?

કનુ: કામ પ્રાગ નઈ? આ રોંઢી હમણાં આવીને ઊભાં રીયા જાણજો. ઘરે મા આવે તારે ઈમના સારુ રોટલો ઘડીને તો તિયાર રાખવો જોયેં ને?

ખોડો: મા આવે તે આ બળધુને મારે માઝનવાડે મૂકવા?

કનુ: પણ ફક્ત છાણનો સૂંડલો જ આંયા છે ને?

[નીચે ઊતરીને અઢાળિયામાં જાય છે; સૂંડલાને ઊંચકીને બહાર મૂકે છે.]

ખોડો: સાથીનું ય રોંઢા ત્રેણનું રાંધી નાખ્યું ને?

કનુ: બાણ છે. જોરો ને! તમે રીડિયારમણ કરી તે હાર સાયરોટમાં મૂકી આંયાં ધોડી આવી.

ખોડો: ત્યારે તેં ઘડ્યું કોના સારુ? સવારના પો'રની ઊઠીને ઊભરા જ ગણ્યા કે કશું બીજું? [કનુનું મોં પડી જાય છે.] જો, માં આવવાનાં હોય કે નો'ય, ઈમની સેવાચાકરી કરનાર ઈમને તો છે ને, ઓલ્યો જૂના ઘરવાળાનો બેચરો. ગુંદામાં અધવારું કર્યું છે. ઈમનું ઘર સાજું કર્યું છે ને મને ફોલીફોલી ખાલી કર્યો છે. સમજી! ઈ જનેતા ઉપર, પછી હેત શે ઊભરાય?

કનુ: વાહ રે! ગમે તેવી તો ય મા જનેતા. તમને ગણપાડ જ નઈ?

ખોડો: બાળી મા જનેતા. મને ખાલી કરવા માંડ્યો છે. તને તે ભાન છે? ઓલી નવીનક્કોર હાંલડી જઈને બેચરાના છોકરાને આપી આવી. જેવો હું ઇના પેટનો એવો ઇયે ય. માને તો ટાળી જમણી બેય સરખી.

કનુ: હાઉ બેચરભાઈનું; કીમકે પે'લા ખોળાનો, વળી બાપ વગરનો.

ખોડો: બાપ વગરનો તો સાચો, પણ આંયાં આંગળિયે આવ્યો તેંયે મારાથી ય સરસ મારા બાપુએ રાખ્યો'તો ને' પરણાવી દીધો, પઢરાવી દીધો, પાંચ ફોલવા ધરેણું કરાવી દીધું, ને—

(અટકાય છે)

કનુ: અટકાવ છો કાં?

ખોડો: મને વાત પૂછય મા.

કનુ: તો ય.....?

ખોડો: મારા મોઢેથી વાત કઢાવ્ય મા.

કનુ: કીમ?

ખોડો: હું ભોળું ઢાંઢું છો. મા તને 'મારી વવ, વવ,' કરી મોભારે ચડાવે છે તે તું મા વાંદે માંડી ફર છ! બાકી ઈ બેમાં સૂંઘવા પડ્યાં છે તો ય નિયાવે હાલતાં હોય ઇમ મને નથી લાગતું.

કનુ: હોય. પાંચે આંગળી સરખી હોય કંઈ! આપડે તો સાટે સાગરપેટા થાવું; આમ નવથીયે હાલે કંઈ! પણ હવે, તમે મને આંઈ વાતે વળગાડી ને ચૂલામાં તો સાવ ઓલાણિયો પડ્યો હશે!

[કનુ જાય છે. એવામાં વીરો પ્રવેશે છે. ખોડાની જ હેડીનો. કાઠું જરાક દમલેલ જેવું. મોં પર નૂરનૂર નહિ]

ખોડો: કાં વીરા હાંઉ! (હસી પડે છે)

વીરો: ખોડા કાકા!

ખોડો: (સહેજ લહેરમાં) બોલ, આજ કેટલાં પર નજરું આવ્યો?

વીરો: ઇમ કાંઈ?

ખોડો: ના, પણ ગામની કાંઈ નવાજૂની? કોઈ મૂવો, કોઈ કપાણો, કોઈની ખાંભી થઈ કે કોઈ વેતરાયો?

વીરો: ના ના, કાકા, એવી તો ખાસ નથી. ને પાંચ જગણ તો વગમાં ગુંદે જઈ આવ્યો.

ખોડો: તારે નો ટોળી....

વીરો: હોય! ખટલાં જેવાં તનકારા કરે છે

ખોડો: બાકી બેચરભાઈ....

વીરો: (ગંભીર બનીને) તાજો થઈ ગિયો, હો કાકા!

ખોડો: સાચું?

વીરો: લે ને કાકા! હમણાં વરને ઘરાવું ટીપાવી દીધું ને અણણ

આમના ગ્યારશે ઓલી છે ને, બાવળવાળી વાડી, દરબારની ? ઈ એણે એકસે જ અધાટ લીધી. ઇનું નામ ફલાર ગાયે જ હોય.

ખોડો: તને કોણે વાત....

વીરો: હવે આની વાત તે છાબડે ઢાંકી રે'ત, આમે ય, કાકા ? ચાર દિ' મોર જ મા ને બેચરકાકો તાલુકે જઈ આવ્યા. લખતપતર પણ થઈ ગીયું. માળે સાત પેઢીનો રોટલો કરી દીધો. મોળા પાતળા વરસે ઈ જવાબ દે ઇમ છે. ઠીક તારે. કાકા, બેસ તારે હું. આ તો નીકળ્યો તે હાકલો કર્યા વગર હાલે? (વીરો જાય છે. કનુ આવે છે.)

કનુ: કાં? માના કંઈ વાવડ ? સૂરજનાં'ખું તો માથે આવ્યા... તણ ગવ પરની ટાપતાં આટલી વેળા ?....

[ખોડો જવાબ આપતો નથી. મોં પર ક્રોધના લાલ અંગારા છૂપા પડ્યા છે.]

કનુ: કીમ મુનર જેમ બેઠા છો? કંઇ સાંભળ્યું હતું? ઓટ્યોં દાંટ કાંઇ વાત કરી ગ્યો?

[ખોડો હજી જ જવાબ આપતો નથી.]

(સ્હેજ હસીને.) પિયર તો સાંભરે અમને. તમને આજ પિયર તો નથી સાંભર્યું ને ? પણ મા તો આજ....

ખોડો: (લાલચોળ નયનોને ઘુમરી ખવડાવીને) મૂક ઇ ટાકણનું નામ !

કનુ: માને ટાકણ કે'તાં.... મારે આવડા મોટા તમને કે'વું શું ? સારા પરતાપ ઈના, કે તમે તનકારા કરો છો. નાનપણમાં.... આગળ શું બોલું?

ખોડો: ના ના, બોલ ની લે ઈનું હપરાણું. તને તો ઈ ફોઈવાળી જાય છે ! તું ઈની જાળમાં એવી સપડાઇ, કે પછી ઈ રોશીને જ ભાળઇ, પણ ઇ મને બાવો કરાવવા જ મરી છ.

કનુ: એવું નો બોલો ! વાડ સાંભળે, પાડો કાંટો સાંભળે; ઈમાં સારૂં નો કે'વાય.

ખોડો: મારે સારૂં દેખાડીને કામે ય શું છે ? ઈ રોશીનો ટાંટિયો મારા ઘરમાં નઈ. હું તો ઇનો શોક્યનો છોકરો થઈ બેઠો છું. ઇના પેટનો તો ઓલ્યો બેચરો ! પેટનો જ ને? નઈતો મને ખાલી કરી-કરીને ઈનું ઘર ભરવા માંડે ? જો, આ બે દિ' મોર જ બેચરાને ઓલી બાવળવાળી વાડી....

કનુ: તે ઈમાં આપડે શું ?

ખોડો: કેમ નઈ?

કનુ: પૈસા હોય તો લે. ખાલી વાતું કર્યે કંઈ હાથમાં આવવાની હતી ?

ખોડો: ત્યારે બેચરાને ઘરે કઈ મો'લાત ફાટી જાય છે ?

કનુ: તારે આપનારે કાંઈ અમથી પુનદાનમાં આપી હશે ? નાખી દીધા જેવી વાત કરો છો તી ?

ખોડો: તને હવે રાતદિ'ની શી જાન છે ? ઈ સંધાય ઓલી ટેડલના જ કામા !

કનુ: રાખો રાખો, હવે. આંયાથી ઊભા થાવ. હરામું ગા....

ખોડો: જો આંયાં ઈ મરવા આવે તો સાચરો તાણુના જેટલો ય મગન નથી. આ તને કંઈ દીધું. ને જો મારી હપરીઆમણ ગઈ તો મારા જેવો કોઈ ભૂંડો નથી, હા !

કનુ: ઠીક ઠીક હવે, બેઠા થાવ.

[સામંત પગી પ્રવેશે છે. કનુ ઓઝપાઇને મોં આડો છેડો કરીને ઓરડીમાં જઈને ઊભી છે.]

સામંત: ખોડા ! ખોડા !



ખોડો: હા સામંત કાકા !

સામંત: તારા ઘરે આવતું આ હું ખરડામાં શેઢું વળી ગિયું છે, ને ગાંયલાંને એનએન જેઠા થઇ છે.

[સરવા કાન કરીને કનુ સાંભળે છે]

ખોડો: તે ઓળખાણું નો પડી ?

સામંત: મારા કાન બળ્ય તો આની છે ! કોઈ કે'છે કે ઈ તો હરખાં મા ?

ખોડો: હરખામા !

સામંત: હા. (જાય છે)

ખોડો: તે કાકા ! વાત તો પરી....(સામંત પાછો ફરે છે)

સામંત: લખરશી થઈ ગઈ 'તી....(જાય છે. કનુ આવે છે)

કનુ: (વ્યગ્ર ભાવે) શું સામતા કાકાજી કઇ ગિયા? માને લખરશી !....તારે તમે સામા જાવ!

ખોડો: જશે ઈમનો સમલો ઓલ્યો ગુંદાવાળો છોકરો, ને કાલે આવીને ખાડમાંથી. હું અડીરા તો સરગે જતાં ના'વું પડશે.

કનુ: તમે તે કંઇ માણહ છો ? આ તે મા જનેતા છે. પણ મારગે જનાર હોય ને આતું થીયું હોય તો ય ઇ તો દયાનું કામ.

ખોડો: કૂતરાના મોઢા આગળ આ' વધેરવી ઇ કીણે કીધું ? મને ખાલી કરી ઇના પે'લા ભીળાનાનું ઘર તગતગતું કર્યું. ઈ વગર ઉપરઉપરી વાડી લે ?

કનુ: (કંઇક નરમાશથી) નજરે જોયું ઇ જ સાચું માણસ આવી કાન ભંભેરે ઇમ મનમાં રાખીયેં તો નેહ મંડઈ જાય, સમજ્યા? કોઈનું કીધું નો મનાય.

ખોડો: તારી મા છે તે, જા સું વાંદે!

કનુ: (સ્હેજ ચીડાઇને) જુવાનીનો આ તોર ઘડપણમાં નઈ જંપવા દે, હા!

[બેચર પ્રવેશે છે. ઉમરમાં મીંદ લાગે છે. કનુ ઓઢણાનો છેડો મોં તરફ તાણીને આથી ઊભી રહે છે. બેચરના મોં પર પરસેવો અને ધૂળનાં રજકણો ચોંટ્યાં છે. પગ ઓઘરાઓઘરા છે. એના કેડિયા પર છાશીનાં વળિયાં પડી ગયાં છે. ગરદન પરના ભાગમાં છાશીની સફેદ ખડપલીઓ ચોંટી છે]

બેચર: ખોડા ! ભઇ ! (બેચરનાં મોં પર વ્યગ્રતા નથી માત્ર ઉતાવળ અને થાક જ દેખાય છે.)

ખોડોઃ આવ્ય બઈલા !

બેચરઃ તાલુકેથી આવું છું. તારે મારી આબરૂ રાખવી જોશે. આ કામ તો કાઢવું....

ખોડોઃ કયું ? બોલ તો ?

બેચરઃ કેમ ? માને મેં વાત કરી'તી ને ?

ખોડોઃ શીની ?

બેચરઃ તે મા હજી આંઈ નથી આવ્યાં ? મને તો કીધું'તું કે ભઇ પાંહે તૂટતી રકમ કઢાવીને ઇને તારી વાંહોવાંહ જ મોકલું છું. તને નથી ખબર ?

ખોડોઃ ના ભઇ !

બેચરઃ બાવળવાળી વાડી, તારા ને મારા ભાગમાં સાટવી.... ને ઈ સારૂં....ઇની વાત કરવા મા....

ખોડોઃ મા ?

બેચરઃ હા, મા. તને વાત કરવા સવારના ઘરેથી મારી હારે જ નીકળ્યાં'તાં. હું સીધો પાટીએ તાલુકે કાગળ લેવા ગિયો. વાંહેથી ન્યાંકણે તારી સારીપેઠ વાટ જોઈ, પણ....જો ને, હાલતો જ આવી પુગ્યો, તું નો આવ્યો તે !

[ખોડો વિચારમાં પડે છે. તે જ વખતે ગાડાના આવવાનો અવાજ સંભળાય છે ]

ખોડોઃ (આક્રંદથી બોલી ઊઠે છે) ભઈ ' ભઇ ! !

[બેચર ખોડાના આ 'ભઇ'નાં સંબોધનો સાંભળી વિચારમાં પડે છે. 'ભઇ' શબ્દનું કારુણ્ય તેને મૂંઝવે છે. ચોકમાં આવી ગાડું ઊભું રહે છે. બળદના ગળે બાંધેલ ઘંટડીઓનો રણકાર સાંભળતાં ખોડો કંઈક બેભાન જેવો થઈ જાય છે. બે જુવાનિયા ઝોળી ઉપાડીને અંદર પ્રવેશે છે. કનુ લીમડીના ઝાડ નીચે ખાટલો લાવીને ઢાળે છે ને તેના પર ધોળું બાસ્તા જેવું ગોદડું લાવીને પાથરે છે જુવાનિયા ઝોળીને તે ખાટલા પર મૂકે છે. તેમાં હરખાં મા છે કપડાં ઠીકઠાક કરીને તેમને લાંબાંલસ ખાટલા પર સુવાડવામાં આવે છે હરખાં માને જોઈને બેચર સડક થઈ જાય છે !]

બેચરઃ હરખાં મા !

[લીમડી માથે ચકલીઓ ચીંચીં કરી મૂકે છે. કનુ પાણી લાવીને હરખાં માને છાંટે છે. ખોડો શુદ્ધિમાં આવે છે. હરખાં માના પગમાં લાંબોલસ થઇને પડે છે. કનુ હરખાં માના પગ દાબે છે. હરખાં માની આંખો અધમીંચી છે.]

ખોડોઃ મા ! મા ! મારા પાપે....

બેચરઃ ના, આ તડકામાં મારે જ માને.... મારા લોભમા માનું ખાળિયું....

ખોડોઃ મા ! મા ! એકવાર ઉત્તર આપ્ય !

કનુઃ (ધીમેથી) સાંદ્રતા રીયો !

બેચરઃ માડી ! માડી !

કનુઃ (આમન્યાવાળા ધીમા ચેહરાથી) દીસે એવું વાગ્યું લાગતું નથી.

બેચરઃ વાગ્યું....?

કનુઃ ખાડામાં ગાડું ઊંધું પડી...

ખોડોઃ મા ! મા ! મને વીસરી ગઈ ? એકવાર હાકલો કર્યે ને !

કનુઃ મા ! મા ! માડી ! (સાદ ફાટ્યા જેમ બરડાઈ જાય છે. હરખાં માની આંખો ઊઘડે છે.)

ખોડોઃ મા ! મારા પાપે તારી આ દશા ! (બેચર તરફ ફરીને કનુ તરફ આંગળી ચીંધીને) આનું કે'ણુ નો માન્યું હોત તો હું નરકમાં જ સડત. (હરખાં મા કંઈક શુદ્ધિમાં આવે છે ને ધીમેથી બોલે છે.)

હરખાં માઃ હેમખેમ ખોડા, તું ને ! મને સપનું એવું.... હેમખેમ ને ?

ખોડોઃ હેમખેમ ! (પડદો.)

(ભજવવા ઈચ્છનારે લેખકને ૫, સરસ્વતી સોસાયટી એલિસ બ્રિજ અમદાવાદ-૬ એ સરનામે પુછાવવું.)




તમારાં સામાન્ય જ્ઞાન અને બુદ્ધિની ચકાસણી કરતા નીચેના પ્રશ્નોના ઉત્તર આ અંકમાં બીજે આપેલા તો છે જ; પણ માત્ર કુતૂહલથી અગર આળસથી તે જોવાની ઉતાવળ કર્યા વિના તમે તમારી મેળે આમાંના કેટલા ઉત્તરો શોધી કાઢી શકો છો તે તો જુઓ.

(૧) એક નિશાળમાં ૫૫ છોકરાં હતાં. તેને એક ટોપલો ભરીને ફળ વહેંચ્યાં. ટોપલામાં ૪૮ નારંગી, ૩૬ જામફળ અને ૪૩ કેળાં હતાં. ફળ એવી રીતે વહેંચ્યા કે બધાં છોકરાંને હારબંધ ઊભા રાખ્યાં. પછી ડાબી બાજુથી શરૂ કરીને દરેકને પહોંચ્યાં ત્યાં સુધી એકએક નારંગી આપી. પછી જમણી બાજુથી શરૂ કરીને દરેકને પહોંચ્યાં ત્યાં સુધી એકએક કેળું આપ્યું; ને ફરી પાછું ડાબી બાજુથી શરૂ કરીને દરેકને પહોંચી રહે ત્યાં સુધી એકએક જામફળ આપ્યું. તો કેટલાં બાળકોને ત્રણ ફળ મળ્યાં, કેટલાંને બે અને કેટલાંને એક? આ પ્રશ્નનો ઉત્તર કેટલો વહેલો આપી શકો છો તેના પર ખરી કસોટી છે.

(૨) એક મોટી વ્યક્તિ અને એક નાની વ્યક્તિ રસ્તે પઇને જાય છે. નાની વ્યક્તિ એ મોટી વ્યક્તિનો દીકરો છે; પણ મોટી વ્યક્તિ એ નાની વ્યક્તિનો બાપ નથી. ત્યારે એ કોણ હશે ?

(૩) ચંદુ કલાકના ૪ માઇલ લેખે અને બાલુ કલાકના ૩॥ માઇલ લેખે ચાલતા પોતપોતાને ઘેરથી સવારે દસ વાગ્યે એકબીજાને બરોબર અધવચ્ચે મળવા માટે નીકળ્યા. ચંદુ પહેલો પહોંચ્યો અને રાહ જોઈ તો બાલુ ૧૫ મિનિટ પછી આવ્યો. તો તે વખતે કેટલા વાગ્યા હશે ?




(૪) આ ભાઇસાહેબ કહે છે કે આ નવ ખાનામાં નીચે લખેલા નવ અંક એવી રીતે ગોઠવી આપો કે તેની વચ્ચોવચની ઊભી અને આડી બંને હારોનો, તેમજ બંને તરફના કર્ણ (diagonal)ની હારોનો સરવાળો એકસરખો ૧૯૮ આવે.

(૫) આપણે સૌ જાણીએ છીએ કે ડઝનમાં ૧ આનાવાળી ૧૨ પોસ્ટેજ સ્ટૅમ્પ હોય; પણ ડઝનમાં બે આનાવાળી કેટલી સ્ટૅમ્પો હોય?

(૬) નીચે આપેલા સામાન્ય જ્ઞાનના પાંચ પ્રશ્નોના સાચા ઉત્તર તમે આપી શકશો ? નહિતર પછી જવાબો તો બીજે આપેલા જ છે. (ક) ક્રિકેટના પિચની લંબાઈ કેટલી હોય છે ? (ખ) નદીનો જમણો કિનારો કોને કહેવાય ? (ગ) દરિયા ઉપર કોઈ પણ રાષ્ટ્રની સત્તા ક્યાં સુધી ગણાય ? (ઘ) ઘોડાની ઊંચાઈ માપવા માટેનું માપ શું ગણવામાં આવે છે? (ઙ) દુનિયામાં ઊંચામાં ઊંચો મિનારો ક્યાં?

[મૂળ લેખક: રવીન્દ્રનાથ ઠાકુર]

# નામનો ખેલ



નાનપણથી જ તેણે કવિતા લખવાનું શરૂ કર્યું.

બહુ મહેનત લઈને નોટબુકમાં સોનેરી શાહીથી કિનારી આંકી, તેના પર લતા ચીતરી, અંદર લાલ શાહીથી તે કવિતાઓ લખીને રાખતો અને ખૂબ જતનથી પૂઠા પર લખતો: 'શ્રી કેદારનાથ ઘોષ'.

એક એક કરીને એમાંના કાવ્યો તે પત્રોમાં મોકલવા લાગ્યો. પણ ક્યાંય કંઈ છપાયું નહિ.

મનમાં ને મનમાં એણે નિશ્ચય કર્યો કે જ્યારે હાથમાં પૈસા આવે ત્યારે પોતે જ એક પત્ર બહાર પાડવું.

બાપના મૃત્યુ પછી વડીલો વારંવાર કહેતા, 'કોઈ એકાદ ધંધે લાગી જા; બાકી લખવામાં જ વખત બગાડ નહિ.'

તે જરાક હસી લેતો અને વળી લખવા મંડી પડતો. એક . . . બે . . . ત્રણ ચોપડી તેણે વારાફરતી છપાવી.

એને લીધે ખૂબ આંદોલનો થશે એમ તેણે આશા રાખી હતી. કંઈ ન થયું.

૨

એક વાચકના મનમાં આંદોલન થયું. તે તેનો ભાણેજ હતો.

હમણાં જ કખગઘની બારાખડી શીખતો હતો, એટલે જે કોઈ ચોપડી હાથમાં આવતી તેના પર મંડી પડતો.

એક દિવસ એક ચોપડી લઈને દોડતો દોડતો મામા પાસે આવ્યો ને કહ્યું, 'જુઓ જુઓ, મામા, આ તો તમારું નામ!'

મામા જરાક હસ્યા અને વહાલથી છોકરાના ગાલ પર ટપલી મારી.

મામાએ તેની પેટી ખોલીને એક બીજી ચોપડી કાઢીને કહ્યું, 'ઠી . . . ક, આ વાંચ જોઉં.'

બાળક એક એક અક્ષર તોડીને મામાનું નામ વાંચી ગયો. પેટીમાંથી બીજી એક ચોપડી કાઢી તેમાં પણ વાંચી લીધું તો મામાનું નામ.

એક પછી એક એમ ત્રણે ચોપડીમાં મામાનું નામ વાંચ્યું. એટલે હવે તેને એટલાથી જ સંતોષ ન થયો. બે હાથ પસારીને બોલ્યો, 'તમારું નામ તો કેટલી કેટ . . . લી બધી ચોપડીઓમાં છે. એક . . . સો . . . ને સો . . . વીસ ને . . . સા . . . ત ચોપડીઓમાં!'

મામા આંખ મીંચીને બોલ્યા, 'એ તો ધીમે ધીમે ખબર પડશે.'

બાળક ત્રણેય ચોપડીઓ લઈને કૂદતો કૂદતો ઘરની બુઢ્ઢી નોકરડીને બતાવવા લઈ ગયો.

૩

એ વખતે મામાએ એક નાટક લખ્યું. છત્રપતિ શિવાજી હતા તેના નાયક.

દોસ્તો કહેતા, 'જરૂર, આ નાટક થીએટરવાળા ભજવશે.'

મનમાં મનમાં પણ સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યું કે રસ્તે ને રસ્તામાં અને ગલીએ ગલીમાં તેના નામની અને નાટકની જ બસ શહેરભરમાં વાતો ચાલી રહી છે.

આજે રવિવાર છે. તેના થીએટરપ્રેમી દોસ્તો થીએટરવાળાની પાસે અભિપ્રાય લેવા ગયા છે, એટલે તે રસ્તા પર જ તાકી રહ્યા છે.

રવિવારે તેના ભાણેજને પણ રજા. આજે સવારથી તેણે એક રમત શોધી કાઢી છે. અન્યમનસ્ક મામાના લક્ષમાં એ આવ્યું નથી.

એની નિશાળ પાસે એક છાપખાનું છે. ત્યાંથી બાળક પોતાના નામનાં કેટલાંક બીબાં ઉપાડી લાવ્યો છે. તેમાંનાં કેટલાંક નાનાં છે, કેટલાંક છે મોટાં.

જે કોઈ ચોપડી મળે છે તેના પર સીસાના એ અક્ષર પર શાહી લગાડી લગાડીને પોતાનું નામ એ છાપે છે. મામાને આશ્ચર્યમાં નાખી દેવા હતા.

૪

આશ્ચર્યમાં નાખી દીધા. મામાએ એક વખત દીવાનખાનામાં આવીને જોયું તો છોકરો ભારે કામમાં હતો.

'કેમ કનાઈ, શું કરછ?'

બાળકે ખૂબ જ ગર્વપૂર્વક બતાવ્યું કે પોતે શું કરે છે. માત્ર ત્રણ ચોપડી પર નહિ, પણ ઓછામાં ઓછી પચાસ ચોપડી પર છે કનાઈનું છાપેલું નામ.

'આ શી ધમાલ? અમુગાઅમુગાનું નામ નહિ ને આમ રમત રમત ને રમત! અને તે પણ કેવી રમત?'

કનાઈએ બહુ યત્ને આણેલાં બીબાં મામાએ તેના હાથમાંથી છીનવી લીધાં.

કનાઈ મોઢેથી રડવા લાગ્યો; ત્યાર પછી ડૂસકે ડૂસકે રડવા લાગ્યો; અને પછી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. કેમે કર્યો છાનો રહેતો નથી.

બુઢ્ઢી નોકરડીએ આવીને પૂછ્યું, 'શું છે બાબા?'

કનાઈએ કહ્યું, 'મારું . . . . નામ.'

માએ આવીને કહ્યું, 'શું છે કનાઈ, શું છે?'

કનાઈએ રડતા રડતાં કહ્યું, 'મારું..નામ'

નોકરડીએ એક પૂરી આપી. જમીન પર ફેંકીને તેણે કહ્યું, 'મારું . . . નામ.'

માએ આવીને કહ્યું, 'કનાઈ, આ લે તારી રેલગાડી.'

કનાઈ રેલગાડી ફેંકી દઈને કહે, 'મારું— નામ.'

૫

થીએટર પરથી દોસ્ત આવ્યો.

મામા દરવાજા પર દોડતા જઈને પૂછવા લાગ્યા, 'શું થયું?'

દોસ્ત કહે, 'એમને પસંદ ન પડ્યું.'

કેટલી યે વાર ચૂપ રહ્યા પછી મામા બોલ્યા, 'મારું બધું યે ભલે જતું રહે, પણ હું પોતે જ થીએટર ખોલીશ.'

દોસ્તે કહ્યું, 'આજે ફૂટબોલ-મૅચ જોવા નથી જવું?'

એણે કહ્યું, 'આજે મને તાવ જેવું લાગે છે.'

સાંજે માએ આવીને કહ્યું, 'ખાવાનું ઠંડું થઈ ગયું.'

એણે કહ્યું, 'ખાવું નથી.'

રાત્રે પત્નીએ આવીને કહ્યું, 'તમારો પેલો નવો લેખ સંભળાવોને!'

એણે કહ્યું, 'માથું ચડ્યું છે.'

બાળકે આવીને કહ્યું, 'મારું નામ પાછું આપી દો.'

મામાએ ચટ દઈને તેના ગાલ પર એક તમાચો ચોડી કાઢ્યો!

વિનોદ કોઠારી

('લિપિકા'માંના મૂળ બંગાળીનો અનુવાદ)

# કચ્છનાં કીર્તિમંદિરો ૪-અંજાર (ચાલુ)

## એક પડોશી-પ્રાંતની સાંસ્કૃતિક સમૃદ્ધિનો પરિચય આપતી લેખમાળા

લેખક
**શ્રી રામસિંહજી રાઠોડ**
ડી. ડી. આર.



**ફતેહમહમદ જમાદાર**
જેને એક લેખકે 'કચ્છના ક્રૉમવેલ' તરીકે બિરદાવ્યો છે તે, અઢારમી સદીના અંત અને ઓગણીસમી સદીની શરૂઆતમાં પોતાની બહાદુરી, બુદ્ધિચાતુર્ય અને મુત્સદ્દીગીરીથી કચ્છના ઇતિહાસમાં મહત્વનો આંક મૂકી જનાર અભાગી નર (એક પ્રાચીન ચિત્ર પર થી)

જમાનાના પલટાઓની પલટાની અસર થયા સિવાય અન્ય મહત્વનું તો અંજારના ઇતિહાસમાં ક્યારેયે ખાસ કાંઈ બન્યું નથી. રાઓશ્રી ખેંગારજી પહેલાએ કચ્છ સર કરતાં વિ. સં. ૧૬૦૨ના માગશર વદ ૮ ને રવિવારના દિને અંજારને પણ તોરણ બાંધી તેની મહત્તા વધારી. રાઓશ્રી દેશળજી પહેલાએ ઈ. સ. ૧૭૩૦ લગભગ દેવકરણ શેઠ હસ્તે અંજારને ફરતો ગઢ બાંધી તેને રક્ષિત બનાવ્યું. રાઓશ્રી ગોડજીના સમયમાં દેવચંદ શેઠના ભાઈનું વર્ચસ્વ અંજાર પર કેટલોક વખત ચાલ્યું. સને ૧૭૮૪માં ભુજના અમાત્ય વાઘા પારેખના વહારે રાઓશ્રી રાયધણજી સામે વાઘાના ભાઈ કેશરાની સરદારી તળે અંજારથી ૪૦૦ માણસો ગએલાં. તેઓ ભુજમા દગાથી કતલ થયા કે દારૂના ધુમાડાથી ગુંગળાઇ મૂઆ. હિંદુ-મુસ્લિમનો ભેદ નહિ પરખાતા એ બધાં શબોને જ્યાં અવલમંજલ પહોંચાડવામાં આવ્યાં એ તેમનું મસાણ ભુજમાં વાઘાસર કેશરાસર નામે જાણીતું છે. પણ પછી સને ૧૭૮૬માં અંજારના મેઘજી શેઠે રાઓશ્રી રાયધણજીને તેમની બેફામ અવસ્થામાંથી સ્વવશમાં લીધા; અને રાઓશ્રીના નાના ભાઈ પૃથુરાજજીના આધિપત્ય તળે 'બાર ભાયા' નામે બાર સભ્યોનું એક મંત્રીમંડળ રાજ્ય ચલાવવા નીમ્યું તેમાં જ્યારે મતભેદ ઊભા થયા ત્યારે મેઘજી શેઠ પર કેટલાક સભ્યોને ઝેર દેવાનું આળ મુકાયું. એટલે મેઘજી અંજાર જઈ ત્યાં સ્વતંત્ર કારભારી તરીકે પોતાની સત્તા જમાવી બેઠો. પણ ફતેહમહમદે જોરમાં આવી બધાને દબાવ્યા અને શાંતિ સ્થાપી. ફતેહમહમદની વધતી જતી સત્તા રાઓશ્રી પૃથુરાજજીને નહિ ગમતાં ફતેહમહમદે વિખવાદને વિગ્રહને અટકાવવા અંજાર જઈ રહેવાનું પસંદ કર્યું. ફતેહમહમદે પોતાની તથા કચ્છની પ્રતિષ્ઠા દૂર દેશોમાં ફેલાવી હતી. મ્હૈસૂરના ટીપુ સુલતાન સાથે તેને મિત્રાચારીભર્યો ગાઢ સંબંધ હતો. તેમની વચ્ચે પત્રવ્યવહાર હતો અને અવારનવાર તેઓ પરસ્પર ભેટ સોગાદોની આપલે કરતા. ફતેહમહમદને શેરે-દીન સુલતાન ટીપુએ એ રીતે પુરસ્કાર તરીકે શ્રીરંગપટ્ટમની બનાવટની એક તોપ અંજાર મોકલાવી હતી.[૪] સને ૧૮૦૦માં ફતેહમહમદને મળેલ પટા પ્રમાણે અંજારમાં શાંત રહી તેણે અંજારનો વેપાર વધાર્યો અને સને ૧૮૦૨ લગભગ તુણા બંદરને આબાદ કર્યું. આ બધાના રક્ષણ અર્થે તેણે સરસ સૈન્ય જમાવ્યુ. તેમાં તેને પુષ્કળ ખર્ચ થયું. એટલે આશકરણ શા પાસે ખર્ચ માગ્યું. આશકરણે હંસરાજ સાથે તરકટ કરી તેને અંજાર પર હુમલો લઈ આવવા આમંત્ર્યો અને પોતે તેમાં જોડાયો. પણ થોડા સમયમાં તેમને પાછા પડવું પડ્યું. બીજી વખત એ રીતે જ તેમણે હુમલો કર્યો તેમાં પણ તેઓ નાસીપાસ થયા. રાઓશ્રી ભારમલજીના સમયમાં ફતેહમહમદનો પુત્ર હુસેનમિયાં કંઈક જોર કરી ગએલો. પણ પછી પોતાને અંજાર હમેશના માટે મળે એ શરતે તે ભુજની ગાદીએ દરબારને સોંપી અંજાર આવી રહ્યાં.

આ બધી અશાંતિ અને અંધાધૂંધીમાં છેવટે કંપની સરકાર તરફથી કર્નલ ઈસ્ટ ૪૦૦૦ માણસોના સૈન્યસહિત અંજાર પર ચડી આવ્યા હુસેનમિયા સામે થયા એટલે સને ૧૮૧૫ની સાલની ડીસેમ્બરે સવારમાં ૧૦ વાગે અંજાર ઉપર હલ્લો કરવામાં આવ્યો અને સાંજ પહેલાં અંજાર બ્રિટિશ સત્તાએ આવ્યું બીજી રીતે તુણા બંદરો પણ એ પ્રમાણે બ્રિટિશે કબજે લીધા. બીજે વર્ષે આખું અંજાર પરગણું બ્રિટિશ સત્તા નીચે આવ્યું અને કૅપ્ટન મૅકમર્ડો અંજારનો કલેક્ટર નીમાયો. ૧૮૧૯માં થએલા કચ્છના મહાન ધરતીકંપમાં અંજારમાં પણ ઘણું નુકસાન થયું. લગભગ ૧૫૦૦ ઘર પડી ગયાં ને બીજી તેટલી જ સંખ્યા જર્જરિત થઈ જઈ રહેવાસ માટે નકામી થઈ પડી. ૧૬૫ માણસો તાત્કાલિક દટાઈ જઈ મૃત્યુવશ થયાં અને ઘાયલ થએલા તથા ભયભીત થઈ બીમાર થએલા કેટલા યે લોકો પાછળથી મરણશરણ થયા. અંજારના કિલ્લાના કેટલાક ભાગો પણ પડી ગયા અને બાગ વચ્ચે આવેલો જેરીસાહનો બુરજ (ટીંબી કોઠો) તોપખાનું દાટનો જમીનદોસ્ત થયો. આ બધાના અવશેષ તરીકે, આજના જમાનાના લાયક સરંજામોના મૂલ પૂર્વજો જેવી વિવિધ પ્રકારની કમલાબંધ તોપો અને ગોળાનો ખડકલો અહીં કાટ ખાતો પડ્યો છે. કચ્છની એકાન્ત અને અલગ સ્થિતિને લીધે બ્રિટિશ સરકારને કચ્છનો વહીવટ કરવો અનુકૂળ નહિ જણાતાં સને ૧૮૨૨ના મેની ૨૩મીએ, રાજ્ય ૮૮,૦૦૦ રૂ. સરકારમાં વાર્ષિક જમાબંધી ભરે એ શરતે કચ્છરાજને અંજારનો કબજો સોંપી દેવામાં આવ્યો; પણ પાછળથી જમાબંધી પણ ન લેવી એમ ઠર્યું. સને ૧૮૫૭માં સિંધના લુંટારાઓનો એક હલ્લો કચ્છ પર થયો તેમાંથી ૮૦૦ માણસો અંજાર પર ચડી આવ્યાં. તેઓ પહેલાં ફાવ્યા, પણ પછી અંજારે મરણિયો સામનો કરતાં તેમાં પુષ્કળ મારામારી થઈ અને ધાડપાડુઓના આગેવાનનું અહીં મૃત્યુ થતાં તેઓ નાસી ગયા. સને ૧૮૧૬માં વિ. સં. ૧૮૭૨ના જેઠ વદી ૬ ને બુધવારે ભૂકંપમાં પડી ગએલ અંજારના કિલ્લા અને બુરજ વગેરેની મરમ્મતનું કામ ફરી સને ૧૮૨૬માં શરૂ કરવામાં આવ્યું અને તેના શિલાલેખ અંજારના પાંચે નાકે નાખવામાં આવ્યા. મહારાઓશ્રી દેશળજીના હુકમથી કારભારી મે'તા સુરારજી શાહએ ગજધર સુતાર દેવરામ હીરજી ભગવાનજીના વિચાર પ્રમાણે

૪ જુઓ, કે. ના કચ્છનો ઇતિહાસ; Bomb Gaz. P. 155 F. N. 3.





— **કૅપ્ટન જેમ્સ મૅકમર્ડો :** ઓગણીસમી સદીની શરૂઆતમાં પહેલા બ્રિટિશ રેસિડેન્ટ તરીકે કામ કરી ગએલો એ મરજીવો અને મગૅઝ કચ્છના આપ્તજન જેવો બની કચ્છમાં જ સમાએલો. અથાગ પરિશ્રમો વેઠી જે સંશોધકો ને અભ્યાસકોએ અંગ્રેજી જ્ઞાનના ખજાનાને બહુમૂલ્ય બનાવ્યો છે, ને રાષ્ટ્રીય અસ્મિતાના ભર્યાં જેમણે અજાણ્યા ને અણખેડાએલા પ્રદેશોમાં અનેક હાડમારીઓ સહી એ સામ્રાજ્યને વિસ્તાર્યું છે એવા નરપુંગવોમાંનો એક આ મૅકમર્ડો અંજારમાં અમર ઇતિહાસ રચી ગયો છે. આ લેખમાં આપેલી એની પરિચયરેખા ઉપયોગી ઐતિહાસિક માહિતી ઉપરાંત પુરુષાર્થપ્રેરક જીવનસંદેશ આપી રહે છે. એનો કોઈ ફોટોગ્રાફ મળતો નથી. પણ ભદ્રેસરના વસહિકામાં સલાટોએ આકારેલી એક આકૃતિ ઉપરથી, એ જમાનાની તવારીખ૫ર ખ્યાલી રેખાંકન લેખકે આલેખેલું છે. ઉપર: અંજારમાંના પોતાના બંગલામાં મૅકમર્ડોએ પત્થરમાં કોતરાવેલું પોતાનું ભાવના-પ્રતીક. (બંને સ્કેચ: રામસિંહજી)

શિલ્પી લાલા હીરાબાણીના હાથથી સંવત ૧૮૬૫ના જેઠ સુદ ૫ ને સોમવારે ટીંબીકોઠાના જીર્ણોદ્ધારનું કામ સંપૂર્ણ કરાવ્યું તેનો ત્યાં શિલાલેખ છે. આ બધામાં મૅકમર્ડો તેની વિશિષ્ટતાથી અંજારમાં નામ રાખી જાય છે.

## મૅકમર્ડો

જીવનાસરાણે ચડી તેજીલા થતાં તો સર્વને પાણી દેખાડવાનો મોકો ત્યારે મળી રહેતો. એ સમય જ એવો હતો. એમાં મૅકમર્ડો જેવા મરજીવા અને મગજને ઝળકતાં વાર શી ? ઓગણીસમી સદીની શરૂઆતમાં હજુ બ્રિટિશ સામ્રાજ્યનું ઘડતર થઈ રહ્યું હતું. અંધાધૂંધીના એ કાળમાં કચ્છના રાજકારણમાં પ્રવેશી મૅકમર્ડોએ પોતાની કાર્યશક્તિની અનોખી ભાત પાડી બતાવી છે. પણ કચ્છના અકાળમાં એનો જીવનદીપ બુઝાઇ જતાં એના જીવનના તેજકણોનો પ્રકાશ કચ્છ બહારની દુનિયામાં નથી પહોંચ્યો. કચ્છમાં એક પરદેશી તત્ત્વ તરીકે દાખલ થએલો, પણ પછીથી તેના આપ્તજન જેવો બની રહી કચ્છમાં જ સમાએલો એ મૅકમર્ડો અંજારમાં તો અમર ઇતિહાસ રચી ગએલો છે.

અત્યારે પણ અંજારની રાજકારણને લગતી હરેક પ્રવૃત્તિનું મુખ્ય કેન્દ્ર મૅકમર્ડોનો બંગલો બની રહે છે. સને ૧૮૧૮માં અંજારમાં મૅકમર્ડોએ એ જમાનો એ બંગલો પોતાના ડફ્રીગાંના મકાનની વિશિષ્ટ ઢબે ચણાવેલો. અંદરથી ફરતી પરસાળવાળા એ સાદા બંગલામાં તેના નીચેના મધ્ય ખંડની ચારે દીવાલો તેણે ચિત્રોથી ચીતરાવેલી છે રામ-રાવણ યુદ્ધ, અશોકવનમાં સીતા, લંકાદહન, ગોવર્ધનધારી કૃષ્ણ, કાનગોપી, હસ્તિયુદ્ધ, મૃગયા વગેરે દૃશ્યો અને પક્ષીઓ તથા ફૂલવેલના આકારોથી સભર બનેલી એ ભીંતો મનોહર દેખાય છે. સવા સો વર્ષ પહેલાંના એ રંગદર્શી ભીંતચિત્રો (fresco-painting)તે વખતની લલિતકળાનો અચ્છો ચિતાર આપે છે. આજે પણ એ ચિત્રો એટલાં જ આકર્ષક ને તાજાં રંગેલાં હોય એવાં દેખાય છે. મૅકમર્ડોના કળાપ્રિય માનસનો આથી ફક્ત ભાસ થાય છે. બંગલાની હદમાં દવાખાનું, બરાક, બારૂદખાનું, સિલેખાનું, જેલ, પાયગા વગેરે આવેલાં છે; અને ટીંબી પરના એ વિશાળ ચોગાનમાં ઊંચાઇ પર બેરીસાલનો બુરજ આવેલો છે એ બુરજ પરથી ગાઇલો સુધી વાગડના ડુંગરો અને કચ્છના અખાતના કિનારા લગી નજર પહોંચે છે બંગલાની પડખેથી પસાર થતા સરિયામ રસ્તા પર બંગલાનું પ્રવેશદ્વાર છે. તેમાં સામે જ બરાકના અગ્રભાગમાં ગોળ ઓટલા પર યુનિયન જૅકને ફરકાવવાનો સ્તંભ રહેતો. ફરફરતા યુનિયન જૅક નીચે એ ઓટલા પર મૅકમર્ડો રૈયતની પુકાર સાંભળવા બેસતે અને ત્યાં જ બેસી તે ન્યાય આપતો. પોતાના ન્યાયાસનના પૂર્વ ભાગમાં એણે પોતાનું 'કોટ ઑવ આર્મ્સ' (ભાવનાનું પ્રતીક)ગોઠવ રખાવેલું. ૨૬×૩૩ ફૂટના માપના સંઘડિયા પથ્થર પર કોરેલું એ પ્રતીક એના સ્મારણશેષ જેવું અત્યારે આપણને, મૂળ બંગલામાં ઉપરના ભાગમાં દાદર પડખે સચવાઈ પડેલું જોવામાં આવે છે. એમાં કંડારેલી મૅકમર્ડોની 'ઇનશાફ'ની ભાવના અને લોકાદર સંપાદન કરવાની રીતિનો આથી ખ્યાલ આવશે.

લોકપ્રિય તો એ બહુ થઇ પડેલો. અંજારનો કલેક્ટર બની એ અંજારમાં રહેવા આવ્યો તે પહેલાં પણ ત્યાં છૂપા જાસૂસ તરીકે રહી ત્યાંની બધી પરિસ્થિતિનો અભ્યાસ કરી ગયાનું કહેવાય છે. અંગ્રેજે એ કચ્છમાં પગ મૂક્યો તે પહેલાં એ આગોતરો એક બાવાના વેશે આવીને ગામની વચ્ચે આવેલા માધવરાયના મંદિર પાસે ધૂણી નાખી રહેલો અને 'ભૂરિયા બાવા'ને નામે ઓળખાતો. એ વખતે એણે એક અવધૂત જોગી તરીકે સારી પ્રતિષ્ઠા મેળવેલી જનસમાજમાં આ રીતે ભળી જઇ પ્રજાજીવન અને પ્રદેશની સ્થિતિનો અભ્યાસ કરવા કેટલી જહેમતથી અને ચાલાકી વાપરી અજાણ્યા પ્રદેશમાં અંગ્રેજો ઘુસી ગયા તેનો, ને પોતાના રાષ્ટ્રના હિતમાં, હુન્નરે વતનના પ્રેર્યાં સામ્રાજ્યના વિકાસ માટે એ પ્રજાએ શું શું કર્યું છે તેનો આથી ખ્યાલ આવશે આમ છૂપો અભ્યાસ કરી ગએલા મૅકમર્ડોનો જ્યારે અંજારના કલેક્ટર તરીકે અંજારમાં પ્રવેશ થયો ત્યારે, એક વિરપતિ



અંજારમાંનો મૅકમર્ડોનો બંગલો (ફોટો : રામસિંહજી)

ચિત વ્યક્તિની જેમ, તેણે દાખલ થતાંવેંત અંજારના લોકોને તેમનો નામોલ્લેખ કરી બોલાવતાં હેરતમાં નાખી દીધેલા! એ રીતે તે લોકો પર કાબૂ મેળવી રહ્યો. જે પ્રદેશમાં તેણે અમલ કરવાનો હતો એ કાર્યક્ષેત્રમાં કામ કરવા મૅકમર્ડોને કેવી રીતે તૈયાર થવું પડ્યું હતું તેનું આ સરસ દૃષ્ટાંત છે.

સને ૧૮૦૯ના તહનામા પ્રમાણે રાઓશ્રી રાયધણજી બીજાના સમયમાં કચ્છ રાજ્ય દરિયાઈ ચાંચિયાગીરીને પરાસ્ત કરવા શક્તિમાન ન થઈ શક્યું અને બ્રિટિશ સત્તાએ કચ્છના રાજકારણમાં એ બહાને માથું માર્યું. માંડવીના કારભારી શિવરાજ શાહે એ ચાંચિયાગીરીને ઉત્તેજન આપ્યું અને હુસેન નાખવા નામના એક ચાંચિયાને જમાદાર ફતેહમહમદે આશ્રિત ગણી રક્ષણ આપ્યું, એટલે કંપની સરકારે સને ૧૮૧૨ના અંતે જેમ્સ મૅકમર્ડો નામના એક અફસરને તેની તપાસ માટે મોકલવા નક્કી કર્યું. જો સમુદ્રીય ચોરી નહિ દબાય અને તેથી બ્રિટિશ રૈયતને થએલ નુકસાની ભરપાઈ કરવામાં નહિ આવે તો ગંભીર પગલાં ભરવામાં આવશે એવું ધ્યાનપત્ર શિવરાજ શાહ અને ફતેહમહમદને સરકાર તરફથી મોકલવામાં આવ્યું અને બીજી બાજુ મૅકમર્ડોને, કચ્છના એકેએક—તથા કરાંચી સુધીનાં પણ તમામ—બંદરોની તપાસ કરવા સૂચવવામાં આવ્યું.

લશ્કરી કામગીરીના ગુણો મૅકમર્ડોને પરંપરાથી મળ્યા હતા. તેના પિતા અને ત્રણ ભાઈઓ પણ લશ્કરી નોકરીમાં કામ કરતા હતા. મૅકમર્ડો તેના પિતાનો ત્રીજો પુત્ર હતો. કંપની સરકારની હિંદમાં વધતી જતી સત્તાના સમયે મૅકમર્ડો લશ્કરમાં ભરતી થયો. હિંદની પશ્ચિમ કંઠારે જાણીતા થઈ ગએલા કર્નલ ઍલેક્ઝાંડર વૉકર તે વખતે વડોદરામાં રેસિડેન્ટ હતા. તેમના હાથ નીચે કામ કરવાની ફરજો તક મૅકમર્ડોને સાંપડી. પોતાની કામ કરવાની ધગશ અને ઉચ્ચાશયને લીધે મૅકમર્ડોનું ચારિત્ર્ય ત્યાં દીપી નીકળ્યું. વડોદરા, પાવાગઢ અને માળિયાના જંગમાં તેનું કાર્ય પ્રશંસાપાત્ર નીવડ્યું, એટલે લેફ્ટેનન્ટ જનરલ ધી ઑનરેબલ સર જૉન ઍબરક્રોમ્બીના અંગત રસાલામાં જોડાઈ તેને આઇલ ઑવ ફ્રાન્સની વિજયી ચઢાઈમાં યશસ્વી કામ કરવાનું મળ્યું. તે પછી હિંદની પશ્ચિમ કંઠારે કામ કરતાં મૅકમર્ડોએ ગુજરાતી ભાષા પર સારો કાબૂ મેળવી લીધો; અને એ તરફના લોકજીવનનો અભ્યાસ કરી લઈ તેમના વ્યવહાર અને રીતભાત જાણી તેમનાં મન રાજી કરવાની કળા હસ્તગત કરી. આ બધા ગુણો તેને તેના રાજદ્વારી જીવનમાં ઘણા ઉપયોગી નીવડ્યા. લશ્કરી કામગીરીમાં પણ એક પક્કા મુત્સદ્દીની ખાસિયતો તેણે દેખાડી, તે પરથી તેને રાજદ્વારી ક્ષેત્રમાં ખેંચી લેવામાં આવ્યો; અને પછી કચ્છના એજન્ટ તરીકે નીમવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૧૩ના ફેબ્રુઆરી માસમાં મૅકમર્ડો કચ્છના કાંઠે પહેલી વખત ઊતર્યો. માંડવીના કારભારી શિવરાજ શાહ અને જમાદાર ફતેહમહમદ પરના પત્રો તેમને સુપ્રદ કરી તે વિષે યોગ્ય વ્યવસ્થા કરી. પછી મૅકમર્ડો સિંધ કિનારની તપાસે ચાલ્યો. એ કામમાં તેને જિંદગીના જોખમે અનેક સાહસોનો સામનો કરવો પડ્યો હતો. એક વખત સિંધના આંતરપ્રદેશમાં તે તપાસ અર્થે ઊતર્યો ત્યારે પાછળ વહાણ કિનારેથી ક્યાંક વહી ગયું. તેની સાથે તેના સાથીદારોમાં માત્ર બે હિંદી માણસો હતા. સિંધીઓ તરફથી અનેક ત્રાસ સહન કરતો, રણમાં ભૂલો પડતો કે રણનો કીચડ ખૂંદતો અને ખાવાપીવાના સાંસા ભોગવતો રખડતો રખડતો તે માંડ લખપત પહોંચ્યો, અને ત્યાંથી પછી સને ૧૮૧૩ની ૩૧મી માર્ચે માંડવી પહોંચ્યો. ત્યાં જઈ જોયું તો તેનું સિંધથી ઊપડી ગએલું વહાણ પણ માંડવી આવી ગયું હતું. કચ્છમાં જમાદાર ફતેહમહમદે તેને બહુ દાદ દીધી નહિ. ત્યાંથી તે ઓખામંડળ ગયો અને દ્વારિકા તરફના સમુદ્રદસ્યુ વાઘેરોને દબાવવાના કાર્યમાં લાગી ગયો. અહીં મળેલી નવરાશમાં તેણે ઓખાના ઈતિહાસની વિગતો ભેગી કરી અને 'કોર્ટ ઑવ ડાયરેક્ટર્સ'ને માહિતી માટે મોકલાવી. આવી વિગત રાજદ્વારી સંબંધો પરત્વે બહુ મહત્ત્વની પુરવાર થતાં મૅકમર્ડોનું કામ ખૂબ વખણાયું. આ પરથી બીજા અધિકારીઓને પણ તેનું અનુકરણ કરવા સૂચવવામાં આવ્યું.

અહીં બેઠાં મૅકમર્ડોને ખબર મળ્યા કે હાસુ નાખવો દ્વારિકા બેટ પાસે કેટલાંક વહાણોને લૂંટી ગયો; અને બીજું એક વહાણ પશ્ચિમ કંઠારે લૂંટાયાના સમાચાર પણ તેને મળ્યા. એટલે ફરી તે માંડવી આવ્યો. તો ત્યાં ખબર મળ્યા કે એ નાખવાઓને ભુજમાં રક્ષણ મળ્યું છે. વાગડના ખુશ્કી લૂંટારા પણ કાઠિયાવાડમાં ત્રાસ વર્તાવતા હતા. આ બધી વસ્તુસ્થિતિ કાબૂમાં લઈ સમાલી લેવા ફતેહમહમદ જમાદારને પત્રોથી કહેવડાવવામાં આવ્યું, પણ તે વાતો પૂરતી રીતે લક્ષમાં લેવાયલી જોવામાં આવી નહિ. દરમ્યાનમાં મૅકમર્ડોને મોરબી જઈ રહેવાનો હુકમ મળ્યો. આ પછી તરત ફતેહમહમદ મૃત્યુ પામ્યો. તેના પુત્ર હુસેનમિયાં સાથે સહકાર સાધી તેના આમંત્રણથી સને ૧૮૧૪ના એપ્રિલમાં મૅકમર્ડો ફરી ભુજ ગયો અને મૅકમર્ડોની સૂચનાથી વાગડમાં શાંતિ સ્થાપવા હુસેન રવાના થયો. પણ તેનાથી કાંઈ થયું નહિ અને ઊલટું બીકનો માર્યો તે અંજારમાં ભરાઈ રહ્યો. સને ૧૮૧૪ના જુલાઈમાં મૅકમર્ડો ફરી ભુજથી મોરબી આવ્યો. સને ૧૮૧૨ના દુકાળથી અને લૂંટારૂઓથી આ તરફ ઝાલાવાડ ચાહમાન બન્યું હતું. જીવના જોખમે ધાડપાડુઓનો પીછો પકડી તેણે ઝાલાવાડને રાહત આપી. મૅકમર્ડોના માથા માટે આવી ધાડપાડુ ટોળીઓ તરફથી ઈનામો જાહેર થયાં. સને ૧૮૧૫ના ઑગસ્ટની ૩૦મીએ વાગડના લૂંટારૂઓએ ધાંડીલા પાસે મૅકમર્ડોના કૅમ્પ પર હલ્લો કર્યો અને તેમાં પુષ્કળ કાપાકાપી થઈ. આ મારામારીમાં ખૂબ માણસો કામ આવ્યાં. કાઠિયાવાડની આ પરિસ્થિતિ અને તેના ઇતિહાસનો અહેવાલ તૈયાર કરી ફરીથી મૅકમર્ડોએ સરકારમાં મોકલ્યો.

આ તરફ સને ૧૮૧૫માં ઉપર્યુક્ત સઘળાં કારણોના ઓઠા હેઠળ કર્નલ ઈસ્ટે કચ્છ પર ચઢાઈ કરી અંજાર લીધું અને પછી ત્યાંથી ભુજ તરફ આગળ વધી સને ૧૮૧૬ની ૩૦મી જાન્યુઆરીએ લાખોંદમાં પડાવ નાખ્યો. એટલે ભુજના અગ્રેસરો અને કૅપ્ટન મૅકમર્ડો વચ્ચે મુલાકાત ગોઠવાઈ અને ૧૪મી જાન્યુઆરીએ તહનામું થયું. બંને સત્તાઓએ મિત્રતા અને શાંતિથી રહેવા સવિસ્તર વિગતભર્યા કરારો કર્યા. આ કરારોની રૂએ કંપની સરકારને મદદ માટે અંજાર અને તેની તાબેનાં ૨૩ ગામોનો ભોગવટો મળ્યો. વાગડમાં શાંતિ સ્થપાયા બાદ મૅકમર્ડોને ભુજના રેસિડેન્ટ અને અંજારના કલેક્ટર તરીકે નીમી તેના સૈન્ય સહિત અંજારમાં રાખવામાં આવ્યો. સને ૧૮૧૮માં ફરી તેની સામે હુમલો લાવવાની તરકીબો ગોઠવાઈ, પણ પેરવીથી મૅકમર્ડોએ તેને સમયસર અટકાવી દીધી. કચ્છના રાજકારણમાં એ વખતે ચિત્રવિચિત્ર ફેરફારો થઈ રહ્યા હતા ને અંધાધૂંધી પ્રવર્તતી હતી. પરિણામે રાઓશ્રી ભારમલજીને રાજપ્રવૃત્તિમાંથી નિવૃત્ત કરી બાળ રાઓશ્રી દેશળજીને ગાદી સોંપાઈ અને રીજન્સી કારભાર ચાલવા લાગ્યો. એ રીજન્સીના પ્રેસિડેન્ટ તરીકે થોડો વખત કામ કર્યા પછી તો તરત જ મૅકમર્ડોની કારકિર્દીનો અંત આવે છે.

આ સમયની અને સને ૧૮૧૮ની કચ્છની પરિસ્થિતિનો મૅકમર્ડો

અચ્છો અને આબેહૂબ ચિતાર આપે છે. કુદરતથી અવગણાએલી કચ્છની ભૂમિને અને લોકોની ગરીબીને તે વિસ્તારથી વર્ણવે છે અને કહે છે કે કુદરત તરફથી જેને અતિ અલ્પ સહારો મળ્યો છે એવા કચ્છ દેશમાં માત્ર અનુમાન પ્રમાણમાં કાંઈક સહ્ય છે. તેણે કરેલા પ્રજાજીવન ને પ્રદેશનાં વર્ણનોના રીપોર્ટો લશ્કરી અને રાજકીય નજરે ચોક્કસ ચિતાર આપતા હોઇ તે સમયે સરકારી દફતરે બહુ ઉપયોગી નીવડ્યા છે અને આપણને પણ તે વખતની સ્થિતિનો ખાસ્સો ખ્યાલ આપે છે. મૅકમર્ડોએ લખેલું એ સાહિત્ય ખાસ નોંધપાત્ર છે.[5]

સને ૧૮૧૯ના જૂનની ૧૬મીએ કચ્છમાં ભયંકર ભૂકંપ થયો તે વખતે બનેલા નિરાશ્રિતોને પુષ્કળ જહેમત લઈ આશ્રય આપીને તથા ભૂકંપનું સત્ય સ્વરૂપે કારણ સમજાવીને તેણે લોકજીવનમાં અજબ હિંમત પ્રસરાવેલી. એ પ્રલયંકર ધરતીકંપ અને તેનાથી થએલી ખાનાખરાબીનું મૅકમર્ડોએ તાદૃશ બયાન આપ્યું છે અને ભૂસ્તરમાં થએલા ફેરફારોનું રસિક વર્ણન કર્યું છે. 'કચ્છનું રણ પહેલાં દરિયો હતું અને તેનું તળિયું ઊંચું ચડી આવતાં તે રણ થયું છે' એ માન્યતા જોડે મૅકમર્ડો સહમત હતો. એ વિષેનું અને સિંધુના પ્રવાહ તથા તેની શાખા ફારીના વહનમાં થએલા પલટાઓ માટેનું તેનું સંશોધનકાર્ય ચાલુ હતું અને ત્યાંની પુરાતન સ્થિતિ પર નવો પ્રકાશ પાડવાની તેની ધારણા હતી. આ મૅકમર્ડો કચ્છના ભૂસ્તરના સૌથી પ્રથમ થએલા અગ્રેસર અભ્યાસકોમાંનો એક હતો. મને જેમણે ભૂસ્તરશાસ્ત્રમાં રસ લેતો કર્યો અને જેઓ ચાલીસ વર્ષના એકધારા અનુભવે કચ્છની ભૂમિ ને ભૂસ્તરના અત્યારે એકલા અને અજોડ અભ્યાસી છે તે મારા મુરબ્બી મિત્રવર્ય મિ. જ્હૉન હુબટે સ્મિથ[6] સાથે મૅકમર્ડોની વાતો કરતાં આ વસ્તુ વરંવાર મારૂ ખાસ લક્ષ ખેંચાયું. એ પ્રમાણે કૅપ્ટન મૅકમર્ડો પોતાની નોકરી અંગેની ફરજો બજાવતાં સાથેસાથે સતત વિજ્ઞાનવિકાસમાં પોતાનો મહત્ત્વનો ફાળો આપી રહ્યો હતો.

વાગજડ વામડમાં અપાર મુશ્કેલીઓનો સામનો કરતો મૅકમર્ડો ત્યાંના ધાડપાડુઓને ઝબ્બે કરી લોકોમાં શાંતિ સ્થાપી રહ્યો હતો. આમ ઘૂમતાં ઘૂમતા કચ્છના આત્યન્તિક પૂર્વ છેડે ધાણુ ના ખપાની એ યોજના ઘડી રહ્યો હતો, ત્યાં, નાના રણને કાંઠે, એકાન્ત રણવગડામાં તેને વરણુ સ્થાને કૉલેરા લાગુ પડ્યો. તેની સાથે તેનો મિત્ર કે. નોબેલ હતો. તાત્કાલિક તબીબી સારવાર ત્યાં મળી શકે તેમ હતું જ નહિ. ધરગથ્થુ દવાઓનો ઉપચાર અસરકારક ન દેખાયો. મૅકમર્ડોને મોત નિશ્ચિત જણાયું. સ્વસ્થ મને તેણે પોતાનું વીલ બનાવરાવ્યું અને જે સ્થળે પોતાનું મૃત્યુ થાય ત્યાં જ પોતાનું શબ દફનાવવું એમ સૂચના કરી. પછી, તેત્રીસ વર્ષની ભરયુવાન વયે શાંતિપૂર્વક મૃત્યુની રાહ જોતો તે પડી રહ્યો.

પુંગવી વળતાં, રણની લાંબી મજલ કાપ્યા પછી, એ મુસાફરીને અંતે થાક્યા અમે વરણુમાં વિશ્રાંતિ લેવા રોકાયા. ત્યાં મૅકમર્ડોની છત્રીને પડખે, એક જ ફળીમાં આવી રહેલી સરહદના ટપાની ચોકીમાં અમે ઉતારો કર્યો. વાગડમાં જીવજંતુઓનો વિશેષ ઉપદ્રવ રહેતાં જમીન પર સૂવું જોખમી ગણાય છે. એ ઓરડીમાં લાકડાના પાટ યાને ચાર ખૂણે પત્થરો ગોઠવી તેની ખાટ બનાવી મૂકી હતી. તે ખાટ આળોટતાં નીચેનો એક પત્થર ખસી ગયો, એટલે વળી મહેનત લઈ એ બધું ગોઠવવું પડ્યું. આટલી તકલીફ થાય છે તો સાદી ખાટલો કાં નહિ મૂકયો, એમ જિજ્ઞાસાથી ટપેદારને પ્રશ્ન કર્યો. તે જાણવા મળ્યું કે વરણુપીરની[7] નવાઈમાં તેમની આમન્યા રાખવા

---

5 1. Report to Government of India, Oct. 2nd 1815. 2 Memoirs on Kattywar, 1815. 3 An account of the Province of Kutch and of the Countries lying between Guzerat and the Indus, &c. Transactions of the literary society of Bombay, vol II 1820; 4. Dissertation on the River Indus (Posthumus–Journal of the Royal Asiatic Society of Gt. Bt. & Ireland V. I. 1834.

૬ જુઓ આ અંકની માધુકરીમાંનો પરિચય.

૭ વેણુ એ અર્બુદાચલ તરફનો પરમાર રાજપુત્ર હતો; અને તેણે શારારમાં સાતમા સૈકા લગભગ વરણુપુરી વસાવ્યું. ચારણોની ગાયો ધાડપાડુઓ વાળી જતા હતા તેમની વહારે ધાતાં કચ્છના નાના ચરણના મરડક બોડ બેટમાં તેમનું ધીંગાણું થયું. વરણુ તેમાં કામ આવ્યો. વરણુનો ભાઇ વરણાઇ અને તેની બહેન રાચિવરા પણ ભાઇની વહારે આવી તેની સાથે જ સમાધિસ્થ થયાં. વરણુદેવ થઈ પૂજાવા લાગ્યો. વાગડ, કાઠિયાવાડ અને ઉત્તર ગુજરાતમાં રણની





ઉપર : વરણુનું પુરાણું મંદિર જમણી બાજુ : વરણુમાં મૅકમર્ડોની કબરની છત્રી (ફોટો : રામસિંહજી રાઠોડ)

ખાટલો ઢાળી તે પર સૂવાની મનાઇ છે; અને મૅકમર્ડોની કબર સામે આંગળી ચીંધી એ પરચાનું પરિણામ બતાવ્યું. લોકવાયકા એવી છે કે મૅકમર્ડો વરણુપીરની આમન્યા ન રાખી ત્યાં ખાટલો નાખી સૂતો તેથી જ તેનું ત્યાં તાત્કાલિક નિધન થયું. પછી, તો પડ્યા રહ્યા સુખ ન જ આવ્યું. દુવતનથી દૂર આ પરાયા પ્રદેશમાં મૃત્યુને ભેટતાં મૅકમર્ડોને કેવી ભાવના થઇ હશે તેના વિચારોમાં ઊંડી મૅકમર્ડોના અંતિમ અવશેષોની ભાળ કાઢવા ત્યાં ફરવા માંડ્યું. પરિ-

---

કચ્છના પ્રદેશમાં વરણુનો વિશેષ મહિમા છે અને સમુદ્રમાં મુસાફરી કરતાં જેમ દરિયાપીરની માનતા લેવાય છે તેમ રણમાં કતરનો વરણુપીરની માનતા મનાય છે. લાખાફુલાણીને પરાજિત કર્યા પછી અણહિલવાડના મૂલરાજ સોલંકીએ વરણુનું મંદિર બંધાવ્યું એમ લોકોક્તિ છે. એ મંદિરનો જીર્ણોદ્ધાર સને ૧૮૬૬માં થયો છે. વરણુના લિંગ પર દૂધનો અભિષેક કરવામાં આવે છે ત્યારે તે તેનો મોટો જથ્થો ચૂસી શકે છે એ તેની ખૂબી ચમત્કાર તરીકે મનાય છે. વરણુમંદિરનાં ડેલી ઉપરના વિવિધ પ્રકારના પુરાણા પાળિયા ત્યાં બનેલા કેટલાય રંગભર્યા બનાવોના સૂચક છે.

ભૂમિ વિશેષ થાકનાં છતરે નો મૅકમર્ડોની છત્રી પરથી સામે પડેલા અફાટ રણવિસ્તાર પર દૃષ્ટિ શૂન્ય મનસ્ક થઇ ફરી વળી.

અથાગ પરિશ્રમો વેઠી જે સંશોધકો અને અભ્યાસકોએ અમેજી જ્ઞાનના ભંડારને બહુમૂલ્ય બનાવ્યો છે, રાષ્ટ્રીય અસ્મિતાના અભિમાનભર્યા જેમણે અજાણ્યા અને અણખેડાએલા પ્રદેશોમાં અનેક હાડમારીઓ સહન કરી સામ્રાજ્યને વિસ્તારવા યત્ન કર્યા છે, અને Serve and Suffer (સહેવું અને સેવવું) જેમનો જીવનમંત્ર હશે, એવા નરપુંગવોમાંના એકના સ્મારક જેવી, વરણુસરીની પાળે, વરણુપીરના મંદિરની સાન્નિધ્યમાં, મૅકમર્ડોના પરિત્યાગનો પરિચય કરાવતી તેની કબર અને છત્રી, કચ્છના એ એકાન્ત ખૂણે આવેલી છે. કબર પર શ્વેત આરસની તકતીમાં કોરેલું છેઃ

IN MEMORIUM
Captain James Mac Murdo
First British Political Resident in Cutch
Died of Cholera at Warnu
on 28th April 1820



# સ્વ. રા. બ. માધવરાવ વિશ્વનાથ ધુરંધર

મુંબાઇ ઇલાકામાં તેમજ સારા યે હિંદુસ્તાનમાં એક વખત કળાકારોના જગતમાં જેમનું નામ મોખરે હતું એવા એ મુંબઈની સરકારી આર્ટ સ્કૂલના પીઢ પૂજારી આ માસમાં દેહોત્સર્ગ કરી ગયા છે તે જાણી તેમના હાથ નીચે શિક્ષણ પામેલા ચિત્રકારો અને ચિત્રશિક્ષકો ખેદ પામ્યા વિના નહિ જ રહે.

૪૧ વર્ષ સુધી તેમણે મુંબઇની સરકારી કલાશાળામાં સેવા આપી હતી. તેનો તેમણે સવિસ્તર તારીખવાર વૃત્તાંત 'कलामंदिरांत एके चाळिस वर्षे' (કલામંદિરમાં ૪૧ વર્ષ) નામની આત્મકથા રૂપે પ્રસિદ્ધ કર્યો છે. ૧૮૯૦થી ૧૯૩૧ સુધીની પોતાની એ કારકિર્દીના કાળમાં ખૂબ પ્રસિદ્ધિ પામી, સ્કૂલ ઑવ આર્ટના 'ઇન્સ્પેક્ટર ઑવ ડ્રૉઇંગ ઍન્ડ ક્રાફ્ટ'નો તેમજ ડેપ્યુટી ડિરેક્ટરનો હોદ્દો ભોગવી, સરકારી ખિતાબ સાથે સારા પેન્શન પર નિવૃત્તિ લઇ, ખાર મુકામે પોતાનું 'કલાસદન' નામનું નિવાસસ્થાન બાંધી, શેષ જીવન એમણે ત્યાં જ ગાળ્યું હતું એમનો જન્મ ઇ. ૧૮૭૧ના માર્ચની ૧૮મીએ થયો હતો, એટલે ૭૩ વર્ષ જેટલું દીર્ઘ આયુષ્ય તે ભોગવી શક્યા હતા અને એકસાંધા જીવનપટના વિવિધ અનુભવોમાંથી પસાર થયા હતા.

એક વખત એવો હતો કે મુંબાઈ ઇલાકામાં ચિત્રકળાની નોંધ કરતાં શ્રી ધુરંધરનું નામ પહેલું જ આંગળીએ ચડતું. અનેક પ્રદર્શનો અને કલા પ્રકાશનોમાં તેમની કૃતિઓ જોવામાં આવતી. ગુજરાતના નવયુગના પ્રારંભમાં રવિવર્મા પછી શ્રી ધુરંધરની પીંછીનાં ચિત્રો આદર પામ્યાં હતાં. ગુજરાતે જ તેમની કળાની પહેલી કદર કરી હતી. સ્વ. શેઠ પુરુષોત્તમ વિશ્રામ જેવા કલારસિક શ્રીમંતનો ઉદાર આશ્રય તેઓ પામ્યા હતા ને 'સુરસાગરની સુંદરી' નામના એમના પુસ્તકનાં મનોરમ ચિત્રોથી શરૂઆત કરી 'સુવર્ણમાળા'ની નામચીન ચિત્રપુસ્તિકાઓમાં તેમને અમર્યાદિત ખ્યાતિ મળી હતી. સ્વ. હાજીમહમદે પોતાની પ્રખ્યાત વીસમી સદીના ચિત્રકળા માટે પણ એમની જ પીંછી માગી હતી. આમ, ચિત્રશાળામાં અધ્યાપક તરીકે ઊંચું સ્થાન અને લોકોમાં પ્રથમ પ્રસિદ્ધિ મેળવનાર એ કલાકારે, કમનસીબે, હિંદી કળા તરફ કેમ વિમુખપણું રાખ્યું તે આશ્ચર્ય છે. એમણે અજંતાની ગુફાઓ ભાગ્યે જ પહેલી જોઇ હતી, શેઠ પુરુષોત્તમનાં રાજપુત અને હિંદી ચિત્રોનો નિકટ સહવાસ અને સમાગમ એમને હતો; છતાં એ પ્રસિદ્ધ કલાકારની જોડીએ ચિત્રકળાના આદર્શોની શુદ્ધિ કે પ્રગતિ માટે કંઈ જ સંશોધનકાર્યનો વારસો નથી આપ્યો. તે પછી શ્રી ધુરંધરની હયાતીમાં જ તરુણ કલાકારોએ નવી દિશાઓમાં સાહસિક પ્રયોગો કરી રસિકતા અને રાષ્ટ્રીયતામાં નવી કેડીઓ પાડી છે અને એ વૃદ્ધ કલાકારશ્રીને એકાંત, તટસ્થતા અને કરુણ ઉદાસીનતામાં આવરી લીધા છે. છતાં આજે સર્વેકોઈ તેમની જીવનભરની એકધારી રુચિબદ્ધ કલોપાસના અને ઉદ્યમશીલ જીવનને ભાવપૂર્વક અંજલિ આપે છે. તેમનાં સુપુત્રી અંબિકા ધુરંધરે પિતાની સર્વ શક્તિઓ પોતાની કળામાં અપનાવી લીધી છે. પિતાની અપૂર્ણતાઓ પૂરી કરવાનું સદ્ભાગ્ય તેમને મળે એવી વાંછના સાથે એ ભારતીય ચિત્રગુરુના આત્માને અમે શાંતિ ઇચ્છીએ છીએ.

રેથી, નીચે પથરાએલું નાશ પામેલું ચાંપાનેર જોતાં ગમેલો શોક ત્યાંના 'રમણુ ચડેલા વીંઝણા' (પવન) વડે કંઇક ઓછો થાય છે.

'ચાંપાનેરનાં ચાર ચૌટાં મહાકાળી રે !'
'વિંઝણો રમણુ ચડ્યાં રે લોલ !' અને
'હાથમાં તે લઉ લાલ લાકડી, ગોવાળણુ હો, કે જતું રે.'

એ ગુર્જરીનો ગરબો ત્યાં સાંભરી આવ્યા વિના રહેતો નથી. 'ચાલો ચાલો' કહીને સૃષ્ટિસૌન્દર્યના યોગમાંથી સમાધિનો ભંગ કરાવનાર ત્યાં કોઈ નહિ હોવાથી નિરાંતે ખૂબ વખત બેસીને ગુજરાતના એ સમૃદ્ધ નગરની પૂર્વની જાહોજલાલી, ત્યાંની જાણીતી મેના ગુર્જરીની પવિત્રતા, અને કાલ, તથા અર્થ અને જ્ઞાનની શક્તિનું મેં મનન કર્યા કર્યું.

**પા**લીતાણાના શત્રુંજયની તો કાંઈ ઝાઝી અસર થઈ નહિ. માત્ર

'નરી સરળતા કોણ પૂજશે ?
નથી તેજ નથી તરંગ !'

એ કવિ નાનાલાલે વર્ણવેલું શત્રુંજયની કેડ પરનું તળાવ એક ત્યાં સાંભર્યું હતું; પરંતુ તે પણ લગભગ સુકાઇ ગયું હતું.

**ઘે**ર આવ્યો ને મારા સ્વ. મિત્ર ચુનીલાલ બદેરાવાળા મળ્યા. એ કહે 'મારી અત્યાર સુધીની બધી મુસાફરીઓ રદ; બધું જોએલું રદ. એક આબુ જોયો એણે મારું બધું અભિમાન ઉતારી નાખ્યું' એમ કહીને એમણે મને આબુમાં રહેવાનો બંદોબસ્ત કરી આપ્યો અને હું આબુ ગયો.

ખરેડીથી ઉપર ચડવા માંડતાં જ જાણે નવા વાતાવરણમાં જતા હોઈએ એવું લાગ્યું અને ગિરિપ્રદેશની શોભાએ આંખને ઠારી દીધી. ત્યાંના નખી તળાવની રમણીયતા તો અપાર છે. એ સરોવરને કિનારેકિનારે વિવિધ સ્થળે બેસીને ખૂબ આનંદ લૂંટ્યો છે. અને પશ્ચિમ છેડે બેસીને સૂર્યોદયની શોભા અને સાંજે પૂર્વ છેડે બેસીને તેમાં પડતાં સૂર્યાસ્તનાં પ્રતિબિંબ જોવાં એ અનેરો લ્હાવ છે. સૂર્યાસ્તની રંગલીલા વડે રંગાતું નખી તળાવ તો અદ્ભુત લાગે છે.

સૂર્યાસ્ત જોવાની એવી જ બીજી અદ્ભુતતા આબુના 'સૂર્યાસ્ત છેડે' (Sunset-Point નામના સ્થળે) સાંપડે છે. સૂર્ય ક્ષિતિજની મર્યાદા વટાવી ગયા પછી પણ ત્યાં અરધો-પોણો કલાક અસ્ત થતો જણાય છે. તે વખતે એનો પ્રકાશ તો ઓછો થઇ જાય છે, પરંતુ મોટો થાળ જેવો એ ઝાંખો પડી જઈને પણ અપૂર્વ દૃશ્ય રજૂ કરે છે.

**પૃ**થ્વીની ૭ અજાયબીઓમાં ગણી શકાય એવી દેલવાડાનાં આરસના મંદિરોની શિલ્પસમૃદ્ધિ જ્યારે આબુમાં મેં પ્રત્યક્ષ કરી ત્યારે એવું અદ્ભુતસુંદર શિલ્પ બતાવવા માટે મેં ઈશ્વરના ધન્યવાદ ગાયા. એના સ્તંભો અને ગોખો પર કોરેલ પક્ષીઓ, વેલો, પુષ્પો ને નૃત્ય તથા સંગીતના ભાવમાં લીન અપ્સરાઓની ભરચક ને રૂપસુંદર કોતરણી, એનાં દેવદેવીઓની ને પુરાણકથાના પ્રસંગોની મૂર્તિઓ, બધું જ અદ્ભુત છે. ઘુમ્મટમાં કંડારેલાં લોલક ને છતોની કોતરણી જોવા માટે તો સૂવું પડતું હતું. પણ ઈશ્વરકૃપાએ ત્યાં કોઈ ઉતાવળ કરનાર ન હતું, એટલે મેં પેટ ભરીભરીને એ કોતરણીની રૂપશ્રીનું પાન કર્યું. એના સમસ્ત શિલ્પ અને સ્થાપત્યમાં એક જાતની સુસંવાદી તાલમયતા હતી. બહાર અરવલ્લીની ભવ્યતા અને નખીનું સૌન્દર્ય હતાં, અંદર મંદિરોમાં સ્થાપત્યની તાલગત, સુપ્રમાણતા અને શિલ્પનું સૌન્દર્ય માતાં નહોતાં. અને પૃથ્વીના વિશ્વકર્માની એ સૃષ્ટિ બ્રહ્માના બાહ્યજગત સાથે જાણે સ્પર્ધામાં ઊતરીને દિગ્વિજય કરી રહી હતી.

એના બંધાવનાર વસ્તુપાલ-તેજપાલ અને વિમળશાહના ભક્તિભાવે અહીં સૌન્દર્યનાં રૂપ રૂપ અને રૂપ ધારણ કર્યાં છે. અને એના શિલ્પીઓની સાધના પણ અજબ છે. અહીંની કોતરણી કરતાં એમણે અખંડ બ્રહ્મચર્ય પાળ્યાં હતાં અને માત્ર ધૂળ અર્થે જ એમણે ઝીણી પકડી હતી. અને એને પરિણામે જે અમર આનન્દ એમણે ૭૦૦ વર્ષથી અહીં વ્હેતો મૂક્યો છે તે હજી યે અનંત ફુવારાની જેમ ઊડ્યા જ કરે છે !

આઠ દિવસ હું આબુ રહ્યો, અને એના એકએક દિવસની એકેએક જાગૃત ઘડી મેં જીવનની ધન્ય ઘડી બનાવી દીધી. બીજી વાર પંદર દિવસ રહ્યો ત્યારે પણ જોએલાં સ્થળો ફરીફરીને જોતાં લેશમાત્ર કંટાળો નથી આવ્યો.

ગૌમુખ પાસે આબુની તળેટીની શોભા પણ અવર્ણનીય છે. ત્યાં રણબંકા દેવડાની પિત્તળની એક મૂર્તિ છે. જોકે પૂજારી એને ઇન્દ્રની મૂર્તિ કહ્યા કરે છે. એ બંકો શિરોહીનો બીજો મહારાણો પ્રતાપ હતો. એવી જ રીતે, અચલેશ્વર પાસે મેવાડના પ્રતાપી મહારાજાઓના સંતાઈ રહેવાના મહેલો પડ્યા છે. લોકો એ ઇતિહાસ ભૂલીને એમને ગોપીચંદ અને ભરથરીની ગુફાઓ ગુફાઓ કર્યા કરે છે !

આબુના બીજા 'અનાદ્રા છેડે' (આનાદ્રા પૉઈન્ટ)થી ભિન્નમાળ તરફ મુસાફરોને જતા જોયા અને ગુજરાતના એક વખતના એ ગૌરવવંતા શ્રીમાળનાં સ્મરણ થયાં.

વિશાળતા, શાન્તિ, એકાન્ત અને સૌન્દર્યનાં આબુમાં સાક્ષાત દર્શન કર્યાં. શિલ્પ અને સ્થાપત્યની આશ્ચર્યકારક રચનાએ મન ભરી દીધું. દવાખાનું ચલાવ્યે મને દસ-બાર વર્ષ થવા આવ્યાં હતાં. કંઈ બહુ પૈસો તો મેં નહોતો મેળવ્યો, પણ ગુર્જરદેશની શ્રી મારા પર તુષ્યમાન થયાં હતાં. એ કહેતાં કે 'માગ્ય માગ્ય, માગે તે આપું.' અને હું માગ્યા જ કરતો હતો અને એ આપ્યે જ જતાં હતાં.(ચાલુ)

## વિકસતું વિજ્ઞાન

તાજેતરમાં જ અમેરિકાની વેસ્ટિંગહાઉસ ઇલેક્ટ્રિક ઍન્ડ મૅન્યુફેક્ચરિંગ કંપનીએ યુદ્ધહેતુઓ માટે એક નાનો વીજળીક ગોળો (Lamp) તૈયાર કર્યો છે, જેનો આકાર આખરોટ જેવો છે. આ ગોળાનો પ્રકાશ સિત્તેર માઈલ સુધી જાય છે, પરંતુ એની આવરદા ફક્ત દસ રાત સુધી જ ટકે છે.

અમેરિકાના એક શોધકનો દાવો છે કે તેની શોધની મદદથી ઓછું સાંભળનારા સિગારેટ અથવા પાઈપ પીનારાઓ પોતાના પાઇપો અને સિગારેટહોલ્ડરો દ્વારા સ્હેલાઇથી સાંભળી શકશે. એની વિગત એ છે કે પાઈપ અથવા સિગારેટહોલ્ડરની અંદર એક નાનું 'રીસીવિંગ' યંત્ર મૂકી દેવામાં આવશે, અને સિગારેટ પીનાર એ યંત્રની કાર્યવાહીના કારણે કાનની પાછળની હાડકીના બદલે દાંતો દ્વારા લોકોની વાતો સાંભળી શકશે.

ભૂમધ્ય સાગરમાં એક પ્રકારની માછલી મળી આવે છે, જે સારામાં સારું રેશમ તૈયાર કરે છે. એનો એક તાર લગભગ છ માઇલ લાંબો થાય છે. આટલા લાંબા તારનું વજન એક ગ્રેનથી વધુ હોતું નથી. આ રેશમમાંથી જે ચીજો બનાવવામાં આવે છે, તે બારે નરમ-ગરમ હોય છે, એટલું જ નહીં પણ મનહર તેમજ ટકાઉ હોય છે આ માછલીઓ બહુધા પોતાનું રહેઠાણ બદલતી રહે છે, પરંતુ દરેક સ્થાને રેશમનું એક ખાસ પ્રમાણ મૂકતી જાય છે. (ઉર્દૂ પરથી) —ઈ. સ. દ.

# Our Friends Abroad



—આ પત્ર મેળવનાર: કનુભાઇ મો. પટેલ, નવાં પરાં, ભાદરણ—

Empire Hotel 7, London St.
LYTTLETON (South Island) N. Z.
7th Sept. 1941

પ્રિય કનુ,

બહુ આશ્ચર્ય સાથે તમારો રસમય પત્ર મળ્યો. મેં તો તમારા ઉત્તરની આશા જ છોડી દીધી હતી.

ટિકિટો માટે ખૂબખૂબ આભાર; હું પણ આ પત્ર સાથે તમે માગ્યા મુજબ મોકલું છું

હા, કનુ; મને જ સામયિકો સંઘરવાનો શોખ છે અને હું તમને મારું 'વીકલી ન્યુઝ' મોકલીશ. કમનસીબે તેમાં રંગીન ચિત્રો તો નથી. તમારી માફક મને પણ ટિકિટો, ફોટોગ્રાફો વગેરે સંઘરવાનો શોખ છે. આ સાથે હું મારો એક ગ્રૂપ ફોટો બીડીશ. વરસો પહેલાં એ લેવાએલો; પણ બીજો હું મોકલું ત્યાં સુધી આ ચાલશે એવી આશા રાખું છું. હમણાંના મારા બધા ફોટોગ્રાફો મિત્રોએ જ લીધેલા છે હવેના મારા કાગળમાં હું વધુ સારો ફોટો બીડીશ.

હું પણ તમારી માફક ઇચ્છું છું કે આપણે પાકા મિત્રો થઈશું.

હવે હું મારે વિષે તથા મારા કુટુંબ, મારા ઘર અને અમારી રમતગમતો વિષે થોડું કહું. (એમાં કાંઇ ભેળસેળ થાય તો ક્ષમા કરશો, કારણકે આ પત્ર બહુ ઉતાવળે લખું છું.) હું ૧૭ વર્ષની છું. મારે બે ભાઇ છે: એક લડાઇમાં ગયો છે, ને બીજો તો આઠ વરસનો છે, ને નિશાળે જાય છે. મારે ચાર બહેનો છે, તેમાં એક પરણેલી છે એક હાઇસ્કૂલમાં અભ્યાસ કરે છે, ને નર્સ થવાની છે. તેનું વય ૧૫ વર્ષનું છે. બીજી બે ઑફિસોમાં કામે જાય છે. અમારી કુટુંબના ક્રમાનુસાર સૌના નામ આપું: ઍડમ, ઍવન, શર્લી, હું પોતે, નૉરલીન, પૅટ અને રેનાલ્ડ.

તમે જાણો છો કે અમે આઠ ભાંડુ છીએ, તેમાં હું વચેટ છું. ઘણી વાર મને લાગે છે કે હું સૌમાં કાંઇક વિચિત્ર છું, કેમકે હું ડાબે હાથે લખું છું, અને તેમના રસના વિષયો કરતાં મારા કાંઇક નિરાળા જ છે.

મને 'કળા'નો ખૂબ શોખ છે ચીતરવું મને બહુ જ ગમે છે. સંગીત પણ મને ગમે છે, પરંતુ મને લાગે છે કે એ શીખવા જેટલી ધીરજ મારામાં નથી. મારી બધી બહેનો પીઆનો વગાડી જાણે છે. નૉરલીન ને શર્લી તો ગાય છે પણ ખરાં.

મારા માતાપિતા હયાત છે અને મને તે બહુ જ વહાલાં છે. અમારું ઘર એક અત્યંત નાના બંદરમાં આવેલું છે, પણ નાનું હોવા છતાં દક્ષિણ દ્વિપોમાંના મુખ્ય બંદરમાંનું એક એ છે. લિટલટનના થોડાક ફોટોગ્રાફ હું તમને મોકલીશ. અમારા ગામની મુખ્ય નિકાસ માખણ, માંસ, ઊન (તેમાં મુખ્યત્વે ગાડરનું ઊન) અને ઘઉં છે.

મારા બનેવી લડાઇમાં ગયા છે. તે રસ્તે મુંબાઇ ઊતરેલા ને ત્યાં પાંચ દિવસની રજા ગાળેલી.

હા, કનુ, મને પત્રો લખવા ગમે છે, અને લાંબા, સુખદ, તેમજ તમે કહો છો તેમ આનંદમય પત્રો મેળવવા પણ ખૂબ ગમે છે.

રાજકારણમાં મને ઓછો રસ છે, પણ તમારે કાંઇ પ્રશ્નો પૂછવા હશે તો હું એના જવાબો ખુશીથી આપીશ. ખોરાક વિષેના તમારા સવાલના જવાબમાં હું બને તેટલો વિગતવાર ઉત્તર આપું.

અમારું મુખ્ય પેય ચા છે, પણ હું કૉફી કે કોકો પસંદ કરું છું મને ગાયનું દૂધ પણ ગમે છે. સવારે નાસ્તામાં અમે 'વીટ બિક્સ' લઇએ છીએ. એ ઘઉંની વાની છે. ઘઉંની અને રાઇની (બ્રેડ) પણ બનાવીએ છીએ. બ્રેડ ઘણી જાતની અમારે ત્યાં બને છે, પણ મુખ્ય તો સફેદ અને બ્રાઉન બ્રેડ જ છે. એમાં બ્રાઉન શ્રેષ્ઠ, કેમકે તેમાં બધાં વિટામિન સચવાયાં હોય છે, જ્યારે સફેદ બ્રેડ મેંદાની બનતી હોવાથી તેમાં બધું તત્ત્વ પીસાઇને ચાલ્યું ગયું હોય છે. છતાં સફેદ બ્રેડ જ મુખ્ય ખોરાક ગણાય છે. 'પૉરિજ' એ ઘઉંની બીજી વાની છે. સ્કૉટલૅન્ડની એ બહુ જૂની વાની છે

માંસ, પૉર્ક (ડુક્કરનું માંસ) અને માછલી એ અમારે ત્યાંનો મુખ્ય ખોરાક. બધી જાતના શાકભાજી પણ ખરાં, જેમાં બટાટા મુખ્ય. અમારે ત્યાં 'કુમારા' નામનાં મીઠાં બટાટાની જાત પણ થાય છે. એ અહીંના 'માઓરી' વતનીઓનો ખોરાક છે, એ તો તમે એના નામ પરથી પણ જાણી જશો. મને એ બહુ ભાવે છે.

મેં પહેલો પત્ર લખ્યો ત્યારે હું જે શાળામાં જતી હતી તે તો હવે પાડી નાખવામાં આવી છે. ઘણાં વર્ષોની જૂની એ હતી એટલે વસવાટ માટે નકામી ઠરાવાએલી. હું ત્યાં ભણતી ત્યારે મેં વાણિજ્યનો વિષય લીધેલો. એમાં કલાવિભાગ પણ હતો. હમણાં મેં દહાડે નિશાળે જવાનું છોડી દીધું છે અને એક નોકરી લીધી છે, જેમાં ટિકિટો આલેખવાનું કામ છે જોકે નોકરી કરવા માટે મારી ઉંમર તો નાની ગણાય, પણ મારી જ ઇચ્છા હતી, એટલે ઘરનાં માણસો કબૂલ થયાં. આથી હવે નિશાળે હું રાત્રે જાઉં છું.—એકાંતરે બે કલાક—અઠવાડિયામાં ત્રણ રાત.

હું દિલગીર છું કે હું મારી સખીનું સરનામું તમને નથી મોકલી શકતી. કેમકે ઘણો લાંબો કાળ ગયાં તેના તરફથી કાંઇ સમાચાર જ નથી. એ ટાસ્માનિયામાં રહે છે. કદાચને તેના ખબર મળી જશે તો જરૂર હું તમને એનું સરનામું રવાના કરીશ.

તમે મને જે સરનામાં મોકલ્યાં તેથી હું બહુ રાજી થઈ.

તમારા નામનો ઉચ્ચાર શો?

હિંદમાં તો ઘણા ધર્મો છે એમાં તમે કયા ધર્મના? હું ઍંગ્લિકન (અથવા ઇંગ્લિશ) ધર્મશાખાની છું.

હવેના પત્રમાં હું અમારા આ નાનાસરખા દેશ વિષે થોડી રસમય હકીકતો લખવાનો પ્રયત્ન કરીશ,—એનાં દૃશ્યો, એનાં સૌન્દર્ય-સ્થાનો વગેરે વિષે—ત્યાં સુધી સલામ.

સ્નેહયુક્ત, તમારી ન્યૂ ઝીલૅન્ડની મિત્ર Muriel (મ્યુરીઅલ)

**પત્રમિત્રોને**–કોઇ કુમારમિત્રોને પરદેશી મિત્રો સાથે દોસ્તી બાંધવાની ઇચ્છા હોય તો આ ઉપરનો પત્ર મેળવનાર કનુભાઈ મો. પટેલ, નાની ખડકી, નવાં પરાં, ભાદરણ, એમને લખવું. કોઈ સારા મિત્રો સાથે દોસ્તી બંધાવી આપશે. એમની પાસે ઘણાં સરનામાં છે

**નવા પત્રમિત્રો:** Master Premkumar, M. L. D. Sheth G. T. High School, CUTCH–MANDVI—હિંદુસ્તાનના તથા ઇંગ્લૅંડ-અમેરિકાના પત્રમિત્રો ચાહે છે; સિક્કા, ટિકિટો, ફોટોગ્રાફો અને હસ્તાક્ષરો સંઘરવાનો શોખ છે; ઐતિહાસિક વસ્તુઓ તથા વિજ્ઞાનના અખતરા કરવાનો પણ શોખ છે. 'નૅશનલ લીગ ઑવ પેન-ફ્રેન્ડ્ઝ' વિષે માહિતી મેળવવા ઇચ્છે છે.

Chandrakant P. Bhatt, P.O. Box 277, ZANZIBAR (B.E.A.) કસરત, રમતગમતો તથા ટિકિટો સંઘરવાનો શોખ છે. અંગ્રેજી તથા ગુજરાતી કોઇ પણ ભાષામાં પત્રવ્યવહાર કરી શકશે.





# માધુકરી

વદે પ્રલયગાઢનો, પૃથુ પ્રકંપ ઘેરા થતા,
મહી: વરસો ઝડી સજલ પુષ્કરાવર્તકો;
હિમાદ્રિશિખરો પડે, ધણધણે શિલાકંદરા,
ધડોધડ તૂટે, વમે અનલધોધ જ્વાળામુખી.
નિસર્ગકરમાં અનેકશત કાળચક્રો ભમે,
અદમ્ય પછડાટ ઘોરતમ ક્રૂર આતંકના;
સદા અવનિ સર્વ એ ખળભળાટ આક્ષુબ્ધ ને
હસન્મુખ સહે, નિરંતર ધરંત સૌન્દર્યથી.
મને ય બસ હો મળો અવનિ કેરી અક્ષુબ્ધતા,
હસન્મુખ પ્રભા બધે વિકિરતો રહું સર્વદા. —રામપ્રસાદ શુક્લ

(બિન્દુ)

## જૉન હ્યૂબર્ટ સ્મિથ

'કચ્છનાં કીર્તિમંદિરો'ની લેખમાળાના આ અંકમાંના 'અંજાર' ઉપરના લેખમાં જેમનો ઉલ્લેખ આવે છે તે શ્રી જૉન હ્યૂબર્ટ સ્મિથ અત્યારે કચ્છ રાજ્યના કેળવણી ખાતાના વડા હોવા ઉપરાંત કચ્છના મહારાવશ્રીના હજુર સેક્રેટરી છે. લંડન પાસે આવેલા સૂથૅમ્પ્ટનમાં ૧૮૭૨માં એમનો જન્મ. કૅન્ટરબરીની કિંગ્ઝ સ્કૂલમાં ઈ.૧૮૮૪થી '૯૧ સુધી અભ્યાસ કરી ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં એ દાખલ થયા ને ૧૮૯૫માં એમ. એ. ની ડિગ્રી લીધી તે પછી એ હિંદ આવ્યા ને બૅંગલોરની બિશપ કૉટન સ્કૂલમાં વૉર્ડન નીમાયા. થોડો વખત દિલ્હીની કૉલેજના પ્રિન્સિપાલ તરીકે કામ કર્યા પછી ૧૯૦૧માં હાલના મહારાવના ટ્યૂટર તરીકે એ કચ્છ આવ્યા ને પછી ત્યાં જ



ઠરીને રહ્યા છે. પ્રસિદ્ધિથી દૂર ભાગનાર આ વિદ્વાન વિલક્ષણ કેળવણીકાર છે. ભુસ્તરશાસ્ત્રના તો એ પારંગત છે અને કચ્છના ભૂગર્ભ પરત્વે એમના અભિપ્રાયો પ્રમાણભૂત મનાય છે. કચ્છમાં પોતાના ચાર દસકાના નિવાસ દરમિયાન કચ્છના ભૂગર્ભનો એમણે એટલો ઊંડો અભ્યાસ કર્યો છે કે કચ્છના ઍમૉનાઇટ્સનો એમનો સંગ્રહ વિદ્વાનોના જગતમાં અજોડ મનાય છે, અને એના આધાર પર દુનિયાનું તદ્વિષયક સૌથી આધારભૂત પુસ્તક લખાયું છે.

પણ રાજ્યની સેવા કે માત્ર વિદ્વત્તા એ એમની ઇષ્ટ સાધના નથી. એમના જીવનનું એક બીજું વિશેષ ઊજળું પાસું પણ છે, જે કદાચ બહારની દુનિયામાં એમની વિદ્વત્તા જેટલું યે જ્ઞાત નથી. એમના હૃદયમાં અપાર માનવતા છલકાય છે, અને તેના પરિણામે, વિદેશના એ વતની, કચ્છ જેવા દૂરના પારકા ને અંધારા દેશની નિરાશ્રિત, નિષ્કંચન ને અપંગ પ્રજાનું દુઃખ નિવારવા માટે જે અવિશ્રાંત કાર્ય કરે છે તેને કારણે આજે એ 'કચ્છના દીનબંધુ' તરીકે ઓળખાય છે. એ પોતે સાદું જીવન ગાળે છે ને એક હજાર રૂપિયાના પોતાના પગારની સઘળી બચત ગરીબોના કલ્યાણાર્થે ખરચે છે. રોગી અને અનાથના એ મિત્ર છે. કચ્છમાં માનવ રાહતનું કાર્ય કરતી પી. પી. આર. એફ. સંસ્થાના તેઓ પ્રાણ છે. આ સંસ્થા દર વર્ષે પોણો લાખ કોરી જેટલી રકમ ગરીબોને રાહત આપવામાં ખરચે છે: અશક્તોને ઘેર અનાજ પહોંચાડે છે, નિરાધારોને સાંજે મફત જમાડે છે અને કુષ્ઠગૃહમાં ૨૫૦ કોઢિયા ઉપર ગરીબ અંધોને નભાવે છે. આપણો દેશ સ્વાધીન નથી એટલે રાજ્યસેવા અને લોકસેવા વચ્ચે વિરોધ દેખાય છે. સ્મિથ સાહેબનું જીવન એ વિરોધના ઉપશમનું સુન્દર દૃષ્ટાંત છે. —રા૦

## ઇજનેર જેકુ

જેકુ એ મારો બાળપણનો જૂનો દોસ્ત. શાળામાં રજાના દિવસોમાં અમે અવનવીન ભાંગફોડની પ્રવૃત્તિમાં મચ્યા રહેતા. હું પ્લાન ઘડી આપું અને જેકુ તનતોડ મહેનત કરી તેનો અમલ કરે. આમ અમે અનેક જાતની વસ્તુઓની ભાંગફોડ કરી મગજની કેળ-

વાનું હાથ-મશીન બનાવેલું; હાથેથી ડ્રાઇ બૅટરી બનાવી ઘરમાં તથા દુકાનમાં ઇલેક્ટ્રિક બત્તી ફિટ કરેલી; ભૂંગળા અને દોરડાંની મદદથી ટેલીફોન અને છત્રીની મદદથી વાયરલેસ પણ બનાવેલો. દીવાલ પર ટાંગવાનાં કિંમતી ઘડિયાળો તોડી અમે રેડિયો બનાવેલો ! આ બધી અમારી બાળપણની પ્રવૃત્તિ હતી. કામ અધૂરું હોય તો જમવાનું કે સૂવાનું પણ યાદ આવતું નહિ.

જેહુના પિતાશ્રી આધુનિક વેપારી હતા: તેમને જેહુની આ ઇજનેરી પ્રવૃત્તિ જરા યે પસંદ ન હતી. તેમણે જેહુને વ્યાપારમાં નાખવા ઘણા પ્રયત્ન કરી લેયા, પરંતુ જન્મથી ઇજનેરી સંસ્કાર લઇ અવતરેલા જેહુને ગળે તે ઊતરતું જ નહિ

એ વાતને કેટલોક સમય વીત્યો. જેહુના પિતાશ્રીને વ્યાપારમાં મોટી ખોટ આવી. કાઠિયાવાડમાંથી વેપાર સમેટી તેઓ પૂના તરફ ઘસડાઈ ગયા. ત્યાં તેમની તબિયત લથડવાથી તેમનો દેહાંત થયો, અને બાળક જેહુ પર અનેક મુશ્કેલીઓ આવી પડી. પણ જેહુ અડગ નિશ્ચયથી આફતોનો સામનો કરવા તૈયાર થયો.

ઇજનેરી લાઇનનો મૌલિક અભ્યાસ ન હોવા છતાંપણ રાત ને દિવસ તનતોડ મહેનત કરીને એક પરદેશી મશીનના નિરીક્ષણ પરથી તેણે સીવવાના દોરા વીંટવાનું (ક્રૉસ-રીલિંગ) મશીન બનાવ્યું અને તેની મદદથી કુટુંબનિર્વાહ ચલાવવા લાગ્યો. પછી તેણે ધીમે ધીમે પ્રગતિ કરી તેવા મશીનો જ બનાવીને વેચવાનું શરૂ કર્યું વધારામાં બીજી પણ કેટલીક મશીનરીના સ્પેર પાર્ટસ બનાવવા શરૂ કર્યા, અને તેમાં તે સારી રીતે ફાવ્યો.

આજે એ જેહુએ 'પૂના યુનિવર્સલ એન્જીનીઅરિંગ વર્ક્સ' નામે મશીનરી બનાવવાનું કારખાનું ઊભું કર્યું છે. તેનું પૂરું નામ જેહાંગીર દ મોદર દનાણી. અનેક વર્ષોના અંતરપટ પછી મને થોડા વખત પહેલાં મુંબઇમાં તેની મુલાકાત થઈ. એ જ બાળપણનો સરલ સ્વભાવ, એ જ નિખાલસ વાતો અને એ જ મુખાકૃતિ. આંકડાપૂંઠી કે મુત્સદ્દીપણાની વાતોમાં કે કલ્પનાના વિહારમાં એ માનતો નથી. એ તો માને છે અવિરત પરિશ્રમ અને અડગ શ્રદ્ધાને.

—હરકિસનદાસ બારાઈ

## સીમેન્ટનો ઉદ્યોગ

હિંદના તરુણમાં તરુણ આ ઉદ્યોગનો વિકાસ બહુ જૂનો નથી. પરંતુ એની બનાવટથી તો માનવજાત સદીઓ પહેલાંથી વાકેફ હતી. આપણો દેશ એનાથી સંપૂર્ણ જ્ઞાત હતો ને વરાહમિહિરે પોતાની બૃહત્ સંહિતામાં એનો ઉલ્લેખ કર્યો છે એ કદાચ ઘણા નહિ જાણતા હોય. પ્રાચીન રોમનો પણ એનાથી વાકેફ હતા પરંતુ એ પછીની સદીઓમાં એ લુપ્ત થઈ ગયા પછી નવેસરથી તેની પહેલવહેલી પ્રતિષ્ઠા કરવાનું માન જૉન સ્મિટન નામના કુશળ અંગ્રેજ ઇજનેરને ફાળે જાય છે જોકે એની શોધનું માન તો જૉસેફ આસ્પડીન નામના એક અંગ્રેજ કડિયાને જ જાય છે. એની શોધને સ્મિટને વ્યવહારમાં યોજી અને ૧૮૨૫માં પૉર્ટલૅન્ડ સીમેન્ટનું પહેલું કારખાનું ઊભું કરવામાં આવ્યું. પૉર્ટલૅન્ડ નામ આપવાનું કારણ એ કે જે વડે સેન્ટ પૉલનું દેવળ બંધાયેલું છે એ પૉર્ટલૅન્ડ પત્થરને જ તેના કરતા, રંગ ને મજબૂતીમાં મળતું આવતું હતું.

હિંદમાં સીમેન્ટનું પહેલવહેલું કારખાનું સાઉથ ઇન્ડિયન ઇન્ડસ્ટ્રીઝ લિ. ના પુરસ્કાર વડે મદ્રાસ મુકામે ઈ. ૧૯૦૪માં ખોલવામાં આવ્યું બહુ નાના પાયા પર એ ઊભું થએલું ને આજના પ્રમાણમાં સાધનો પણ બહુ ઓછાં હતાં. એટલે એના ઔદ્યોગિક વિકાસનો પ્રારંભનો ઈ. ૧૯૧૨થી ગણી શકાય. એ સાલમાં 'ઇન્ડિયન સીમેન્ટ કં. લિ' રજિસ્ટર્ડ થઇ ને પોરબંદર મુકામે કામ શરૂ કર્યું. એ પછીનાં બે વર્ષોમાં કટની અને બુંદી કંપનીઓ ઊભી થઈ. આમ ત્રણ રજિસ્ટર્ડ કંપનીઓ પોતાનું કામ ચલાવતી થઇ ત્યાં મહાયુદ્ધ આવ્યું. યુદ્ધના અંતે સરકારે તેના ઉત્પાદન પર નિયંત્રણ મૂક્યું. પણ થોડાંજ વર્ષો બાદ એ ખેંચી લેવાયું ને એ ઉદ્યોગ આબાદ બન્યો. ઈ. ૧૯૨૩માં તો સીમેન્ટની ૯ કંપનીઓ ઊભી થઈ ગઇ.

પણ કમનસીબે ઔદ્યોગિક આશાવાદમાં એ કંપનીઓએ ઉત્પાદન સાથે ફેલાવનો પ્રશ્ન નહોતો વિચાર્યો. એને લઇને ઉત્પાદન એટલું બધું વધી પડ્યું કે તે માટે બજારો મળવી મુશ્કેલ પડવા માંડી. પરિણામે કંપનીઓના સંચાલકોએ શાણપણ વાપરી, સીમેન્ટની ખપત લોકોમાં વધારવા ને એના ફાયદાથી વાકેફ કરવા ૧૯૨૫માં 'સીમેન્ટ મૅન્યુફૅક્ચરર્સ એસોસીએશન'ની સ્થાપના કરી એમણે સરકારની મદદ પણ માગેલી, પરંતુ ટૅરિફ બોર્ડની તપાસમાં જણાઇ આવ્યું કે હરીફાઈ ને આંખો મીંચી થતું ઉત્પાદન જ એ કટોકટીનું કારણભૂત થયું હતું, એટલે કશી રાહત આપવાની સરકારે ના પાડી. આમ સહકાર સિવાય બીજો કશો માર્ગ તેમને માટે રહ્યો ન હતો અને તે એમણે સાધિત કર્યો.

ઈ. ૧૯૨૭માં 'કૉન્ક્રીટ ઍસોસીએશન ઑવ ઇન્ડિયા'ની સ્થાપના કરવામાં આવી એ સંસ્થા સીમેન્ટ ને કાંકરેટના ગુણો પર જનતામા મફત સાહિત્ય વહેંચવા માંડી, ને એના બાંધકામમાં જોઇતાં જરૂરી સલાહ સૂચનો પૂરા પાડવા માંડી. ઉપરાંત ઇજનેરોને મદદરૂપ થઇ પડે એવું સાહિત્ય પીરસતું 'Indian Concrete Journal' નામનું સામયિક પણ તેણે શરૂ કર્યું. આ બધા પ્રચારોએ ખરું કહીએ તો હિંદી પ્રજાને સીમેન્ટમના (cement-minded) બનાવી.

અને એ પ્રચાર વૃથા ન ગયો. જનતાએ સીમેન્ટને એટલું બધું અપનાવ્યું કે કારખાનેદારોને ૧૯૩૦માં 'સીમેન્ટ માર્કેટિંગ કં. ઑવ ઇન્ડિયા લિ.' સ્થાપવાની જરૂર પડી. જુદીજુદી કંપનીઓનું વેચાણ એ સંસ્થામાં કેન્દ્રસ્થ થયું. વળી સ્થાયી ફંડોને લીધે કીમત ઘટાડી શકાઈ. તે સાથોસાથ જાહેર ખબરો વડે તેની બધી બ્રાન્ડ જનતાની આંખ સામે તરતી રાખી શકાઈ. હિંદનાં મોટાંમોટાં શહેરોમાં તેની ઑફિસો ખોલવામાં આવી ને એવી દરેક ઑફિસ પાછળ એક કુશળ ઇજનેર રોકવામાં આવ્યો. આવી બધી જહેમતોને અંતે જગતની બીજી પ્રજાઓ જેમ હિંદની પ્રજા પણ બાંધકામમાં 'રી ઇન્ફોર્સ્ડ કૉન્ક્રીટ'ને પ્રથમ પસંદગી આપતી થઇ.

ચીરોડીના અથવા ચાક વગેરે જેવા ચૂનાનું પ્રમાણ ધરાવતા પત્થરો ખોદી તેમાં માટી કે ચીકણાં જેવા (Argillaceous) પોચા માટી જેવા પદાર્થો ઉમેરી, એ બધાને ગરમીના ભઠ્ઠામાં ખાસ પદ્ધતિથી પકવીને પછી દળીને સીમેન્ટ બનાવવામાં આવે છે. મોટે ભાગે આવા પદાર્થોની જ્યાં છત હોય તેવા ભાગોમાં જ તેનાં કારખાનાં ઊભાં કરવામાં આવે છે. આ કારખાનાં આપણા ઔદ્યોગિક સમુદ્ધારમાં કેટલો ફાળો આપે છે તે ઘણાને નહિ ખબર હોય. દસ હજાર જેટલાં માણસોને એ કારખાનાં રોજી આપે છે એટલું જ નહિ, પણ હિંદી કોલસાનાં પણ એ બહુ જબરાં ખરીદદાર રહ્યાં છે—વર્ષે લગભગ સાડા ત્રણ લાખ ટનના. શણનો ઉદ્યોગ પણ આ સીમેન્ટના ઉદ્યોગથી ખૂબ વિકસ્યો છે, કારણ સીમેન્ટ ભરવા માટે વરસે આશરે બે કરોડ જેટલા થેલાઓ જોઇએ છે. આ બધા માલની લાખો ટનની લાવલઈજામાં રેલવે પણ સારું નૂર પામે છે. અને આજે લડાઈના કાળમાં તો સરકારને સીમેન્ટની એટલી બધી જરૂરત છે કે હિંદનાં બધાં સીમેન્ટ કારખાનાંઓ રાત ને દિવસ ચાલતાં છતાં ટૂંક પડે છે.

### ભારતવર્ષની ભાષાઓ અને રાષ્ટ્રભાષા

ભારતવર્ષ એક એવો દેશ છે જ્યાં એક પ્રાંતના નિવાસીઓના પોશાક, રહેણીકરણી અને ભાષા બીજા પ્રાંતવાસીઓના કરતાં જુદાં પડે છે. પ્રાંત તો એક મોટો વિભાગ છે, પણ તેના જુદાજુદા જિલ્લાઓમાં પણ ભાષામાં ફેર પડતો જોઈ શકાય છે. આપણા આખા દેશમાં લગભગ સો પ્રકારની ભાષા તથા ઉપભાષાઓ બોલાય છે, જેમને ત્રણ મુખ્ય સમૂહોમાં વિભાજિત કરી શકાય-સંસ્કૃત, દ્રાવિડ અને બર્મી. એમાં નીચેની મુખ્ય છે:

| ભાષા | બોલનારની સંખ્યા | ભાષા | બોલનારની સંખ્યા |
|---|---|---|---|
| પશ્ચિમી હિંદી | ૧૦,૪૧,૧૨,૩૧૪ | નેપાલી | ૨૪,૧૫,૭૭૯ |
| પૂર્વી હિંદી | ૧૨,૨૬,૩૦૩ | રાજસ્થાની | ૧,૩૬,૪૪,૯૮૨ |
| સંસ્કૃત | ૪,૮૮,૦૯૨ | ધાડી | ૩,૪૭,૪૦૦ |
| ઉર્દૂ | ૧૨,૯૦,૩૫૦ | સતનામી | ૨,૩૪,૩૦૬ |
| અરબી | ૫૨,૦૯૨ | સંથાલી | ૬,૪૯,૧૬૬ |
| ફારસી | ૪,૭૨,૯૬૨ | મારવાડી | ૧૯,૯૭,૦૧૪ |
| ગુજરાતી | ૧,૧૦,૨૧,૪૨૬ | ગોંડી | ૧૭,૪૦,૭૫૮ |
| કાઠિયાવાડી | ૨૯,૩૬,૨૧૦ | જંગલી | ૧૦,૨૮,૫૩૫ |
| કચ્છી | ૧૧,૨૪,૫૨૨ | પૂર્વ જંગલી | ૫,૦૦,૦૦૦ |
| મરાઠી | ૨૯,૮૨,૭૫૩ | ટેહરી | ૪,૩૩,૫૫૬ |
| તામિલ | ૨,૧૪,૧૭,૪૪૪ | કોલી | ૧,૧૪,૧૦૫ |
| તેલગૂ | ૨,૭૦,૩૪,૧૬૬ | કરાંવી | ૬,૧૦,૦૦૯ |
| તુલુ | ૫,૧૫,૭૯૮ | કરેય | ૪,૧૯,૩૬૬ |
| કાનડી | ૧,૦૯,૧૫,૦૩૩ | કુઇ | ૨,૫૧,૬૮૩ |
| રાજમહેન્દ્રી | ૬,૩૦,૦૬૪ | કુલુ | ૨,૧૦,૦૬૦ |
| મલયાલમ્ | ૭૬,૫૯,૩૮૮ | સાપૂ | ૧,૮૪,૫૪૬ |
| બંગાળી | ૫૨,૦૫,૬૨૧ | તિન્નવેલી | ૨,૫૭,૧૬૬ |
| આસામી | ૧૯,૨૧,૧૦૨ | જોહોરી | ૩,૯૫,૦૦૪ |
| બર્મી | ૯૬,૪૨,૬૧૮ | જખવારી | ૪,૪૩,૩૭૫ |
| ઉડિયા | ૧,૧૪,૪૬,૦૯૪ | કરાકસી | ૩,૦૬,૨૧૧ |
| પંજાબી | ૧,૯૮,૯૨,૩૦૭ | પિંજર | ૨,૫૩,૨૬૯ |
| પશ્ચિમી પંજાબી | ૮,૪૫,૩૦૦ | વેરૂ | ૧,૪૪,૩૭૨ |
| કાશ્મીરી | ૧૫,૨૨,૩૭૪ | શિરબેજ | ૩,૪૭,૪૮૦ |
| પશ્તુ | ૧૩,૧૧,૨૯૧ | કોલૂ | ૪,૮૯,૩૩૭ |
| સિંધી | ૩૫,૪૦,૮૭૨ | ભુજંગી (લગભગ) | ૧,૦૦,૦૦૦ |
| બલૂચી | ૫,૧૧,૩૩૮ | મુઇ | ૧,૩૧,૯૦૬ |
| મણિપુરી | ૩,૫૪,૨૨૧ | બારખ | ૬,૮૧,૩૧૪ |
| ઉત્તરી પહાડી | ૭,૮૪,૯૧૭ | શાન | ૩,૧૨,૭૦૦ |
| પશ્ચિમી પહાડી | ૧,૦૬,૫૪૩ | વૌદ્ધ | ૪,૩૩,૮૦૦ |
| કોહાડી | ૩,૪૭,૪૦૦ | રંગો | ૨,૮૧,૩૦૪ |
| અંગ્રેજી | ૫,૦૮,૯૧૭ | હિબ્રુ | ૭૮,૫૦૦ |
| ઢેધી | ૪,૮૨,૯૧૧ | ખેરવાટી | ૩૪,૫૦,૧૬૬ |
| ભીલી | ૧૮,૫૭,૦૭૧ | લહુડી | ૫૮,૬૨,૮૫૫ |
| ચીની | ૬,૩૧,૨૦૦ | લદાખી | ૧૪,૭૩,૬૦૪ |

કોઈ પણ દેશની ઉન્નતિ માટે એક એવી ભાષા હોવી જરૂરી છે, જેમાં મનુષ્ય પારસ્પરિક વિચારોને વ્યક્ત કરી શકે અને સમજીને અપનાવી શકે. આપણને પણ એક એવી ભાષાની આવશ્યકતા છે જે સમાન રૂપમાં શહેર અને ગામડાં બંને જગ્યાએ બોલવામાં આવે, બંને જગ્યાના લોકોનાં સાહિત્ય, બોલચાલ અને રોજની અનેક આવશ્યકતાઓને પૂરી કરી શકે. એવી ભાષા લોકભાષા અથવા બધાની બોલી થઈ શકે છે. એવી ભાષાનો ઉદય આપણાં ગામોમાંથી જ નિશ્ચિત છે, જેની સંખ્યા શહેરોને મુકાબલે અધિક છે.

આ પ્રકારની ભાષાની સૃષ્ટિ માટે આપણે શબ્દાડંબરને તિલાંજલિ દેવી પડશે અને ત્યારે જ એ ભાષા પૂર્ણ રૂપથી વિકસિત થઇ આપણી સઘળી જરૂરિયાતો પૂરી કરી શકશે. નીચેના કોઠા પરથી માલૂમ પડશે કે આ દેશમાં કઈ ભાષા કેટલા પ્રમાણમાં પ્રચલિત છે:

| ભાષાભાષી | દર સેંકડે | ભાષાભાષી | દર સેંકડે |
|---|---|---|---|
| હિંદી | ૨૨.૫૩ | ગુજરાતી | ૩.૦૫ |
| બંગાલી | ૧૫.૨૪ | મલયાલમ્ | ૨.૫૯ |
| બિહારી | ૭.૯૭ | બર્મી | ૨.૫૨ |
| તેલગૂ | ૭.૪૭ | સિંધી | ૧.૧૨ |
| પંજાબી | ૬.૮૬ | આસામી | ૦.૫૩ |
| મરાઠી | ૫.૯૧ | પશ્તુ | ૦.૪૩ |
| તામિલ | ૫.૭૧ | કાશ્મીરી | ૦.૪૦ |
| રાજસ્થાની | ૩.૯૧ | અંગ્રેજી | ૦.૮૦ |
| કાનડી | ૩.૧૬ | અન્ય | ૦.૨૨ |
| ઉડિયા | ૩ ૧૭ | | |

આ પરથી સ્પષ્ટ થાય છે કે હિંદી બોલવાવાળાઓની સંખ્યા ભારતવર્ષમાં સૌથી અધિક છે. જ્યાં હિંદી બોલવાની પ્રથા નથી ત્યાં પણ એ દ્વારા આપણું કામ કોઇ ને કોઇ પ્રકારે ચાલી શકે છે ત્યાં આપણે જે બોલીમાં આપણું કામ કઢાવવામાં શક્તિમાન થઈએ છીએ એ બોલી સંસ્કૃત કે ફારસીના મોટામોટા શબ્દોથી લદાએલી નથી રહેતી, કે નથી તેમાં અંગ્રેજી શબ્દોની ભરમાર રહેતી. હા, એ બોલચાલ સાધારણ હિન્દી અને સ્થાનીય ભાષાના શબ્દોના સંયોગથી એક વિશેષ પ્રકારની ભાષાનું રૂપ ધારણ કરી લે છે. આપણાં ગામડાંના રહેવાસી ભાઈઓ પણ જ્યારે આપણી જોડે હિંદીમાં બોલવાની કોશિષ કરે છે ત્યારે એક વિશેષ પ્રકારની બોલીમાં પોતાનું મંતવ્ય પ્રકટ કરે છે. એવી ભાષામાં શ્રોતા તથા વક્તા બંનેનું કામ તો નભી જ જાય છે. સાથે એ સુણવામાં પણ પ્રિય લાગે છે-પછી ભલે તેને હિંદી કહેવામાં આવે યા હિંદુસ્તાની; પરંતુ એની આવશ્યકતા અવશ્ય છે.

આની એક રાષ્ટ્રભાષા માટે એક જ લિપિનું હોવું પણ જરૂરી છે. આ વિષયમાં ભિન્નભિન્ન લોકોના ભિન્નભિન્ન મત છે. એમાં ત્રણ પક્ષ જબરદસ્ત છે-ઉર્દૂ, રોમન અને દેવનાગરી. સૌથી સારી અને સરલ લિપિ એ ત્રણેમાં દેખાય છે દેવનાગરી. કેમકે એમાં કઠિનમાં કઠિન શબ્દોને પણ જેમના તેમ લિપિબદ્ધ કરી શકાય છે અને બીજું, તે સહેલાઈથી વાંચી શકાય છે; અન્ય લિપિઓમાં એ વિશેષતા નથી.

### પ્લૅસ્ટિક

પ્લૅસ્ટિક એટલે જેમાંથી મન ફાવે તેવા ઘાટો બનાવી શકાય એવું વિકારક્ષમ દ્રવ્ય. એનું ગુજરાતી નામ 'આકારદ' કહી શકાય. કોઈ પણ વસ્તુની બનાવટમાં જ્યારે મૂળ ધાતુ અપ્રાપ્ય નીવડે ત્યારે તેને બદલે અવેજમાં જે દ્રવ્ય વાપરી શકાય તે આ પ્લૅસ્ટિક. આજથી સિત્તેર વર્ષ પહેલાં સામાન્યરીતે વપરાતું આવું આકારદ સેલ્યુલૉઇડ હતું. પણ આજે તો પાંચ હજાર જાતનાં પ્લૅસ્ટિકો હસ્તી ધરાવે છે.

અનુષ્ટુપ

**કૂવો નાનો છતાં પાણી મીઠું દે સર્વનેય તે**
**તેથી સહુ ભજે તેને નહીં ક્ષાર સમુદ્રને.**

—રમણલાલ સોની

સરોજિની નાયડુ એક વાર દક્ષિણ આફ્રિકામાં હતાં ત્યારે જનરલ હર્ટ્ઝોગે એમને પૂછ્યું, 'તમારા દેશવાસીઓ આટલું દુઃખ ખમે છે તો પછી પોતાની જન્મભૂમિમાં કેમ ચાલ્યા જતા નથી?' સરોજિનીદેવીએ જવાબ દીધો: 'હું પણ તમને પૂછું છું કે તમે હૉલૅન્ડવાસીઓ પણ કેમ આ દેશ છોડીને તમારી જન્મભૂમિમાં ચાલ્યા જતા નથી?'

અનેકાર્થી શબ્દ: **નાળ**=લાંબી પોલી દાંડી અથવા નળી; ઘોડા અથવા બળદને પગે કે જોડાની એડીએ જડવામાં આવતી લોખંડની જાડી પાટી; ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાએલી નસોની લાંબી નળી; નેળ; નળિયું; પરનાળ; બંદૂકની નળી.

કહેવતોના અર્થ: 'બે સારસ્વત ને ત્રણ હુક્કા.' લુહાણા તથા ખત્રીના ગોર સારસ્વત બ્રાહ્મણો પોતાના યજમાનો સાથે બાણું વહેવાર પણ રાખતા હોવાથી હુક્કા પીએ છે, અને તેના એટલા બધા શોખીન હોય છે કે તે પરથી એક કથા જોડી કાઢી છે કે એક સદાચરણી ભક્ત સારસ્વતને મૃત્યુ પછી સ્વર્ગમા લઈ જતા હતા, પરંતુ ત્યાં હુક્કો નહિ મળે એમ સાંભળતાં અધવચ્ચેથી વિમાન પાછું વળાવ્યું કે ત્યાં હુક્કો ન હોય તો મારે સ્વર્ગે પણ નથી આવવું. કોઇ પણ બાબત માટે હદ ઉપરાંતનો શોખ રાખવા માટે વપરાતી ઉપલી કહેવતનો અર્થ એ છે કે હુક્કો પીનારા સારસ્વત બે હોય તોપણ બે હુક્કાથી ન ધરાતાં વધારાનો ત્રીજો જોઇએ!

આજની લડાઈની એક ટૉર્પિડોનું વજન ૩,૦૦૦ રતલ અને કિંમત ૪૦,૦૦૦ રૂપિયા હોય છે. તેમાં જુદાજુદા ૫,૦૦૦ ભાગ હોય છે.

આપણી પૃથ્વીનું ક્ષેત્રફળ બધું મળીને ૧૯,૬૫,૫૦,૦૦૦ ચોરસ માઇલ છે, જેમાં ૫,૫૫,૦૦,૦૦૦ ચોરસ માઈલ જમીનનો ભાગ અને ૧૪,૧૦,૫૦,૦૦૦ દરિયાનો. જમીનનો ૧૯,૧૦,૦૦૦ ચો. મા. ભાગ જુદાજુદા ટાપુઓનો બનેલો છે, જ્યારે લગભગ ૧૦,૦૦,૦૦૦ ચો. મા. જેટલો પટ સરોવરો નદીઓ વગેરે રોકે છે. કુલ જમીનના ફળદ્રુપ પ્રદેશોનું ક્ષેત્રફળ ૩,૩૦,૦૦,૦૦૦ ચો. મા. છે, જ્યારે ઘાસનાં બીડોનું ૧,૯૦,૦૦,૦૦૦ અને ઉજ્જડ રેતાળોનું ૫૦,૦૦,૦૦૦ ચોરસ માઇલ.

ગણિતગમ્મત: ચારનો અંક ચાર વખત વાપરીને, તેમજ તેમની વચ્ચે ગણિતીય સંજ્ઞાઓ વાપરીને નીચેના ૧થી ૨૫ સુધીના અંકો બનાવેલા છે:

| | |
|---|---|
| $૧ = \frac{૪ \times ૪}{૪ \times ૪}$ | $૧૩ = ૪ \times \frac{૪ - .૪}{.૪}$ |
| $૨ = \frac{૪ \times ૪}{૪ + ૪}$ | $૧૪ = \frac{(૪ + .૪) \times ૪}{.૪}$ |
| $૩ = \frac{૪ + ૪ + ૪}{૪}$ | $૧૫ = ૪ \times ૪ - \frac{૪}{૪}$ |
| $૪ = \frac{૪ + ૪ - ૪}{૪}$ | $૧૬ = ૪ \div \frac{૪}{૪ \times ૪}$ |
| $૫ = \frac{૪ \times ૪ + ૪}{૪}$ | $૧૭ = ૪ \times ૪ + \frac{૪}{૪}$ |
| $૬ = ૪ + \frac{૪ + ૪}{૪}$ | $૧૮ = ૪ + ૪ + \frac{૪}{.૪}$ |
| $૭ = ૪ + ૪ - \frac{૪}{૪}$ | $૧૯ = \frac{૪ + ૪ - .૪}{.૪}$ |
| $૮ = ૪ + ૪ + ૪ - ૪$ | $૨૦ = \frac{૪}{.૪} + \frac{૪}{.૪}$ |
| $૯ = ૪ + ૪ + \frac{૪}{૪}$ | $૨૧ = \frac{૪ + ૪ + .૪}{.૪}$ |
| $૧૦ = \frac{૪.૪ - ૪}{.૪}$ | $૨૨ = ૪ \times ૪ + ૪ + \sqrt{૪}$ |
| $૧૧ = \frac{૪}{૪} + \frac{૪}{૪}$ | $૨૩ = \frac{૪૪ + \sqrt{૪}}{\sqrt{૪}}$ |
| $૧૨ = \frac{૪૪ + .૪}{.૪}$ | $૨૪ = ૪ \times ૪ + ૪ + ૪$ |

$$૨૫ = \frac{૪ + ૪ + \sqrt{૪}}{.૪}$$

—રમેશ દવે (બરવાળા)

અકબરે બિરબલને પૂછ્યું: એવું કાંઇ છે કે જે ઈશ્વર પણ ન કરી શકે ને છતાં હું કરી શકું?

'જી હા, નામદાર, દેશનિકાલની સજા ઇશ્વર કોઇને કરી શકતો નથી' બિરબલે કહ્યું.




**ખોટી વાત:** આપણી સામાન્ય માન્યતા છે તે મુજબ પ્રકાશ પોતે તો નજરે દેખાતો જ નથી. માત્ર તે કોઈ પદાર્થ ઉપર જ્યારે પડે છે ત્યારે જ તે ભાસમાન બને છે. દાખલા તરીકે ઓરડામાં કોઇ જાળિયામાંથી કે બારીની તરફ અગર છાપરામાંના બાકોરામાંથી પડતો ચાંદરણાનો પ્રકાશ વચ્ચગાળાના ભાગમાં લાંબા કિરણ જેવો જે આપણને દેખાય છે તે તેમાં તરતાં ધૂળ (રજ)નાં અતિ બારીક રજકણોને લીધે. ઓરડામાં એવાં રજકણો લેશમાત્ર ન હોય તો તેના પર ન અથડાવાને કારણે કિરણનો એ વચગાળાનો લીસોટો આપણને દેખાય નહિ; માત્ર જમીન પર જે જગ્યાએ એ પ્રકાશ પડે ત્યાંથી પ્રતિબિંબિત થઇને તેટલા પૂરતો જ તે ભાસમાન થાય.

ભાતમાં પાણી બહુ પડી ગયું હોય તો કાઢવા જેટલું કાઢીને ફેંકી ન દેતાં, ચડતી દાળમાં નાખી દેવું. એથી દાળ મીઠી અને તત્ત્વવાળી બને છે. (જ. ન. શા.)

કપડા પરના પરસેવાના ડાઘ ઠંડા પાણીથી ધોયા બાદ મેથીલેટેડ સ્પિરિટ ઘસવાથી જશે.





અર્ધો ઇંચ જાડાઈના બાર ઇંચ લાંબા અને છ ઇંચ પહોળા એક પાટિયામાંથી પહેલી આકૃતિમાં બતાવ્યા પ્રમાણેના ત્રણ ટુકડા કાપી કાઢો (કાળો બતાવેલો ભાગ નકામો જશે.) પછી એ ત્રણ ટુકડા અને સાત ફીટ લાંબા તાર વડે, જમણી તરફની આકૃતિમાં દર્શાવ્યા મુજબ પરચુરણ ચીજો રાખવા માટેની જાળીવાળી નાની અભરાઇ બનાવી લો. ટુકડાઓના સાંધા જડવા માટે એક ઇંચ લાંબા છ સ્ક્રૂની જરૂર પડશે. (પુ. પ્રા. સંઘવી)

# આરતી



કનુ દેસાઈનો
નવો ચિત્રસંગ્રહ

કિંમત રૂ. ત્રણ · પોસ્ટેજ જુદું

કુમાર કાર્યાલય·રાયપુર·અમદાવાદ
અને બીજા જાણીતા વિક્રેતાઓ

## ગુજરાતનું પાટનગર
# અમદાવાદ

શિલ્પ અને સ્થાપત્યનાં કાળજયી સમાં અમદાવાદનાં બાવન મશહૂર સ્થાનોના ફોટોગ્રાફોનું આલ્બમ-દરેકની નીચે ઐતિહાસિક તથા લાક્ષણિક માહીતી આપની નોંધ તથા શ્રી રત્નમણિરાવ જેવા વિદ્વાને લખેલી ઐતિહાસિક પ્રસ્તાવના સાથે
કિં. ૧-૪-૦ રજિ. પો. ૦-૫-૦

કુમાર કાર્યાલય · અમદાવાદ

# કુમાર કાર્યાલયનાં કલાત્મક પ્રકાશનો




**ચિત્રસાધના**
કલાકાર રસિકલાલ પરીખના
કલાનો પરિચય

રંગ અને રેખામાં કુમાશભર્યું કવિત્વ પ્રગટાવનાર, જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં ૨૧ પૂર્ણરંગી ને ૩૪ સાદાં ચિત્રોવાળો આ સમૃદ્ધ સંગ્રહ ગુજરાતનાં સસ્તાં કલાપ્રકાશનોમાં એક અમૂલ્યનો ઉમેરો છે. કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપની એમની જીવનરેખા ઉપરાંત આમાં સંઘરાએલાં પંચાવન ચિત્રોમાં ઑઈલ અને વૉટરકલર, પેન્સિલ ને પેન ઍન્ડ ઈંક સ્કેચ, રેખાચિત્ર, વુડકટ, સૉફ્ટ ગ્રાઉન્ડ રેઇંગ આદિ, એમની કલમ તથા પીંછીનો કસબ દર્શાવતા સર્વ પ્રકારના ચૂંટેલા નમૂના છે. ચિત્રકલાના વિદ્યાર્થીઓ ને કલાશોખીનો માટે એ અમૂલ્ય ચીજ છે.

કિં. રૂ. ૩-૮-૦ રજી. પો. ૭ આના



**અજવાળી રાત**
વિનોદ અને વિચાર આપનારી
પંદર વાર્તાઓ

પંદર અજવાળી તિથિઓ સમી પંદર રસભરી ચૂંટેલી વાર્તાઓનો આ સંગ્રહ, અજવાળી રાતની મધુર ચાંદનીની પેઠે, નાનાં-મોટાં, ગરીબ-તવંગર, શહેરી-ગ્રામજન, સૌને એકસરખો રસ આપે એવો સર્વગ્રાહી છે. ઘરનાં સ્ત્રીજન કે ઓછું ભણેલાં ગ્રામજન પણ સમજી શકે એવી સરળ સુબોધ, અને સૌ વિનોદ પામે એવી ખેંચાણકારક પંદર વાર્તાઓ. વિવિધરંગી ચિત્રો અને મનોહર રૂપરંગની સજાવટ સાથે એરંમી મજબૂત પૂઠાવાળા સુંદર પુસ્તકમાં.

કિં. રૂ. ૨-૮-૦ રજી. પો ૮ આના



**ગોવાલણી ને બીજી વાતો**
'મલયાનિલ'ની ટૂંકી વાર્તાઓનો
સંગ્રહ

ગુજરાતના ગણ્યાગાંઠ્યા નવલિકા-લેખકોમાં જે મોખરામાં પ્રકાશ્યા તે 'મલયાનિલ'ની રસનીતરતી બાવીસ વાર્તાઓ—જેમાં દસ મર્માળા હાસ્યની અને બાર મસ્ત પ્રણયની છે. 'ગોળમટોળ શર્મા'ના નામથી હાસ્ય કથાઓમાં અને 'ગોવાલણી'ની વાર્તાથી પ્રણયકથાઓમાં નામના મેળવનાર અને પોતાના મૃત્યુ પછીથી વધુ મશહૂર બનનાર એ લેખકનો આ સંગ્રહ ગુજરાતના જાણીતા કલાકારોનાં બેરંગી ચિત્રોથી વધુ સુંદર બન્યો છે.

કિં. રૂ. ૨-૮-૦ રજી. પો. ૬ આના



**ગુજરાત કલા-કલાપ**
(કલાપ બીજો)

કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવો ચિત્રસંગ્રહ વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો હેતુ આ પ્રકાશન પાછળ છે. પાંચ અગ્રણી ગુજરાતી કલાકારોનાં ૭ પૂર્ણરંગી સુંદર ચિત્રોનો આ સંપુટ, ૯×૧૧ના માપના આર્ટકાર્ડ પર, ફ્રેમ માટે તૈયાર રૂપમાં આપવામાં આવ્યો છે. સવા રૂપિયામાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ હજી આપ્યાં નથી. અને તેથી જ તેના પહેલા ભાગની બે આવૃત્તિઓ ખલાસ થઈ ગઈ છે, સાથ બીજો ભાગ મળે છે.

કિંમત રૂ. ૧-૪-૦ રજી. પોસ્ટેજ ૦-૭-૦

કુમાર કાર્યાલય રાયપુર અમદાવાદ · તથા બધા જાણીતા બુકસેલરો પાસેથી

ફૂલોની પ્રશસ્તિઓ ભલે થાય
પણ બીજી સવારેજ એ કરમાઈ જાય છે

પરંતુ



પ્રકાશનું આ કલાચિત્ર તો મહીનાઓ વિત્યાં છતાં એવું ને એવું જ તાજું છે




દિગ્દર્શક
વિજય ભટ્ટ

કળા
કનુ દેસાઈ

ભૂમિકા:
શોભના સમર્થ · પ્રેમઅદીબ
ઉમાકાન્ત · બદ્રીપ્રસાદ · રંજના · પાન્ડે વિગેરે.

**એક જબાન એવી નથી જેણે એની પ્રશસ્તિ ન કરી હોય,**
**એક ઘર એવું નથી જેમાં એની**
**ઉત્સાહ ભરી ચર્ચા ન હોય.**

રીગલ
અમદાવાદ
૩૭મું
અઠવાડિયું

એવરગ્રીન રીલીઝ

સુપર
મુંબાઈ
૪૩મું
અઠવાડિયું

KUMAR Reg. No. B. 1801



આ વળી કોણ?

ફોટો · આલીમિયાં સૈયદ




# કુમાર


જુલાઇ ૨૪૭ ૧૯૪૪

આદ્યતંત્રી · રવિશંકર રાવળ

સંપાદક · બચુભાઈ રાવત


આવતી કાલનાં નાગરિકોનું માસિક



**મરાઠા રણસંગ્રામ** — ચિત્રકાર · કૃષ્ણાજી આરા

રણક્ષેત્રનાં દૃશ્યો આપણે ત્યાં પ્રાચીન કલમોનાં લઘુચિત્રો અને ભીંતચિત્રોમાં તો ઘણાં આલેખાયાં છે, પણ આધુનિક કલાકારોમાંથી ભાગ્યે જ કોઇએ એ વિષય ઉપર હાથ અજમાવ્યો છે. વિષયોનું વૈવિધ્ય અને રંગનો કમાલ, બંનેમાં પોતાની અનોખી વિશિષ્ટતા દાખવનાર આ મરાઠા કલાકાર (પરિચય માટે જુઓ અંક ૨૦૦) કદાચ આધુનિક ચિત્રકલાકારોમાં એ વિષય પહેલવહેલો હાથ ધરે છે, અને એમાં ચિત્રવિષયને અનુરૂપ ગતિ અને ઉગ્રતાના ભાવ ઉતારવામાં ઠીક સફળ થયા છે. સમસ્ત ચિત્રપટને ભરી દેતા સર્વ વ્યક્તિ-સમૂહોમાં ચિત્ર વિષયનો એ પ્રાણ એકસરખો મૂકવાનું કાર્ય ઓછી કસોટી કરનારું નથી. ચિત્રનો વિષય જગતના આજના વાતાવરણને અનુરૂપ હોઇ તેનું પ્રકાશન ઉચિત જણાશે.



**ગામડાની ગૃહિણી** — ચિત્રકાર · ચન્દ્રશંકર રાવળ





**ટેનેટુવાની ટિકિટો**

૧૯૨૬માં ટેનાટુવા રશિયાની હકૂમતમાં આવતાં ત્યાં બહાર પડેલી એરમેઇલ ટિકિટોના સેટ પૈકી થોડી. આ ટિકિટોની વિશિષ્ટતા તે તેનો વાંકો આકાર છે. કેટલીક ચોરસ છે, કેટલીક ત્રિકોણ. દરેક ટિકિટ ઉપર એ દેશનાં વિવિધ પ્રાણીઓનાં આલેખન છે. (શ્રી હરિલાલ બૅંકર—વઢવાણ કૅમ્પ—ના સંગ્રહમાંથી)

કોઈ કલ્પના યે ન કરે તેવો તેણે નિર્ણય કર્યો હતો; ને જ્યાં બીજાના નિર્ણયો ડગી ઊઠે ત્યાં તેણે કદમ ભીડયાં હતાં

# એવરેસ્ટનો એકલમલ મૉરિસ વિલ્સન

માનવ-દેહમાં આવી પોલાદી ઇચ્છાશક્તિ, આવું સંકલ્પબળ, આવી અણનમ ધ્યેય-નિષ્ઠા બહુ ઓછાં જોવા મળે છે. કોઈ કલ્પના યે ન કરે એવો નિર્ણય તેણે કર્યો હતો. ને જ્યાં બીજાના નિર્ણયો ડગમગી ઊઠે ત્યાં તેણે કદમ ભીડયાં હતાં.

હિમાલય સર કરવા નીકળેલા સાહસિકો અને મરજીવાઓમાં મેલરી, અર્વિન, રટલેજ, સ્મિથ—આ નામો જાણીતાં છે. યાદ નથી કે મૉરિસ વિલ્સનનું નામ કોઇ એ રીતે જાણતા હોય. તેનાં યે રજકણ તો એવી જ માટીનાં ઘડાએલાં હતાં. પણ તેનું દર્શન જરા જુદું હતું. દુનિયાના અજેય શિખર એવરેસ્ટ પર એકલ-પંડે ચડવાનો નિશ્ચય જ્યારે તેણે મિત્રો અને સ્નેહીઓને જણાવ્યો ત્યારે સૌ ફફડી ઊઠયા. પણ તેણે કહ્યું કે કુદરતના એ વિરાટકાય ડુંગરા તેને સાદ પાડી રહ્યા છે. અને જેને એક-વાર એવો અવાજ આવ્યો છે તે ઊભો નથી રહી શકયો—તેણે ધાર્યું હોય છતાં.

મૉરિસ વિલ્સને તૈયારી કરવા માંડી. બ્રૅડફર્ડના એ જવાનિયામાં, એક સામાન્ય કારીગરના એ પુત્રમાં, અજબ આત્મવિશ્વાસ ને શક્તિ ભર્યાં હતાં. ગત મહાયુદ્ધમાં તેને બહાદુરી માટે મિલિટરી ક્રૉસ મળેલો. પણ તેનાથી એને જંપ નહોતો. કંઇક અપૂર્વ બારોબાર મર્દાનગીભર્યું—કંઈક ખરેખાત ઊંચું ગણાય એવું તેને જોઇતું હતું અને પેલાં હિમાચ્છાદિત શિખરો તેને નોતરી રહ્યા હતા.

વિલ્સનનો સ્વભાવ જ એકાંતપ્રેમી અને રહસ્યવાદી જેવો હતો. એટલે જ્યારે તેણે એફ. એસ. સ્મિથના પેલા અદ્ભુત અનુભવની વાત સાંભળી ત્યારે તેનું દિલ હલી ઊઠયું. એવરેસ્ટનું આકર્ષણ ગાઢ બન્યું.

૧૯૩૩ની ચડાઇ વખતની એ વાત. ત્યારે સાથી એરિક શિપ્ટન માંદો પડી તંબૂમાં સૂતો હતો. ૨૭,૦૦૦ ફૂટ ઊંચે સ્મિથ એકલો આગળ વધતો હતો. ત્યારે તેને એક અજબ લાગણી થઈ આવી કે પોતે એકલો નથી. આટલી ઊંચાઇએ પણ તેની પાછળ પગલે-પગલું ભરી દેતો કોઈ સાથી ચાલ્યો આવે છે! તેની સાથે પોતે દોરડાથી બંધાએલો છે. ને પોતાનો પગ લપસે તો યે ફિકર નહિ; એ જોડીદાર પોતાને બચાવી લેશે. આ લાગણી એટલી તીવ્ર હતી—ના ભારે સત્ય સમી હતી કે જ્યારે એક ઊંચી ટોચ પર ચડી સ્મિથે 'કેક' ખાવા કાઢી ત્યારે એના બે ભાગ પાડયા. પાછળ ફરી એ પોતાના દોસ્તને આપવા ગયો. પણ? ત્યાં કોઈ નહોતું! તેને જબરો આઘાત થયો. જેની આંખે, જેની હૂંફે, જેની હાજરીના બળ વડે તે આગળ વધ્યો હતો તે જ અદૃશ્ય થઈ ગયો હતો! પણ એમ નહોતું. એ પોતાના પડાવે પાછો ફર્યો ત્યાં સુધી ફરી આ અનુભવ જારી રહ્યો. સ્મિથ કહે છે કે આ અપરિચિત, અપાર્થિવ મિત્રની સહાયે તેને અજબ રાહત આપી હતી, તેનામાં અજબ હિંમત રેડી હતી.

વિલ્સનની આંખો ચમકી ઊઠી. આમાં તે માનતો. તેને એવા અનુભવ પણ થએલા. એવરેસ્ટના શિખર પરથી એવો કોઈ જુગજૂનો સાથી તેને પુકારતો હતો. અને વિલ્સનની માન્યતા હતી કે એવરેસ્ટને સર કરવા ફક્ત મુઠ્ઠીભર—જેમણે દેહ અને ઇચ્છાઓ પર પૂરેપૂરો કાબુ મેળવ્યો છે એવા—યોગી આત્માની જરૂર છે. વૈજ્ઞાનિક સાધનોથી સજ્જ એવા ચુનંદા પહાડખેડુઓથી પણ આ કામ નહિ સધાય. અને તેથી એવો કાબૂ મેળવવા તેણે લાંબા અને સખત ઉપવાસોના અખતરા પણ શરૂ કરી દીધા હતા. ખજૂર અને ટોપરા પર રહેવાની તેણે ટેવ પાડી હતી.

એવરેસ્ટના મદમસ્ત શિખરે પહોંચવા તે અચ્છો વિમાની પણ બન્યો હતો. જાતે એક વિમાન પણ ખરીદ્યું હતું. પણ યા નસીબ! સરકારે એવા ખતરનાક સાહસ માટે કદી પરવાનગી ન આપી. ઊલટું તેનું વિમાન જપ્ત કર્યું હતું. પણ તેથી મૉરિસ વિલ્સન ગભરાઈ જાય એવો આદમી ન હતો. તેણે પગે પહાડ ખૂંદવાનો નિશ્ચય કર્યો. પણ ૧૯૩૩માં રટલેજ ટુકડીએ ચડાઇ આદરી દીધી હતી એટલે તેનાથી વચ્ચે દોડી શકાય એમ નહોતું. ૧૯૩૪ સુધી તેને રાહ જોવી પડી.

ઊલટ એવરેસ્ટ પર વિમાની હલ્લો છોડી દેવાનું વચન આપી તે ગુપ્તિયાથી સૂચક રીતે દાર્જીલિંગ આવ્યો ને સરકારી ખાતાને કે કોઇને પૂછયાગાછયા વગર ત્રણ મજૂરો સાથે, મજૂર વેશમાં તે એવરેસ્ટ તરફ ઊપડી ગયો. સમાચાર તરત ફેલાઇ ગયા, પણ આંખના પલકારામાં સિક્કિમની સરહદ વળોટી જનારને કોઈ રોકી ન શક્યું. તેનો એક મુદ્રાલેખ હતો: Light and fast—'હળવે બોજે અને ઝડપથી'. તેને ખાત્રી હતી કે એ રીતે કદમ ઊઠાવી શકશે તે જ એવરેસ્ટના મસ્તક પર પગ મૂકી શકશે. અને ખરેખર! તેની ઝડપ અદ્ભુત હતી. ૧૮મી એપ્રિલે તે રૉંગબૂક મઠ પહોંચી ગયો,—પચીસ દિવસો, રટલેજ કરતાં દસ દિવસ ઓછા લઈને:

આરોહણ શરૂ થયું. તેનો બીજો પડાવ ૨,૦૦૦ ફૂટ ઊંચે પડયો—હિમાલયના એ હિમપ્રપાત, ઠંડા સુસવતા પવનો, અનેરંગી અદ્ભુત દ્રશ્યો વચ્ચે. અને ત્યાંથી પેલી સીધી ને ભયંકર હિમદિવાલ નૉર્થ કોલ શરૂ થાય છે ત્યાં ૨૩,૦૦૦ ફૂટ ઊંચે તેના પગ જઈ અટકયા. અહીંથી મેલરી અને બીજાઓ દોરડાની મદદથી આગળ વધ્યા હતા. અહીં લોહીને થીજાવી દેતા અને પથ્થરને સૂકાં પાનની જેમ ફૂંકી બરફમાં ગરક કરી દેતા તોફાનમાં આઠ કમનસીબ જીવ હોમાયા હતા. વિલ્સને આગેકૂચ—કે ઊર્ધ્વકૂચ શરૂ કરી પણ મજૂરો હિંમત હારી બેઠા. દોરડાની મદદ વગર, એ સીધા ઊભા ખડક પર ચાલી, કોઈ અપશુકનિયાળ પળે નીચે ગબડી સદાને માટે અલોપ થઇ જવા તે નહોતા માગતા. વિલ્સને ઘણી મથામણ કરી, પણ વ્યર્થ. પણ આમે ય તે એકલવીર હતો. મજૂરોને પંદર દિવસ રાહ જોઇ પાછા જવાની છૂટ આપી તે એકલો આગળ વધ્યો. તેની શ્રદ્ધાના દોરડાં બહુ મજબૂત હતાં.

દિવસો પસાર થવા લાગ્યા. એક, બે, પાંચ, આઠ. તે પાછો ન ફર્યો. આઠ દિવસ બરફના તોફાની સાગરમાં કોઈ જીવતો ન રહે એ મજૂરો જાણતા હતા. પણ આ પુરુષ અદ્ભુત હતો. યોગીઓની શક્તિ વિષે તે વાતો કરતો. એની સહનશક્તિ ને નેમ તેની નસોમાં પણ વહેતાં હતાં. પણ તે નીચે ન જ ઊતર્યો. પૂરો એક માસ રાહ જોઇ મજૂરો પાછા ફર્યા. દાર્જીલિંગ જઈ તેમણે ખબર દીધા કે કૅપ્ટન મૉરિસ વિલ્સન સાથે એવરેસ્ટના બેકાયદા આરોહણમાં તેઓ જોડાયા હતા અને તેમના સાહેબે બરફમાં પથારી કરી હતી.

પાછળથી વિલ્સનના મૃત્યુનો ભેદ એરિક શિપ્ટને શોધી કાઢેલો. વિલ્સનનું શબ બરફમાં ખુલ્લું પડ્યું હતું. તેનો નાનકડો તંબૂ દૂર ઊડી પડ્યો હતો. ભૂખને અંગે નહિ પણ અત્યંત થાકી જવાથી તે આગળ નહિ વધી શક્યો હોય. અને પછી બરફ જે કામ કરી શકે છે તે બધા જાણે છે. વિલ્સનની ડાયરી લઈ, તેના મૃત દેહને ત્યાં કબરમાં પધરાવી શિપ્ટન પાછો ફર્યો.

હવે કોઇની યે દખલ વિના એ એકાંતપ્રિય, એકલસૂરો મૉરિસ વિલ્સનના કાનમાં તેનો પેલો અનામી સાથી વાતો કરતો હશે—કોઇ વેરાન સન્નાટાની અપાર્થિવ [illegible]માં, ઠંડા પવનની હિમકંપારીથી.

મકરન્દ દવે



# પુનરાવૃત્તિ

[મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર]

તે દિવસે યુદ્ધના ખબર સારા ન હતા. રાજા ખિન્ન થઈ બાગમાં ફરવા ગયા.

ત્યાં જોયું કે ભીંતની પાસે ઝાડની નીચે બેસીને રમે છે એક છોકરો ને એક છોકરી.

રાજાએ તેમને પૂછ્યું, 'તમે શું રમો છો ?'

તેઓએ કહ્યું, રામસીતાનો વનવાસ.'

રાજા ત્યાં જ બેસી ગયા.

છોકરો બોલ્યો, 'આ અમારું દંડકવન છે, ને અહીં હું કુટિર બાંધું છું.'

તે ભાંગેલી ડાળ, પરાળ ને ઘાસનો એક ઢગલો બનાવીને આણે છે. ભારે મગ્ન છે.

અને છોકરી શાકપાંદડાં લઈને રમવાની હાંડલીમાં દેવતા વિના રાંધે છે. રામ જમવાના છે તેની તૈયારીમાં સીતાને એક ઘડીની યે ફુરસદ નથી.

રાજાએ કહ્યું, 'બીજું બધું તો બરાબર છે, પણ રાક્ષસ ક્યાં ?'

છોકરાને માનવું પડ્યું કે તેના દંડકવનમાં ક્યાંક ક્યાંક ત્રુટીઓ છે ખરી !

રાજા બોલ્યા, 'ઠીક, રાક્ષસ હું થઈશ.'

છોકરાએ તેની સામે નિરખીને જોયું. પછી બોલ્યો,'પણ તમારે હારી જવું પડશે.'

રાજા બોલ્યા, 'હું તો ખૂબ સરસ રીતે હારી શકું છું; પરીક્ષા કરી જુઓ.'

તે દિવસે રાક્ષસવધ એવો તો સુંદર રૂપે થવા લાગ્યો કે છોકરો રાજાને જરા યે છોડતો ન હતો. તે દિવસે રાજાને દસબાર રાક્ષસનું મરણ એકીવખતે એકલા પંડે મરવું પડ્યું ! મરતાં મરતાં રાજા હાંફી ઊઠ્યા.

ત્રેતાયુગમાં પંચવટીમાં જેમ પંખીઓ કૂજી ઊઠ્યાં હતાં બરાબર તેમ જ તે દિવસે ત્યાં કૂજી ઊઠ્યાં. ત્રેતાયુગમાં લીલાં પાનના પડદે પડદામાં પ્રભાતના તેજે જેવી રીતે કોમળ કંઠથી પોતાનો સૂર બાંધ્યો હતો, તેવી જ રીતે આજે પણ બરાબર તે જ સૂર મેળવ્યો.

રાજાના મન પરથી ભાર ઊતરી ગયો.

મંત્રીને બોલાવીને તેને પૂછ્યું, 'છોકરો-છોકરી બન્ને કોનાં છે ?'

મંત્રીએ કહ્યું, 'છોકરી મારી છે નામ છે રુચિરા. છોકરાનું નામ છે કૌશિક.એનો બાપ ગરીબ બ્રાહ્મણ છે, દેવપૂજા કરી દિ' કાઢે છે.'

રાજા બોલ્યા, 'યથા સમયે આ છોકરા ને છોકરીનો વિવાહ થાય એવી મારી ઈચ્છા છે.'

સાંભળીને ઉત્તર દેવાની મંત્રીએ હિંમત ન કરી; માથું નીચું કરી રહી ગયા.

૨

દેશના મોટામાં મોટા પંડિત પાસે રાજાએ કૌશિકને ભણવા મોકલ્યો. ઉચ્ચ કુળના જેટલા વિદ્યાર્થીઓ હતા તે સૌ તેની જ પાસે ભણતા. રુચિરા પણ ત્યાં ભણતી.

કૌશિક જે દિવસે પાઠશાળામાં આવ્યો તે દિવસે અધ્યાપકનુ મન પ્રસન્ન ન થયું. બીજા બધાયને પણ શરમ આવી. પરંતુ રાજાની જેવી ઈચ્છા '

પણ સૌ કરતાં વધુ સંકટ તો રુચિરાને હતું; કેમકે છોકરાઓ ગુસપુસ કરતા હતા. શરમથી તેનું મુખ લાલ થઈ જતું; ગુસ્સાથી તેની આંખોમાંથી પાણી વહેતું.

કૌશિક જો કોઈ વાર તેને ચોપડી આપે તો તે ફેંકી દેતી. જો પાઠની વાત કરે તો જવાબ આપતી નહિ

રુચિરા પર અધ્યાપકના સ્નેહની સીમા ન હતી. તે કૌશિકને બધા વિષયમાં વટાવી જાય એ હતી તેમની પ્રતિજ્ઞા. અને રુચિરાનું યે તે જ પણ હતું.

એમ લાગતું કે એ તો ખૂબ સહેલાઈથી બનવાનું. કારણ, કૌશિક ભણે છે ખરો, પણ એક મનથી નહિ. તેનું મન છે તરવામાં, તેનું મન છે વનમાં રખડવામાં, તે ગાયા કરે છે ને બજાવ્યા કરે છે.

અધ્યાપકે તેને તિરસ્કારતાં કહ્યું, 'વિદ્યા પર તારો અનુરાગ કેમ નથી ?'

તે કહે, 'મારો અનુરાગ માત્ર વિદ્યા પર જ નથી, બીજી અનેક વસ્તુઓ ઉપર છે.'

અધ્યાપક બોલ્યા, 'એ બધો અનુરાગ છોડી દે.' તે કહે, 'તો પછી વિદ્યા પર પણ મારો અનુરાગ રહેશે નહિ.'

૩

આમ કરતાં કરતાં કેટલોક વખત ગયો. રાજાએ અધ્યાપકને પૂછ્યું, 'તમારા શિષ્યોમાં શ્રેષ્ઠ કોણ ?'

અધ્યાપકે કહ્યું, 'રુચિરા.'

રાજાએ પૂછ્યું, 'અને કૌશિક ?'

અધ્યાપકે કહ્યું, 'એ કાંઈ શીખતો હોય એમ લાગતું નથી.'

રાજા બોલ્યા, 'મારી ઈચ્છા છે કે કૌશિક જોડે રુચિરાના વિવાહ થાય.'

અધ્યાપક જરાક હસ્યા; બોલ્યા, 'એ તો જાણે ગોધુલિ જોડે ઉષાના વિવાહની વાત !'

રાજાએ મંત્રીને બોલાવીને કહ્યું, 'તમારી દીકરી જોડે કૌશિકના વિવાહમાં વિલંબ કરવો ઉચિત નથી.'

મંત્રી બોલ્યા, 'મહારાજ, મારી પુત્રી આ સંબંધે અનિચ્છુક છે.'

રાજાએ કહ્યું, 'સ્ત્રીઓના મનની ઇચ્છા શું તેમની મોંની વાત પરથી સમજી શકાય ?'

મંત્રી બોલ્યા, 'તેની આંખનાં આંસુ તો સાક્ષી પૂરે છે.'

રાજા બોલ્યા, 'તેને શું એમ છે કે કૌશિક તેને માટે અયોગ્ય છે ?'

મંત્રી બોલ્યા, 'હા, એવી જ વાત છે.'

રાજા બોલ્યા, 'મારી સામે બન્ને જણની વિદ્યાની પરીક્ષા થવા દો. કૌશિકનો જય થાય તો આ વિવાહ પાકો.'

બીજે દિવસે મંત્રી રાજા પાસે આવીને બોલ્યા,'એ શરતમાં મારી દીકરી સંમત છે.'

૪

નિર્ણયસભા બરાઈ. રાજા સિંહાસને બેઠા છે; કૌશિક તેના સિંહાસનને ચરણે.

અધ્યાપક પોતે જ રુચિરાને સાથે લઈને હાજર થયા. કૌશિકે આસન પરથી ઊઠીને તેને પ્રણામ કર્યાં અને રુચિરાને નમસ્કાર કર્યાં. રુચિરાએ દૃષ્ટિપાત જ ન કર્યો.

કોઈ દિવસ પાઠશાળામાં નિયમપાલન ખાતર પણ કૌશિક રુચિરા જોડે તર્ક લડાવતો નહિ. બીજા છાત્રો પણ અવજ્ઞા કરીને તેને તર્ક કરવાનો અવકાશ દેતા નહિ. એટલે આજ જ્યારે તેનો બુદ્ધિશાળી ચહેરો તીક્ષ્ણ તીરના પાનાના ચમકારા જેમ ચમકવા લાગ્યો ત્યારે ગુરુ વિસ્મિત થઈ ગયા ને ચીડાયા. રુચિરાને કપાળે પરસેવે દેખા દીધી. તે બુદ્ધિ સ્થિર રાખી શકી નહિ. કૌશિકે તેને પરાજયના ઠેઠ કિનારા સુધી લાવીને પછી છોડી દીધી.

ક્રોધથી અધ્યાપક અવાક્ થઈ ગયા, અને રુચિરાની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી.

રાજાએ મંત્રીને કહ્યું, 'હવે વિવાહનો દિવસ નક્કી કરો.'

કૌશિકે આસન છોડી, ઊઠીને હાથ જોડીને

રાજાને કહ્યું, 'ક્ષમા કરો, હું વિવાદ નહિ કરું.'

રાજા વિસ્મિત થઈને બોલ્યા, 'જયસૂચક પુરસ્કાર તું શું ગ્રહણ નહિ કરે?'

કૌશિક બોલ્યો, 'જય મારો જ રહે; પુરસ્કાર અન્યને મળો.'

અધ્યાપક બોલ્યા, 'મહારાજ, હજુ એક વર્ષ આપો, પછી છેવટની પરીક્ષા.'

એ વાત નક્કી થઈ.

૫

કૌશિકે પાઠશાળાને ત્યજી દીધી. કોઈ દિવસ સવારે તે વનની છાયામાં તો કોઈ સાંજરે તે પહાડની ચોટી પર દેખા દે છે.

આ બાજુ રુચિરાને શીખવવામાં અધ્યાપકે સમસ્ત મન દઈ દીધું છે. પણ રુચિરાનું સમસ્ત મન ક્યાં? અધ્યાપક ચીડાઈને બોલ્યા, 'આ વખતે જો સાવધાન નહિ રહે તો બીજી વાર પણ શરમાવું પડશે.'

પણ બીજી વાર શરમાવા માટે જ જાણે તે હવે તપસ્યા કરવા લાગી. અપર્ણાની તપસ્યા જેવી અનશનથી હતી, રુચિરાની તપસ્યા તેવી જ હતી અનધ્યાયથી. તેનો ષડ્દર્શનનો ગ્રંથ બંધ જ રહ્યો. તેવો જ કાવ્યનો ગ્રંથ અકસ્માત ખુલી જતો!

અધ્યાપક ગુસ્સે થઈને બોલ્યા, 'કપિલમુનિના શપથ લઈને કહું છું કે હવેથી કદી સ્ત્રીશિષ્ય નહિ લઉં. વેદવેદાન્તર પાર કરી ગયો, પણ સ્ત્રીજાતિનું મન ન પામી શક્યો.'

એક દિવસ મંત્રીએ આવીને રાજાને કહ્યું, 'ભવદત્તને ઘેરથી કન્યાના સંબંધ માટે કહેણ આવ્યું છે. કુલ ને શીલમાં, ધન ને માનમાં તે અદ્વિતીય છે. મહારાજની સંમતિ માગું છું.'

રાજાએ પૂછ્યું, 'કન્યા શું કહે છે?'

મંત્રી કહે, 'છોકરીના મનની વાત કાંઈ તેના મોંની વાત પરથી સમજી શકાય?'

રાજાએ પૂછ્યું, 'પણ તેની આંખનાં આંસુ આ વખતે કેવીક સાક્ષી પૂરે છે?'

મંત્રી ચૂપ થઈ ગયા.

૬

રાજા તેના બાગમાં આવીને બેઠા. મંત્રીને કહ્યું, 'તમારી પુત્રીને મારી પાસે મોકલો.'

રુચિરા આવીને પ્રણામ કરી ઊભી રહી.

રાજાએ કહ્યું, 'બેટા, પેલી રામના વનવાસની રમત યાદ છે?'

રુચિરા મ્લાન મુખે માથું નીચું કરી ગઈ.

રાજાએ કહ્યું, 'આજ એ રામ-વનવાસની રમત ફરી વાર જોવાનું મારું ખૂબ મન છે.'

રુચિરા એક બાજુએ મોઢામાં છેડો દબાવીને ચુપચુપ ઊભી રહી.

રાજા બોલ્યા, 'વને ય છે ને રામે ય છે; પણ સાંભળ્યું છે કે બેટા, આ વખતે સીતાનો અભાવ છે. તું જો મનમાં લે તો એ અભાવનું પૂરણ થાય.'

રુચિરાએ એક પણ શબ્દ બોલ્યા વિના રાજાના પગમાં નમી પ્રણામ કર્યા.

રાજાએ કહ્યું, 'પણ બેટા, આ વખતે હું રાક્ષસનો પાઠ નહિ ભજવી શકું.'

રુચિરા સ્નિગ્ધ દૃષ્ટિએ રાજાના મોં સામે તાકી રહી. રાજા બોલ્યા, 'આ વખતે રાક્ષસનો પાઠ ભજવશે તમારા અધ્યાપક!'

વિનોદ કોઠારી

('લિપિકા'માંના મૂળ બંગાળીનો અનુવાદ)

## તરુણ રશિયાની જયગાથા [૧] શૂરો

તુલા પ્રાન્તના એક ગામડામાં અલેક્ઝાંડર અથવા શૂરા એક સિને ૧૯૨૫માં જન્મ્યો હતો. ગામને ફરતું જંગલ હતું, ત્યાં શૂરો એકલો બંદૂક લઈને શિકાર કરવા જાય. ઘોડેસ્વારીમાં પણ એના જેવો ગામમાં બીજો હતો નહિ. વીજળીના દીવા કે ખેતીનાં હથિયાર બગડે તો શૂરો એને સમાં કરે. શૂરો છબી પાડતો અને એને પોતાની જ અંધારકોટડીમાં મોટી કરતો. અભ્યાસમાં પણ એ હુશિયાર હતો. ટોલ્સ્ટૉય તથા ગૉર્કી એના પ્રિય ગ્રન્થકાર હતા. માબાપ કામે જાય તો શૂરો રસોઈ કરે ને વાસણ માંજે, તથા ગાયને દુહે, ચારો નીરે, ને પાણી પાય.

જર્મન રશિયા પર ચડી આવ્યા એટલે શૂરો સોળ જ વર્ષનો હતો તોપણ બાપ ભેગો લશ્કરમાં દાખલ થયો. જર્મનવ્યાપ્ત પ્રદેશમાંથી શત્રુના સમાચાર લઈ આવવાનું કામ એ કરતો. ત્યાં રઝળતા જર્મનને મારી એ જર્મન હથિયાર તથા સૈનિકનો વેશ લઈ આવતો, ને આ વેશ પહેરી જર્મનથી ખદબદતા ગામડામાં જઈને ખબર લઈ આવતો.

રખડપાટની હાલાકીથી શૂરાને તાવ આવ્યો, એટલે જર્મનવ્યાપ્ત ગામડામાં સગાને ઘેર એ ગયો ત્યાં એ આવ્યાની જર્મનને ખબર પડી, એટલે અર્ધી રાતે જર્મને ઘરને ઘેર્યું. એના પર શૂરાએ હાથગોળા (હૅન્ડગ્રેનેડ) ફેંક્યા, પણ તે ફૂટ્યા નહિ જર્મન એને પકડીને દોરી ગયા.

આ માંદા છોકરા આગળથી બધા સમાચાર મળશે એમ જર્મન માનતા હતા. એની અનિયમિત ટુકડી ક્યાં છે, એમાં કેટલા જણ છે, કોણ કોણ છે, એના પ્રશ્ન એને પૂછ્યા, પણ એનો એણે જવાબ દેવાની ના પાડી. પ્રશ્ન પૂછનાર જર્મને તપીને ગાળ દીધી, તે સહન ન થઈ એટલે શૂરાએ ટેબલ ઉપરથી શાહીનો ખડિયો ઉપાડીને અમલદાર ઉપર ફેંક્યો, તેથી એની આંખ શાહીશાહી થઈ ગઈ.

શૂરાના પગ જર્મને બંદૂકના સંગીન(બૅયોનેટ)થી વીંધ્યા, ને એના પીંડીઓ ચીરી, પટ લોહીથી પલળી ગયા, ને શૂરાને બહુ વેદના થઈ. વળી એને કંઈક લાલચ આપી, પણ શૂરાનું મૌનવ્રત ભાંગ્યું નહિ. જર્મને જોયું કે આને મારવા કે લલચાવવાથી કાંઈ વળવાનું નથી, એટલે એણે એને ફાંસીની શિક્ષા કરી તો પણ શૂરો રોયો નહિ, દયા માગી નહિ, એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

જ્યાં શૂરો બીજા છોકરા સાથે રમ્યો હતો તે ચોકમાં ફાંસી ઊભી કરી. એના પરિચિત ગામવાસીઓને ફાંસી વેળાએ હાજર રહેવાનો હુકમ થયો. શૂરાને ત્યાં લઈ ગયા. પગ લોહિયાળા હતા ને એને દુખતું હતું, તો પણ શૂરો અણનમ માથે ટટ્ટાર ચાલતો હતો. એક જર્મને એને પાટિયું આપ્યું ને એના ઉપર 'પ્રત્યેક અનિયમિત સૈનિકનો આમ અંત આવે છે' એમ એને લખવા કહ્યું, પણ શૂરાએ માન્યું નહિ. તે બોલ્યો: 'તમે ફાંસીએ ચડાવી ચડાવીને કેટલાકને ચડાવવાના હતા'

ફાંસિયાએ શૂરાના ગળામાં ફાંસો નાખ્યો, ત્યારે પણ શૂરો ગભરાયા વિના રાષ્ટ્રગીત ગાવા મંડ્યો. જર્મને એની છાતીએ પાટિયું બાંધ્યું, જેના પર મોટામોટા રશિયન અક્ષરે 'ગેરિલાનો અન્ત' એમ લખેલું હતું.

શૂરાના શરીરને ઉતારવા તથા દાટવા જર્મને દીધું નહિ. શિયાળાનો પ્રચંડ પવન વાયો તેણે ઝાડ ઉપરથી શરીરને પાડ્યું તથા બરફમાં ઊંડું દાટ્યું. ગામમાંથી જર્મનને હાંકી કાઢ્યા પછી એને બરફ નીચેથી કાઢ્યું, નવરાવ્યું, શૂરાનાં કુટુંબે દેવળમાં પહેરવાનાં કપડાં પહેરાવ્યાં તથા જ્યાં એને ફાંસીએ ચડાવ્યો હતો તે જ જગ્યાએ શૂરાનો નિખનનસંસ્કાર કર્યો.

આ જગ્યાને 'અલેક્ઝાંડર ચેકાલિન ચૉક' એવું નામ આપ્યું છે. ગામનું નામ યેગ્રા વોરૂકોથે હતું તે ફેરવીને શૂરા ચેકાલિન રાખ્યું છે. સોવિયેટ સરકારે શૂરાને 'સોવિયેટ યુનિયનનો વીર' એવો મરણ બાદ ઈલકાબ આપ્યો છે, ને એના ચિત્રથી નવી ટપાલની ટિકિટ સુશોભિત કરી છે.

(મૉરિસ હિંડસના ગ્રંથ પરથી) દે. વા.

# શરીરનું નાનામાં નાનું છતાં ઉપયોગીમાં ઉપયોગી અંગ દાંત

કુદરતી નજરે જોઈએ તો, દાંત એ આપણા શરીરનો બહુ ટચુકડો ભાગ છે; પણ આખી માનવજાતના ઇતિહાસમાં શરીરનો બીજો કોઈપણ ભાગ દાંત જેટલી વેદના માનવીને કરાવતો હશે કે કેમ એ શંકાસ્પદ છે. એ વેદના એટલી તીવ્ર અને અસહ્ય હોય છે કે જૂના વખતના લુટારાઓ શ્રીમંતો પાસેથી તેમની છુપાવેલી દોલત કઢાવવા તેમના દાંત એક પછી એક પડાવી નાખતા; ને તેની વેદનાના માર્યા એ તરત માલ બતાવી દેતા!

માણસની તંદુરસ્તીમાં દાંત કેટલો અગત્યનો ભાગ ભજવે છે એ તો હાલના વિજ્ઞાને બતાવી આપ્યું છે. તે પરથી ખાતરી થાય છે કે માનવજાતનો અમુક ભાગ તો દાંત પ્રત્યે બેકાળજી રાખવાને કારણે જ મરે છે. દાંતમાં સડો પેસવાથી ત્યાં ઉત્પન્ન થતું ઝેર ધીમે ધીમે શરીરમાં વ્યાપે છે અને કેટલીકવાર તો એ ગંભીર બીમારી લાવી મરણશરણ પણ કરી દે છે. ઘણીવાર બધા ઉપચારોથી નહિ મટતાં અસાધ્ય દરદો અંતે દાંત ખેંચાવી કાઢ્યા-થી મટી જવાના બહુ દાખલાઓ છે.

બાળક જન્મ્યા પછી તેને ઉપલા જડબામાં દસ ને નીચલામાં દસ, એમ વીસ દાંત આવે છે. તે છ થી આઠ માસનું થાય ત્યારે નીચલા જડબાના આગલા બે દાંત પહેલા ફૂટે છે, ને પછી ચૌદ માસની વય સુધીમાં તો બારેક દાંત આવી જાય છે. બાકીના આઠ પછી ધીમે-ધીમે ઊગે છે બાળકના આ પહેલા દાંત દુધિયા દાંત કહેવાય છે. સાતેક વર્ષનું બાળક થાય એટલે એ દાંતની પાછળથી બીજા નવા મજબૂત દાંત ફૂટવા માંડે છે, ને તે દુધિયા દાંતને પાડીને તેની જગ્યા લે છે. બારેક વરસની વય થતાં સુધીમાં બધા નવા દાંત આવી જાય છે. એની સંખ્યા બારની વધારે હોય છે એટલે કે કુલ બત્રીસ દાંત આવે છે, ને એ બત્રીસી પછી કાયમ રહે છે.

દાંતનો ઉપયોગ ખોરાકને કાપવામાં તથા ચાવીચરીને ગળે ઉતારવા લાયક બનાવવામાં કરવાનો હોય છે. આપણા બધા જ દાંત એકસરખા આકારના નથી હોતા. કેટલાક કાપવાના કામમાં આવે એવા અણિયાળા હોય છે, કેટલાક ખોરાકને પીસવાના કામમાં લાગે એવા બેડી ખરબચડી સપાટીવાળા—નાનીસરખી ઘંટી જેવા—હોય છે.

તેમની આ કામગીરીના પ્રમાણમાં દાંતના ઘાટ નિરનિરાળા હોય છે તે, સાથેના ચિત્રમાં નીચલી હારમાં જોવાથી જણાશે. ઉપરના ભાગમાં દાંતની રચના બતાવી છે. આપણા મોંમાં અવાળુની બહાર દેખાય છે એ તો દાંતનો માત્ર ચોથો કે ત્રીજો ભાગ. બાકીનો તેનો મોટો ભાગ તો જડબાના હાડકામાં સજ્જડ બેઠેલો હોય છે; અને તેના એ છેડા પર બે કે ત્રણ ખૂંટા હોય છે. સામાન્ય દાંતને બે ખૂંટા હોય છે; દાઢને ત્રણ.

અવાળુની બહાર દેખાતો ભાગ 'ક્રાઉન' કહેવાય છે. તેના પર પથ્થર જેવા મજબૂત મીનાનું એક પડ હોય છે, જે માનવશરીરમાં સખતમાં સખત પદાર્થ છે. દાંત પરનું એ પથ્થરિયા મીનાનું પડ સાબૂત રહે તેની આપણે ખાસ કાળજી રાખવાની, કેમકે એક વખત એ જરા પણ ઘસાયું કે તૂટ્યું કે દાંતનો સડો શરૂ થયો સમજી લેવો. અને એ સડો એટલે વેદના, ઉપરાંત બીજાં ગંભીર દરદોનો પાયો! આજે તો જોકે દાંતના દાક્તરો એવા ઉખડેલા મીનાની ખાલી જગ્યાએ અમુક રસાયણો વડે નવું પડ બાંધી આપે છે માટે દાંતની વેદના શરૂ થાય એટલે વેળાસર ચેતીને તેનો તત્કાળ ઉપાય કરાવી લેવો. કેમકે એ પણ ધ્યાનમાં રાખવું કે એક દાંત ગયો એટલે તેની આજુબાજુના બીજા બે દાંત—તેનો ટેકો જવાથી—ઢીલા પડે જ છે; અને એકવાર એ શરૂઆત થઈ એટલે આખી બત્રીસી જોખમમાં આવી સમજવી.

ઉપલા ચિત્રમાં, દાંત આપણા શરીરમાં કેવી રીતે જોડેલો છે તેનો સંપૂર્ણ આંતર-નકશો બતાવેલો છે. તે પરથી જણાશે કે દાંતનો મોટો ભાગ 'ડેન્ટાઇન' નામના એક પ્રકારના હાડકા જેવા પદાર્થનો બનેલો હોય છે. વચ્ચેના ભાગે તે પોલો હોય છે (જે કાળા ભાગથી ચિત્રમાં બતાવ્યું છે) અને તેમાં લોહીની બારીક શિરાઓ તથા મજ્જાઓનો બનેલો એક જાતનો માવા જેવો પદાર્થ હોય છે. એ શિરાઓ દાંતના છેડે આવેલા ખૂંટાઓમાંના છિદ્રવાટે શરીર સાથે જોડાએલી હોય છે.

દાંતનો 'ડેન્ટાઇન'વાળો ભાગ ઉપરને છેડે પેલા પથ્થરિયા ચળકતા પડ (ઇનામલ)થી અને નીચલે છેડે ખૂંટા આગળ બતાવ્યું છે તેમ એક પ્રકારના સીમેન્ટના પડથી રક્ષાએલો હોય છે. એ પડ સિવાયનો અંદરનો બધો 'ડેન્ટાઇન'નો ભાગ એક પ્રકારની સૂક્ષ્મ નળીઓનો બનેલો હોય છે, જેનું કદ એક ઈંચના ૪૫૦૦મા ભાગ જેટલું બારીક હોય છે.







આપણા દાંતની આંતર-રચના દર્શાવતો આ ઉપર આપેલો નકશો અને આ સાથેનો લેખ, બંને મળીને આપણા શરીરના એ અતિ ઉપયોગી અંગની સંપૂર્ણ સમજણ આપી રહેશે.

(COURTESY : WORLD OF WONDER)

હવે તમને સમજાશે કે દાંત સડે ત્યારે શું થાય છે. કાં તો કોઈ અકસ્માતથી ઇનામલનું પડ તૂટી જાય છે; અથવા તો દાંત વચ્ચેનાં પોલાણોમાં ખોરાકના કણ ભરાઈ રહીને સડીને જે આમ્લતા ઉત્પન્ન કરે છે તેને લીધે ખવાઈ જઈને એ મીનાનું પડ ઉખડી જાય છે. આથી 'ડેન્ટાઇન'નો ભાગ ખુલ્લો થઈ જાય છે. ઠંડુ પાણી તેને અડતાં કળતર થાય છે તે આનું પ્રથમ ચિહ્ન. પછી તો તરત 'ડેન્ટાઇન' પણ ખવાવા માંડે છે, દાંતમાં ચાલુ દુખાવો ને સોજો રહ્યા કરે છે અને દાંતના મૂળમાં ધીમેધીમે સડો તથા પરુ ઉત્પન્ન થઈને અનેક ગંભીર રોગોનાં મૂળનું ઘર કરે છે. એટલે દાંત પ્રત્યેની બેદરકારી માટે માણસને ઘણો જ આકરો દંડ ભરવો પડે છે.

દાંતની સ્વચ્છતા અને સંભાળ રાખવા વિષે અનેક લખાણો પ્રકટ થયાં છે. 'કુમાર'ના ૨૮૮મા અંકની માધુકરીમાં ઉતારેલો એક લેખ ખાસ જોઈ જવા જેવો છે. (સૂચિત)

ભોમિયો: સાહેબ, આ કિલ્લો મહારાજ સિદ્ધરાજ જયસિંહે બંધાવ્યો હતો.

પ્રવાસી: પણ રેલવે લાઈનથી આટલો બધો દૂર બંધાવવાનું એને શું કારણ?

# જંતુનાશક ફીનાઈલ

**એ રસાયણનો પરિચય**
**એની પરીક્ષા**
**અને તે ઘેર બનાવી લેવાની રીત**

ગરમ દેશોમાં સામાન્યરીતે દશ્ય ને અદૃશ્ય જંતુઓ મોટા પ્રમાણમાં હોય છે. આ હિસાબે મચ્છર, માકડ, ચાંચડ વગેરે અહિતકારી દશ્ય જંતુઓ, અને બૅક્ટીરિયા જેવાં અગોચર સૂક્ષ્મ જંતુઓ હિન્દનાં વાસી છે. સૂક્ષ્મ જંતુઓમાં, બૅક્ટીરિયા ઉપરાંત કૉલેરાનાં, વિષમ જ્વરનાં, પ્લેગનાં અને અન્ય ભયંકર ચેપી રોગોનાં જંતુઓનો યે સમાવેશ થાય છે. આ દુશ્મનોના નાશ માટે કોઇ ને કોઈ ઉપાયો તો યોજાયા છે જ; છતાં એ બધા ઉપાયોમાં ફીનાઈલ નામના રસાયણનો ઉપાય બહુ અગત્યનો છે.

'ફીનાઇલ' શબ્દ મૂળ 'ફીનૉલ'માંથી આવ્યો છે, ફીનૉલ એટલે કાર્બોલિક તેજાબ, જે ડામર (કોલ-ટાર) માંથી બનાવવામાં આવે છે. 'ફીનાઈલ'ની બનાવટમાં મુખ્યત્વે એ તેજાબ જંતુનાશક તરીકે વપરાય છે.

ખરી રીતે ફીનાઇલ ૧૫થી ૩૦ ટકા ક્રાયોસોટ તેલમાંથી બનાવેલા એક જાતના પ્રવાહી સાબુનું મિશ્રણ જ છે. તેથી જ તે પાણીમાં નાખતા પાણી સફેદ દૂધ જેવું બની જાય છે. એ ક્રાયોસોટ તેલ ડામરમાંથી જ કાઢવામાં આવે છે. એ સાબુ ફીનાઇલના જંતુનાશક ગુણોને પ્રબળ કરે છે. ઉપરાંત, ફીનાઈલમાં આ સાબુનુ અસ્તિત્વ ન હોય તો, ફીનાઇલમાંના તેલી પદાર્થો, જ્યારે તેને પાણીમા મેળવીએ ત્યારે નીચે બેસી જાય. સાબુ એ તેલી પદાર્થોને પાણીમાં ફેલાએલા રાખે છે.

ફીનાઈલ બે રીતે બનાવવામા આવે છે તેમાંથી મુખ્ય અગત્યની રીતનો જ ઉલ્લેખ અહીં કરીશું. ફીનાઈલ બનાવવામાં કોપરાનું તેલ, દીવેલ. તલનું તેલ કે રાજન કોઈપણ તેલ વપરાય છે. આ ઉપરાંત, ધોવાનો સોડા, કૉસ્ટિક સોડા, ફીનૉલ અને ક્રાયોસોટ તેલની પણ જરૂર પડે છે. તેની રીત નીચે પ્રમાણે:

કાળું રાજન ૧ શેર; કૉસ્ટિક સોડાનું દ્રાવણ (૧.૪ ઘટત્વ) ½ શેર; સોડા ૨½ તોલા; પાણી ૧ શેર.

પ્રથમ અર્ધો શેર કૉસ્ટિક સોડાને લોખંડના કોઈ વાસણમાં લો. પછી એક શેર પાણીમાં અઢી તોલા સોડા ઓગાળી તેને ઉપરના કૉસ્ટિક સોડા સાથે મેળવી ઉકાળવાની શરૂઆત કરો. જ્યારે દ્રાવણ પૂરેપૂરું ગરમ થઇ જાય ત્યારે રાજનનો બારીક ભૂકો ધીમે ધીમે ઉમેરો. પછી ગરમી વધારવાથી રાજન કૉસ્ટિક સોડા સાથે ઓગળી જશે. હવે એક શેર બીજું ગરમ પાણી એમાં ઉમેરવાથી તપખીર રંગના સાબુનું પ્રવાહી તૈયાર થશે. આ પ્રવાહીને હલાવતાં હલાવતાં બરાબર ઊકળવા દો. સાબુ દાઝી ન જાય તેનું ખાસ ધ્યાન રાખો. આ ઊકળતા દ્રાવણમાંનો થોડો સાબુ લઇને ગરમ પાણીમાં ઓગાળતાં, જો ચોખ્ખું અને રજકણ વિનાનું દ્રાવણ બને તો વધુ ઉકાળવાનું બંધ રાખો. હવે આ બનેલા સાબુમાં બીજું પાણી ઉમેરી (૧ ભાગ સાબુમાં ત્રણ ભાગ પાણી એ પ્રમાણે) ફરીથી અને ૫ા કલાક ઉકળવા દો, અને ઠંડું પાડ્યા બાદ તેનું ઘટત્વ માપી એ જ ઘટત્વ ધરાવતા (સામાન્ય રીતે ૧.૦૩ ઘટત્વ બંનેનું હોવું જોઇએ) સહેજ ફીનૉલ નાખેલા ક્રાયોસોટ તેલને તેમાં મેળવી, ડબામાં ભરી દો.

ઉત્તમ કહી શકાય એવું ફીનાઈલ નીચેના ગુણો ધરાવતું હોવું જોઇએ. બજારમાંથી ફીનાઇલ ખરીદતાં પહેલાં તે નીચેના ગુણો ધરાવે છે કે કેમ તે અવશ્ય જોઇ લેવું જોઇએ.

ફીનાઇલનું એક બિન્દુ પાણીમાં નાખીએ તો તે તળીએ બેસી ન જતાં, પાણીમાં ફેલાઈ જવું જોઇએ ને પાણી તરતજ સફેદ દૂધ જેવું બની જવું જોઇએ. આ દૂધ જેવા પાણી ઉપર ફીનાઈલનાં કાળાં રજકણો તરતાં ન રહેવાં જોઇએ. એની વિશિષ્ટ પ્રકારની ગંધ સાથે તેનો કાળો રંગ અહર્નિશ કાળો રહેવો જોઇએ.

ઉપરના ગુણધર્મો ધરાવતું ફીનાઈલ ઉત્તમ કોટિનું કહી શકાય. આવા ફીનાઈલની જંતુનાશક શક્તિ પણ પ્રબળ હોય છે.

ફીનાઈલ મચ્છર, ચાંચડ, માકડ વગેરેના નાશ માટે મકાનોમાં સર્વત્ર છાંટી શકાય છે. ઉપરાંત ખસ, કોહાણ, વીસ્ફોટકના ફોલ્લા (ચેપીઓ વા), ખરજવું, દાદર, કોહાણના જીવ વગેરે ઉપર પણ વપરાય.

ખસને નાબૂદ કરવા માટે, પ્રથમ ખસ ઉપર ફીનાઇલ ચોપડી, પાંચેક મિનિટ બાદ તે ઉપર તલનું તેલ કે ધુપેલ ગરમ કરીને લગાડવાથી ફાયદો થાય છે

કોહાણના ભાગ ઉપર, સળી પર રૂ વીંટી ફીનાઈલમાં બોળી તે પર ભાર દઇને ઘસવું: આમ કોહાણ દૂર કરી તે પર મીઠું તેલ ચોપડવું.

ચેપીઆ વા કે ખરજવા ઉપર ફીનાઇલ લગાડ્યા બાદ દસેક મિનીટ બાદ મીઠું તેલ કે ધુપેલ ચોપડી દેવાથી સંપૂર્ણ આરામ થશે.

કાનમાં જીવ પડ્યા હોય તો રૂ વડે પ્રથમ સાફ કરી અંદર ફીનાઈલનાં બે ટીપાં નાખવાથી જંત કાનની બહાર નીકળી આવશે. તે પછી સહન થાય એટલું ધુપેલ ગરમ કરી બે ટીપાં કાનની અંદર નાખવાથી સુખ થશે.

રીંગણાના છોડ ઉપર કાળો 'મ્હોલો' (એક પ્રકારનો રોગ) પડે છે તેથી છોડ નષ્ટ થાય છે. તેવા છોડ પર તે છાંટવાથી છોડ બચી જશે.

પેટીપટારા વગેરેને ઉધઈ લાગતી હોય ત્યારે ફીનાઈલના પાણીથી એ જગ્યા સાફ કરી લેવી જોઇએ. પ્લેગ, કૉલેરાના વખતમાં રહેવાની જગ્યા વગેરે ફીનાઇલના પાણીથી હમેશાં સાફ કરી લેવાં જોઇએ.

ખાવાની ચીજોને ફીનાઇલથી દૂર રાખવી.

(સંકલિત) ગોરધનભાઈ હા. પરેખ

# કસોટી

તમારાં સામાન્ય જ્ઞાન અને બુદ્ધિની ચકાસણી કરતા નીચેના પ્રશ્નોના ઉત્તર આ સામેના પાને આપેલા તો છે જ; પણ માત્ર કુતૂહલથી અગર આળસથી તે જોવાની ઉતાવળ કર્યા વિના તમે તમારી મેળે આમાંના કેટલા ઉત્તરો શોધી કાઢી શકો છો તે તો જુઓ.

(૧) મારી પાસે ત્રાંબા અને પિત્તળના, એક જ સરખા માપના બે પ્યાલા છે. તેમાંનો ત્રાંબાનો પ્યાલો તદ્દન ખાલી છે, ને પિત્તળના પ્યાલામાં થોડું દૂધ છે. તેમાંથી અરધું દૂધ મેં ત્રાંબાના પ્યાલામાં રેડયું. પછી, જે પિત્તળના પ્યાલામાં બાકી રહ્યુ તેને ⅓ ભાગ ફરી ત્રાંબાના પ્યાલામાં રેડ્યો; ને તે પછી જે બાકી રહ્યું તેનો ⅕ ભાગ ફરી ત્રાંબાના પ્યાલામાં રેડ્યો ત્યારે ત્રાંબાનો પ્યાલો બરાબર અરધો ભરાઈ રહ્યો. તો હવે પિત્તળના પ્યાલામાં કેટલું દૂધ રહ્યું?



પાંચ ઇંટથી ૩૨ ચોરસફૂટની રચના

(૨) એક મકાનમાં, બાજુની આકૃતિમાં દર્શાવ્યા પ્રમાણે, પાંચ ઇંટ વડે એ બારી રચેલી છે તે ૩૨ ચોરસ ઇંચની જ છે, અને સાંકડી પડે છે. એ જ બારીને ૨. ચોરસ ઇંચની કરવી હોય તો રચનામાં કેટલી ઇંટો ઉમેરવી જોઇશે?

(૩) એક ગ્રાહકે એક કંદોઇને ત્યાંથી ૨ રૂપિયાની મિઠાઈ લીધી, ને પાંચની નો[ટ] આપી. કંદોઈ પાસે પાંચની નોટના છુટા ન હોવાથી બાજુના દુકાનદાર પાસેથી છુટા આણીને ગ્રાહકને ૩ રૂપિયા તેણે આપ્યા અને ગ્રાહક બે રૂપિયાની મિઠાઈ અને ત્રણ રૂપિયા છુટા લઈને ચાલ્યો ગયો. થોડીવારે પડોશી દુકાનદારે આવીને કહ્યુ કે તમે આપેલી નોટ ખોટી છે. કંદોઇએ તેને ખોટી નોટના બદલામાં સાચી નોટ આપી. તો હવે કંદોઈને પૈસામાં કેટલું નુકસાન થયું?

શ્રી અનંત કાણેકરનો લઘુનિબંધ

# અસામાન્યોનું અસામાન્યત્વ

અમુક માણસોનો સંસર્ગ હું એકેક બબ્બે કલાક સુધી કેવી રીતે સહન કરી શકું છું, એની મારા એક હોશિયાર અને બુદ્ધિશાળી મિત્રને નવાઇ લાગે છે. પરમ દહાડે તો એણે મને એ બાબત સ્પષ્ટ કહી સંભળાવ્યું. વાદળી-કાળી શાહીનાં પડીકાં વેચીને પેટ ભરનારા એક માણસ સાથે મારે ઓળખાણ છે એ કોઈ કોઇ વખત મારે ત્યાં વાતો કરવા આવે છે. પેલે દિવસે એ આમ જ મારે ત્યાં આવીને કલાક સુધી બેઠો હતો. એ દરમિયાન મારી પડોશમાં જ રહેતો મારો પેલો બુદ્ધિશાળી મિત્ર બેત્રણ વાર મારા રૂમમાં ડોકિયું કરી ગયો. પેલા શાહીવાળાના ગયા પછી એ અંદર આવ્યો અને જોરથી હસીને બોલ્યો, 'ખૂબ કરે છે તું પણ! આવા શાહીવાળાની વાતો પણ તું કલાકોના કલાકો સુધી કેવીરીતે સહન કરે છે એની મને તો સમજણ પડતી નથી. સંકોચને કંઈક મર્યાદા તો હોવી જોઇએ? એ આવે એનો તું એને હાંકી કેમ કાઢતો નથી?'

'બારણે આવેલા માણસને આમ સહેજસાજમાં રસ્તે પાડવાની હિંમત તમારામાં છે એ માટે મને તમારી અદેખાઈ થાય છે;' મેં કહ્યું, 'અને મારામાં એટલી હિંમત નથી એ હું કબૂલ કરું છું. પણ ફક્ત સંકોચને જ લીધે હું એ લોકોને મારી પાસે આવવા દઉં છું એવું માત્ર સમજતા નહિ. ખરેખર, કોઈકોઈ વાર તો બુદ્ધિશાળી અને હોશિયાર માણસો કરતાં મને આ સામાન્ય લોકોનો સહવાસ જ વધારે ગમે છે.'

આ જવાબ મારા મિત્રને કંઈ ખાસ ગળે ઊતર્યો નહિ. જોકે એ ચૂપ તો થયો જ. મારી આ સંકોચવૃત્તિ તરફ અથવા સામાન્ય માણસને માટે મને થતી લાગણીને માટે આ મિત્ર તો કંઈક સહાનુભૂતિથી પણ જુએ છે. પણ મારા ઓળખીતા એક બીજા દોઢડાહ્યા ગૃહસ્થ છે તેમનો તો મારા ઉપરનો આરોપ વળી જુદો જ છે. એ માને છે કે નિર્બુદ્ધ સામાન્ય લોકોનું ટોળું હું મારી આસપાસ ભેગું કરું છું તેનું કારણ એ છે કે એ લોકો મને ચાહનારા અથવા મારી ખુશામત કરનારા હોય છે, અને એમને લીધે આપોઆપ આખા ગામમાં મારી જાહેરાત પણ થાય છે! તે સિવાય પોતાનાં વખાણ સાંભળવાનો મને આનંદ મળે છે તે જુદો જ! એ ગૃહસ્થ એક જાણીતા લેખક છે અને જેમ રાજહંસ ફક્ત મોતીના ચારા ઉપર જ જીવે છે, તેમ આ ગૃહસ્થ પોતાની ફુરસદનો આખો વખત ઘણું કરીને પોતાના જેવા જ બુદ્ધિશાળીઓના સમાગમમાં કાવ્યશાસ્ત્રવિનોદ કરતા ગાળતા હોવા જોઇએ-સામાન્ય લોકોનો પવન પણ જાતને નહિ લાગવા દેતા હોય! એ જ પ્રમાણે એમની સ્તુતિનો જો કોઈ ભૂલેચૂકે પણ એકાદ શબ્દ ઉચ્ચારે, તો તે કાનમાં મોટાં પૂમડાં ઘાલતા હશે!

એ મોટા માણસ જોડે હરીફાઇ કરવાની મને બિલકુલ આકાંક્ષા નથી. પોતાની સ્તુતિ સાંભળતાં સર્વસાધારણ માણસને મનમાં ગલીપચી થાય જ છે. ને મને પણ કોઈ મારાં વખાણ કરે તો તે ગમે છે, એ હું કબૂલ કરું છું. પરંતુ ઉપર્યુક્ત મહાત્માને પણ પોતાની સ્તુતિ ગમતી નથી એવું નથી! એમની લખેલી ચાર લીટી વિષે કોઈ સ્તુતિભર્યા શબ્દ બોલે તો એ ગૃહસ્થ એ વાત પોતે જ આખા ગામમાં કહેતા ફરે છે. તો પછી મારા ઉપર અથવા બીજા કેટલાક સાહિત્યકારો ઉપર એ ગૃહસ્થનો આ આવો આરોપ શા માટે? દ્રાક્ષ પોતાના ગજાની બહાર હોય ત્યારે તે શિયાળને ખાટી લાગે એમાંની તો આ વાત નથી ને? મેં એક વખત એમને તેમ કહ્યું પણ ખરું.

'કેમ ભાઇ,' મેં કહ્યું, 'તમારી આસપાસ, અમારી પાસે આવે છે તેવા નિર્બુદ્ધ તો નહિ, પરંતુ કોઈપણ માણસ આવતું નથી તેનો તમને વિષાદ તો નહિ લાગતો હોય ને?'

ત્યારે તે ચીડાઇને બોલ્યા, 'તમારી પેઠે હું ગમે તેને સંઘરતો નથી. હું બુદ્ધિશાળીઓની જ દોસ્તી કરું છું!' આ જવાબથી અમારા કરતાં તેઓ પોતે જ જાહેરાત કરવામાં વધારે પ્રવીણ છે એ તેમણે અજાણતાં પણ એમની મેળે જ કબૂલ કર્યું! કારણકે, બુદ્ધિશાળી અને પ્રથિતયશ લોકોના હાથમાં જ જાહેરાત કરવાનાં સાધન વધારે હોય છે, અને એમની સાથે દોસ્તી કરીને જ પોતાની જાહેરાત કરવાની વધારે શક્યતા હોય છે. સામાન્ય અથવા નિર્બુદ્ધ લોકોએ કરેલી સ્તુતિથી અથવા જાહેરાતથી આપણને ફાયદો થવા કરતાં કદાચ નુકસાન જ વધારે થાય છે એ સમજવા જેટલી અક્કલ પેલા ગૃહસ્થમાં જેટલી છે તેટલી જ— કદાચ એ કરતાં કંઈક વધારે—મારામાં અથવા જે બીજા સાહિત્યકારો પર આ ગૃહસ્થ ઉપર પ્રમાણે આરોપ કરે છે તેમનામાં, ખાસ છે. પોતાની જાહેરાત થાય એ હેતુથી કોઇ નિર્બુદ્ધ માણસને પોતાના મિત્ર બનાવે એવું મને લાગતું નથી.

પણ સદ્ભાગ્યે ઘણું કરીને મારી પાસે આવનારા લોકોમાં મારી જાહેરાત કરી શકે એવા સુબુદ્ધ અથવા નિર્બુદ્ધ સાહિત્યસેવક કોઇ હોતા જ નથી. મારી પાસે આવનારા અને મને ખરેખર ગમનારા લોકો તો પેલા શાહી વેચનારા જેવા સામાન્ય લોક. બુદ્ધિવૈભવથી એ લોકો ચમકતા નથી અથવા સાહિત્યની એ ચિકિત્સા કરી શકતા નથી એ વાત ભલે સાચી હોય, પણ જીવન વિષેની ચોપડીઓ વિષે બોલવા કરતાં તેઓ પ્રત્યક્ષ જીવન વિષે જ બોલે છે, અને તેથી જ મને એ લોકો ગમે છે. બુદ્ધિનું મહત્ત્વ હું સમજી શકું છું; અને માણસને પોતાની બુદ્ધિનો થોડોઘણો અહંકાર હોઇ શકે એ પણ હું માન્ય કરું છું. પણ બુદ્ધિ કરતાં ખરી માનવતા અંતઃકરણમાં જ દેખાઈ આવે છે. અને ગમે તેમ હોય, જેમ કોઇને દૃષ્ટિ નથી હોતી ત્યારે તેની સ્પર્શેંદ્રિય વધારે પડતી તીવ્ર હોય છે, અથવા વાચા નથી હોતી એવાનું નાક તીક્ષ્ણ હોય છે, તે પ્રમાણે જ, બુદ્ધિ ઓછી હોય એવાઓનું અંતઃકરણ ઘણું કરીને વિશાળ હોય છે એવો મારો અનુભવ છે બુદ્ધિશાળીની સોબતમાં ક્ષણભર આપણી આંખો અંજાઇ જશે; અને જીવનનું પૃથક્કરણ કરીને એણે શોધી કાઢેલા રુક્ષ પણ ભવ્ય સિદ્ધાંતો આપણને ચકિત પણ કરી નાખે ખરા, પણ સામાન્ય માણસના સમાગમમાં મળતો જીવનનો એકાદ અપૂર્વ અનુભવ અથવા નજરે આવતું જીવનનું એકાદું નવું સ્વરૂપ એટલું તો અમૂલ્ય હોય છે કે પ્રત્યક્ષ જીવનનાં નિર્મળ ઝરણામાં જ ડૂબકી મારવાનો અવર્ણનીય આનંદ આપણને મળે છે. અમે બુદ્ધિશાળી લોકો અપત્યવાત્સલ્ય વિષે રસાળ કવિતા લખીશું અથવા મિત્રપ્રેમ પર એકાદો લાંબો ચોડો લેખ પણ ઘસડી નાખીશું; પણ અમારો મિત્ર માંદો પડેલો હશે તો અહીંની ચીજ ઉપાડીને ત્યાં મૂકવાનું અમને નહિ ગમે! પણ એ જ એકાદ સામાન્ય માણસ પોતાના મિત્રની માંદગીમાં તેની સેવા કરવાનું અને મેલું ઉપાડવાનું કામ અમારા કરતાં સોગણી વધારે ચીવટ અને પ્રેમથી કરવાનો. સામાન્યોમાં જ અસામાન્ય માનવતા હોય છે. અને બુદ્ધિ કરતાં મને માનવતાની કિંમત વધારે લાગવાથી સામાન્ય માણસોની જ સોબત હું વધારે પસંદ કરવાનો!

અનુવાદક **માલતી જોષી**



એકજ પેટ વધારવાથી ૬૪ ચોરસમાંથી ૪૯ની બાજી બને છે.

## કસોટીના ઉત્તરો

(૧) રે પ્યાલા જેટલું (૨) જોડેની આકૃતિમાં દર્શાવ્યા મુજબ; (૩) પાંચ રૂપિયાનું: બેનું મિઠાઇમાં, ત્રણનું રોકડમાં.

આ છબીને અમે અસંખ્ય રાજદ્વારી સભાઓમાં, પોળોમાં સ્વદેશી વસ્ત્રો પહેરવાની પ્રતિજ્ઞાઓ લેવાતી તેના મેળાવડાઓમાં, અને સ્વદેશકીર્તનો તથા દેશભક્તોની જયંતીઓના પ્રસંગે વારંવાર લઈ જતા હતા. મગનલાલ કહેતા કે 'તમે અમદાવાદમાં સંગ્રહસ્થાન કરો તો આ છબી હું મફત આપી દઉં.' પણ એવું સંગ્રહસ્થાન આ મખ્ખીચુસ શહેરે હજી સુધી કર્યું નહિ અને એ છબી ઘણું કરીને જમનાલાલ બજાજ લઈ ગયા.

બીજું એક ચિત્ર પિતૃભક્ત શ્રવણનું હતું. એમાં કાંગરા કલમજેવી સૂક્ષ્મસૌન્દર્યની ઝીણવટ હતી અને રવિવર્મા જેવી વાસ્તવિકતા હતી.

આ ચિત્રોએ મારી આંખોને ખૂબ કેળવી. ચિત્રસૃષ્ટિ કેવી રસમય છે તે હું સમજ્યો. કવિ નાનાલાલ, કાકા કાલેલકર, મિ. અને મિસિસ પૉલોક તથા ખુદ મહાત્માજીને એ ચિત્રો મેં દેખાડ્યાં. પછી તો હું ને મગનલાલ ચિત્રવિદ્યા અને એની મહત્તા પર અનેક ચર્ચાઓ પણ કરતા. એમણે જ મને 'સાંજવર્તમાન'માં છપાએલો શ્રી રવિશંકર રાવળનો એક સુન્દર લેખ બતાવ્યો ને પછી તો રવિભાઇ પોતે અમદાવાદ આવ્યા અને કલાતીર્થે અમારો સત્સંગ જામ્યો.




## કૅમેરા વાપરવાની આવડત

**કો**ઈ પણ સ્નૅપ કે ચિત્ર પાડવા માટે પહેલાં આપણે ત્રણ બાબતનો વિચાર કરી લેવો જોઇએ : એનું યોગ્ય 'ફોકસ' કેટલું? એને માટે કયો 'સ્ટૉપ' (ડાયાફ્રામ–પ્રકાશબારી) વધારે માફક આવશે? અને એનાં 'એક્સ્પોઝર'નો વખત કેટલો રાખવો?

ઉપરના દરેક સવાલનો જવાબ બાકીના બીજા બે સવાલોના જવાબ ઉપર જ મોટે અંશે આધાર રાખે છે. કેમકે એ ત્રણે પરસ્પરાવલંબી છે. એટલે ફોકસ, ઍપર્ચર (સ્ટૉપ) અને એક્સ્પોઝર એ ત્રણેને એકમેક સાથે કેવી રીતનો સંબંધ છે તે તપાસીએ.

**ફોકસ:** તમારા કૅમેરામાં જે લેન્સ છે તે એવી ચીજ છે કે જે વડે, તેની સામેની વસ્તુનાં કિરણ એકઠાં કરી કૅમેરાની અંદરની ફિલ્મ અથવા પ્લેટ ઉપર તેની નાની છાપ પાડી શકાય. આ છાપને સ્પષ્ટ અને તીવ્ર બનાવવી તેનું નામ 'ફોકસ' કરવું તે. આ તીવ્રતા મેળવવાની ગણત્રી અંતર ઉપર હોય છે. તે વસ્તુ જેટલે અંતરે હોય, તેના પ્રમાણમાં ફિલ્મ ને લેન્સ વચ્ચેના અંતરને ગોઠવી લઇને ચોક્કસ તીવ્રતા મેળવાય છે. બાકુની જેવા અમુક કૅમેરાઓમાં તો એ ગણત્રી પર ફિલ્મથી અમુક અંતરે લેન્સને જડી જ દીધેલો હોય છે, એટલે ફોકસિંગ કરવાની કંઇ પણ ખટપટ વગર આશરે ૮ ફીટથી વધુ દૂરની કોઈ પણ વસ્તુનું ચિત્ર લઈ શકાય છે. ઘણી વાર કૅમેરાઓની બાબતમાં Depth of focus શબ્દ આવે છે. એ 'ડેપ્થ ઑવ ફોકસ' એટલે કૅમેરાની નજીકમાં નજીકની અને દૂરમાં દૂરની જે મર્યાદાઓની વચ્ચેનું અંતર લેન્સ વડે તીવ્રતાથી નૅગેટિવ પર ઉતારી શકાય તે. દાખલા તરીકે આ બાકુની કૅમેરામાં 'ડેપ્થ ઑવ ફોકસ' ૮ ફીટથી તે 'ઇન્ફિનિટી' (infinity) સુધીનું હોય છે. ઇન્ફિનિટી એટલે ખુલ્લી આંખે જોઈ શકીએ તેથી પણ વધારે અંતર.

**ઍપર્ચર** (સ્ટૉપ) એટલે લેન્સનો ખુલ્લો ભાગ, જેમાંથી પ્રકાશ દાખલ થાય છે. તમારા કૅમેરાનું શટર (પ્રકાશબારી) ટાઈમ એક્સપોઝર માટે ઉઘાડીને લેન્સમાંથી આરપાર જોશો તો એ ખુલ્લો ભાગ તમે જોઇ શકશો. બાકુની જેવા બૉક્સ કૅમેરામાં ચાલુ ત્રણ 'સ્ટૉપ' હોય છે: મોટો, મધ્યમ અને નાનો. વધારે કિંમતી કૅમેરાઓમાં 'ઈરિસ ડિવાઈસ' નામની યોજના હોય છે જેને આઘીપાછી કરવાથી નાનામાં નાનું છિદ્ર અને મોટામાં મોટું છિદ્ર (f/4.5 અથવા f/32 અથવા f/8) મેળવી શકાય છે. દાખલા તરીકે f/8 એટલે એ છિદ્રનો વ્યાસ લેન્સથી ફિલ્મના અંતરનો $\frac{1}{8}$ ભાગ. આ પરથી સમજાશે કે આંકડા જેમ વધારે તેમ તેનું છિદ્ર નાનું.

હવે 'ફોકસ' અને 'ઍપર્ચર'નો સંબંધ સમજી લઇએ. જેમ ઍપર્ચર (છિદ્ર) નાનું તેમ એ 'ડેપ્થ ઑવ ફોકસ' વધારે દેખાડે; અને જેમ છિદ્ર મોટું તેમ એ અમુક ભાગને જ તીવ્રતાવાળા ફોકસમાં બતાવે. દાખલા તરીકે આપણે ૧૦ ફીટ, ૨૫ ફીટ અને ૧૦૦ ફીટ દૂરની બધી જ વસ્તુ એક જ ચિત્રમાં તીવ્ર ફોકસમાં લેવા ઈચ્છતા હોઈએ તો કૅમેરાના કદના પ્રમાણમાં f 11 અથવા તેથી પણ વધુ નાનો સ્ટૉપ વાપરી વધારે એક્સપોઝર આપવું, કારણ કે જેમ છિદ્ર નાનું તેમ તે ફિલ્મ ઉપર પ્રકાશ ઓછો નાખે છે. જો લેન્સ f/6·3 f/4 5 અથવા f/3·5 જેવા મોટા ઍપર્ચરનો હોય તો તેનો ફાયદો એટલો જ કે તે વધારે પ્રમાણમાં પ્રકાશને દાખલ કરે અને તેથી તે વડે ઝડપી ગતિવાળાં ચિત્રો ઓછા એક્સ્પોઝર વડે, રેળાયા વિના લઇ શકાય; અગર તો ઝાંખા પ્રકાશમાં પણ સ્નૅપશૉટ પાડી શકાય. પણ જો આપણે મોટું ઍપર્ચર વાપરીએ તો બીજી બાજુ ફોકસ ચિત્રમાંની મુખ્ય વસ્તુ ઉપર જ સંભાળપૂર્વક કરવું જોઇએ; કેમકે મોટું ઍપર્ચર નજીક તેમ દૂરની વસ્તુઓને તીવ્ર ફોકસમાં લઇ શકતું નથી; એટલે જરૂર પૂરતા ઉપયોગી ભાગ ઉપર જ ફોકસ કરી દૂરની તેમજ નજીકની બીજી વસ્તુઓને જતી કરવાની રહે.

**ઍક્સ્પોઝર:** જે વસ્તુનો ફોટોગ્રાફ પાડવાનો હોય તેને તીવ્ર ને સ્પષ્ટ રૂપમાં મેળવવા માટે ફોકસ અને ઍપર્ચરને ઉપરની સમજણ પ્રમાણે નક્કી કરીને પછી એક્સ્પોઝર કેટલું આપવું તે વિચારવાનું રહે છે, કે જેથી પસંદ કરેલા ઍપર્ચરમાંથી પૂરતો પ્રકાશ આવીને ફિલ્મ ઉપર ચિત્રની સંપૂર્ણ રૂપરેખા નોંધાય. હવે સમજાશે કે ઍપર્ચરનું કદ અને એક્સ્પોઝરના વખત એ બંનેને ઘણો નજીકનો સંબંધ છે; અને તેથી એક્સ્પોઝર નક્કી કરવા માટે ઘણાખરા કૅમેરા ઉપર એવી ગોઠવણ કરવામાં આવેલી હોય છે કે દરેક ઍપર્ચરનું કદ તેની પાસેના દરેક મોટી સાઇઝના ઍપર્ચરથી બમણો 'એક્સ્પોઝર ટાઈમ' માગે. દાખલા તરીકે f/11 માટે f/8થી બમણો અને f/16 માટે f/11 થી બમણો સમય જોઇએ.

આપણે ઉપર જોઈ ગયા તેમ ઍપર્ચરનું કદ 'ડેપ્થ ઑવ ફોકસ' ઉપર અસર કરે જ છે. જો વધારે વસ્તુઓ ફોકસમાં લેવા ઇચ્છતા હોઈએ તો f/11 ઍપર્ચર જ વાપરવાની જરૂર પડવાની અને તે વસ્તુઓ જો છાયામાં હોય તો આપણે વિચાર કરવો પડવાનો, કેમકે એવી વસ્તુઓ માટે એક્સ્પોઝરનો સમય વધારે એટલે $\frac{1}{25}$ સેકન્ડ લેવો પડવાનો. પણ આપણી પાસે સ્ટૅન્ડ ન હોય અને તે સ્પીડથી શટર કામ કરતું ન હોય તો હાથમાં કૅમેરા રાખી $\frac{1}{25}$ સેકંડથી સ્નૅપ લેવા માટે આપણે બીના નજીકના મોટા aperture f/8 અથવા તેથી પણ વધારે f/5.6 વાપરવાની જરૂર પડે છે અને તેમાં ઓછા depth of focusથી સંતોષ માનવાનો રહે છે

બી. બી. ફનીબંદા

નોકર: (પોસ્ટ ઑફિસે જઇને) મારા શેઠનો કાગળ આપજો.

ટપાલી: કયા શેઠ? નામ શું?

નોકર: કેમ? નામ તો કાગળ પર લખ્યું હશેને?



# આખુડરી

પાપોને નિન્દી જવાથી કદી ના
પુણ્યો કેરાં દર્શનો પામવાનાં;
અંધારૂં કાળું જ કાળું કહ્યાથી
દીવાઝાંખી બાઇ, છે દોહલી જ.

—તનસુખ ભટ્ટ

## ક્રામોઈસ્કી–એક અદ્ભુત સંત

પોલાંડના એ મહાત્યાગી જેવા અદ્ભુત સંત પુરુષ જગતમાં વિરલ હશે. ૬૬ વરસની ઉમરે ગુજરી ગયા ત્યાં સુધી માત્ર લાકડાની ખુલ્લી પાટ ઉપર–કોઈપણ જાતની બિછાત વિના–અંત ઘડી સુધી સૂઈ રહેનાર એ અપરિગ્રહી પુરુષ પોતાની જાતને માટે બીનજરૂરી એક કોડી પણ ખરચતા નહિ; જ્યારે બીજી બાજુ પોતાની અઢળક દોલત અને વિપુલ આવક ગુપ્ત દાનમાં, પોતાનું નામ સરખું યે જણાવા દીધા વિના, તે અવિરત ખર્ચ્યે જતા. પોલાંડનું પુનરુજ્જીવન થયું તે વખતે, પોતાનો સમૃદ્ધ વૈભવ ભોગવવાની સંપૂર્ણ તંદુરસ્ત સ્થિતિમાં હોવા છતાં એમણે પોતાની સમસ્ત સંપત્તિ જાહેર હિતની સંસ્થાઓ કાજે અર્પણ કરી દીધા–પોતાની હજારો એકર જમીન, કારખાનાંઓ, મહાલયો, કલાના વિરલ ને અમૂલ નમુનાઓ, નામચીન સમૃદ્ધ લાયબ્રેરી–બધું જ દેશને સુપ્રત કરી દીધું; રાખ્યો માત્ર, પોતે જીવ્યા ત્યાં સુધીના ઉપયોગ માટે એક સાદો ઓરડો. અને કોઇપણ સ્વયંસેવી કરતાં યે ભાગ્યશાળી મૃત્યુ પણ એમને વર્યું. આ મહાત્યાગ પછી તરત એ ગુજરી ગયા.

જીવનમાં ઉગ્ર દેહદમન અને આત્મત્યાગ આચરનાર એ સંત જિંદગીભર અવિવાહિત રહેલા, કેમકે પોતાના દેશ અને ધર્મની સેવા અર્થે એ શરૂથી જ જીવન અર્પણ કરી ચૂકેલા. પોતાની પેઢીના ખૂબસૂરત અને તાકાતવાન પુરુષોમાં ગણાતા એ નરપુંગવ શરીરે એવા તો મજબૂત હતા કે ચાર ઘોડાથી ખેંચાતી ગાડીને માત્ર ખુલ્લા હાથે પૈડું પકડી રાખીને ચસકવા નહિ દીધેલી એ મેં સગી આંખે જોયું છે. પરગત-સહિષ્ણુ એ સંત મોઢાના બોધથી નહિ પણ પોતાના જીવનભરના આચરણથી જ દુનિયાને અમૂલ બોધપાઠ આપતા ગયા છે.

—જે. એચ. રેટિન્જર

## પેનીસીલીન

સ્વ. કસ્તુરબા ગાંધી માટે આ ઔષધ ખાસ વિમાન માર્ગે મગાવવામાં આવ્યું ત્યારથી આપણે તેના નામથી પરિચિત થયા. પણ તેના ગુણધર્મ ને વિશિષ્ટતા વિષે બહુ માહિતી હજી જણાતી નથી.

કીટાણુઓથી (સૂક્ષ્મ બૅક્ટીરિયાથી) ઉપજતાં દર્દોના નિવારણ અર્થે આજના યુગની તે મહા-ઔષધિ ગણાય છે. એ પ્રકારનાં દર્દો માટે ઈ. ૧૯૩૫માં સલ્ફેનેમાઇડ નામનું ઔષધ શોધાયું. શરૂઆતમાં તો એ અજબ લેખાયું ને એ રામબાણ નીવડશે એમ મનાયું: પણ થોડા જ સમયમાં જણાયું કે તેની ગુણક્રિયા મર્યાદિત છે, અને જો મોટી માત્રામાં અપાય તો ઊલટું ઝેરી અસર કરે છે. એટલે એ દવાને નહિ ગાંઠનારાં દર્દો માટે, અને ખાસ કરીને ઉઘાડા ઘામાં પરૂ પેદા કરનાર જંતુઓનો નાશ કરે એવી કોઇ અસરકારક દવાની શોધ માટે પ્રયત્નો અને પ્રયોગો અતિમાન થવા માંડ્યા. એના પરિણામે આ મહા ઔષધિ પેનીસીલીનની શોધ થઈ.

પેનીસીલીન ફૂગમાંથી બનાવવામાં આવે છે,–ખાસ કરીને લીલા ભૂરા રંગની Penicillum Notatum નામની ફૂગમાંથી. બગડેલ નારંગી, પનીર કે રોટલા ઉપર વળતી ફૂગ જેવી જ આ ફૂગ હોય છે.

પેનીસીલીનની મૂળ શોધનું માન તો લંડનના પ્રો. એલેક્ઝાન્ડર ફ્લેમિંગના ફાળે જાય છે. તેમણે ફૂગની જંતુવિનાશક શક્તિ છેક ઇ. ૧૯૨૯માં શોધી કાઢી હતી; પણ તેને દવા તરીકે ઉપયોગમાં લઇ શકાય એવા રૂપમાં તો છેક હમણાં ૧૯૪૦માં ઑક્સફર્ડ યુનિવર્સિટીના પ્રો. ચેઈન અને પ્રો. ફ્લોરીએ જગત સમક્ષ ધરી.

પેનીસીલીન પીળા રંગનો, તરલ અને આમ્લતા (ઍસિડ) વાળો પદાર્થ છે. તે બહુગુણધારી માલૂમ પડ્યું છે. તેની નિર્દિષ્ટ માત્રા ઉપરાંત હજારગણુ વધારે આપવામાં આવે તોપણ તે માનવદેહ ઉપર કશી ઝેરી અસર ઉપજાવતું નથી. આ તેની ગુણવિશિષ્ટતાને લીધે તે અત્યાર સુધીની સર્વે જંતુઘ્ન દવાઓમાં અજોડ લેખાયું છે. તે લોહી, પરૂ કે રક્તજલમાં યે પણ પોતાની ગુણયુક્તતા જાળવી શકે છે; બહુસંખ્ય કીટાણુઓમાં પણ તેની શક્તિ ખંડિત થતી નથી; અને દેહના કોષો ઉપર માઠી અસર ઉપજાવ્યા વિના તે કીટાણુઓ માટે હળાહળ ઝેર સમાન નીવડે છે; આથી તે સલ્ફેનેમાઇડ કરતાં અજોડ લેખાયું છે અને આજે તો મહૌષધિ તરીકે ખ્યાત થયું છે.

પેનીસીલીન બે રીતે વપરાય છે એક તો દર્દસ્થાન ઉપર લગાડીને. આ રીતે તે પાક ઉપર ચોડેલા દાઝવા ઉપર, ગડગુમડ, ફોલ્લાં અને પરૂ વહેતા ઘાં ઉપર ખાસ વપરાય છે. બીજી રીતે, તેનું દ્રાવણ ઈન્જેક્શન દ્વારા શરીરમાં દાખલ કરવામાં આવે છે અને એ રીતે ન્યૂમોનિયા, મેનિનજાઇટિસ, ડિપ્થેરિયા, ગોરમીઓ, સંનિપાતજ્વર વગેરે દર્દોમાં તે રામબાણ નીવડે છે. તેની અસરકારકતા તો અજોડ છે, પણ તેની ક્રિયાશક્તિ ખૂબ ધીમી છે. આથી તેના ઉપચાર અઠવાડિયાં સુધી સતત ચાલુ રાખવામાં આવે તો જ તે ગુણયુક્ત નીવડે છે.

પેનીસીલીનની બનાવટ ખૂબ અટપટી છે ને તેથી તેનું ઉત્પાદન મોઘું તેમ જ ખર્ચાળ છે. એક રતલ પેનીસીલીન મેળવવા માટે ૫૮,૫૦૦ રૂપિયાનું ખર્ચ આવે છે અને એક માત્રા દીઠ તેની કિંમત સાડા છ રૂપિયા જેટલી થાય છે. આજે તો તેનો વપરાશ મુખ્યત્વે યુદ્ધના સૈનિકો માટે જ નિશ્ચિત થયો છે, પણ નજદીકના ભવિષ્યમાં તેનું ઉત્પાદન મોટા પાયા ઉપર થશે અને જનસમસ્ત માટે તેનો વપરાશ સુલભ બનશે.

—ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## કેળાં

પૌષ્ટિક તત્ત્વોને હિસાબે કેળાંની સરખામણીમાં ઊભું રહી શકે એવું બીજું એકે ફળ હિંદમાં થતું નથી લોકપ્રિયતામાં પણ કેળું કોઈથી ઊતરે એમ નથી. કેળાંમાં ક્લોરિન, તામ્ર, લોહ, મૅંગેનીઝ પોટાસ્યમ, સોડિયમ, ગંધક, સિલિકા વગેરે અતીવ ઉપયોગી ખનીજ પદાર્થો છે. ઉપરાંત તેમાં કૅલ્સ્યમ્ ને મૅગ્નેશ્યમનું પ્રમાણ ફૉસ્ફરસ કરતાં વધારે હોવાથી કેળાં ખાધા પછી તેનો વિપાક હંમેશાં મધુર રહે છે. આથી હોજરીમાં ખટાશ વધી પડવાથી થતાં દરદોમાં કેળાં ઉપયોગી થાય છે.

પ્રયોગોથી પુરવાર થયું છે કે કેળાં પર રહેતાં બાળકોના લોહીમાં હિમોગ્લોબીન સારા પ્રમાણમાં હોય છે. લોહ, તાંબુ, મૅંગેનીઝ આ ત્રણ ઉપયોગી તત્ત્વોને લીધે કેળાં લોહીવાળ છે એમ કહેવામાં વાંધો નથી.

કેળાંમાં ૨૨ ટકા કર્બોદિત (કાર્બોહાઇડ્રેટ) સાકર રૂપમાં છે. આ બધી સાકર એવા રૂપમાં છે કે નાનાં બાળકો પણ એને સહેલાઇથી પચાવી શકે. વળી કેળાનું છોડું જીવાણુરક્ષક કવચ (germ proof) જેવું છે. તેથી જંતુઓ તેની અંદર પ્રવેશી શકતાં નથી કેળાંમાં 'એ' અને 'સી'

વિટામિન ખૂબ સારાં પ્રમાણમાં છે; 'બી' અને 'ડી' વિટામિન પણ થોડા પ્રમાણમાં છે તેમજ 'ઈ' અને 'જી' વિટામિનો પણ અંદર છે.

'એ' વિટામિનથી શરીર રોગનો સામનો કરવા શક્તિશાળી બને છે. આંખનું તેજ, બુદ્ધિની તીક્ષ્ણતા, ચપલતા વગેરે 'એ' વિટામિન ઉપર અવલંબે છે. 'સી' લોહી સાફ રાખવા માટે આવશ્યક છે. 'સી'ના અભાવથી દાંત બગડે છે અને પેઢાંમાંથી લોહી વગેરે આવે છે.

દૂધ અને કેળાં સંપૂર્ણ ખાદ્ય છે. દૂધમાં કેળાં ચોળી નાખી, અંદર સાકર-એલચી નાખીને ખાવાં એ મઝાનું ખાદ્ય છે. જેને દૂધ એકલું ન ભાવતું હોય તેને આ રીતે કેળાં ચોળીને આપવાથી ઠીક માફક આવે છે. દૂધમાં ચરબી છે જે કેળાંના વિટામિનનું દ્રાવણ કરવા સમર્થ છે, એટલે દૂધકેળાંનું મિશ્રણ સ્વાસ્થ્ય માટે સારું છે. બાળકો માટે જ પ્રભુએ કેળાં નિર્માણ કર્યાં હોય એમ જણાય છે. તેની ખુશબો, મીઠાશ, મૃદુતા વગેરે બ ળકોને આકર્ષે છે.

એક જાતનાં ત્રિકોણિયાં કેળાં મળે છે તેનું બાફીને શાક થાય છે. રાખમાં ભૂંજેલાં કેળાંનું શાક ખૂબ જ મીઠું લાગે છે. અડધાં પાકેલાં કેળાંના ગર્ભને વાંસ યા કચકડા વડે નાના નાના ટુકડા કરી પ્રખર તાપમાં સુકવી નાખી તેનો લોટ બનાવવામાં આવે છે. આ લોટ ઘઉંના લોટ સાથે ઉમેરી તેની ઘણી ચીજો થઈ શકે છે. આ જાતનો કેળાંનો લોટ સુપાચ્ય છે અને પોષણની દૃષ્ટિએ કીંમતી છે. કેળાંનો સ્ટાર્ચ બીજા કોઈ પણ અનાજના સ્ટાર્ચ કરતાં ઘણો જલદી પચી જાય છે.

સ્ત્રીઓ માટે પણ કેળાં કીંમતી ખાદ્ય પદાર્થ છે. કેળાંથી સ્ત્રીઓનાં હાડ ધોવાતાં (સોમ રોગ) બંધ થાય છે. કેળાં ને ઘી ખાવાથી સ્ત્રીઓનું લોહીવા મટે છે. ક્ષય અને દમમાં પણ કેળાં ઉપયોગી છે

સુશ્રુત તથા યોગરત્નાકર કહે છે: કેળા મધુર છે, બહુ ઠંડાં નથી, રક્તપિત્તને હરનાર છે. વીર્યપ્રસાદ છે, રુચિકારક છે. કૃમિને હણનાર છે, કાન્તિપ્રદ છે દીપ્તાગ્નિવાળા માટે ઘણાં સારાં છે.

ટૂંકમાં કેળાં ઉત્તમ ફળ છે એકંદરે સસ્તાં છે, સ્વાદિષ્ટ અને પુષ્ટિકારક છે, પચવામાં પણ સારી રીતે ચાવીને ખાવામાં આવે તો જલદીથી પચી જનાર છે. તેમાં વિટામિન્સ છે, ઉપયોગી ખનીજ ક્ષારો છે, લોહ છે, તામ્ર છે, મૅંગેનીઝ છે, ક્લોરીન છે. આ બધાથી તેની કિંમત ઊંચી અંકાવી ઘટે છે.

—બાપાલાલ ગ. શાહ

## કુદરતની ફોટોગ્રાફી

પ્રકાશના સિદ્ધાંતો શોધી કાઢી વિજ્ઞાને કૅમેરા આપ્યો. પરંતુ કુદરત પણ કૅમેરામૅનનો પાઠ ભજવે છે એની ઓછાને ખબર હશે

ડેન્માર્કના એક ગામની આ વાત છે. એક ડોશી ઘરની કાચની બારી પાસે બેસીને ગૂંથતી હતી. એવામાં વરસાદનું ભારે ઝાપટું આવ્યું. વિજળી પડી અને ડોશી મરી ગઈ; પણ સાથે જ પેલી કાચની બારી પર તેનો ફોટો પડી ગયો હતો!

પ્રયાગમાં કેટલાંક વર્ષ પહેલાં 'સ્વરાજ ભવન'માં સ્વદેશીનું પ્રદર્શન ભરાયું હતું. ત્યાં બાંદાના એક ભાઈ ઝાડ અને વેલાનાં કુદરતી રંગીન ચિત્રોવાળા પત્થરો લાવ્યા હતા. તેવા પત્થરોમાંથી તેમણે પેપરવેઈટ, પીકદાની વગેરે દીવાનખાનાની સજાવટની વસ્તુઓ તૈયાર કરી હતી. તેમને પૂછતાં માલૂમ પડ્યું કે એ પત્થરોમાં 'ફોટોગ્રાફિક સેન્સિટિવનેસ' હોવાથી આસપાસની વસ્તુઓની છાયા તેમના પર પડતાં જ છપાઈ જાય છે. પથ્થર પણ પ્રતિબિંબ ધારણ કરી શકે છે ખરો!

પ્રાકૃતિક ફોટોગ્રાફીની એક બીજી પણ ઘટના જાણમાં આવી છે. યૉર્કશાયરમાં એક મકાનમાં ખૂન થયું હતું. વાવાઝોડા સાથે વરસાદ પડતો હતો, એવા નિર્જન અશાંત વાતાવરણમાં ખૂન કરનારો મનુષ્ય ઘરમાં ઘૂસી ગયો અને જેવી છરી ઉગામીને ખભામાં ઘોંચે છે તેવી જ વીજળી પડી અને ઓરડામાં ટીંગાડેલા આયના પર તેનો ફોટો પડી ગયો. આ પરથી હત્યારાને શોધવામાં જરા યે વાર લાગી નહોતી.

—ચીમનલાલ વ્યાસ

## ફીનિશ્યન પ્રજા

ભૂમધ્ય સમુદ્ર ને લેબનન પર્વતો વચ્ચે આજે જ્યાં લેબનનનું પ્રજાસત્તાક આવેલું છે એ સાંકડી પટ્ટી ઉપર પુરાકાલીન ફીનિશ્યન લોકો વસતા હતા. એ વખતે એ ભૂમિ ફીનિશ્યા નામથી ઓળખાતી. ટાયર અને સિડોન એ તેનાં મુખ્ય નગરો હતાં, જે આજના બેરૂતની દક્ષિણે આવેલાં હતાં. બીજાં કેટલાંક નગરોએ પણ અમુક સમૂહ ઊભો કરી એક પ્રકારની સંઘસત્તા સ્થાપેલી, પણ મોટે ભાગે તેઓ ટાયર કે સિડોન એ બેમાંના એક નગરનું વર્ચસ્વ સ્વીકારતા.

ફીનિશ્યન પ્રજા સેમિટિક તોખમની હતી. હિબ્રૂઓની પેઠે તે પણ ઈરાની અખાતની પડોશમાંથી ત્યાં આવી વસી હતી. વહાણો બાંધવામાં ઉપયોગી થઇ પડતાં દેવદારનાં વૃક્ષો માટે ફીનિશ્યા પ્રખ્યાત હતું. એ સિવાય એક પ્રકારની કોચલાદાર માછલી (Shell-fish) માંથી મેળવાતા જાંબુઆ (Tyrian purple) રંગ પણ માટે તે પ્રખ્યાત હતું.

મર્યાદિત ભૂમિક્ષેત્રને લઇને ફીનિશ્યનોએ સાગરપ્રવૃત્તિ વિકસાવી અને ઈ.પૂ. ૧૫૦૦ સુધીમાં નાવિકો ને વેપારીઓ તરીકે અજોડ બની ગયા. પાશ્ચાત્યો માને છે કે જગતમાં સૌ પહેલા વહાણવટીઓ તથા ધ્રુવના તારા પરથી દિશાનિર્ણય કરનારા આ ફીનિશ્યનો જ હતા. જોકે હિંદનો ભૂતકાળ એ વાત નાસાબિત કરે છે. પાછળથી ભૂમધ્યનાં પૂર્વનાં પાણીમાં ગ્રીકોનું પ્રાબલ્ય જામતાં ફીનિશ્યનોને તેમણે પશ્ચિમ તરફ હાંકી કાઢ્યા, જ્યાં સ્પેનના પશ્ચિમ કિનારા પર કૅડિઝ વસાવી તેઓ રહ્યા.

## દુનિયાભરમાં

| | |
|---|---|
| લાંબામાં લાંબી નદી | મિસિસિપિ–૪૫૦૨ માઇલ |
| લાંબામાં લાંબો પૂલ | ટે નદીનો બ્રિજ–૨ માઈલ |
| લાંબામાં લાંબી દીવાલ | ચીનની દીવાલ–૧૨૫૦ માઈલ |
| લાંબામાં લાંબો બુગદો | સિમ્પ્લન (સ્વીટ્ઝર્લૅંડ) ૧૨ા માઈલ |
| લાંબામાં લાંબી પર્વતમાળ | આન્ડીઝ (દક્ષિણ અમેરિકા) |
| મોટામાં મોટો ટાપુ | ગ્રીન્લૅંડ–૮,૨૭,૩૦૦૦ ચો. મા. |
| મોટામાં મોટું શહેર | લંડન (ઈંગ્લૅંડ) |
| મોટામાં મોટું સરોવર | સુપીરિયર |
| મોટામાં મોટો દ્વીપકલ્પ | હિંદુસ્તાન |
| મોટામાં મોટું રણ | સહરા–૩,૫૦૦,૫૦૦ ચો. મા. |
| મોટામાં મોટો ખંડ | એશિયા |
| મોટામાં મોટો મહાસાગર | પાસિફિક |
| મોટામાં મોટું દેવળ | રોમનું સેંટ પીટર્સ |
| મોટામાં મોટી લાયબ્રેરી | પારીસની બિબ્લિઓથેક નૅશનેલ |
| મોટામાં મોટો રાજમહેલ | માડ્રિડનો રાજમહેલ |
| મોટામાં મોટું સ્થાપત્ય | ચીઓનો મહાન પીરામિડ, ઇજિપ્ત |
| મોટામાં મોટો ઘંટ | મોસ્કોનો ઘંટ |
| મોટામાં મોટું સીનેમાઘર | રૉક્સી, ન્યૂ યૉર્ક |
| ઊંચામાં ઊંચું શિખર | માઉન્ટ એવરેસ્ટ–૨૯૦૦૨ ફૂટ |
| ઊંચામાં ઊંચો જ્વાળામુખી | ચિમ્બોરાઝો–દક્ષિણ અમેરિકા |
| ઊંચામાં ઊંચું વસેલું શહેર | પાસ્કો, પેરૂ |
| ઊંચામાં ઊંચું પૂતળું | સ્વાતંત્ર્યનું પૂતળું, ન્યૂ યૉર્ક |
| ઊંચામાં ઊંચું મકાન | એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ ન્યૂ યૉર્ક |

# આ માસ ઈતિહાસમાં

## જુલાઈ

**તા. ૧** ટીપુ સુલતાન સામે ફ્રેન્ચોએ અંગ્રેજો સાથે કુડાલોર મુકામે સંધિ કરી. ૧૭૮૩.

**તા. ૪** ગૅરીબાલ્ડીનો જન્મ, ૧૮૦૭.

**તા. ૧૦** સત્તાવનના સ્વાતંત્ર્યયુદ્ધમાં જનરલ હેવલૉકને હાથે નાનાસાહેબની હાર, ૧૮૫૭.

**તા. ૧૧** પહેલા સમર્થ ગુજરાતી વિજ્ઞાની ત્રિભુવનદાસ ગજ્જરનું અવસાન, ૧૯૨૦.

**તા. ૨૦** લૉર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડ્યા ને રાષ્ટ્રીઐક્ય તથા સ્વદેશીનો જન્મ, ૧૯૦૫.

**તા. ૨૩** લોકમાન્ય ટિળકનો જન્મ, ૧૮૫૬.

**તા. ૨૮** મુઘલાઈનું તખ્ત પચાવવા ઔરંગઝેબે મોટા ભાઈ દારાનો વધ કર્યો ૧૬૫૯.

**તા. ૩૧** પ્રૉટેસ્ટન્ટ પંથના લ્યૂથર જેટલો જ ફાળો કૅથૉલિક પંથના પુનરુદ્ધારમાં આપનાર સંત ઇગ્નેશ્યસ લૉયોલાનું અવસાન, ૧૫૫૬.

### આ માસની વ્યક્તિવિશેષ
### હેન્રી ફૉર્ડ

દુનિયાભરના સૌથી મોટા મોટર બનાવનાર તરીકે ને સૌથી મોટા ધનિક તરીકે નામના કાઢનાર આ કર્તવ્યપુરુષ ૧૮૬૩ના જુલાઈની ૩૦મીએ અમેરિકાના ડીઅરબોર્ન ગામમાં ખેડૂત માબાપને ઘેર જન્મેલો. ૧૫મે વર્ષે નિશાળને નમસ્કાર કરી કારખાનામાં કામે જવા માંડ્યું ને રોજની ૧૦ કલાકની મજૂરી પછી અઠવાડિયે નવ રૂપિયા રળવા માંડ્યા ત્યારથી માંડીને આજ એ દર મિનિટે હજાર રૂપિયા કમાતો થયો ત્યાં સુધીની એની જીવનકથા પુરુષાર્થની કથા છે.

નાનપણથી જ એને સાંચાકામમાં રસ હતો; ને કારીગરી તથા વિજ્ઞાનનાં ચોપાનિયાં વાંચી ખરાખોટા સંચા બનાવી તેને દોડાવવાની માથાકૂટમાં બાળપણ વીત્યું. ખેતરમાં માણસોને કાળી મજૂરી કરતા જોઈ ટ્રૅક્ટર બનાવવાનો વિચાર સૂઝ્યો. પણ બાપને એવાં ચેટકાંમાં શ્રદ્ધા ન બેઠી, ને ૪૦ એકર જમીન આપી એને છૂટો કર્યો. જાતે બનાવેલા યંત્રથી લાકડાં વહેરી એણે ઘર બાંધ્યું ને પરણ્યો. અને બુદ્ધિબળે એડિસન ઇલેક્ટ્રિક કંપનીનો ચીફ઼ ઇજનેર બન્યો. ૧૮૯૩માં તેણે પહેલવહેલી મોટર બનાવી ને ૧૯૦૩માં ફૉર્ડ મોટર કંપનીના નામે સ્વતંત્ર કારખાનું કાઢ્યું જે આજે દર વરસે પંદર લાખ મોટરો બનાવતું દુનિયાભરમાં મોટામાં મોટું કારખાનું છે.

ગાજે, વરસે તેટલું સર્જન વિરલા હોય,
ગાજ્યાથી વરસે વધુ, ભાગ્યવિધાતા સોય.

શિકારે નીકળેલા ખંડેરાવ ગાયકવાડ એક ડુક્કરની પાછળ પડતાં સાથીથી વિખૂટા પડી ગયા. ડુક્કર તો એક ખેતરમાં રંજાડ કરી નાસી ગયો; પણ ખેતરના માલિકે તેથી ક્રોધે ભરાઈ, તેમને સામાન્ય શિકારી ગણી, ન કહેવાનાં વેણ કહ્યાં અને રંજાડનો બદલો લેવા મહારાજા પાસે લઈ જવા સારુ અટકમાં લીધા. મહારાજા શાંતિથી તેને તાબે થયા. થોડી વારે મહારાજાનો સાથી આવી પહોંચતાં ખેડૂતની ભૂલ ભાંગી ત્યારે તેનાં હાંજાં ગગડી ગયાં. પણ મહારાજાએ તેને આશ્વાસન આપ્યું કે 'પાકની નુકસાની માટે મને કેદ કરવાને તું હકદાર જ હતો. એ કેદમાંથી છૂટવા માટે પાકની નુકસાની બદલ આ ખેતરની સરકાર-વિઘોટી તને અને તારા વંશવારસોને કાયમને માટે હું માફ કરું છું.

**અનેકાર્થી શબ્દ: ચાર** = એક સંખ્યા; જાસૂસ; ખેપિયો; ગોવાળ; લીલું ઘાસ.

**કહેવતોના અર્થ:** 'લૂણી ધ્રોને લઈ જાય'—દુષ્ટને દંડ દેતાં સાથોસાથ, વશે કે કવશે, સજ્જન પણ દંડાઈ જાય છે એ ભાવ દર્શાવતી આ કહેવતનો સ્થૂલાર્થ સ્પષ્ટ છે કે વાડીમાંના લૂણીના નકામા છોડ લણાતાં, પડખે ઊગેલા ધ્રો જેવા પવિત્ર ને શોભારૂપ છોડ પણ નાહક સાથોસાથ લણાઈ જાય છે. એને મળતી બીજી કહેવતો: 'સૂકા ભેગું લીલું બળે', વગેરે.




**ખોટી વાત:** રાતા સમુદ્રનું નામ તેના પાણીનો રંગ રાતો હોવાથી પડ્યું હોવાની વાત ખોટી છે. તેનું પાણી બીજા સમુદ્રો જેવું જ છે એ તો સૌ મુસાફરો જાણે છે. ત્યાંના કિનારાના જળપ્રદેશમાં ઢગલાબંધ ઊગતી એક જાતની વનસ્પતિનાં ટોચકાંના લાલાશ પડતા રંગને લીધે એ નામ પડ્યું હોવાનું એક કારણ મનાય છે; બીજું કારણ તેના કિનારે વસતા તામ્રવર્ણી લોકોને લીધે મનાય છે.

ઓખામંડળના કિનારા ઉપર ઘણો સખત પવન ફૂંકાતો હોય છે. તેનો લાભ લઈને જામનગર-દ્વારકા રેલવેની ટ્રૉલી ઉપર આવા સઢ ચડાવવામાં આવે છે, જેથી પવનને જોરે વગર ધક્કે ટ્રૉલી આપમેળે વેગથી ચાલે છે

છત્રી પર પડેલા કાદવના ડાઘ મેથીલેટેડ સ્પિરિટવાળું પોતું ઘસવાથી નીકળી જશે. કપડાની કાળી ચમક પાછી લાવવા ઠંડું ચાનું પાણી ને ઍમોનિયાનું મિશ્રણ તે પર લગાડવું.

આપણી પૃથ્વીની જમીન દરિયાની સપાટીથી સરેરાશ ૨,૮૦૦ ફૂટ ઊંચી છે, જ્યારે દરિયાની સરેરાશ ઊંડાઈ ૧૨,૪૫૦ ફૂટ છે.

સમુદ્રફીણનો ભૂકો નાખવાથી કાનમાંથી નીકળતી રસી અટકશે. પિત્તળ પૉલિશ કરવામાં પણ સમુદ્રફીણનો ભૂકો સારું કામ આપે છે. (પ્રતાપ મહેતા)

**ગણિતગમ્મત:** ૧, ૨, અને ૩ એ એવા આંકડા છે કે જેનો સરવાળો અને ગુણાકાર સરખા જ થાય છે!

રૂપાના વાસણ પર ઈંડાં પડી જમેલા ચાના ડાઘ મીઠાના આકરા પાણીથી ઘસીને સાફ કરવાથી નીકળશે. પણ પછી મીઠાની અસર રૂપા ઉપર રહેવા ન દેશો.

બાળકના જન્મ પછી સામાન્યપણે છ કે આઠ મહીને તેને દાંત ફૂટે છે; જોકે કોઈ કોઈ વાર એક કે બે દાંત સાથે બાળકો જન્મ્યાના દાખલા પણ છે. પરંતુ દુનિયામાં એક દાખલો એવો પણ નોંધાયો છે કે બાળક બધા સંપૂર્ણ દાંત સાથે જન્મેલું!

કાશ્મીરની ખીણ
ફોટો • પ્રાણલાલ પટેલ (એ.આર.પી.એસ)

# કુમાર

ઑગસ્ટ
૨૪૮
૧૯૪૪
આવતી કાલનાં નાગરિકોનું માસિક • આદ્યતંત્રી • રવિશંકર રાવળ • સંપાદક • બચુભાઈ રાવત ... છુટક ૦-૧૦

કુમાર આવતી કાલનાં નાગરિકોનું માસિક વર્ષ ૨૧ • અંક ૮ ઑગસ્ટ • ૧૯૪૪ સળંગ અંક ૨૪૮ મો

## ભરતાત્મજો •પૃથ્વી•

ભલે તું વનરાજ ! કાળ સમ કારમો ક્રૂર હો,
દિગંત પડછંદ ઘોર તવ ગર્જના પાડતી,
પ્રચંડ યમદંડ શી તવ ભલે મહાપંજ હો,
સુતીક્ષ્ણ તવ દાઢ શૂળ સમ દંત દેખાડતી
ખુલે મરણદ્વાર શી; પણ નહીં જ એથી ડરે
કદી ભરતબાલ, નામ ભયનું ય ના જાણતા;
અરે શિશુવયે ય યાળ તવ ખેંચી જિદ્દી કરે
દુરંત મુખદાઢ દંત ગણવા બળે ફાડતા;
દબાવી પદઠેઠ વજ્ર સમ ઘોર પંજો, કમે
કૂદી તવ અધીન પીઠ પર સ્વાર થાતા સહી;

સમર્થ સુત સિંહવાહિનીતણા દુલારા અમે
અજેય, અમ માતૃ-અંક થકી કાન તારા ગ્રહી
અનેકવિધ ખેલનાર ભરતાત્મજો, કેસરી !
પરાક્રમતણું પ્રમાણ અમ પ્રાણ દેશે ફરી.

પૂજાલાલ

## શકે છે

જીવનને જીવન તું બનાવી શકે છે,
જગત નાનું તારું સજાવી શકે છે.
અરે ! તુજને થઈ જાય જો ભાન તારું
તો રણમાં ય ઉપવન બનાવી શકે છે.

એ માન્યું અણુ છે, છતાં પણ થયું શું ?
સકળ વિશ્વ એમાં સમાવી શકે છે.
તને કૈં કરી દે—ને તું કૈં કરી દે
તમન્નાઓ એવી જગાવી શકે છે.

અજાણ્યો છે તારા તું સામર્થ્યથી કાં ?
દિશા ભાગ્યને પણ ભુલાવી શકે છે.
મજાલ એની શી કે તને કોઈ રોકે ?
ઝમાનાને તારો બનાવી શકે છે.

ફળી તું શકે છે જગતમાં, ઓ નિષ્ફળ !
હસી વિશ્વ આખું હસાવી શકે છે.
યદિ આત્મશક્તિની શક્તિ તું જાણે,
પછી કાળને પણ નમાવી શકે છે.

વિચારોની તું મેખ મારીને જગમાં
નવો એક સિક્કો ચલાવી શકે છે.
અણુ યે અણુને ચમક દેતી જાયે,
કિરણધાર એવી વહાવી શકે છે.

જો ઇન્સાન ચાહે, 'સગીર' શું ન થાયે ?
ત્રિભુવનની સીમા વટાવી શકે છે.

'સગીર'

જતો વિસરી ના કદિ, નવલ પાન્થ હે! આટલું
કશું ય સહ છો ન હો, પણ હર્યું રમે 'રે' જતું.

હસિત બૂચ

### અનુક્રમણિકા



સામયિક ચિંતન

## પરાજય

સૌ કોઈ વિજયને વાંછે એ કુદરતી છે; પણ આપણા જીવનમાં તો એણે એટલી બધી ઘેલછાભરેલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, કે વ્યક્તિના જીવનમાં પરાજયને પણ સ્થાન છે એ વાત જ જાણે આપણે સદંતર ભૂલી ગયા છીએ. તમે કેળવણી લ્યો -ત્યાં તમારી કિંમત પરીક્ષાના વિજયથી, વ્યાપાર કરો-તમારી કિંમત સમૃદ્ધિના સંચયથી, સંસાર ચલાવો-તમારી કિંમત તમે પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠાથી, સંસ્થા ઘડો -તમારી કિંમત તમારા સંચાલનના વિજયથી, નાટક લખો-તમારી કિંમત ટિકિટબારી ઉપરથી, નવલકથાઓ લખો-તમારી કિંમત તમારા વેચાણ ઉપરથી, નોકરી કરો-તમારી કિંમત વિજયી 'પ્રમોશન'થી,—આમ જીવનના હરકોઈ ક્ષેત્રમાં નજર નાખો અને વિજય એટલે જ જાણે જીવનસર્વસ્વ એવો ભાસ થશે. ખરી વસ્તુ એ છે કે ઇતિહાસે તો એવા પુરુષો ને પ્રસંગો નોંધ્યા છે કે જે વિજયી હતા અને છતાં પરાજય વડે જ મહાન બન્યા હતા. માનવના જીવનઘડતરમાં પરાજયનું ઓછું મહત્ત્વ નથી. અને પરતંત્ર પ્રજા માટે તો વિજય નહિ પરંતુ પરાજય એ જ ખરું રસાયન છે.

અનેક પરાજયો મેળવ્યા વિના જે માત્ર વિજયને વાંછે છે એ અધમ ને આળસુ છે. એને પોતાનામાં રહેલા અખૂટ સામર્થ્યની ખબર નથી. માણસે જીવનમાં આશા રાખવી, વિજય ઈચ્છવો, પરિણામ શુભ કલ્પવું—અને છતાં નિરાશાને, પરાજયને, અશુભને પણ જીવનમાં ઘણું મહત્ત્વનું સ્થાન છે એ સત્ય કદાપી પણ ન ભૂલવું. ખરીરીતે તો જેમ રાત્રિ વિના દિવસની કાંઈ જ કિંમત નથી, તેમ આઘાત, નિરાશા, નિર્વેદ ને પરાજય વિનાના જીવનની કાંઇ જ કિંમત નથી ! જે માણસ હમેશાં જ ફાવે છે તેનામાં માનવતત્ત્વ અવિકસિત અવસ્થામાં રહે છે. અફળતાનું નિર્માણ એ તો માણસની આવશ્યક એવી એક આકરી કસોટી હોય છે. એવી કસોટી એ જો પાર ન કરી શકે તો જ એ પરાજય પામ્યા કહેવાય. એવી કસોટી-માંથી પણ જો એ પાર ઊતરે તો પરાજયની ઊંડી ખીણમાં રહીને પણ એ ઉન્નત મસ્તકે કહી શકે કે વિજય તો મારો જ છે.

જીવનમાં હાર્યો દા રમવાની કલા એ કાંઈ દેખીતા પરાક્રમી, વિજયાકાંક્ષી કે કુનેહબાજ પુરુષોની તાકાત નથી. એ તાકાત કેવળ શ્રદ્ધાવાનની છે; પોતાના જીવનમાં 'મિશન' લઈને આવેલા, સંસ્કૃતિના પરિમલથી સભર એવા કોઈક નર-પુંગવની છે. માણસ, જીવનના પ્રભાતકાળથી જ વિજયનો આત્યંતિક મોહ તજીને, એને જો જીવનનો એક અકસ્માત ગણતો થઈ જાય તો હરેક પરાજય દ્વારા પણ એ પોતાનું સામર્થ્ય વધારતો રહે, અને એને ખાતે નોંધાએલા એક હજાર ને એક પરાજય પછી પણ એ પોતે તો વિજયી જ રહે; કારણ કે, છેવટે તો માનવ, વ્યક્તિ તરીકે જે મહત્તા પ્રાપ્ત કરે છે એ એનું સામર્થ્ય સમર્પિને નિરંતર ઘડ્યા તો કરે જ છે. એટલે જ કેવળ વિજયની પ્રણાલિકા એ ઘણી વખત તો પ્રજાના પરાજયનો પ્રસ્તાવ બની રહે છે. અને વિજય મળ્યો એટલે વિનિપાત દૂર નથી. ઇતિહાસે તો વિજય ને વિનિપાતને મહાકાલપુરુષની આંગળીએ વળગેલાં બે બાળકો જ માન્યાં છે.

(શ્રીજીવન)

ધૂમકેતુ

# કલ્યાણકામી શિવપ્રસાદ ગુપ્તા

દાની, જ્ઞાની, હતા માની. અતિથિદેવ પૂજતા,
ભારતમાત મંદિરે, અંકાવી ઐક્યભાવના.

'આપણા જૂના સહાયક ને કાર્યકર્તાગણ જેને લીધે જ મારું જીવન સુખ અને શાંતિમય બન્યું હતું તેઓ મારા કાયાપગ સમાન છે. એમને મારે ઠેકાણે તારા વડિલ માનજે અને એવું કોઈ પણ કાર્ય ન કરીશ જેથી એમને કોઇ પણ પ્રકારે ક્ષોભ કે અપ્રસન્નતા થાય. નહિ તો મારા આત્માને ભારે ગ્લાનિ થશે જેનો ઉપચાર અસંભવિત છે.'

આ વર્ષના એપ્રિલની ૨૪મી તારીખે કાશીમાં શિવપ્રસાદજીનો દેહ છૂટ્યો તેના દોઢ મહિના પહેલાં સ્વર્ગસ્થે પોતાના દોહિત્ર સત્યેન્દ્રકુમાર ગુપ્તા ઉપર જે છેવટનો કાગળ લખ્યો હતો તેમાંથી ઉપરનું અવતરણ લીધું છે. આમાં પોતાના સહકાર્યકર્તાઓ પ્રત્યેની એમની મમતા નિર્ઝરે છે, એમના ભાવનાપ્રધાન તથા ઊર્મિલ હૃદયની દૃઢ પિછાન થાય છે તથા દેશપ્રેમની દિવ્ય જ્યોત ઝગે છે.

એ બાબુ શિવપ્રસાદ ગુપ્તા તે કોણ?

કાશીમાં રાષ્ટ્રીયતાના પ્રતીક સમા ભારતમાતાના સૌમ્ય-સુંદર મંદિરના ચણાવનાર, કાશી વિદ્યાપીઠની સ્થાપના કરનાર ને તેને ચલાવનાર, હિંદી ભાષાના અનન્ય આગ્રહી સેવક, હિંદી સંસ્કૃતિના કટ્ટર હિમાયતી, જૂના વિચારના છતાંય સુધારક, હિંદુ-મુસ્લીમ એકતાના ઉપાસક, દાનશીલતામાં આદર્શ સમા, હિંદી રાષ્ટ્રીય મહાસભાના કેટલાં યે વર્ષો સુધીના કોષાધ્યક્ષ, ગાંધીજીના ચુસ્ત અનુયાયી, માલવીયજીના પરમ ભક્ત, અસહકારના સ્થંભ શા, અનેક વિદ્યાર્થીઓના વાલી, રાષ્ટ્રીય તથા સાર્વજનિક સંસ્થાઓના પ્રેરક પોષક ને સહાયક, અતિથિસત્કારમાં અદ્વિતીય, કાશીના 'સેવા-ઉપવન'ના ધનાઢ્ય બાબુ શિવપ્રસાદના નિધનથી કાશીને, યુક્તપ્રાંતોને તથા સમગ્ર રાષ્ટ્રને મોટી ખોટ પડી છે.

સંવત ૧૯૪૦માં કાશીના ધનવાન કુટુંબમાં જન્મેલ આ ચરિત્રનાયકનું બાળપણ ખૂબ લાડકોડમાં વીતેલું. ત્રણ વર્ષની વયથી માતાની સાથે ફૈઝાબાદ રહેલા હોઈ ત્યાં તેમણે ઉર્દુ-ફારસીનો જ અભ્યાસ કર્યો. ૧૫-૧૬ વર્ષ સુધી તેમને દેવનાગરી લિપિનો કે અંગ્રેજીનો બિલકુલ પરિચય ન હતો. દેવકીનંદન ખત્રીનાં લોકપ્રિય પુસ્તકો 'નરેન્દ્ર વીર ઉર્ફે કટોરાભર ખૂન,' 'ચન્દ્રકાન્તા' તથા 'ચન્દ્રકાન્તા સંતતિ' વાંચવાની ઉત્કંઠાથી દેવનાગરી લિપિ શિખ્યા. અને તે પછી કાશીમાં આવી જયનારાયણ હાઈસ્કૂલમાં દાખલ થયા.

૧૩ વર્ષની ઉમરે એમનાં લગ્ન થઈ ચૂક્યાં. એમનાં પત્ની સ્વ. ભગવતીદેવીની એક વાત ઉલ્લેખનીય છે. શિવપ્રસાદજીના લોહીનો સંચાર ખૂબ વધવા લાગ્યો અને ભગવતીદેવીને એ ચિંતાનો વિષય બન્યો. કોઈક જ્યોતિષીએ સંવત ૧૯૯૫માં ગ્રહ આકરા આવે છે વગેરે બતાવ્યું. ભગવતીદેવીને એક દક્ષિણમાર્ગી તાંત્રિક મહાત્મા સાથે પરિચય હતો. તેમણે એ અરિષ્ટ ટાળવાનો ઉપાય બતાવ્યો: 'હું એક પ્રયોગ દાખવી શકું છું જેથી શિવપ્રસાદજી તો નિશ્ચિતપણે બચી જશે, પણ તમારા ઉપર આફત ઊતરશે, જેમાંથી ઈશ્વર જ તમને બચાવી શકે.' આર્ય નારી ભગવતીદેવી પતિનું દુઃખ પોતા ઉપર લેવા તૈયાર થયાં. તાંત્રિકનો પ્રયોગ શરૂ થયો અને ફળ પણ તેણે કહ્યું હતું તેવું જ આવ્યું. આ પ્રયોગની જાણ શિવપ્રસાદજીને પત્નીના નિધન પછી થઇ.

વિદ્યાભ્યાસકાળથી જ એમણે જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનો આરંભ કર્યો હતો. ૨૧ વર્ષની ઉમરે મૅટ્રિક થયા તે સમયમાં કાશીના પ્રતિનિધિ રૂપે તેઓ મુંબાઇ કૉંગ્રેસમાં ગયા. બીજે વર્ષે કૉંગ્રેસના કાશી અધિવેશનમાં સ્વયંસેવક તરીકે એમણે કામ કર્યું. પરદેશગમનના હિમાયતી તેઓ તે સમયથી બન્યા અને ધનાઢ્ય કુટુંબના આવા જોશીલા જુવાન સગાવહાલાંના અગ્રણી બન્યા. તેવી જ રીતે આંતરજાતીય લગ્ન, અછૂતોદ્ધાર, મદ્યપાનનિવારણ વગેરે સુધારાઓમાં પણ તેઓ આગળપડતો ભાગ લેવા લાગ્યા.

કૉલેજના સામાન્ય વિદ્યાર્થીઓ જ્યારે ટેનિસ, બૅડમિંટન વગેરેમાં સંધ્યાકાળ મોજશોખમાં જ ગાળતા ત્યારે શિવપ્રસાદજીને ત્યાં મિજલસ જામતી અને રાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચાઓ થતી. એમના મેજ ઉપર બિપીનચંદ્ર પાલનું 'સ્વરાજ્ય' છાપું તથા હિંદપ્રેમી હાર્ડી મારફત ઇંગ્લંડથી પ્રકાશિત થતું 'ઇન્ડિયા' છાપું નજરે પડતાં.

એમના વિચારો પ્રગતિશીલ હતા. પોતે આર્યસમાજ અને મૂર્તિપૂજાના વિરોધી હોવા છતાં કાશીમાં ગ્રહણ સમયે જાત્રાળુઓને સહાય પહોંચાડવાની દૃષ્ટિએ તે કામ કરતા. એમની જ પ્રેરણાથી કાશીમાં સેવાસમિતિની સ્થાપના થઈ, જેમાં જાતિ કે ધર્મનો ભેદ ન ગણાતો. શિવરાત્રિના મેળામાં જે હિંદુઓને મદદ અપાતી, તો ઈદ પ્રસંગે મુસલમાનોને શરબત તથા પાનની લ્હાણી થતી. આ વિશાળ દૃષ્ટિ હોવાને કારણે જ એમણે એક રાષ્ટ્રીય મંદિર—પ્રાર્થનાલયની કલ્પના કરી હતી અને તે જ કલ્પના આખરે 'ભારતમાતા મંદિર'માં સંવત ૧૯૯૩માં મૂર્ત થઈ. આપણા કવિ ન્હાનાલાલે 'નયા શિવાલય' કાવ્યમાં જે એક મંદિર કલ્પ્યું છે, જાણે તેજ ભાવના આ 'ભારતમાતા મંદિર'માં ઓતપ્રોત થઇ છે. એ મંદિરમાં ૩૦ ચોરસફૂટની ભારતમાતાની સુંદર ને ભાવનાપૂર્ણ આરસપહાણની મૂર્તિ છે. એ મૂર્તિની નીચેની બેઠક પર ભારતવર્ષના પાંચ હજાર વર્ષના ઇતિહાસની મુખ્ય બીનાઓ આલેખાઈ છે તેમજ વેદ-વેદાન્ત, દર્શન વગેરેનું સુચિત્ર પણ કોતરાયું છે.

શ્રી હરિશ્ચંદ્ર વિદ્યાલયના આચાર્ય પંડિત રામનારાયણ મિશ્ર કૉલેજના વાર્ષિકોત્સવ સમયે ઇનામો આપવા માટે એક સ્થાયી ફંડ ઉઘરાવી રહ્યા હતા. એક ખત્રી ગૃહસ્થે ખત્રી વિદ્યાર્થી માટે અને એક જૈને એક જૈન વિદ્યાર્થી માટે ઇનામોની રકમ આપી, ત્યારે આપણા શિવપ્રસાદજીએ મુસ્લિમ વિદ્યાર્થી માટે ઇનામની વ્યવસ્થા કરાવી'. આ નાના દૃષ્ટાંતમાં એમની સમદૃષ્ટિ દેખાઇ આવે છે.

માંદગીને કારણે તેઓ સ્નાતક (બી.એ) ન થઈ શક્યા, પણ તેમની જાહેર પ્રવૃત્તિઓ વધવા લાગી હતી. એમના આયુષ્યના ત્રીસમે વર્ષે એમની માતાનું મૃત્યુ થયું. માતાને દુઃખી કરી એવો પરદેશગમનનો સુધારો અને પોતાની મહત્ત્વાકાંક્ષા અમલમાં મૂકી શકતા ન હતા. માતાના નિધન બાદ આયુષ્યને ૩૧મે વર્ષે એઓ યુરોપયાત્રાએ ઊપડ્યા, ને ઇજિપ્ત, ઇગ્લંડ, અમેરિકા, જાપાન, ચીન, કોરિયા વગેરે દેશોનું ભ્રમણ કર્યું. યુરોપના પ્રથમ મહાયુદ્ધને કારણે એઓ અન્ય સ્થળે ન જઈ શક્યા. સ્વદેશ પાછા વળતાં એમને સિંગાપુરમાં અઢી માસનો કારાવાસ ભોગવવો પડ્યો. એ વખતે ત્યાં નગ્ન જડતી, ખોરાકની કનડગત, રહેવાની હાડમારી, અમલદારોની તોછડાઇ વગેરે પ્રચલિત હતું. એ યુરોપયાત્રાનું સચિત્ર રોચક વર્ણન 'પૃથ્વી-પ્રદક્ષિણા' નામના પોતાના ગ્રંથમાં એમણે કર્યું છે.

આ વેળા પછી એમણે રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં વધુ ભાગ લેવા માંડ્યો. સંકોચશીલ સ્વભાવને કારણે તેઓ બહુ આગળ આવી શક્યા ન હતા, પણ એમનું પ્રવૃત્તિક્ષેત્ર વિસ્તરતું જ ચાલ્યું. કાશીનું એમનું મકાન 'સેવા-ઉપવન' તો જાણે રાષ્ટ્રીય કાર્યકર્તાઓનું અતિથિગૃહ જ બની ગયું. આતિથ્યની એમની

ભાવના ઉચ્ચકોટિની હતી. એઓ કદિ એકલા જમવા બેસતા નહિ; કોઇ ને કોઇ મહેમાન તો હોય જ. રસોડામાં એવો હુકમ આપી રાખેલો કે પાંચછ જણનું વધુ જ રાંધી રાખવું. શિવપ્રસાદજીનું ઘર એટલે પોતાનું જ ભવન એમ અતિથિને લાગતું. મહાત્મા ગાંધીજી, મૌલાના આઝાદ, પંડિત મોતીલાલજી અને જવાહરલાલજીથી માંડીને નાનામાં નાના કાર્યકર્તાને અતિથિ તરીકે એમણે સત્કાર્યા છે.

જેમ આતિથ્યમાં તેમ દાનશીલતામાં પણ તેઓ પ્રથમ હરોળમાં આવે એવા દાનવીર હતા. જમણો હાથ આપે તેની જાણ ડાબા હાથને ન થાય એવી એમની પ્રકૃતિ હતી. અનેક વિદ્યાર્થીઓ, સંસ્થાઓ તથા કાર્યકર્તાઓને એમની પાસેથી મદદ મળી છે. ભાગ્યે જ કોઇને ખબર હશે કે હિન્દી સાહિત્યકાર સ્વ. મહાવીરપ્રસાદ દ્વિવેદીને શિવપ્રસાદજીએ જ માસિક વૃત્તિઓ આપીને ટકાવી રાખ્યા હતા અને એ 'સરસ્વતી'કાર આચાર્ય દ્વિવેદીજીનાં પુસ્તકો પ્રસિદ્ધ કરાવવામાં પણ એમણે જ સહાયતા આપી હતી. આ વાત એટલી બધી ગુપ્ત રહી છે કે દ્વિવેદીજીના સ્મારક અંકમાં પણ આનો ક્યાંય ઉલ્લેખ નથી થયો. અનેક વિદ્યાર્થીઓને એઓ શિષ્યવૃત્તિઓ આપતા. પહેલાં તો વિદ્યાર્થીઓ આવીને લઈ જતા, પણ પછીથી વિદ્યાર્થીને નિશ્ચિત તારીખે છાત્રવૃત્તિ ઘરબેઠાં મળે એવી વ્યવસ્થા કરેલી. અને તે જ પ્રથા સંસ્થા તથા કાર્યકર્તા પરત્વે પણ એમણે લાગુ પાડી હતી. ક્યાંયે એમનું દાન જાહેર થઈ જતુ એ એમને ગમતું નહિ. કાશીમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠની સ્થાપના તથા તેના નિભાવ માટે એમણે દસ લાખ રૂપિયાનું જે દાન કર્યું તે પણ પોતાના ભાઇને નામે ! કોઇક સંબંધી, કોઇક કાર્યકર્તા, કોઇક પરિચિત ઉપર અચાનક આફત આવી પડતી ત્યારે તેઓ ગળગળા થઈ જતા અને એને યોગ્ય મદદ ચુપકીથી પહોંચાડી દેતા. કાશીમાં ભંગીઓને (અંત્યજોને) ખ્રિસ્તી બનાવવા માટે એ લોકોને હજાર રૂપિયા દેવાનું પ્રલોભન આપવામાં આવતું કેટલાક દહાડા પછી પાદરીઓ અને અંત્યજો વચ્ચે લેણદેણ અંગે તકરાર પડી. અંત્યજોએ આર્યસમાજનું શરણું શોધ્યું. શિવપ્રસાદજી તે વેળા તેના સભાસદ હતા. એમણે આર્યસમાજ મારફત તેમની શુદ્ધિ કરાવી. એટલું જ નહિ પણ તેમને ઋણમુક્ત કર્યા. તે દિવસથી કાશીના અંત્યજો તેમને 'રાજા' તરીકે ઓળખવા લાગ્યા.

એમના અવસાન પહેલાં એક અઠવાડિયે કાશીના આર્યવિદ્યાસભાએ ભંડોળ માટે અપીલ બહાર પાડેલી, તેમાં એ સંસ્થાના એક વખતના પ્રમુખ તરીકે એમની સહીની જરૂર હતી. તેમાં સહી કરી આપીને મંત્રીને તેમણે કહ્યું, કુછ દે ભી દેના. એ 'કુછ' એટલે એક હજાર રૂપિયા! એમની ને મંત્રીની વચ્ચે હમેશનો સંકેત થઇ ગયો હતો કે 'કુછ' એટલે એક હજારનું દાન; 'હાં' એટલે એકસો રૂપિયા સુધી અને 'અચ્છા' એટલે પાંચસો રૂપિયા સુધી આપવા.

૧૬ વર્ષ સુધી એઓ ઉર્દૂ-ફારસી જ ભણ્યા હતા, પણ હિંદી પ્રત્યે એમને અનહદ માન હતું. હિંદી ભાષાની સેવા એમણે અનેક રીતે કરી છે. કવિઓ, લેખકો ને હિંદી સાહિત્યની સંસ્થાઓ સાથેનો એમનો ગાઢ સંબંધ તથા ભાષાશુદ્ધિ માટેનો એમનો આગ્રહ એ કાશીમાં તથા યુક્ત પ્રાંતમાં જાણીતી વાત છે. 'જ્ઞાનમંડળ'ની સ્થાપના તથા તે મારફત પુસ્તકોનું પ્રકાશન, સ્વતંત્રરીતે પોતે પ્રકાશિત કરતા તે, તથા 'આજ' નામનું વર્તમાનપત્ર (દૈનિક તથા સાપ્તાહિક) એમનાં સ્મારક રૂપ છે. 'આજ' પત્રને વિકસાવવા એ અહોનિશ ઉદ્યમશીલ રહેતા. એમાં લેખસામગ્રી કેવા પ્રકારની હોય તેની પણ એઓ તકેદારી રાખતા અને મુદ્રણની અશુદ્ધિઓ તથા અનિષ્ટ જાહેરખબરો દૂર ન થાય તો પત્ર બંધ કરવાનો આગ્રહ રાખતા.

શુદ્ધ હિંદીના એઓ આગ્રહી હતા. હિંદુસ્તાનની સંસ્કૃતિના એઓ રખેવાળ હતા. મિસ્ટરને બદલે શ્રીનો પ્રચાર એમણે કરાવ્યો તારીખ અને ઈસ્વી સનને બદલે તિથિ તથા સંવત્નો જ તેઓ ઉપયોગ કરતા. એકવેળા એક સંસ્કૃત સંમેલનની નિમંત્રણ પત્રિકા આપવા એક શિષ્ટમંડળ એમને ઘેર ગયું. નિમંત્રણપત્રિકા વાચવા એમણે તેમાંના એકને કહ્યું પત્રિકા વંચાવા લાગીઃ 'सप्रश्रयं निवेद्यते यदत्र नगरे मार्च मासस्य ५-६ तारिकयोः. ' આટલે સુધી જ હજી વંચાઇ અને શિવપ્રસાદજી તાડૂક્યાઃ 'બંધ કરો, તમને લોકોને શરમ નથી આવતી ? સંસ્કૃત ભણો છો, સંસ્કૃતનું સંમેલન ભરો છો અને 'मार्च मासस्य तारिकयोः' ? ડૂબી મરવાની વાત છે !' એટલું કહી શિષ્ટમંડળવાળા ત્રણે જણને પોતા તરફથી પ્રકાશિત થતા પંચાંગની એકેક નકલ આપી !

સ્ત્રીશિક્ષણના એઓ જબ્બર હિમાયતી હતા. જાપાનની સ્ત્રી સંસ્થાઓનું સારી પેઠે નિરીક્ષણ કરી. ત્યાંના મહિલા વિશ્વવિદ્યાલયના અંગ્રેજી વૃત્તાંતની નકલો પોતે સાથે લાવ્યા હતા અને ખાસ ખાસ ગૃહસ્થોને તે મોકલી હતી. ડૉ. ધોંડો કેશવ કર્વેએ એ વૃત્તાંતને જ આધારે મહિલા વિશ્વવિદ્યાલય ખોલવાનો પોતાનો વિચાર ૧૯૧૫માં મુંબાઇમાં મળેલા સમાજ સુધારક સંમેલનના પ્રમુખપદેથી જાહેર કર્યો અને ૧૯૧૬ માં એ સંસ્થા સ્થપાઈ. પણ ત્યાં સુધી ખુદ કર્વેને ખબર ન હતી કે આ વૃત્તાંતની નકલ મોકલનાર શિવપ્રસાદ ગુપ્તા જ હતા. સર વિઠ્ઠલદાસની ઉદાર સહાય એ સંસ્થાને મળી ત્યાં સુધી ગુપ્તાજીએ સંસ્થાને દર વર્ષે પાંચસો રૂપિયા આપતા રહેતા.

બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના કામમાં પણ તેઓ મહામના માલવીયજીને મદદરૂપ થતા. કેટલીયે વાર તેઓ પંડિતજી સાથે ભંડોળ ઉઘરાવવા પણ જતા અને ખાનગી મંત્રી તરીકેનું કામ કરતા.

એઓ હિંદી રાષ્ટ્રીય મહાસભાના અંગભૂત અને મહાત્માજીના સિદ્ધાંતોને અનુસરનારા હતા. સબરસ સત્યાગ્રહ અંગે અને ત્યાર પછીની ચળવળોમાં ભાગ લેવાને કારણે તેમને કારાવાસ ભોગવવો પડ્યો હતો. યુક્ત પ્રાંતનાં કેટલાંક પ્રાંતિક રાજકીય સંમેલનોમાં એઓ અધ્યક્ષ બન્યા હતા. સં. ૧૯૯૧ની રાષ્ટ્રીય મહાસભાએ ધારાસભા પ્રવેશની નીતિ અખત્યાર કરી તે કારણે એઓ હિંદી રાષ્ટ્રીય મહાસભાથી અળગા થયા જોકે સ્વરાજ્ય માટેની તેમની ધગશ જરાય ઝંખવાઈ ન હતી.

આવા સંસ્કારી, ઉદાત્ત, રાષ્ટ્રપ્રેમી, સ્વભાષાભિમાની, સાગર શા વિશાળ, પરદુઃખે દુઃખી થનારા, આંગણે આવનારને પ્રેમથી નવડાવનાર, સાચા સાથી, પ્રેરક ને પોષક, આગ્રહી છતાં ય ઊર્મિપ્રધાન શિવપ્રસાદજીની ગુણગાથા જ ગાવી રહી. ગો.

[કાશીથી પ્રગટ થતા 'આજ'નો ૮મી મેએ પ્રકાશિત થયેલ સ્મૃતિ અંક, 'વિશાલ ભારત' તથા 'વીર અર્જુન'ની સહાયથી આ નોંધ તૈયાર થઈ છે. 'આજ'નો ખાસ આભારી છું.]

વર—આજે ધનસુખે મારી આબરૂના કાંકરા કરી નાખ્યા!

વહુ—કેમ ? શું કર્યું ?

વર—પાંચ માણસની હાજરીમાં એણે મને 'ગધેડો' કહ્યો.

વહુ—મૂર્ખો છે મારો રોયો ! કોઈની હાજરીમાં તે એવું કોઇને કહેવાતું હશે ? એમ તો હું યે એ વાત આપણે પરણ્યા ત્યારની જાણું છું; પણ જુઓ, મેં મૂઈએ એ વાત આજ સુધી કરી છે કોઇને ?

એકઃ ગાંધીજીનો જન્મ મુંબાઈમાં થયો હોત તો કેવું સારું ?

બીજોઃ 'કેમ ? એથી શું ?

એકઃ 'કારણકે મેં પરીક્ષાના પેપરમાં એમ લખ્યું છે !'

# સિદ્ધિ

મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર

સ્વર્ગના અધિકાર માટે માણસને કોઇ નડતર ન રહે એ તેનું પણ હતું. એટલે કપરી શોધને અંતે તે અમર થવાનો મંત્ર શીખી લાવ્યો હતો. હવે એકલો વનની અંદર તે મંત્રની સાધના કરતો.

વનને ખૂણે હતી એક કઠિયારી. તે ક્યારેક ક્યારેક ખોળો ભરી તેના માટે ફળ લઇ આવતી, ને પડિયામાં આણતી ઝરણાનું જળ.

ધીરેધીરે તપ એવું તો કઠોર થયું કે હવે તે ફળને અડતો નહિ; પંખી આવીને ખોતરી ખાતાં.

બીજા થોડાક દિવસ વીત્યા. હવે ઝરણાનું જળ પડિયામાં જ સુકાઇ જાય છે; મુખે પહોંચતું જ નથી.

કઠિયારી વિચારતી, 'હવે તે મારે કરવું શું? મારી સેવા તો એળે જાય છે.'

પછીથી ફૂલો વીણીને તે તપસ્વીનાં ચરણોમાં રાખી જતી તપસ્વી જાણતો ય નહિ.

ભર બપોરે શોષ જ્યારે ધખતો, તે છેડો ધરી છાંયો કરી ઊભી રહેતી. પણ તપસ્વીને વળી છાંયો શો?

અંધારિયાની રાતે અંધારું જ્યારે ગાઢ બનતું, કઠિયારી ત્યારે ત્યાં જાગતી બેસી રહેતી. તપસ્વીને ભયનું કોઈ કારણ નહોતું તો ય તે પહેરો ભરતી.

૨

એક દિવસ એવું થયું કે જ્યારે એ કઠિયારી મળી ત્યારે એ નવા તપસ્વીએ સ્નેહપૂર્વક પૂછ્યું, 'કેમ છો?'

કઠિયારી કહે, 'મારે વળી સારું શું ને નરસું શું? પણ તમારી ભાળ રાખનાર કોઈ છે કે નહિ? તમારી મા? તમારી બેન?'

તે કહે, 'છે તો બધાંય; પણ ભાળ રાખ્યે શું? તેઓ શું મને કાયમ જીવતો રાખી શકે?'

કઠિયારી કહે, 'પ્રાણ રહેતો નથી એમ છે તો ય પ્રાણ માટે આટલું કષ્ટ?'

તપસ્વી કહે, 'હું ખોળું છું કાયમ જીવવાનો રસ્તો. માણસને હું અમર બનાવીશ.'

આમ બોલીને એ કેટલુંય બોલી જતો, એકલો પોતાની સાથે જ વાત કરતો હોય તેમ. એ વાતનો અર્થ કોણ સમજે?

કઠિયારી સમજતી નહિ, પણ આકાશમાં નવમેઘની ગર્જનાથી મયૂરીને જેમ થાય, તેમ જ તેનું મન વ્યાકુળ થઈ ઊઠતું.

બીજા કેટલાક દિવસો વીત્યા. તપસ્વી મૌન થઈ ગયો; સ્ત્રી સાથે કંઈ વાત કરતો નહિ.

ત્યાર પછી વળી કેટલાક દિવસો વીત્યા. તપસ્વીની આંખો બીડાની ગઈ; સ્ત્રી તરફ તે જોતો નહિ.

સ્ત્રીને મનમાં થયું કે પોતાની ને તપસ્વીની વચ્ચે જાણે તપનું લાખો યોજનનું અંતર છે હજારહજાર વર્ષ જાય તો ય એ અંતરાય પાર કરી જરા પાસે આવવાની આશા નથી.

આશા તો ભલેને રહી નહોતી, તો ય એને રડવું આવતું. મનમાં મનમાં કહેતી, 'દિવસમાં એક વાર જો એમ કહે, કેમ છો? તો પછી એ વાતમાં જ દિવસ નીકળી જાય. એક વાર જો જરા ફળ અને જળ ચાખે તો અન્નજળ એને મુખે ય રુચે.

૩

આ બાજુ ઇન્દ્રલોકમાં ખબર પહોંચ્યા કે માણસ મૃત્યુલોકને ઓળંગી સ્વર્ગ મેળવવા માગે છે. આવી ભારી સ્પર્ધા!

ઈન્દ્રે પ્રગટ રૂપે ગુસ્સો બતાવ્યો, પણ અંદર અંદર બીક લાગી, 'દૈત્યો સ્વર્ગ જીતવા માગતા હતા બાહુબળથી. તેમાં સાથે લડાઇ થઈ હતી. માણસ સ્વર્ગ માગે છે દુઃખના બળથી. તેની પાસે શું હાર માનવી પડશે?'

મહેન્દ્રે મેનકાને કહ્યું, 'જાઓ, તપોભંગ કરી આવો.'

મેનકાએ કહ્યું, 'સુરરાજ, સ્વર્ગના અસ્ત્રથી મૃત્યુલોકનો માનવી જો હારી જાય તો તેમાં સ્વર્ગની જ હાર છે. માનવીનું મરણબાણ શું માનવીના હાથમાં નથી?'

ઈન્દ્ર કહે, 'એ વાત સાચી.'

૪

ફાગણ મહિનામાં દક્ષિણના પવનનો ઝોક લાગતાં જ મર્મરિત માધવીલતા પ્રફુલ્લ થઈ ઊઠતી. તેમ જ એ કઠિયારી પર એક દિવસ નંદનવનની હવા આવી લાગી અને તેનાં દેહ-મન કોઇ એક ઉત્સુકમાધુર્યના ઝબકારાથી વ્યથિત થઈ ઊઠ્યાં. તેના મનના વિચાર મધપૂડો છોડી જતી મધમાખો જેમ ઊડવા લાગ્યા. ક્યાંકથી તેમને મધુગંધ આવતી હતી.

બરાબર એ જ વખતે સાધનાનો એક ભાગ પૂરો થયો. આ વખતે તપસ્વીને હવે કોઈ નિર્જન ગિરિગુફામાં જવાનું હતું. એટલે તેણે આંખો ખોલી.

સામે જોયું તો પેલી કઠિયારીએ અંબોડામાં ખોસી છે અશોકની એક મંજરી. અને તેનાં વસ્ત્રો છે કેસુડાંથી રંગેલાં. જાણે તે કોઇ એક એવો જાણીતો સૂર છે જેનું પદ યાદ આવતું નહિ. જાણે તે કોઈ એવી એક છબી છે જે કેવળ રેખાઓથી તાણી હોય;—માત્ર ચિત્રકારે કોઈ ખ્યાલમાં ક્યાંક એકાદ રંગ લગાવી દીધો હતો.



તપસ્વી આસન છોડી ઊઠ્યો. કહ્યું, 'હું દૂર દેશ જઈશ.'

કઠિયારીએ પૂછ્યું, 'કેમ પ્રભુ!'

તપસ્વીએ કહ્યું, 'તપ સંપૂર્ણ કરવા'

કઠિયારીએ હાથ જોડી કહ્યું, 'દર્શનના પુણ્યથી મને કાં વંચિત કરો?'

તપસ્વી આસન પર બેઠો. કેટલી યે વાર વિચાર્યું. બીજું કંઈ બોલ્યો નહિ.

૫

તેની માગણી જેવી સ્વીકારવામાં આવી તેવું જ તે સ્ત્રીની છાતીમાં આરપાર શૂળ વીંધાવા લાગ્યું..

તેણે વિચાર કર્યો, 'હું તો ખૂબ સાધારણ છું; તોય મારી વાતથી શું હરકત આવશે!'

તે રાતે પાંદડાંની પથારી પર તે એકલી જાગતી બેઠી. તેને પોતાને પોતાનો જ ભય લાગવા માંડ્યો.

ત્યાર પછી બીજે દિવસે સવારે તે ફળ લાવી ઊભી રહી. તપસ્વીએ તે હાથમાં લઈ લીધાં. પડિયામાં જળ લાવી દેતાં તપસ્વીએ પાણી પીધું. સુખથી તેનું મન ભરપૂર બન્યું.

પણ ત્યાર પછી નદીને કાંઠે શિરીષ વૃક્ષની છાયામાં તેની આંખોમાં પાણી સમાતાં નહોતાં. કોણ જાણે શું વિચારતી!

બીજે દિવસે સવારે કઠિયારી તપસ્વીને પ્રણામ કરી બોલી, 'પ્રભુ, આશીર્વાદ માગું છું.'

તપસ્વીએ પૂછ્યું, 'કેમ?'

સ્ત્રી કહે, 'હું જ દૂર દેશ જઈશ.'

તપસ્વીએ કહ્યું, 'જાઓ, તારી સાધના સિદ્ધ થાઓ.'

૬

છેવટ તપસ્યા પૂરી થવાનો દિવસ આવ્યો.

ઇન્દ્રે આવી કહ્યું, 'સ્વર્ગનો અધિકાર તમે મેળવ્યો છે.'

તપસ્વીએ કહ્યું, 'તો પછી સ્વર્ગની હવે જરૂર નથી.'

ઇન્દ્રે પૂછ્યું, 'શું જોઇએ?'

તપસ્વીએ કહ્યું, 'પેલી વનની કઠિયારી.'

વિનોદ કોઠારી

('દિપિકા'માંના મૂળ બંગાળીનો અનુવાદ)

ડી તાકાતની એક વાર્તા

# હાગામુચી

દરિયા પાસે આવેલી એક ટેકરી પર એક નાનું જાપાની ગામડું વસેલું હતું. શિયાળો ઊતરવા આવ્યો હતો. ખેતરો મોલથી લચી રહ્યાં હતાં અને બપોરના તડકા સોનેરી તડકે પાક સિંચાઇ રહ્યો હતો.

ટેકરીની તળેટીમાં બરાબર દરિયાકિનારે એક ગામ હતું. એક દિવસ એ ગામમાં મેળો ભરાવાનો હતો. ગામનાં સૌ લોકો—નાનાં ને મોટાં, છોકરાઓ ને છોકરીઓ, સ્ત્રીઓ અને પુરુષો, કીડીની સેરોની સેરો પેઠે મેળામાં જઈ રહ્યાં છે. વરસે એકવાર ભરાતા મેળામાં જવાની કોને હોંશ ન થાય? માત્ર થોડા વૃદ્ધો ગામડામાં ખેતર સાચવવા રહ્યા છે.

ગામડાને છેક છેવાડે, ટેકરીની કિનાર પર આવેલા ઝૂંપડામાં વૃદ્ધ હાગામુચી પોતાના પૌત્રને એઠોએઠો રમાડે છે ને નીચે તળેટીમાંથી આવતા જુવાનોનાં ગીતના સૂરો સાંભળતો દૂરદૂર દરિયા પર દૃષ્ટિ ઠેરવી રહ્યો છે.

નીચે તળેટીમાં ભરાએલા મેળામાં રંગની મઝા જાગતી જાય છે અને ગીતના સૂરો ગાઢા બનતા જાય છે. આહીં ડોસાને એનો પૌત્ર અનેક અટપટા ને કાલાકાલા સવાલો પૂછે છે. પણ ડોસાનું ધ્યાન એ સવાલો પર નથી. સવાલોના જવાબમાં તે માત્ર હોંકારો દઈ જાય છે, પણ એની નજર તો તીણી બનીને દૂર દરિયા પર જડાઇ રહી છે.

એવામાં દરિયાનાં પાણી જાણે ઊતરીને ઘણાં દૂર પાછાં હઠી ગયાં હોય એમ એને લાગ્યું, ને એકાએક જ્યાં પહેલાં પાણી હતાં ત્યાં રેતી દેખાઇ! પાણી ખૂબ દૂર પાછાં ચાલ્યાં ગયાં હતાં. એ જોઇને તરત એ ઊભો થઇ ગયો. એના સ્મૃતિપટ પર ભૂતકાળનું દૃશ્ય ખડું થયું.

ઘણાં વરસ પહેલાં, પાસે બેઠેલા છોકરા જેટલી જ પોતાની ઉંમર હતી ત્યારે, આવી જ રીતે દરિયાનાં પાણી ઊતરી ગયાં હતાં, અને રેતીનો કિનારો દેખાઇ આવ્યો હતો. તે પછી થોડા જ વખતમાં એકાએક દરિયાનાં મોટાં મોજાં ધસી આવ્યાં હતાં અને બધે જળબંબાકાર થઈ ગયું હતું. પરિણામે તળેટીમાં આવેલાં ગામો અને તેમાં રહેતાં મનુષ્યોનો સર્વનાશ થયો હતો.

હાગામુચીની દૃષ્ટિસમીપ, ઘણાં વર્ષો પર બની ગએલી આખીનાખો આખો ચિતાર ખડો થઇ ગયો ને એનું પરિણામ નજર આગળ આવતાં આ પ્રસંગની ભયાનકતા તેને સમજાઈ. જળપ્રલયની કલ્પનાથી જ તેને શરીરે કમકમાટી આવી ગઇ. પ્રસંગ પારખીને વધુ વિચાર કરવા નહિ થોભતાં તે સચેત થઇ ગયો અને દૂરની ક્ષિતિજ પર નજર ઠેરવી જોયું તો પાણીમાં મોટો ખળભળાટ થતો જણાયો.

થોડી જ વારમાં આગને આગ વીની જાય તો નીચે તળેટીમાંનો માનવસમુદાય ઘડીમાં હતો ન હતો થઇ જાય! એમને ઉપર આવવા ચેતવવા એણે જોરથી બૂમો પાડવા માંડી, પણ તેના ક્ષીણ અવાજનું કેટલું જોર?

હવે શું કરવું? નીચેથી બધો સમુદાય ઉપર ચાલ્યો આવે એ માટે શું કરવું? હાંફળો-ફાંફળો તે આમતેમ દોડતો ઘરના પાછલા ભાગમાં ગયો. ત્યાં તેણે ચૂલામાં લાકડાં બળતાં જોયાં. અને તેને એક વિચાર સૂઝી આવ્યો. એક લાકડી લઇ, તેને છેડે થોડાંક ચીંથરાં વીંટી, તેલમાં બોળી, સળગાવીને મશાલ જેવું કર્યું, ને બહાર આવ્યો. પોતાના ખેતરમાં આગ ચાંપવાનો તેનો નિરધાર હતો. પોતે કરેલી આખા વર્ષની મહેનત ઘડીવારમાં બરબાદ થઇ જશે એવો વિચાર તેના મગજમાં ક્ષણેક રમી ગયો; પણ હવે વિચારવાનો પણ સમય ક્યાં હતો? એક બાજુ પોતાના કુટુંબનું જીવન હતું, બીજી બાજુ હજારો આત્માનો ઉગાર હતો. તેણે ઝાઝો વિચાર ન કરતાં ખેતરના એક છેડેથી આગ ચાંપી ને આગળપાછળ બધે ફરી આખું ખેતર સળગાવી મૂક્યું. પાકનાં ખખડી રહેલા સૂકાં પાન ને ડૂંડા ભડભડ સળગી ઊઠ્યાં

તળેટીમાંથી કોઈ ખેતરને બળતું જોઇ, આગ માની, સૌને ઉપર મદદ કરવા તેડી લાવશે એવી તેની મુરાદ હતી. ઘડીમાં તે તળેટીમાં તો ઘડીમાં દરિયાના ક્ષિતિજ પરથી ધસી આવતાં રાક્ષસી મોજાં તરફ નજર ફેરવ્યા જ કરતો. વિકરાળ મોજાં તો ધસ્યે જ આવતાં હતાં, પણ હજી તળેટીમાંથી કોઇની નજર ઉપર ઊડતી નથી લાગતી. સૌ નિરાંતથી રંગરાગમાં મસ્ત છે અને તેમનાં ગીતના સૂર વધુ ગાઢા બનતા જાય છે.

ડોસો લાચાર બની ગયો. પણ એમ તે હિંમત હારે તેમ ન હતો. ખેતર કરતાં વધુ ઊંચું પોતાનું ઝૂંપડું સળગે તો તેની ઝાળ વધારે ઊંચે જાય અને નીચેથી કોઇક તો જરૂર જુએ એમ તેણે વિચાર્યું. અને લાગલી જ બીજી મશાલ સળગાવીને પરાળ અને લાકડાંના બનાવેલા પોતાના ઝૂંપડાના છાપરાને તે ચાંપી. છાપરું સળગ્યું અને ધીમેધીમે ઝૂંપડું પણ બળવા માંડ્યું. મોટી ભભૂકતી જ્વાળાઓ નીકળવા માંડી. છોકરો તો ડોસા સામે જોઇને આશ્ચર્યમૂઢ થઇ જોઈ જ રહ્યો

એટલામાં નીચે શહેરમાં ઘંટ વાગતો તેણે સાંભળ્યો. જ્યારે કોઈ મોટી આગ લાગતી ત્યારે આ ઘંટ વગાડવામાં આવતો. નીચેથી કોઇએ અંતે ડોસાનું ચેતી ગએલું ઘર જોઇને સૌને તેની મદદે દોડવા બૂમો પાડવા માંડી હતી. ગીત એકાએક થંભી ગયાં અને સૌ માનવીઓ ટેકરી પર બળતું ઘર બુઝાવવા દોડવા લાગ્યા. તરત જ ડોસો ટેકરીને કિનારે જઇ હાથ વડે સૌને ઉપર આવવા ઈશારત કરતો બૂમો પાડવા લાગ્યો.

જ્યારે સૌ ગામ છોડી, ઉપર ટેકરી પર દોડી આવ્યાં ત્યારે તેમણે નીચે સુધી, પોતાની પાછળ આવી પહોંચેલાં મોજાંની ગર્જના સાંભળી. નીચે જોયું તો એ પ્રલયના ખતરનાક આક્રમણથી ગામ આખાનાં ઘરો એક પછી એક ભાંગી જતાં જોયાં પોતે હમણાં જ્યાં કલ્લોલી રહ્યાં હતાં ત્યાં અને આસપાસ કેટલા યે માઇલો સુધી પાણી ફરી વળ્યું અને કેટલાં યે ગામો અને ખેતરો પાણી નીચે અદૃશ્ય થઈ નાશ પામ્યા. હાગામુચીએ પોતાનું ઝૂંપડું અને ખેતર કેમ બાળી મૂક્યાં તે હવે તેમને સમજાયું.

લોકોએ આ ઉપકારના બદલામાં હાગામુચીની એક મૂર્તિ બનાવડાવી મંદિરમાં મુકાવી.

જ્યારેજ્યારે આ મેળાનો દિવસ આવે છે ત્યારેત્યારે જાપાનનાં કુમાર-કુમારીઓને તેમનાં માબાપ કે દાદાદાદી એ વૃદ્ધ વીર હાગામુચીની વાત સંભળાવે છે. 'તક્ષક'

# કસોટી

નીચેનાં પ્રશ્નોના ઉત્તરો પૃ. ૧૫૫ ઉપર છે; પણ તે જોતાં પહેલાં આપમેળે તમે કેટલા સાચા શોધી શકો છો તે ચકાસી જુઓ.

(૧) એક માણસને નવ છોકરા હતા. અને તેની પાસે ૮૧ મોતી હતાં. મોતીની કિંમત એવી રીતની હતી કે પહેલા મોતીની એક રૂપિયો, બીજાની બે, ત્રીજાની ત્રણ,—એમ ચડતી ચડતી ૮૧મા મોતીની ૮૧ રૂપિયા હતી. તે માણસ પોતાના દરેક છોકરાને નવ નવ મોતી એવી રીતે વહેંચવા ઇચ્છે છે કે દરેક છોકરાનો ભાગ એકસરખી કિંમતનો બની રહે. તો એ મોતી કેમ વહેંચવાં?

(૨) નીચે જેના અર્થ આપ્યા છે એ બધા મૂળ શબ્દોના છેલ્લા અક્ષરો 'રદ' આવે છે. તમે એ શોધી શકશો? પીળું. યશ, વીર, એક ઋતુ, ધૂળ, લોઢમાંનું એક, પીડા, કૃપાળુ.



(૪) બાર આંબા રોપેલી આ જમીનના એવા ચાર સરખા ભાગ પાડો કે જેથી દરેક ભાગમાં ત્રણત્રણ આંબા આવે.

નાચ શરૂ થાય છે. સો-પચાસ ભીલભીલડીઓનું એ સમૂહનૃત્ય હતું. નૃત્યમાં તાલબદ્ધતા ને સંવાદિતા પુષ્કળ હતાં, પણ એમાં કુબળા લોકોના નાચ જેવી ઉદ્દંડતા કે ગારીઆ લોકોનાં નૃત્ય જેવી ભભક નહિ. આ નૃત્ય તો મેદાનની રેવા જેવું, ધીમું પણ સુલલિત.

જુવાનિયાઓએ નાચ્યા કર્યું, 'ડાયા'-ઓએ અમારી જોડે ખૂબ વાતો કરી; અને આવાઆવા સવાલો શા માટે પૂછતા હશે એ વિષે અચંબો પણ પામ્યા. સમશુ એ લોકોનો વસાવો. એણે ધીરજ રાખીને ખૂબ વાતો કરી. સપ્તર્ષિએ હવે વળાંક લીધો, અનુરાધા પણ ઉપર સુધી આવી ગઈ, એટલે બધાંએ સૂવાની જગ્યા શોધવા માંડી. થોડી વારમાં શીતળ હવામાં આનંદનાં સ્વપ્નો ભળી ગયાં.

સવારે ધમધોકાર કામ ચાલ્યું. બપોરના ત્રણ સુધી ડૉ. મજમુદારે માપ લીધા કર્યાં. અમે એમને મદદ કરતા રહ્યા. બધાં માપોમાંથી લોહીની વર્ગણીનાં માપ, આ વિષયમાં સૌને રસ પેદા થાય એટલા માટે નીચે આપ્યાં છે. અમે રતનપુરમાં ૨૬, દેડીઆપાડામાં ૬૦ ને માલસામોટમાં ૭૦ ભીલોનાં લોહી લઈ એની વર્ગણી કરી હતી. A, B, અને O વર્ગોમાં એમના ટકા આ મુજબ હતા:

| વર્ગ | રતનપુર | દેડીઆ-પાડા | માલ-સમોટ | સરેરાશ |
|---|---|---|---|---|
| A | ૩૦·૮ | ૨૨·૦ | ૨૪·૩ | ૨૫·૭ |
| B | ૨૬·૯ | ૩૦·૦ | ૩૧·૪ | ૨૯·૪ |
| O | ૩૭·૮ | ૩૬·૦ | ૩૪·૧ | ૩૬·૦ |

માણસજાતમાં મુખ્યત્વે ત્રણ વર્ગનાં લોહી હોય છે: A, B અને O. જુદીજુદી જાતોમાં એની વહેંચણી જુદાજુદા પ્રમાણમાં હોય છે. આદિ જાતોમાં A અને B હોતાં નથી, પણ Oનું પ્રમાણ વધુ હોય છે. ઉપરના કોઠા દર્શાવે છે કે ભીલોમાં A અને B કરતાં O વધારે હોય છે, જે એમને આદિ જાત તરીકે બતાવે છે. પણ આને સત્ય તરીકે સાબિત કરવાને ચહેરા વગેરેનાં બીજાં માપોનું પૃથક્કરણ અને ભીલી સંસ્કાર-રિવાજોનો તુલનાત્મક અભ્યાસ પણ જરૂરી છે.

સાંજે એમનાં ઝૂપડાં જોયાં. ઝૂપડાં એ લોકો કામઠાંનાં બનાવે છે. વચ્ચે એક જ બારણું; અંદર માણસો ને ઢોર સાથે રહે. અસબાબમાં ખાનદેશી ગોદાં, ઘંટી અને થોડાં થોડાં કપડાં; ક્યાંક ભીંત ઉપર સુકતી મકાઇ અને ક્યાંક ચીતરેલા સાથિયા—ચીતરામણ, જે જોતાં એમની કલાપ્રિયતાનો પણ ખ્યાલ આવે ખરો. એક માલદાર ડાયાના ઝૂંપડામાં એની દીકરી અને તેનું નાનું બાળક હતાં. છોકરીએ હાથે અને કાને કથીરનાં અને રૂપાનાં ઘરેણાં પહેર્યાં હતાં. એના ગળામાં હિંદુ સ્ત્રીઓને હોય છે એવી સુહાગમાળા હતી. સાથે જ મોટાં મોતીની પણ સરસ રીતે ગૂંથેલી બીજી પણ એક માળા હતી. એમને યે નકશી, ઝીણવટ, કલા ખૂબ ગમે છે.

જોડે એના જમાઈનું ઝૂંપડું હતું. ભીલોમાં જમાઈ પાસેથી પરણતી વખતે પૈસા લેવાનો રિવાજ છે. પૈસા ન દઈ શકે તો સસરાને ઘેર રહે, એના ખંધાડીઆ તરીકે કામ કરે ને પૈસા વસૂલ થાય ત્યાં સુધી ત્યાં જ મુકામ રાખે.

ડોસાનાં આ દીકરી જમાઈનું સ્નેહલગ્ન હતું. બંને દીવાળીના મેળામાં મળ્યાં હશે જોતાંવેંત મનોમન મળ્યાં અને પરણી ગયાં. ડોસાએ કહ્યું કે એવાં ઈચ્છાવર વરનારાં આમારામાં ઘણાં. 'ડાયા'ઓ એમાં વાંધો લેતા નથી. છોકરાને અમે પરણાવીએ તે ય એમને પૂછીને. નાનાંનાનાંને અમે પરણાવતા નથી

એની દીકરીને બચ્ચુ છે. એના ઉપર વાત નીકળી. બચ્ચું જન્મે તેને બચ્ચું ઉપજ્યુ કહેવાય. હિન્દુઓની પેઠે એ લોકો પણ છઠ્ઠે દિવસે નામ પાડે છે; જોકે વિધાતા જેવી કોઇ દેવી પૂજતી નથી. એમના નામો આવાં હોય છે: બારીઓ', સુરજ્યો, મુંગ્યો, કુસર્યો, ગીમલ્યો, ભાગડી, બાઠી, બુલા, સુરજી, વરજી

મુકામે જતાં રસ્તામાંના કેટલાં ય ખેતરોમાં ઝાડ નીચે દેવીકૃત પથરો જોયા. એક હતા ઘોડા-દેવ'. જે ખેતરમાં દેવનું પ્રતિષ્ઠાન હોય ત્યા સ્ત્રી-પુરુષો સહ-વાસ કરતા નથી. દેવને દારૂ, મરઘાં આદિ ચડાવવાં પડે. બીજા 'વાઘ-દેવ'. એની જો પૂજા રહી જાય તો કંઈ માંદુ પડે, અથવા ઢોરને વાઘ ખાઈ જાય કે સાપ પણ કરડી જાય. દેવોને તો રીઝેલા જ રાખવા પડે છે. શીતળા આદિના રોગ વખતે એ લોકો વાઘદેવને બીજે ગામ મૂકી આવે; તે ગામવાળા વળી ત્રીજે ગામ; આમ કરીને માલગમનો રોગ સામોટમાં થઈને દેવમોગરીમાંથી બહાર જાય છે. 'નંદરવો દેવ' ચોમાસાની નવપલ્લવિત વનસ્પતિની પૂજા માગે છે; 'માવલી-દેવ'ને દીવાળીમાં નવાં ધાન્યથી પૂજવા પડે છે; હોળી માતાને પણ માનવી પડે છે.

એમના મહીનાઓ તે તે મહીનાઓના વિશિષ્ટ તહેવાર ઉપરથી અથવા તેમાં વિશિષ્ટ લક્ષણ ઉપરથી ઓળખાય છે. એઓ મહીના આમ ગણાવે છે: કહરૂ, હરકણી, ગોકો, ઉતરાણ, ગીંબ, ઝેઠ, માગરો વગેરે. મહીનો કૃષ્ણપક્ષથી શરૂ થાય છે. અધિક મહીનો નથી અને નવું વર્ષ દશેરા પછી મંડાય છે દીવાળીમાં માવલી દેવ પૂજાય; હરકણીમાં મોકુંબેરી વઢાય; ગીંબમાં ગીંબદેવીની જાત્રા ભરાય, ને જ્યો મહીનો આવે કે લોકો સુરપાણની જાત્રાએ જાય. એમની હોળી સવારના પહોરમાં સળગે; ને ત્યાં આગળ એઓ પાંચ-પાંચ દિવસ સુધી નાચે. પાંચમ વાળ્યા પછી જ એમનો આનંદ પ્રવૃત્તિમાં પલટી જાય.

ભીલ લોકોની મોટી બદી દારૂ છે. નાની સરખી આવક છતા યે એ લોકો દારૂ પીવાના. તેમાં એ લોકો પાયમાલ થઇ જાય છે. રાજ્યને દારૂમાંથી જબરી આવક થાય છે એટલે એ પણ દારૂબંધી માટે ઉત્સાહ રાખતું નથી. દારૂ ભીલોના રિવાજોના એક અભિન્ન અંગ તરીકે વણાઈ ગયો છે. જન્મે ત્યારે દારૂ, પરણે ત્યારે દારૂ અને મરે ત્યારે ય દારૂ'' એમના દરેકે દરેક ક્રિયામાં દારૂ વપરાવાનો જ.

એમની વાતચીત કરવાની રીત ઘણી શાણી હતી. સમશુ બુદ્ધિમાન લાગતો હતો. મરાઠી-ભાષી પ્રદેશની અહીં હદ હોવાથી એની વાતમાં મરાઠી પ્રયોગો ઘણા હતા. એમની ભીલી ભાષા તો ગુજરાતી જેવી જ; જોકે નવાસવાને એ ન સમજાય. એક નવાઈની વાત એ હતી કે એ લોકો 'અ'નો ઉચ્ચાર બંગાળીઓ પેઠે 'ઑ' કરતા હતા જેમકે, કોઈ મરી જાય ને 'બારમું કરવું પડે' એમ કહેવું હોય તો કહેશે, 'બારમું કૉરવાન પૉડે.' આની પાછળ કાંઇ વૈજ્ઞાનિક-ઐતિહાસિક કારણ હશે ?

અહીં ભીલોના જીવનની પૂરી ઝાંખી યે કરાવવામાં આવી નથી. એના ઉપર તો ગ્રંથો તૈયાર થાય એટલી વિવિધ ને રસપ્રદ એમની જિંદગી હોય છે. ભીલજીવનના સામાજિક અને આર્થિક પ્રશ્નો પણ ઘણી શોધ અને ઘણા ખંતની અપેક્ષા રાખે છે. એમના જીવનનો સર્વસ્પર્શી અભ્યાસ થવાની બહુ જરૂર છે.

ઠાકોરલાલ ભાણાભાઈ નાયક

## આવતી કાલની પ્રજા માટે આવતી કાલનો પ્રશ્ન

આ વીસમી સદીના બીજા અર્ધ સૈકામાં—આવતાં પચાસ વરસમાં—દુનિયામાં બે મહાન પ્રશ્નો હશે, જેમાં તમારે ભાગ લેવાનો આવશે. એક હશે: શ્વેત વર્ચસ્વમાંથી એશિયાની અને સાંસ્થાનિક દેશો (જેમા હિંદ પણ આવી જાય)ની મુક્તિ: અને બીજો પ્રશ્ન હશે; હિટલરી કે સ્ટેલિનશાહી સામે—કોઈ પણ જાતની સરમુખત્યારી સામે—વ્યક્તિની આઝાદીનો, રાજદ્વારી અને સામાજિક લોકશાસનનો પ્રશ્ન. આ બંને મહાકાર્યોમાં આપણા મહાન નેતા મહાત્મા ગાંધીજીએ ઘણો ફાળો આપ્યો છે. તમે ચાહો તો એ ઉજ્જ્વળ વારસો મેળવી શકો ને એમના 'મિશન'ને આગળ ધપાવી શકો. —એમ. આર મસાણી (નવસૌરાષ્ટ્ર)

# ફળો

## સ્વાદમધુર અને દર્શનરમ્ય એવી કુદરતી બક્ષિસ




ફળોની મિષ્ટતા અજબ છે. એની ખુશબો આપણા જ્ઞાનતંતુઓને અજબ શાંતિ અર્પે છે. ફળનો મિષ્ટ રસ આરોગતા શરીરની સર્વ ધાતુઓને અવર્ણનીય શાંતિ મળે છે ને એ રસ આપણાં મોંમાં લાલાસ્રાવ વહાવે છે. પરિણામે પાચક રસોનો સ્રાવ વધે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને સકલ શરીરયંત્ર નૂતન તાજગી અનુભવે છે. જેટલી સહેલાઇથી ફળો શરીરમાં પચી જાય છે તેટલી સહેલાઈથી બીજો એક પણ ખાદ્ય પદાર્થ પચતો નથી. કુદરતી ક્ષારો, કુદરતી સાકર, કુદરતી ગળપણ, નત્રિલ (પ્રોટીન) અને કર્બોદિત (કાર્બોહાઇડ્રેટ) ખાદ્યોને પચાવવાની એમાં અજબ શક્તિ છે. કબજિયાતવાળા દરદીઓને તો ફળો ઉત્તમ ખાદ્ય પદાર્થ છે. ઘણા રોગોમાં ફળનો રસ અમૃત જેવું કાર્ય કરે છે, કારણકે ભગવાન સૂર્યનું ભર્ગ તેમાં ભરેલું છે.

ફળોનું મહત્ત્વ એમાં ખનીજ ક્ષારોને લઇને છે. ફળમાં પાણીનું પ્રમાણ વિશેષ હોવાથી તે સારક ને મૂત્રલ છે. વળી ખનીજ ક્ષારો વધુ હોઈને તેના સેવનથી લોહી સાફ રહે છે. લોહીની અમ્લતાને ફળનો મધુર રસ ઓછી કરે છે. માંસ અને અનાજના આહારથી લોહીમાં તેમજ અન્ય ધાતુઓમાં આમ્લતાનું પ્રમાણ અધિક ઉત્પન્ન થાય છે. આ આમ્લતાના પ્રતિકાર માટે અમ્લપ્રતિયોગી (alkaline) ફળો આવશ્યક છે. 'વિટામિન'ની શોધ પછીથી ફળોનું મહત્ત્વ ઘણું વધ્યું છે. કારણકે ફળોમાં વિટામિન પ્રચુર પ્રમાણમાં છે અને શરીરના બંધારણ અને ચેતનતત્ત્વ માટે વિટામિન બહુ જરૂરી છે. —બાપાલાલ વૈદ્ય

ઉપર કહ્યું તેમ ફળની ખુશબો, મિષ્ટતા અને ગુણતત્ત્વ જેમ આહ્લાદક ને અસરકારક છે, તેમ તેમનાં રૂપ અને રંગ પણ મોહક ને આકર્ષક હોય છે; અને એ બાહ્ય સૌન્દર્ય જેવો જ તેમનો અંદરનો ભાગ પણ દર્શનરમ્ય હોય છે. ઉપલા ચિત્રમાં કેટલાંક ફળોનાં મોં તરદર્શન કરાવ્યાં છે, જે પરથી તેમની મનોહરતાનો ખ્યાલ મળશે સાથે તેમની અંદરની રચનાનું-બી, પેશી, ગર્ભ, રેસા, છાલ, ઇ૦ આદિનાં વિવિધ રૂપ અને સંયોજનનું જ્ઞાન થશે. એમાં માત્ર ચાર સિવાયનાં ફળોને ઊભાં ને આડાં એ રીતે ચીરી બતાવ્યાં છે, તેમાં વળી વિવિધ રચનાસૌન્દર્ય જણાશે. એમાંનાં સ્ટ્રૉબેરી, બ્લૅકબેરી ગૂસબેરી, ચેરી, પેર, પીચ, પ્લમ ને બ્રાઝિલ નટ એ પશ્ચિમનાં આપણે ત્યાં અવતર્યાં છે. બેરી અને ચેરી બોરના જેવાં, પેર જાણે ફળ જેવાં ને પ્લમ આલુ જેવાં થાય છે. બ્રાઝિલ નટમાં બે ચિત્ર બતાવ્યાં છે. નીચે આખું ચીરેલું ફળ છે, અને ઉપર છે તે એની પેશી છે. એ આપણા નાળિયેર પેઠે કદમાં મોટું ને એવું સખત હોય છે કે ઉપરથી પડ્યું હોય તો માથું ફોડી નાખે કે બેહોશ બનાવી દે. તેની પેશીઓ નારંગીની પેશીઓને મળતી અંદર ગોઠવાયેલ હોય છે, અને અંતરમાં તે જ સમાય છે. (World of Wonder)

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો——લેખક ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ

[૫]

હવે મને લાગવા માંડયું કે સૌન્દર્ય તો સર્વત્ર ભર્યું છે; કોઇ વિરલ પ્રસંગે કે યાત્રાના ધામે જ જોવા મળે એવું કંઈ નથી.

આથી અમદાવાદનાં બધાં મંદિરો અને મસ્જિદોમાં હું ફરવા લાગ્યો. તેમાંનાં સ્થાપત્ય, શિલ્પ અને મૂર્તિઓનાં નિરીક્ષણથી મને ઉચ્ચ પ્રકારનું સુખ મળતું હતું.

દિલ્હી દરવાજા બહાર હઠીસીંગના દેવળપરની નર્તકીઓની મૂર્તિઓનાં મુખ પર આનન્દસમાધિનું દૃશ્ય બહુ જ આકર્ષક હતું. Ecstacyએ લીધેલું એ મૂર્ત સ્વરૂપ ઘણા મિત્રોને તેમજ અમદાવાદમાં આવેલા પરદેશી વિદ્વાનો અને કવિતાપ્રેમી સાહિત્યરસિકોને પણ બતાવવા હું વારંવાર હઠીસીંગનાં મંદિરે લઇ જતો, અને તે દરેક પ્રસંગે નવોનવો આનંદ મને મળતો. અને ત્યાંના તીર્થંકરોના મુખભાવમાં અવ્યક્તને વ્યક્ત કરનાર, વિશ્વકર્માના શિષ્યો—સોમપુરા સલાટોને હું માનસિક નમસ્કાર કરતો.

અમદાવાદની મસ્જિદોના સ્થાપત્યની સપ્રમાણતા, એમાંની કોતરણીનું સૌંદર્ય ને તેની જાળીઓની વિવિધતા પર તો હું મુગ્ધ બન્યો હતો. લાલ દરવાજાની જાળીઓની કોતરણીની સુકુમારતા ને લાલિત્ય જોઇ મને મિઠ્ઠી ઢૉયલો ને દયારામ કવિનાં ગીતો સાંભરતાં. એ કોતરણીમાંનું ખજૂરીનું ઝાડ જોઇને મને મરોડદાર ગુજરાતી લિપિ યાદ આવતી. દેવનાગરીની માથાં બાંધેલી લીટીઓ તળે ઊભેલા અક્ષરો જાણે 'હુટ્ટ હોમ!'ના હુકમ પર ડ્રિલ કરતા લાગતા, ત્યારે ગુજરાતી લિપિમાં રેખાઓનાં વ્હેણ ગરબે ઘૂમતી કન્યાઓ જેવાં મુક્ત પ્રવાહી લાગતાં.

સૂર્યાસ્તના રંગો વખતે જ્યારે એ લાલ દરવાજાની જાળીઓ જોતો ત્યારે તો એ સ્થળ અને કાળને ભૂલી કોઈ અલૌકિક ભૂમિમાં વસતો હોઉં એવું લાગતું. એ જાળીઓ મેં બહુ જણને બતાવી છે. 'રૂપમ્'ના તંત્રી કલાવિદ્ અર્ધેન્દ્રકુમાર ગાંગુલી તો એ જોઇને કહે કે મેં આનાં ચિત્રો તો બહુ જોયાં હતાં, પણ ખરી જોયાથી જેવો આનંદ થાય છે એવો તો કોઇ છબિ કે ચિત્રથી નહિ થએલો. પછી તો આ જાળી ઉપરથી રૂપાની નાનીનાની જાળીઓની પેટીઓ બનાવડાવીને તેમાં મેં કેટલાં યે માનપત્રો અપાવડાવ્યાં.

સરખેજ અને શાહઆલમના રોજા તથા રાણી સિપ્રી, રાણી રૂપમતી અને મુહાફિઝખાનની મસ્જિદો, જુમા મસ્જિદ તથા બાદશાહ અને રાણીના હજીરા પણ હું વારંવાર જતો. સરખેજનું એકાન્ત, વાતાવરણની પવિત્રતા ને કલાસમૃદ્ધિ તો મને ખૂબ ગમતી. વિદ્યાર્થીઓનાં ટોળેટોળાંને હું ત્યાંની યાત્રાએ લઈ જતો. ત્યાંના તળાવનો ઓવારો, ગરનાળાં ઉપરની કોતરણી, ગુંબજમાં આછા પ્રકાશ અને પડઘાની યોજના તથા મહમદ બેગડા અને અહમદ ખટ્ટુ ગંજબક્ષની કબરો પરની કોતરણી જોતાં હું કદી ધરાતો નહિ.

શાહઆલમની જાળીઓમાંથી ગળાઇને આવતો પ્રકાશ ભક્તિભાવને પોષક લાગતો અને પશ્ચિમનાં ગૉથિક દેવળોમાંની 'સ્ટેઈન્ડ ગ્લાસ વિન્ડોઝ' એટલે રંગીત કાચની બારીઓના તેજ કરતા આના તેજની માનસિક અસર વધારે સારી લાગતી. વળી એ કોતરણીની ભિન્નભિન્ન આકૃતિઓમાંથી જોવાતું ભૂરૂં આકાશ પણ પ્રભુની વધારે નજદીક લઈ જતું લાગતું. ત્યાંના ટોડા પર ચડીને મેં કલાકો સુધી કુદરતનું સૃષ્ટિસૌન્દર્ય પીધું છે. ત્યાંથી નજરે પડતા તળાવો, વૃક્ષો ને વાદળના રંગો નિસર્ગદેવીની અદ્ભુત લહાણ છે.

મને લાગતું કે આવડા મોટા આ શહેરમાં મારા જેવો કોઈ સુખી નથી. સાંજના પાંચ પછી હું કોઈ દિવસ ઘેર રહેતો નહિ 'ગુજરાત ક્લબ'નો પણ સભાસદ હું ન થયો; કારણ દરરોજ સાંજનાં આવાં અદ્ભુત કલાપર્યટન અને સૃષ્ટિસૌન્દર્યનાં સુખ મૂકીને એ પત્તાંબાજી, બ્રિજ કે કુથલીઓમાં સલુણી સંધ્યાઓ વેડફવી મને વ્યાજબી લાગી નહિ.

અમદાવાદનું સ્વામીનારાયણનું મંદિર પણ હઠીસીંગના મંદિરનું સમકાલિન છે. એની લાકડાની કોતરણી, સભામંડપના સ્થંભો, સહજાનંદ સ્વામી ને નરનારાયણની મૂર્તિઓ વગેરેએ મને ખૂબ અસર કરી હતી.

છતાં આ બધુ ભૂતકાળનું હતુ. મારે વર્તમાનમાં કોઇ શિલ્પકાર હોય તો તેને મળવું હતું અને એમની આધુનિક સ્થિતિ અને ભવિષ્યની આશાઓમાં કંઇ સાથ અપાય તો આપવાની મને લ્હે લાગી હતી.

મગનલાલ ચિત્રકાર અને પછી રવિભાઈ સાથે કલાના પુનરુદ્ધારની ઘણી વાતો થતી ને દેશના પુનર્જીવનમાં કળાઓ અને કળાકારો જો મળે તો પ્રજાજીવનમાં રસિકતા અને આનંદ આવે એમ આશા બંધાઇ હતી.

આ ઉપરથી નવાં જૈન મંદિરોના શિલ્પી રવિકરણ, અમદાવાદની અદ્ભુત લાકડાની કોતરણી હમણાં સુધી સજીવન રાખનાર સોમનાથ ભૂધર મિસ્ત્રી, કિનખાબ વણનારા થોડાક શાળવીઓ અને એક ગાલીચાના કારખાનાવાળાને હું મળ્યો. રવિકરણ પાસેથી સોમપુરા બ્રાહ્મણોનો ઇતિહાસ જાણ્યો અને ગુજરાત, રજપૂતાના તથા માળવા સુધીની એમની કોતરણીની અને રૂપકામની એકતા એમની પાસેથી સમજ્યો.

અમદાવાદમાં બનતા ગાલીચા, કિનખાબ, લાકડાનું કોતરકામ અને ખેતરપાળની પોળનું રવિકરણે જીર્ણોદ્ધાર કરેલું મંદિર, બધું મેં મહાત્માજીને બતાવ્યું અને એમના ઉત્તમ અભિપ્રાયને જાણી મને એટલી ખાત્રી થઇ કે હું કોઇ કલ્પિત સ્વર્ગમાં ફરતો નહોતો.

આત્મા દૃશ્ય રીતે તો જણાતો નથી, પણ ઉન્નત માનવ-આત્માએ કરેલાં આવાં મનોરમ સર્જન જોઇને આત્માના વૈભવનું હું સાન્નિધ્ય અનુભવવા લાગ્યો અને આનન્દરૂપનું સાક્ષાત દર્શન કલામાં મને થવા લાગ્યું.

એક દિવસ ફત્તાશાની પોળનું એક નવું જૈન મંદિર બાબુ ક્ષિતિમોહન સેનને હું બતાવવા ગયો. એ મંદિરના ઘાટ તથા પૂતળીઓ વગેરેની વર્ણસંકરતા જોઇને બાબુ જરા ખિન્ન તો થયા હતા, પરંતુ ત્યાં મને પોતાની સાથે એક ખૂણામાં બેસાડીને દર્શન કરવા આવનાર ભક્તજનોનાં મુખ ઉપરના ભાવ જોવા એમણે મને સૂચના કરી.

એ દર્શન અજબ હતુ. દર્શને આવનારમાં બાળકો, યુવતીઓ, યુવકો અને વૃદ્ધો તમામ હતાં; પણ દ્વારમાં પેસતાં જ એ સૌનાં મોં એકદમ નમ્ર થઈ જતાં. ખૂબ ઠાઠમાઠમાં આવનારી અલબેલીઓ દેવ સામે જોતાં જ અભિમાનરહિત થઈ જતી અને છેક રંક બની જઈ ભગવાન આગળ પોતાનાં હૃદય ખોલતી લાગતી હતી. મંદિરો અને દર્શનની આ અસર મેં પહેલી જ વાર જોઇ. (ચાલુ)

## ગુજરાત સાહિત્ય સભા તરફની વાર્ષિક સમીક્ષા

આ વર્ષે મજકુર સમીક્ષા વિભાગવાર નીચેના સમીક્ષકોને સોંપાઇ છે: લલિત વાઙ્મય: પ્રો. ગૌરીશંકર ઝાલા, એ-૧૩ પાર્વતી મૅન્શન, ગ્રાન્ટરોડ, મુંબાઈ-૭; લલિતેતર વાઙ્મય: શ્રી મુનિકુમાર ભટ્ટ, કૃષ્ણનગર, ભાવનગર; વિજ્ઞાન-ડૉ. ભદ્રસુખ વૈદ્ય, ડીપાર્ટમેંટ ઑફ કેમિકલ ટેકનૉલૉજી, માટુંગા મુંબાઇ-૧૯. પોતાનાં પ્રકાશનો તે તે વિભાગના સમીક્ષકોને મોકલી આપવા સૌ લેખકો તથા પ્રકાશકોને સભાની વિનતિ છે.

# સરળ સાઇકલિંગની સૂચનાઓ



સાઈકલ એ આજકાલ ઘરઘરનું સાધન બની ગઈ છે,—તરુણોમાં સવિશેષ. પરન્તુ જ્ઞાનપૂર્વક તેનો વપરાશ અને માવજત કરનારા બહુ જૂજ હશે. એવા જ્ઞાનને અભાવે ઘણા ખોટી સાઈકલ પસંદ કરે છે, ઘણા ખોટીરીતે વાપરતા હોય છે; ઘણા સાચવણ જ રાખતા નથી હોતા. પરિણામે શક્તિ ને દ્રવ્યનો ખૂબ વ્યય થાય છે. આ નીચે આપેલી સૂચનાઓ એ વ્યય અટકાવીને તમારું સાઇકલિંગ હળવું ફૂલ બનાવી દેશે.

પહેલી વાત તો એ કે સાઇકલ ઉપર આરામ ને નીરાંતની છટાથી બેસો—આત્મ-વિશ્વાસથી બેસો. 'રખે અકસ્માત થઈ જશે!' એવી ચિંતાની વ્યાકુળતા ચહેરા પર રાખીને, શરીરના અંગેઅંગને અક્કડ ને તંગ બનાવીને નહિ; પણ તમારી ઇચ્છા વિના સાઇકલ ઇંચ પણ આઘીપાછી થઈ શકવાની નથી એટલો કાબૂ તમે તેના ઉપર ધરાવો છો એવા દૃઢ વિશ્વાસ સાથે, મુક્ત અને ઢીલાં અંગ રાખીને બેસો. અને છતાં તમારી દૃષ્ટિ એટલી ચકોર અને મન એટલું જાગૃત રાખો કે સાઇકલ, ખરેખર, એક ઇંચ પણ તમારા કાબૂ બહાર જઈને અકસ્માત ન કરી બેસે.

શરીર તંગ કરીને બેસશો તો રસ્તામાં આવતા ખાડા ને રોડાંથી તમારા આખા શરીરના અંગેઅંગને એના આંચકા લાગશે. મુક્ત, નરમ અંગ એ કુદરતી જ 'સ્પ્રિંગ'—શૉક ઍબ્સૉર્બર'નું કામ શરીરમાં કરે છે.

તમારા હાથ અને બરડો સહેજ વળેલાં રહે, અને તમારા પગ પૅડલ (પગાં) ઉપર તથા હાથ હૅન્ડલ (હાથા) ઉપર સરળતાથી જરા-પણ તંગ કે ખેંચાયા વિના પહોંચી રહે એ રીતે બેસો. તેને માટે તમારી સીટ (બેઠક) અને હૅન્ડલબાર બરોબર તપાસી લો.

બેઠક બહુ ઊંચી હશે તો પગની નસો સાથળના મૂળમાંથી ખેંચાઇ ખેંચાઇને તમારી ઘણી શક્તિ એળે જશે; બહુ નીચી હશે તોપણ પેડલ મારતાં આખા શરીરને શ્રમ પડશે

સામાન્ય રીતે હૅન્ડલ-બાર અને બેઠક બંને એકસપાટીએ રહેવાં જોઇએ પછી સહેજ-સાજ ફેર સૌએ પોતાના શરીરના કદ અને બેસવાની ટેવ અનુસાર કરી લેવો. બાર બહુ નીચાં હશે તો ડોક ને કમ્મર પર ખોટું જોર આવશે; વધારેપડતાં ઊંચાં હશે તો ચઢાણ-વાળા ભાગ વખતે તમને ભારે પડી જશે.

સાઇકલ તમારા શરીરના કદને બંધ બેસે એવી પસંદ કરવી. બંને પૅડલને, ઉપરનીચે—તદ્દન સીધી લીટીમાં (ઘડિયાળમાં ૬ વાગ્યા-ના કાંટાની જેમ) રાખીને પછી સીટ પર બેસી નીચેના પૅડલ પર તમારો પગ મૂકી જુઓ. પગનો પંજો પગાને બરોબર પહોંચી રહેવો જોઇએ, ને તેમ થતાં પગ બહુ અક્કડ ને તંગ નહિ પણ ઢીંચણથી સ્હેજસાજ વળેલો ને નરમ રહેવો જોઈએ. એ ખરું માપ. એમાં ફેરફાર હોય તો સીટને તેટલા પૂરતી ઊંચી-નીચી કરી લેવી. સીટને જો એટલી બધી ઊંચી લેવી પડે કે તેનો દાંડો બેએક ઇંચ કરતાં પણ બહાર નીકળી આવે તો સાઇકલ તમારા કદ કરતાં નાની ગણીને બદલવી.

બીજું એક માપ આ લઈ જુઓ: એક દોરીને છેડે કાંઇક નાનું વજન બાંધી ઓળંબો બનાવી લો. હવે દોરીનો છેડો તમારી બેઠક-સૅડલ-ના તદ્દન આગલા છેડા પર રાખીને ઓળંબાને સ્થિર લટકાવી, પૅડલની ધરી અને દોરી વચ્ચેનું અંતર માપો. તે બે ઇંચ હોવું જોઇએ. વધારે-ઓછું હોય તો સૅડલ તે પ્રમાણે આઘું-પાછું કરી લો. (જુઓ ચિત્ર) હવે બંને પૅડલને આડી લીટીમાં (ઘડીયાળમાં સવા નવ વાગ્યાના કાંટાની જેમ) રાખી સાઈકલ પર બેસી જુઓ. આગલા પૅડલ પરનો પગ ઢીંચણ-થી ઘૂંટી સુધી બરાબર સીધી લીટીમાં રહેવો જોઇએ. જો ફેર હોય તો સૅડલ ફેરવી લો.

આટલું કરીને હવે તમારાં હૅન્ડલની લંબાઈ પણ તપાસી જુઓ. સાઇકલ પર બેસતાં તમારા શરીરનું વજન હૅન્ડલ અને સૅડલ બંને પર સરખે ભાગે વહેંચાઈ જવું જોઇએ. હૅન્ડલ બહુ લાંબા હશે તો સીટ પર વજન વધુ આવશે ને તમારી બેઠક તપવા લાગશે, ટૂંકાં હશે તો તમારું વજન હૅન્ડલ પર નંખાઈ બરડા કમ્મરને ભાર પડશે.

તદ્દન નીચાં હૅન્ડલવાળી 'રૅસર'-શરતની સાઇકલ આવે છે તેની વાત જુદી છે. તેનું વજન, તેની રચના વગેરે પાછળ વધારેમાં વધારે વેગ કેમ મળે તે જ લક્ષ હોય છે. શરતને માટે અથવા સીધા સડકો પર લાંબી સફરો કરવા માટે એ સાઇકલો સારી. તેનાં હૅન્ડલ ખૂબ નીચાં હોય છે—એટલાં કે કમ્મર આગળથી તમારું શરીર લગભગ કાટખૂણે વળીને માથું સીધું સામેની વેગની દિશામાં રહે છે. આ બેઠકથી તમારું વજન સૅડલ, પૅડલ અને હૅન્ડલની વચ્ચે સરખું વહેંચાઇ જાય છે. એથી સફરો લાંબી હોવા છતાં તમારી બેઠક તપતી નથી; પવન સામો હોય તો પણ તમારું ધડ તેની સામે સીધી લીટીમાં આવેલું હોઈ ધનુષ્ય જેવું લાગે છે. જેટે વેગને મદદ મળે છે; અને હૅન્ડલ પર કરઃ અને વજન માફકસર હોવાથી સાથળ મદદને વધારે ફાવટથી પૅડલ મારીને વધુ વેગ પકડી શકાય છે. આ 'રૅસર' વેગ અને લાંબા પથ માટે કામની. શહેરોમાં ફરવા માટે ચાલુ સાઈકલો જ વધુ સારી.

સાઈકલિંગમાં બીજો એક અગત્યનો મુદ્દો તે 'ગીઅર-રેશિયો'-ગીઅરનું પ્રમાણ એ સૌસૌની તાકાત અને તેની સાઈકલ ફેરવ-વાના પ્રમાણ ઉપર અવલંબે છે. સામાન્ય રીતે તે ૬૪ અને ૭૪ની વચ્ચે આવે છે તમારે તમારી મેળે સાઇકલનું ગીઅર નક્કી કરવું હોય તો પાછલું ફ્રી-વ્હીલ અને આગલું પૅડલ-વ્હીલ એ બંનેના દાંતા ગણી જુઓ. પછી આગલા ચક્કરના દાંતાને પાછલા ચક્ક-રના દાંતા વડે ભાગતાં જે ભાગાકાર આવે તેને પૈડાના ડાયામીટર (વ્યાસ) વડે ગુણો: દા. ત. આગલા ચક્કરના દાંતા ૪૮÷પાછલા ચક્કરના દાંતા ૧૮=$\frac{8}{3}$×પાછલા પૈડાનો ડાયા-મીટર=૬૮ ઇંચ ગીઅર ગણાશે આવી. તેનો અર્થ એ કે પાછલું પૈડું ૬૮ ઇંચ (વ્યાસ ફૂટ)નું હોય અને ક્રૅન્ક સીધાં હબને લગાડેલાં હોય ને જેટલું જોર તમને પૅડલ ફેરવતાં પડે તેટલા જોરનો એ આંક આવ્યો. પાછલા ચક્કરને નાનું અગર આગલા ચક્કરને મોટું કરીને ગીઅર-રેશિયો વધારી શકાય; અગર પાછલાને મોટું યા આગલાને નાનું કરીને ઘટાડી શકાય. ગીઅર-રેશિયો જેમ વધુ તેમ જોર વધારે પડે.

પણ સૌથી અગત્યની વાત તે પૅડલ માર-વાની પદ્ધતિ. પૅડલ પગના ફણા—આગલા પંજા—વડે જ ચલાવો. ઘણા લોકો પંજા અને એડી વચ્ચેના ખાડામાં પૅડલ રાખે છે. એ ખોટી રીત છે. પૅડલ મારતી વખતે ઘૂંટી કદિ અક્કડ ન રાખો. ઘૂંટીના સાંધામાંથી પગ મુક્તપણે ફરવો જોઇએ. પૅડલ ઊંચે આવવાની સાથે જ તમારો ફણો ઘૂંટીમાંથી ઉંચકાવો જોઇએ, તમે એડી પર ચાલતા હો ને રહે તેમ. અને જેવું પૅડલ નીચે જવા લાગે તેની સાથેસાથ ફણો તેના પર દાબી તેને જોરથી નીચે ધકેલવું પૅડલ તદ્દન નીચે પહોંચીને પાછું વળવા લાગે તે વેળા તમારો ફણો પણ એટલો નીચો નમેલો હોય કે

આંગળાં જમીન તરફ ગયાં હોય. ફણાની આ બધી ક્રિયા ઘૂંટીના સાંધામાંથી મુક્તપણે થવી જોઈએ;-દરજીના મશીનના ફણા તેના સંચાના પગા ઉપર ફરે છે તેમ. ફણાની આ મુક્તક્રિયાથી જોર ઓછું આવશે. ઘૂંટી અક્કડ હશે તો વધુ જોર આવી પગ દુખવા લાગશે. જુદી ટેવવાળાને ઉપલી ક્રિયા શરૂઆતમાં મુશ્કેલ લાગશે; પણ મહાવરો પડી ગયા પછી જણાશે કે એમાં કેટલી સરળતા છે, અને પરિણામે ઓગની કેટલી શક્તિ બચી છે.

અને છેલ્લી સૂચના સાઈકલની સંભાળની. આદર્શ માપ તો એ છે કે દર ૧૦૦ માઈલની સફર પછી સાઈકલના બધા ભાગને તેલ સીંચવું જ જોઈએ. ખાસ કરીને તેના હબ ધરીઓ ને ફરતાં ચક્રોને. સાઈકલ ચલાવનારે જાતે જ તે કરવું જોઈએ. આપણા સાધનને આપણે જેટલા પ્રેમ અને પોતાપણાની લાગણીથી સાફસૂફ કરીએ તથા સાચવીએ તેટલું બીજીરીતે ન જ બને. એટલે દરેક સાઈકલિસ્ટને આટલું તો આવડવું જ જોઈએ: એનો એકેએક ભાગ સાફ કરવાનું તથા તેલ સીંચવાનું; ચેઈન તથા બેરીંગને કાઢવા-નાખવાનું અને સાફ કરવાનું; ઢીલા અથવા ભાંગેલા આરાના સળિયા બેસાડવાનું; ને ટ્યૂબ તથા ટાયર ખોલીને હાથે પંક્ચર કરી લેવાનું.

ઘણીખરી સાઈકલોમાં સામાન્ય રૂપણું જોવ માં આવે છે તે કડક અને કાટ ખાધેલી ચેઈનનું. ભાગ્યે જ ૨૫ ટકા માણસો પોતાની ચેઈન સાફ કરવાની કાળજી રાખતા હશે. તેને અવારનવાર બહાર કાઢી, કેરોસીનમાં પલાળી, કાટ રેતી કે માટી હોય તે સાફ કરી કપડાથી લૂછી તેને અંકોડે અંકોડે સાંધાનું તેલ ઊંજીને ફરી ચડાવવી જોઈએ. અંકોડાના નીચેના ભાગમાં થોડું ગ્રીઝ લગાડી શકાય તો સારું. ચેઈન બહુ અક્કડ રાખશો તો દાંતામાં ચોંટી જશે ને અવાજ કરશે. ચક્કર પર ચેઈન ચડાવેલી હોય ત્યારે તેનો ઉપલો ભાગ સીધો ને નીચલો ભાગ સ્હેજ ઝૂલતો રહે એટલી ઢીલી એ હોવી જોઈએ.

ચેઈન બેસાડી દીધા પછી પાછલું પૈડું બરાબર મધ્યમાં બેઠું છે કે નહિ તેની ખાતરી કરી લેવી જોઈએ. સાઈકલને ઊંધી કરી સૅડલ અને હૅંડલ ઉપર ટેકવી હાથેથી પૅડલ ફેરવી જોવું. અને તેમાં ક્યાંય કરડાટ કે ઘર્ષણ છે કે નહિ તે તપાસી જોવું. બરોબર ન હોય તો જે બાજુ કરડાટ હોય તેની સામેની બાજુના સ્પોક—આરાના સળિયા—ટાઈટ કરી લેવાથી સીધું થઇ જશે. ફરી એકવાર જોસથી પૈડું ફેરવી જુઓ. તે ખૂબ લાંબો સમય ફર્યાં કરશે, ને પછી ધીમેધીમે તેનો વેગ કમી થશે. અંતે સ્થિર થવા આવશે ત્યારે હજી એકવાર તે આગળ ને પાછળ લોલકની માફક ફરીને પછી તદ્દન સ્થિર થશે, ને ત્યારે તેના વાલ્વનો ખૂંટો તદ્દન નીચે ગએલો હશે. આમ હોય તો સમજવું કે પૈડું બરોબર 'ટ્રૂ' છે.

શહેરમાં સાઈકલ ચલાવનારાએ બ્રેક અને બેલ તો સાબૂત રાખવાં જ જોઇએ. બ્રેક તો એટલી તૈયાર રાખવી જોઈએ કે તેના લિવર પર આંગળાંનો ઈશારો લાગતાં જ પૈડાને ચોંટી જાય. પણ એટલી બધી કડક નહિ કે તમારા પૈડાનાં પાસાંને ઘસારો પાડે. કોઈ પણ અકસ્માત આંખના પલકારામાં જ બને છે. તેની સામે તમારી બ્રેક એટલી જ ત્વરાથી કામ આપની હોય તેવી તૈયાર જોઇએ.

## વિકસતું વિજ્ઞાન

અમેરિકાની જનરલ ઇલેક્ટ્રિક કંપનીએ દર મિનિટે ૧,૨૦,૦૦૦ રેવોલ્યુશન લેતી મોટર શોધી છે, જે ચાલુ મોટર કરતાં ૬૫ ગણી ઝડપ થઇ. દાખલાથી સમજીએ તો, જો કોઇ ગાડીનાં પૈડાં તેના પર બેસાડવામાં આવે તો કલાકે દસહજાર માઈલની ઝડપે તે દોડે, એટલો એ વેગ થયો! આ વેગ અવાજના વેગ કરતાં પણ ૧૪ ગણો વધારે થયો! હાલ તો આ મોટરો યુદ્ધ સરંજામની બનાવટો માટે જ ખાસ વપરાશે અને લડાઇ પછી જ જાહેરના ઉપયોગ માટે ખુલ્લી મુકાશે. આખી મોટરનું વજન માત્ર સાત રતલ છે અને એક હાથે ઊપડી શકે એવી છે. (કુસોવી)

વર્તમાન યુદ્ધમાં વિજ્ઞાનના પ્રતાપે જે નવી શોધો અને નિત્યનવી પદ્ધતિઓ પ્રચલિત થાય છે, તેમાં ખોરાકીના પુરવઠાની એક નવી પદ્ધતિ ઘણું મહત્ત્વ ધરાવે છે. એ શોધ પ્રમાણે હવે દરેક સૈનિકને સામાન્ય ચાલુ ખોરાકને બદલે 'એકત્રિત ખોરાક'નો એક નક્કર ટુકડો (બ્લૉક) હવાલે કરી દેવામાં આવે છે, જે દેખાવમાં લોખંડ જેવો સખત અને વ્યાસમાં સો સિગારેટોના ડબ્બા જેવડો હોય છે. પણ એ ટુકડામાં એટલો ખાદ્ય-પદાર્થ હોય છે કે તેમાં જરૂર પૂરતુ ગરમ પાણી ઉમેરીને વાપરવામા આવતાં એક સૈનિકને દિવસમાં ત્રણ વારના હિસાબે ગરમાગરમ લ્હેજતદાર ભોજન મળી રહે છે! આ ખોરાક માંસ અને શાકભાજી બન્નેનો બનેલો હોય છે.

આ યુદ્ધની આ નવી લોખંડી 'રસદ' (રૅશન) લડાઇ ખતમ થઈ ગયા બાદ ઘરની ગૃહિણીના માટે આશીર્વાદ રૂપ થઇ પડશે.

આ નવતર 'રસદ'ના બ્લૉકમાંથી એક લાકડાને મળતી આવતી કટકી લઇને જરા પાણીમા મિલાવી કે તમને બટાટાનું 'રેડીમેઇડ' ભડથું ખાવા સારૂ તૈયાર મળી જશે! બીજી કટકી લીધી કે તળેલાં બટાટા તમારે હાથ આવશે; અને આ બધું નિશ્ચેષ્ટ કાર્ય જરાક જેટલું પાણી, અને ગરમી પહોંચાડવાથી થઇ જશે!! આમ આ તિલસ્મી-ટુકડા કિંવા રસદી-બ્લૉક દ્વારા તમને આઇસ્ક્રીમ, જામ, માખણ, ચૉકલેટ વગેરે અનેક પ્રકારના વિવિધ ખાદ્ય-પદાર્થ મળી શકશે અને વળી તે બધા અસલી હશે, નકલી અથવા બનાવટી નહિ!! ઈ. સ. દ.

## મદ્રાસ યુનિવર્સિટીની પદવી

મદ્રાસ યુનિવર્સિટીએ કેટલાંએક વર્ષોથી સંગીતનાં ચાર નિયત વર્ષનો અભ્યાસક્રમ પાર કરનારને સંગીત શિરોમણિની પદવી આપવાની યોજના કરી હતી, પણ હજુ સુધી તેના વર્ગો ચાલુ કરવાનું શક્ય થયું નહતું; તેથી અદિયારમાં 'કલાક્ષેત્ર'નાં અધિષ્ઠાત્રી શ્રી રુક્મિણીદેવીના પ્રસ્તાવથી યુનિવર્સિટીની સંમતિ અનુસાર સંગીતની કૉલેજ ઉપરાંત, પ્રખ્યાત વાયોલિનિસ્ટ અને યુનિવર્સિટીના અભ્યાસક્રમના નિષ્ણાત શ્રી મદુર સુબ્રહ્મણ્ય આયર પ્રોફેસર તરીકે કામ કરશે. આ કૉલેજનું ઉદ્દ્ઘાટન સર સી. પી. રામસ્વામી અય્યરને હાથે ૩જી જુલાઇ ૧૯૪૪ ને રોજ થયું છે. હવે મુંબઈની યુનિવર્સિટી કલાઓને ક્યારે અપનાવશે?

## કસોટીના ઉત્તરો

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૧૯ | ૨૦ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૨૮ | ૨૯ | ૩૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ |
| ૬૧ | ૬૨ | ૬૩ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| ૭૧ | ૭૨ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ |
| ૮૧ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ |
| ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ |

(૨) જરદ, બિરદ, શરદ, શારદ, ગરદ, ફેરદ, દરદ, પરદ.

(૩) બાજુના ચિત્રમાં બતાવ્યા મુજબ.

એક વખત લોહીથી અક્ષરો લખી જુઓ અને પછી લોહીની શું કિંમત છે તે તમને સમજાશે.



# આખુડરી

ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવા આંકડાઓ નવેસર,
જાગ્યા ત્યાંથી નવીન ગણવું જિંદગીનું પ્રભાત,
ત્યાગ્યું જેને સમય અભયે તે પુનર્ગ્રાહ્ય થાય,
શ્રદ્ધાસેતુ ઉપર અગાથી દુસ્તરો યે તરાય.

—'ઉશનસ્'

## કે. રામરાવ

હિંદી પત્રકારત્વમાં યુક્ત પ્રાંતના રાષ્ટ્રીય દૈનિક પત્ર 'નૅશનલ હૅરલ્ડ'નું સ્થાન વિશિષ્ટ હતું. આજે સરકારે તેને ફરી શરૂ થવાની અનુમતિ નથી આપી. પંડિત જવાહરલાલ તેના પ્રેરક અને પ્રાણદાતા. જ્યારે તેની પાછળ લોહીનું એકએક બુંદ ખરચી, અજબ જહેમતથી તેને આગળ ધપાવનાર તે કે. રામરાવ. હૅરલ્ડની પ્રગતિ પાછળ રામરાવની કાર્યશક્તિનો મૂક અને જ્વલંત ઇતિહાસ પડ્યો છે. ગયા માર્ચ મહિનામાં રામરાવના પત્રકારજીવનનો રજત-ઉત્સવ ઉજવાયો.

સંપાદક રામરાવનું હૃદય સ્વાભાવિકરીતે જ અન્યાય કે જુલમ નથી સહી શકતું. તેમના લખાણમાં જેમ સ્પષ્ટ વક્તવ્ય, નિર્ભયતા અને સચ્ચાઈ હોય છે તેમ તેની પાછળ તેમની આ જાગ્રત અનુકંપા પણ જીવંતરૂપે તરવરી રહે છે. ૧૯૪૧ના સત્યાગ્રહ સમયની વાત. લખનૌ કૅમ્પ જેલના કેદીઓ પર થતા અત્યાચારના સમાચાર 'હૅરલ્ડ' પ્રેસમાં આવવા લાગ્યા. સમય કઠિન હતો. 'હૅરલ્ડ'ને સહીસલામત હંકારવાની રામરાવ પર ભારે જવાબદારી હતી. પણ પેલા બંદીભાઈઓની ચીસ તે કેમ પાછી ઠેલી શકે? 'જેલ કે જંગલ'ના મથાળા તળે સંપાદકીય લેખમાળા શરૂ થઈ. યુક્ત પ્રાંતની સરકાર ફરૂકી ઊઠી. જેલ-ઉપરીએ આબરૂનો દાવો માંડ્યો. રામરાવને છ મહિનાની સજા થઈ.

રાજદ્વારી નેતાઓ કે સરકારી અમલદારોની સત્યને ખાતર ખાલ ઉતારી નાખનાર રામરાવ તેના સાથીઓમાં અજબ પ્રેમ ને વિશ્વાસ જગાડી શક્યા છે. મહામુશ્કેલીએ સફર કરતા 'હૅરલ્ડ'ના કાર્યકરોને કદી સારો પગાર નથી મળ્યો. એકવાર એક સહયોગી પગાર વધારો માગવા ગયો. હસીને રામરાવે કહ્યું: 'દોસ્ત! તુ તો વધારો માગવા મારી પાસે આવ્યો. પણ બોલ' મારો પગારવધારો માગવા હું કોની પાસે જાઉં?' અને તેમણે ઉમેર્યું, 'આપણે લડાઈના સિપાહી છીએ. શું આપણે માટે એ પૂરતું નથી કે આપણે 'હૅરલ્ડ' અને નેહરુના છીએ?' સહકારી નવજવાનની આંખો ચમકી ઊઠી.

હમણાં તો વહાણની સફર ખોળંબે પડી છે ને સુકાની વિખૂટો પડ્યો છે. ઇચ્છીએ કે તે સુભગ મિલન થાય ને પેલા ધ્રુવ તરફ એ પ્રબળ વેગે ફરી ધસે.

—મકરન્દ દવે

## એક્વાડૉર

પાસિફિક મહાસાગરને કાંઠે આવેલો દક્ષિણ અમેરિકાનો આ દેશ આંડીઝની ગિરિમાળાની બરાબર ગોદમાં આવેલો છે. હિમ-કિરીટ ધારણ કરેલાં એનાં ૨૦,૦૦૦ ફૂટ ઊંચાં શિખરો બે સમાંતર હારમાં ચાલ્યાં જાય છે ને વિષુવવૃત્તની રેખા પણ તેને છેદતી જાય છે. એક્વાડૉર એ વિષુવવૃત્ત (ઇક્વેટર)નું જ સ્પૅનિશ નામ છે.

એની રાજધાનીનું શહેર ક્વિટો બરાબર વિષુવવૃત્ત પર આવેલું છે. દુનિયાનાં સૌ શહેરોમાં ઊંચામાં ઊંચું, એક લાખની વસતિવાળું એ શહેર આંડીઝનાં હિમાચ્છાદિત શિખર પર લગભગ બે માઇલની ઊંચાઈએ આવેલું છે. પેરૂના ઇંકા લોકો જેવી જ સંસ્કૃતિ ધરાવતા ક્વિટસ લોકોના મહારાજ્યની એ પહેલાં રાજધાની હતું, તે પરથી તેનું એ નામ પડ્યું છે. ઇસુની દસમી સદીમાં કારાસે તે જીતી લઈ, ત્યાંની એક ટેકરી પર સૂર્યમંદિર બાંધેલું. આજથી લગભગ ચારસો વર્ષ પહેલાં ત્યાં સ્પૅનિશ લોકો ઊતર્યા. પેરૂ પચાવી પાડ્યા પછી



દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો વચ્ચે એક્વાડોરનું સ્થાન દર્શાવતો નકશો

પિઝારોએ સેબાસ્ટિયન દ બૅનલકૅઝરને ક્વિટસ જીતવા મોકલ્યો ને પેરૂનું માંડલિક બનેલું એ રાજ્ય સહેલાઈથી એમને હાથ ચડી ગયું.

ત્યાર બાદ ૧૮૨૨ના મેની ૨૪મીએ જનરલ સુક્રેએ પિચિન્ચાની લડાઈમાં સ્પૅનિશ શાહીફોજને હરાવ્યું ને અમેરિકાનાં સંસ્થાનો સ્પેનથી સ્વતંત્ર થયાં ત્યાં સુધીમાં અનેક વાઇસરૉયોનો અમલ એક્વાડૉર પર રહેલો. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી કોલંબિયા, પનામા, વેનેઝુએલા ને એક્વાડૉર મળી 'બૃહદ્ કોલંબિઆ'નું આખું નવું રાજ્ય ઊભું થયું ને સાઇમન બોલિવાર તેનો પ્રમુખ ચુંટાયો. પરંતુ ૧૮૩૦માં એ સંગઠન તૂટી પડ્યું ને ઑગસ્ટની ૧૪મીએ એક્વાડૉરે પોતાને પ્રજાસત્તાક જાહેર કરી જનરલ ફ્લૉરેઝને પોતાનો પ્રમુખ ચૂંટી કાઢ્યો.

પાસિફિક કાંઠે આવેલા ગ્વાયાક્વિલથી ક્વિટો સુધી ૨૯૭ માઇલની આંડીઝની કંધાર પર બંધાએલી ત્યાંની રેલવે તો જગતનાં ઇજનેરી સાહસોમાંનું એક ગણાય છે. ૩૫ વર્ષની લાંબી જહેમતને અંતે, ૧,૭૫,૦૦,૦૦૦ ડૉલરને ખરચે એનું બાંધકામ પૂરૂં થયું. આંડીઝની ખીણોનું સૌન્દર્ય આપણને સ્વિટ્ઝર્લૅંડનો ખ્યાલ આપે. પણ એ સૌન્દર્ય વચ્ચે, જાપાનના ફ્યુજીયામા જેવો, દુનિયામાં સૌથી ઊંચો કોટોપૅક્સી નામનો જ્વાળામુખી આવેલો છે એ હકીકતથી જુદો જ રોમાંચ થઈ આવે છે. જાપાનના ફ્યુજીયામાના ઘાટનો, પણ તેનાથી ઊંચો ને ઘેરી હિમમેખલાવાળો એ પર્વત ઘણા પ્રવાસીઓના મતે ફ્યુજીયામા કરતાં યે અધિક સુંદર છે.

સાગનો વિપુલ ને વિશાળ જથ્થો, અને કોકો કૉફી તથા ૩ની એની એ એક્વાડૉરની સમૃદ્ધિ છે; અને લોખંડ, ત્રાંબું, સીસું અને બીજી ખનીજોથી ત્યાંની ભૂમિ અભરે ભરી છે. બે લાખની વસતિવાળા આ પ્રદેશમાં ચોથો ભાગ તો મૂળ વતની 'ઇન્ડિયનો'નો છે. સો સેન્ટાવોનો એક સુક્ર (સોનાનો સિક્કો) એ ત્યાંનું ચલણ છે.

## આવો મજબૂત કાગળ!

લડાઈની જરૂરિયાતોથી ઉત્તેજના પામીને અમેરિકાના કાગળના ઉદ્યોગે હમણાં એવા પ્રકારનો એક ટકાઉ કાગળ બનાવ્યો છે જે ફરીફરીને ધોઇને વાપરી શકાય છે! એ એટલો તો મજબૂત છે કે તેમાંથી પહેરવાનાં કપડાં ને તંબૂઓ સુદ્ધાં બનાવી શકાય! ડીપ-પેપરની છત્રીઓ દ્વારા તો હવે સૈનિકોને ખાદ્યસામગ્રી પહોંચાડી શકાશે. પતરાંના ડબાને ભુલાવે એવી મજબૂત એ કાગળની કોથળીઓ હવે બનવા લાગી છે. ભીનાં શાકભાજી લપેટ્યા છતાં પલળીને જરાય લૂલો ન બને એવા કાગળમાં જ હવે શાકભાજી મોકલાય છે. અને એ કાગળ એટલો મજબૂત છે કે તેની કોથળીઓમાં લોટ અને ખાંડ ભરીને વરસાદના ચૂવા નીંગળતાં ગોડાઉનોમાં મૂકેલાં હોય તોપણ જરા યે લોથો વળ્યા વિના અંદર એ સુકાં ને ભરભરાં રહે. આ અદ્ભુત

શક્તિ કાગળમાં લાવનારૂં તત્ત્વ તે 'મેલામાઇન ફૉર્મૅલ્ડિહાઇડ' નામની એક સિન્થેટિક રેઝીન છે. કાગળના માવામાં અમુક પ્રમાણમાં તે મેળવી દેવાથી આ મજબૂતી આવે છે. કાગળના માવાના તંતુએ તંતુમાં એ રેઝીન એવી તો ઓતપ્રોત થઇ જાય છે કે કાગળનો દેખાવ લેશમાત્ર બદલાતો નથી. (યુ.સો.વી)

### પ્રોફેસર એચ. જે. ભાભા F. R. S.



હિંદના યુવાન અને લબ્ધપ્રતિષ્ઠ વૈજ્ઞાનિક પ્રોફેસર એચ. જે. ભાભા (જેમનો જીવન પરિચય 'કુમાર'ના ૨૧૬મા અંકમાં આવી ગયો)ને ૧૯૪૧-૪૨નું કૅમ્બ્રિજ યુનિવર્સિટીનું 'ઍડમ્સ પ્રાઇઝ' એનાયત કરવામાં આવ્યું છે, એ બીના ભારતીય વિજ્ઞાનમંદિરના સુવર્ણકળશ રૂપ છે. પ્રોફેસર ભાભા આવું અનન્ય માન મેળવનાર પ્રથમ હિંદી છે.

દર એકાંતરે વર્ષે વિશુદ્ધ ગણિત, ખગોળશાસ્ત્ર કે પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનની કોઇ પણ શાખા સંબંધે સર્વોત્તમ બહનિબંધ-થીસીઝ-લખનારને મળતા આ 'ઍડમ્સ પ્રાઇઝ'ની કીંમત આશરે ૭૦૦ પૌંડ જેટલી આંકવામાં આવે છે. કૅમ્બ્રિજ યુનિવર્સિટીની ડિગ્રી મેળવનાર જ આ પ્રાઇઝના ઉમેદવાર બની શકે છે. એ પ્રાઇઝ માટે નિયત કરવામાં આવેલું ધોરણ અતિશય ઉચ્ચ હોઇને કેટલી યે વાર તેનો વિજેતા મળતો નથી. ૧૮૫૦ થી ૧૯૧૩ સુધીમાં આ પ્રાઇઝ ૧૫ વાર જ અપાયું હતું. મૅક્સવેલ, જે. જે. થૉમ્સન, પોઇંટીંગ, લાર્મેર, લોવે, મેક્લેરીન, જીન્સ અને ફાઉલર જેવા ઇંગ્લંડના મહાન વૈજ્ઞાનિકો આ અનન્ય પ્રાઇઝ મેળવવાને ભાગ્યશાળી થયા હતા. આ ઉપરથી આ પ્રાઇઝ મેળવવા માટે ખંતપૂર્વક કરેલા અભ્યાસની આરાધના કેટલે અંશે કરવી પડે છે તેનો ખ્યાલ આવશે. જગતના સર્વશ્રેષ્ઠ વિજ્ઞાનીઓની હરોળમાં સ્થાન મેળવવા માટે પ્રોફેસર ભાભા આપણાં હાર્દિક અભિનંદનને પાત્ર છે. (વીજળીની દુનિયા)

### મહત્ત્વનાં રાજદ્વારી ખૂનો (૧૯૩૪ સુધી)

ઇ. પૂ. ૪૪ જૂલિયસ સીઝર-બ્રૂટસ દ્વારા
ઇ. ૧૪૧૩ એડવર્ડ પાંચમો
,, ૧૮૬૫ અબ્રાહમ લિંકન-બૂથ દ્વારા
,, ૧૮૭૨ હિંદના ગવર્નર જનરલ અર્લ ઑવ મેયો
,, ૧૮૭૬ તુર્કીનો સુલતાન અબ્દુલ અઝીઝ
,, ૧૮૮૧ રશિયાનો ઝાર ઍલેક્ઝાંડર; અમેરિકાનો પ્રમુખ ગાર્ફીલ્ડ
,, ૧૮૯૬ ઇરાનનો શાહ નસરુદ્દીન
,, ૧૮૯૮ ઑસ્ટ્રિયાની સામ્રાજ્ઞી એલિઝાબેથ
,, ૧૯૦૯ જાપાનનો પ્રિન્સ ઈટો
,, ૧૯૧૩ ગ્રીસનો પહેલો જ્યૉર્જ
,, ૧૯૧૪ ઑસ્ટ્રિયાનો આર્કડ્યૂક ફ્રાન્સિસ ફર્ડિનાન્ડ
,, ૧૯૧૮ ઝાર નિકોલસ-કુટુંબ સહિત
,, ૧૯૧૯ અફઘાનિસ્તાનનો અમીર હબીબુલ્લા
,, ૧૯૨૧ જાપાનનો વડો પ્રધાન તાકાશી હારા
,, ૧૯૨૨ આયર્લંડનો પ્રીમિયર માઇકેલ કૉલિન્સ તથા પોલાંડના પ્રજાસત્તાકનો પહેલો પ્રમુખ ગાબ્રિયેલ નારૂટોવિટ્સ
,, ૧૯૨૪ ઇટાલિયન સમાજવાદી નેતા જયા કોમોમેટીઓટી
,, ૧૯૩૦ જાપાનનો વડો પ્રધાન હામાગુચી
,, ૧૯૩૩ અફઘાનિસ્તાનનો રાજા નાદીરશાહ
,, ૧૯૩૪ ઑસ્ટ્રિયાનો વડો પ્રધાન ઍંગલબર્ટ ડૉલ્ફસ-નાઝી હાથે.

## ટિકિટ-સંગ્રહ [૪] . . . . વૉટરમાર્ક

ગયા હપતામાં જણાવ્યું તેમ વૉટર-માર્ક એ ટિકિટ-સંગ્રહમાં એક અગત્યનો મુદ્દો ગણાય છે, અને ટિકિટની પરખ કરવામાં તથા ઘણીવાર તેની કિંમત ઠરાવવામાં પણ તે ઉપયોગી થાય છે.

વૉટર-માર્ક એટલે કાગળને પ્રકાશ સામે ધરી રાખતાં તેમાં સફેદ રેખામાં જે આછી છાપ જણાય છે તે. છાપવાના અમુક પ્રકારના કાગળો સિવાય લગભગ બધી જ બનાવટના કાગળોમાં તે જોવામાં આવે છે. ફૂલસ્કૅપ, બૅંકપોસ્ટ વગેરે લખવાના કાગળો, દસ્તાવેજી કાગળો, ટિકિટો, ચલણી નોટો—બધામાં તે હોય છે. આ વૉટર-માર્ક કાગળની બનાવટ વખતે જ અમુક યુક્તિ વડે તેમાં પાડવામાં આવે છે, જે કાગળના આયુષ્ય સુધી તેમાં ટકે છે. અને તેનો ઉદ્દેશ તેના બનાવનારના કે કાગળના પોતાના નામનિર્દેશ ઉપરાંત ખોટી બનાવટ કે દગલબાજી સામે તકેદારી રાખવાનો પણ હોય છે.

ટપાલની ટિકિટોમાં પણ એ જ રીતે અમુક ટિકિટ ખરી અસલી બનાવટની છે કે કેમ એ પરખવાને તેનો વૉટરમાર્ક ઘણીવાર જોવાય છે. જોકે શરૂઆતના થોડા કાળમાં એવા વૉટરમાર્ક આવતા ન હતા. અને હમણાં ૧૦-૧૨ વરસના ગાળામાં પણ એવી ટિકિટો નીકળી છે. દાખલા તરીકે આપણે ત્યાં ૧૮૫૨માં સિંધના કમિશ્નરે સફેદ, બ્લ્યુ અને લાલ કાગળ પર છાપ ઉપસાવીને સિંધ-મુંબાઈના ટપાલ-વહેવાર માટે કાઢેલી ટિકિટો ઉપર વૉટરમાર્ક ન હતો. ૧૮૫૪ના ઑક્ટોબરથી ઇસ્ટ ઇંડિયા કંપનીએ અખિલહિંદ ટપાલ ચાલુ કરી તેની ટિકિટોના આખા શીટ પર કંપનીના રાજચિહ્નનો એક જ વૉટરમાર્ક હતો જેને મથાળે 'સ્ટૅમ્પ ઑફિસ' અને 'નં. ૪' એમ લખેલું હતું. ત્યાર બાદ કેટલોક વખત વૉટરમાર્ક વગરની ટિકિટો બહાર પડી, ને તે પછી હાથીના માથાવાળી ને ત્યાર બાદ વળી એક તેમજ વધારે તારાઓના વૉટરમાર્ક વાળી ટિકિટો આપણે ત્યાં બહાર પડી.

વૉટરમાર્કમાં જે દેશની ટિકિટ હોય તે દેશના રાજચિહ્ન, પ્રજા-પ્રતીક, નામ, અગર એવી કાંઈ ને કાંઈ નિશાની હોય છે. પરંતુ એવા દાખલા પણ નીકળે છે કે એક જ રાજકર્તાના અમલમાં ટિકિટોમાં જુદાજુદા પ્રકારના વૉટરમાર્ક નંખાયા છે. ટિકિટોમાં આ પ્રકારના ફેરફાર તેનું વૈવિધ્ય વધારે છે અને એવા નવતર વૈવિધ્ય કે વિચિત્રતા વાળી ટિકિટનું મૂલ્ય ઘણું જ વધી જાય છે. એ વિચિત્રતા જેમ વધારે કુતૂહલપ્રેરક તેમ ટિકિટનું મૂલ્ય વધારે. દાખલા તરીકે કાગળની બનાવટ વખતે વૉટરમાર્ક નાખતાં ભૂલ થઇ જવાથી તે કોઈવાર એકસરખો ન પડતાં, ઉપર, નીચે કે પડખે આવી જાય છે; તો કોઇવાર છાપતી વેળા ટિકિટના ચિત્રથી ઊંધો પણ આવી જાય છે. આવા 'સાઈડવેઇઝ' કે 'અપરાઈટ' વૉટરમાર્કવાળી ટિકિટો હાથ કરી લીધી હોય તો પાછળથી તેનું સારું મૂલ્ય ઉપજે છે.

વૉટરમાર્ક જોવા માટે ઇનામલ કે ચકડાની ખાસ કાળા રંગની રકાબીઓ આવે છે, જેને 'વૉટરમાર્ક ડિટેક્ટર' કહે છે. તેમાં પાણી ભરી તે પર ટિકિટને ઊંધી મૂકવાથી વૉટરમાર્ક સહેલાઈથી દેખાઈ આવે છે. જો કે કોઇકોઇ ટિકિટોમાં તો માત્ર નિષ્ણાતો જ વૉટરમાર્ક પારખી શકે છે.

આ વૉટર-માર્ક જેવું જ ટિકિટનું બીજું અગત્યનું અંગ તે તેની આજુબાજુના કરકરિયા, જેને અંગ્રેજીમાં 'પરફોરેશન' કહે છે. તેને વિષે હવે પછી.

ઉમિલાલ બૅંકર

બાપ—વાતવાતમાં તું શરત મારે છે એ ટેવ સારી નથી.
બેટા—હવેથી એમ નહિ કરું બાપા.
બાપ—પણ મને ખાત્રી છે કે તું માનવાનો નહિ.
બેટા—જરૂર માનીશ બાપા; બોલો, કેટલાની શરત?



રાજકુમારની અશ્વપરીક્ષા

ચિત્રકાર: એમ. એસ. પટેલ





અમેરિકાથી હિંદ માત્ર પાંચ જ સેન્ટની ટિકિટમાં કાગળ આવી શકે છે; પણ ત્યાં યુદ્ધપ્રચારની તેમજ બીજી નવી બહાર પડેલી ટિકિટો મોકલવાના ઈરાદે એક મિત્રે ઉપરના કવર પર (લાંબી પટ્ટીમાં) ૭૦ સેન્ટ (લગભગ રૂ.૪.૦૦)ની ટિકિટો ચોડી મોકલી છે. (શ્રી હરિલાલ બૅંકર). બીજા ચિત્રમાં શરૂની ત્રણ ટિકિટ ઈટાલીના યુદ્ધપ્રચારની છે. પહેલાં તે એકલી છબીવાળી નીકળતી તેને પાછળથી યુદ્ધનાં દશ્યો કે આયુધોનાં પ્રતીકો ઉમેરીને લાંબી બેવડા કદની કાઢી છે (ઇન્દુકુમાર શાહ–ઉપલેટા). બીજા ચિત્રની ચોથી ટિકિટ અમેરિકા અને ચીનની મૈત્રીની પંચવર્ષી સમયે અમેરિકાએ કાઢેલી. તેના પર ડાબી બાજુ અમેરિકન લોકસ્વાતંત્ર્યના પુરસ્કર્તા પ્રમુખ અબ્રાહમ લિંકન અને જમણી તરફ ચીની સ્વાતંત્ર્યના આદ્યસ્થાપક ડૉ.સુન યાત સેનની છબીઓ, નીચે તેમનાં ઉદ્બોધવચનો સાથે છાપેલી છે. વચ્ચે, ચીનના નકશામાં ચીની પ્રજાના સૂર્યના પ્રતીકમાં જુલાઈ ૭,૧૯૩૭—જુલાઈ ૭, ૧૯૪૨ તારીખો છે.

(શ્રી હરિલાલ બૅંકર)

આવતી કાલનાં



નાગરિકોનું



વર્ષ ૨૧મું અંક ૯મો · સપ્ટેમ્બર ૧૯૪૪
આદ્યતંત્રી · રવિશંકર રાવળ · સંપાદક · બચુભાઈ રાવત
છૂટક ૦-૧૦-૦





## અન્નસંકટ

અંગ્રેજ સરકારની હકૂમત નીચે હિંદુસ્તાનના દારુણ અન્નસંકટનું આ ચિત્ર એ જ સરકારની અને એ જ દેશની ટપાલની ટિકિટોની કાપલીઓ વડે બનાવેલું છે, એ એની સૂચક વિશિષ્ટતા છે. (ફાગણ, વિક્રમ સંવત ૨૦૦૦) કલાકાર: પુરુષોત્તમ પ્રાગજી સંઘવી-મુંદ્રા



માતાની માંડવી

ચિત્રકાર · સૌ. સરિતાબહેન શાહ (ગુજરાત કલાસંઘ ચિત્રમાળા)

માનવી અને જીવનસ્વામી (પછી તે પ્રભુ હો કે નિર્મિત હો) એ બેની વચ્ચેના નિગૂઢ સંબંધોને વ્યંજિત કરતાં રવીન્દ્રનાથનાં રહસ્યવાદી રૂપક-કાવ્યો પૈકીનું આ એક છે. આંગણે પધારેલા પ્રિયતમની ફૂલમાળની આશા સેવતી પ્રિયાને આખરે સ્વામી તો ભળાવી જાય છે પોતાની ધગધગતી વજ્ર-શમશેર. એટલે કે, માનવી ચહે છે સ્વામી-હસ્તની સુખકર ભેટ, વાંછે છે મૃદુ વરદાન, પણ પામે તો છે કઠોર ફો સેવાના સાધનની સોંપણ. જગત એ જોઈ હાંસી કરે છે. માનવી મુંઝાય છે કે આ દુઃખ, વિપત્તિ અને સંતાપની સ્વામી-ભેટને સાચવવી ક્યાં? એ સાચવણનું સ્થળ એક જ છે— મૂંગા હૃદયનું મ્યાન. એ આયુધના દાનનો ઊંડો મર્મ સમજી, માનવી વલોપાતને વેગળા મૂકે છે, સ્વામીમિલનની પણ પરવા ત્યજે છે, કર્મનાં મીઠાં ફળ પ્રાપ્ત કરવાની ગરજ કરતું નથી, અંતર તાપના કઠોર ખડ્ગને જીવનસંગ્રામમાં વીંઝવાનો કર્તવ્યભાર માથે ચડાવી લઈને મસ્ત બને છે, ને એ સ્વામીદીધા શસ્ત્રને પોતે લજવે નહિ, સુકોમળ સગવડોની શોધમાં જવા લલચાય નહિ, પણ ઝઝૂમ્યા કરે, એવી મંગલ મનવાંછના તેના અંતરમાં ઉદ્ગમ પામે છે.

## તલવારની ભેટ

હરિ સાંજે આવ્યા'તા મારે આંગણે રે,
હતી માળા તે ફૂલની એને ગળે રે;
મારાં મનડાં લોભાણાં ફૂલમાળમાં રે,
મારી માગી લેવાની હાલી હામ ના રે
હાલી હામ ના રે-હરિ૦

હતી આશા, પરભાતે હરિ હાલશે રે,
માળા સેજલડી હેઠ પડેલી હશે રે;
વે'લી આવી ઊભી રહી ગરીબડી રે,
છતાં માગ્યાની જીભ નવ ઊપડી રે
નવ ઊપડી રે-હરિ૦

પછી માળા જાણીને ઝાલવા ગઈ રે,
ત્યાં તો દેખી તલવાર ને ડરી ગઈ રે;
જરા અડકી ને હાથ સસડી ગયા રે,
ધણી! ધગધગતાં વજ્ર મૂકીને ગયા રે
મૂકીને ગયા રે-હરિ૦

મને વનમાં વિહંગ બધાં ખીજવે રે,
'અલી માળાઘેલુડી, લેતી જા હવે રે!'
હરિ! ક્યાં રે રાખું તમારાં દાનને રે?
હું તો શોધું સંતાડવાના સ્થાનને રે!
એવા સ્થાનને રે-હરિ૦

હરિ! શક્તિવિહોણી હું લાજી મરું રે,
મારા ઉરમાં તલવાર તારી સંઘરું રે;
હરિ! હૈડામાં રાખતાં ચીરા પડે રે,
છતાં રાખ્યા વિણ દાન તારાં શે રડે રે!
વા'લા! શે રડે રે-હરિ૦

હરિ! હૈયાને મ્યાન મૂકી લેગને રે,
હું તો ભે વિણ વીંધીશ ભવ-વાટને રે;
હરિ! આજથી મારે સકળ કારજે રે,
હજો તારા જેકાર! અભે રાખજે રે
અભે રાખજે રે!-હરિ૦

હવે બીજા શણગાર કરવા નથી રે,
શ્યામ! નહિ રે આવો તો પરવા નથી રે;
હવે આંસુ સારતી ઘર-બારણે રે,
નથી ભાટકવું ક્યાંય તમ કારણે રે
તમ કારણે રે-હરિ૦

નાથ! તારી તલવાર લજવું નહિ રે,
દાન તારું દીધેલ તજવું નહિ રે;
હરિ! આપ્યું આયુધ, શુધ આપજો રે!
મારાં ભેવાને બુદ્ધ જીવણ આવજો રે!•

ઝવેરચંદ મેઘાણી

---

સામયિક ચિંતન

## બે ઉદ્બોધન

કેવો ધનધાન્યથી ભરપૂર છે આ દેશ! કેવી ફુધાળી ધરતીના તમે માલિક છો! સમૃદ્ધિના અખૂટ ભંડારો અહીં ભર્યા પડ્યા છે. પાણીમાં અહીં ઔષધિઓ છે ને હવામાં અહીં સુગંધીઓ છે. અહીં કોયલની મસ્તી છે ને બુલબુલનાં ગીતો છે. અહીં સુરભિભર્યાં ફૂલો અને હરિયાળાં ખેતરો છે. દિક્કાલનું અભિમાન માતું નહોતું એ હિમાલય સરખા હિમાલયની આ દેશને રખેવાળી છે. અહીં ગંગાના નિર્મળ પ્રવાહો છે ને જમનાનાં ઊછળતાં પૂર જેવી રસિક અહીંની દાસ્તાનો છે. અહીં સિંધુની મસ્તી છે અને જેલમની રંગરેલીઓ છે. આ દેશમાં સર્વકંઈ છે. નથી માત્ર બેજ વસ્તુઓ. અહીં આજે જવાની નથી, ને અહીં આજે મર્દાનગી નથી.

અને એમાં ઝટકો શાને લાગે છે? હું જરા યે ખોટું કહેતો નથી. નહિ તો તમે જ કહો ને, કે જે દેશમાં જવાની અને મર્દાનગી હોય ત્યાં ગુલામી રહી શકે ખરી? જે દેશમાં યૌવન હાકોટા કાઢતું હોય એ દેશના માનવીઓને ભર્યા ભંડારે ભૂખે મરવાનું હોય ખરું?

જવાની છંછેડાય તો એ આકાશ-પાતાળ એક કરે. મર્દાનગીએ મિજાજ ખોયો હોય તો એ પાણીપત ઊભાં કરે અને કાળને ય પડકારી ઊઠે. પણ એ તો જવાની હોય તો ને? મર્દાનગી જીવતી હોય ત્યારે ને? અહીં તો જવાનીએ ચૂડીઓ પહેરી છે ને મર્દાનગીએ ખૂણો પાળ્યો છે. માટે જ કહું છું કે આ હિંદુસ્તાનમાં બધું ય છે, છતાં કંઈ જ નથી; કારણ કે અહીં જવાની નથી, અહીં મર્દાનગી નથી. —'બે ઘડી મોજ'માં ડૉ. અમરનાથ (તારવીને)

૧૯૦૫ની સાલથી છેલ્લાં ચાળીસ વર્ષમાં આપણા તરુણો સમક્ષ જુદીજુદી વિચારધારા ને જુદાંજુદાં ધ્યેયો આવી ગયાં, પણ આજે જાણે એમની સમક્ષ કોઈ ધ્યેય જ નથી એવી સ્થિતિ આવી ગએલી જણાય છે. ઉત્તમ સરકારી નોકર થવાનું ધ્યેય ગયું, પ્લૅટફૉર્મ પરના દેશભક્ત થવાનું ધ્યેય ગયું અને દેશ ખાતર આત્યંતિક ત્યાગનું ધ્યેય પણ ગયું. અસહકાર કર્યા, કાયદાભંગ કર્યા, તુરંગવાસ ભોગવ્યો, વ્યક્તિગત સ્વાર્થોની હોળી કરી, કુટુંબને ભિખારી કર્યું, છતાં પોતાને તો કંઈ ન મળ્યું પરંતુ રાષ્ટ્રને પણ કશું હાંસલ ન થયું એ નિરાશામાં આજનો તરુણ કિંકર્તવ્યમૂઢ, હતાશ, ધ્યેયવિહીન અને ઉદાસીન જેવો બની ગયો જણાય છે.

પરંતુ એમ હતાશ થવાનું કંઈ કારણ નથી. વ્યક્તિનું આયુષ્ય વર્ષો વડે તેમ રાષ્ટ્રનું આયુષ્ય શતકો વડે મપાય છે. આપણી સ્વાતંત્ર્ય માટેની લડતને તો હજુ માંડ અરધો શતક થવા આવ્યો હશે. છતાં યે એટલા વખતમાં આપણે કેટલા નિર્ભય અને સ્વાભિમાની બન્યા છીએ? અને તે સાથે આપણા નૈસર્ગિક હક્કોથી વાકેફ થઈ ગયા છીએ? અને નિષેધાત્મક કાર્ય પછી જે વિધાયક કાર્ય આપણે કરવાનું છે તેની જાણે પૂર્વતૈયારી હોય તેમ, આપણાં ખાનપાન, આચારવિચાર, ભાવના અને કલ્પનામાં કેવી એકરૂપતા આવતી જાય છે?

નક્કી માનજો કે ભવિષ્યકાળ એ ધર્મગુરુઓનો, વકીલોનો કે બેજવાબદારોનો નહિ પણ 'નાગરિકો'નો છે; અને સાચા નાગરિકનું પહેલું લક્ષણ તે રાષ્ટ્રીયત્વની ભાવના છે. હિંદ એક અખંડ રાષ્ટ્ર છે, એ રાષ્ટ્રમાં આપણે જીવવાનું છે, એ જ આપણી પિતૃભોમ ને પુણ્યભોમ છે એવું ચૈતન્ય આપણી નસેનસમાં સંચરવું જોઈએ. —કિર્લોસ્કરમાં મહાદેવશાસ્ત્રી દીવેકર

• કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના 'ખેયા' કાવ્યસંગ્રહમાંના 'દાન' નામના કાવ્યનો અનુવાદ • શ્રી મેઘાણીના આગામી સંગ્રહ 'રવીન્દ્ર વીણા'માંથી

ઘણીવાર સુધી કોઈ કંઈ ન બોલ્યું. અંતે એ ચૂપકીદીને તોડતો ચુનીલાલ મૃદુ કંઠે હસવા લાગ્યો. 'અમૂલ્યે આજે એક કૂતરાનો પ્રાણ બચાવ્યો!' તે બોલ્યો.

અમૂલ્યને કૂતરાં ઉપર બહુ પ્રેમ હતો. એ કૂતરિયો જીવ હતો એ સૌ જાણતા હતા. તેથી આ વાત જાણવા સૌ આતુર થઈ ગયા. ચુનીએ વાત શરૂ કરી.

'ધરતીકંપ બંધ પડ્યો કે તુરત હું સ્કૂલ તરફ દોડ્યો, છોકરાઓનું શું થયું તે જોવા-જાણવા. પણ બડાબજારના ચોક પાસે આવી જોઉં છું તો અમૂલ્ય એક જબ્બર લાકડાનું બીમ ખસેડવા મથી રહ્યો છે. પણ બીમ શાનું ખસે? એકનો બીમ પોતે જ વીસ મણ જેટલું વજનદાર, ને તદુપરાંત એ પર કાટનો ગાળખો. મને જોઈ અમૂલ્યે પાગલની જેમ સાદ પાડ્યો. એના મોં પરનો ભાવ જોઈ મને થયું કે નક્કી કોઈ માણસ દબાઈ ગયું હશે; ને હું મારાં બાળકોની તપાસ પડતી મૂકી અમૂલ્ય પાસે દોડી ગયો. જઈને જોયું તો બીમની એક બાજુ પીઠ ફેરવીને એક કૂતરું બેઠું હતું ને જોરથી કીકિયારી મચાવી રહ્યું હતું. મેં પૂછ્યું, આ શું? તો અમૂલ્યે રોવા જેવા બનીને કહ્યું 'ભાઈ, એની પૂંછડી દબાઈ ગઈ છે, કેમે કરી નીકળતી નથી?

'કેવો ગુસ્સો આવે, કહો તો? ગુસ્સે થઈને ચાલ્યો જતો હતો, ત્યાં અમૂલ્યે મારો હાથ જોરથી પકડ્યો. શું કહું? જરા ડર પણ લાગ્યો. પારકાના સંતાનને વિપદમાં મૂકી મારા સંતાનની શોધમાં જાઉં છું, કદાચ ભગવાન દગો દેશે તો! અને અમે બેઉએ મળીને પેલું બીમ હટાવવાની ખૂબ મહેનત કરી પરંતુ બીમ રજ માત્ર પણ ખસ્યું નહિ. અમૂલ્ય રડવાં રડતા બોલ્યો, હવે શું કરું, ભાઈ!

'ને ત્યારે મારા માથામાં બુદ્ધિનો ઉદય થયો. મેં પૂછ્યું, ચપ્પુ છે? અમૂલ્યે ખિસામાંથી ચપ્પુ કાઢ્યું. મેં કહ્યું, હવે મોડું ન કરતાં તુરત આની પૂંછડી કાપી નાખ. અમૂલ્ય સમજી ગયો કે એ વિના બીજો ઉપાય નથી, ને તુરત એણે એ કૂતરાની પૂંછડી કાપી નાખી''

ને મુક્તિ મળતાં એ કૂતરે ફલાંગ મારતું એવું તો નાઠું કે એણે પાછું વાળીને જોયું પણ નહિ. અમૂલ્યને જરા જેટલોયે ધન્યવાદ પણ ન દીધો. કૂતરાની કૃતજ્ઞતા આને જ કહેવાય ને!'

ચુનીની આ વાત દરમ્યાન વચ્ચે બે ત્રણ વાર કંઈક બોલવા માટે અમૂલ્ય ઉંચોનીચો થયેલો. હવે એ લજ્જિત મોંએ બોલ્યો, 'ખોટાબોલો છે આ ચુની! હું રડતો હતો?'

'નહોતો રડતો?'

'પૂંછડું કાપવાની વાતે યાદ આવ્યું. મેં પણ આજે એક પતિતાનો ઉદ્ધાર કર્યો છે; પણ પૂરેપૂરો નહિ.' શચીન બોલ્યો.

'કઈ રીતે?'

'બજારના પેલા છેવાડામાં એકપણ મકાન સલામત રહેવા પામ્યું નથી. કડ-કડભૂસ કરતી પહાડમાળાઓ જ સર્જાઈ ગઈ છે ત્યાં. એના પર ફરતાંફરતાં અચાનક જોયું તો એક પગ આંગળાંથી ઘૂંટણ સુધી બહાર છે. એ કોઈ ઘુઘરિયાળો ઝાંઝર પહેરેલી સ્ત્રીનો પગ લાગે છે. બૂમાબૂમ કરી ચાર જણને ભેગા કર્યા. સૌએ મળી કાટ હટાવવા માંડ્યો. મનમાં થયું કે પગ બહાર છે ત્યારે કદાચ એ મૃત્યુ નહિ પામી હોય. મહામહેનતે ધડ સુધી પહોંચ્યા. ધડ તદ્દન સલામત હતું. પણ ત્યાંથી આગળ જોયું તો ગરદનથી આગળ કંઈ જ નહોતું! માથું તદ્દન જુદું થઈ ગયું હતું ને દરેક હાથ દૂર એકલું પડ્યું હતું!'

જરાવાર મૂંગા રહી શચીને ફરી આગળ ચલાવ્યું, 'આજે જે બધાં દશ્યો જોયાં છે એ કદિયે નહિ ભૂલાય. વકીલ ગણેશલાલને તમે ઓળખો છો ને? એ કોર્ટમાં હતો. પાગલની જેમ દોડતો આવીને જુએ છે તો એની સ્ત્રી એના મકાનની સામે જ રસ્તા પર પડી છે; એના પ્રાણ ઊડી ગયા છે! ગણેશ હજુયે સ્ત્રીનું શબ ખોળામાં લઈ રસ્તા વચ્ચે બેઠો છે.'

'જરા અટકીને એ બોલ્યો, 'કેવું નસીબ છે, જુઓ તો! એની સ્ત્રી મકાનમાંથી બહાર નીકળી ગઈ હતી. પરંતુ રસ્તા ઉપર આવતાં જ કોઈક બીજાનું મકાન તેના ઉપર તૂટી પડ્યું. જો પોતાના મકાનમાંથી એ નીકળી ન હોત તો કદાચ બચી જાત!'

'એ તમારી ભૂલ છે મૃત્યુ એને બોલાવતું હતું, એટલે એ જ્યાં હોત ત્યાંથી એને જવું જ પડત.' વરદાએ કહ્યું.

'હું તો પળવારમાં બચી ગયો. ડેપ્યુટીની કોર્ટમાં એક કેઈસમાં ''આરગ્યુ'' કરતો હતો. ઓચિંતા જજ એક કુદકો મારતા મારા ઉપર પડ્યા, ને અમે બંને બથંબથા કરતા ડોલતા ડોલતા જેમ તેમ કોર્ટની બહાર નીકળ્યા; છત તૂટી પડી ' ચુનીએ કહ્યુ

'આયખું હોય ત્યાં સુધી કોઈ મારી શકતું નથી. એ જ છે ચરમ અને પરમ સત્ય. એમ ન હોત તો હું કઈ રીતે જીવતો રહેત?' વરદા બોલી ઊઠ્યો.

'સાવ સાચું છે. તમે કેમ બચી ગયા એ જાણવા અમે સૌ આતુર છીએ; કારણ તમે તો પહેલા માળના તમારા ઓરડામાં બારણું બંધ કરી બપોરની ઊંઘ ખેંચી રહ્યા હશો.' અમૂલ્યે પૂછ્યું.

વરદા બોલ્યો, 'હું કહીશ તો ખરો, પણ મારી વાત તમે કોઈ સાચી નહિ માનો. એક તો હું શરૂથી જ જરા બદનામ છું ને વળી.'

'ભલેને તમારી વાત ગમે તેટલી બનાવટી હોય, આજે તો અમે એ સાંભળવાના જ. આજને-આવે દિવસે પણ જો તમે બનાવટી વાત કહેશો તો સમજશું કે તમારા જેવો પાપી નરકમાં પણ નહિ હોય.' અમૂલ્યે આગ્રહ કરતાં કહ્યું.

વરદા બોલ્યો, 'જુઓ ભાઈ, તદ્દન ખોટી વાત તો હું કદી યે કહેતો જ નથી. હા, કદાચ ઓછોવત્તો રંગ ચડાવીને કહેતો હોઈશ. પણ આજ તો એમ પણ નથી કરવાનો. તદ્દન સત્ય હકીકત કહીશ. ભગવાનને સાક્ષી રાખીને.'

અને પછી વરદાએ વાતની શરૂઆત કરી.

'અમૂલ્યે કહ્યું એ ખરું છે. એ વખતે હું દિવાનિદ્રા જ લેતો હતો. શ્રીમતી પણ બાજુમાં જ સૂતી હતી. ઓચિંતો ધક્કો વાગતાં જાગી ઉઠ્યો. જોયું તો પાટ જાણે ઘરમાં હાલતી હતી, ને ઘર ડોલતું હતું. જાણે કોઈ બે હાથ વડે હીંચોળતું ન હોય, તેમ. અને એકસામટી હજાર ઘંટી ફરી રહી હોય એવી ઘરઘરાટી ધરતીમાંથી સંભળાઈ રહી હતી.

'હું બહુ સાહસિક તો છું નહિ, એટલે મોતથી નથી ડરતો એમ કહું તો ખોટું બોલ્યું કહેવાશે. છતાં આશ્ચર્યની વાત છે કે મને જરા જેટલો યે ભય લાગ્યો નહિ. બુદ્ધિ પણ જરા યે બહેર મારી ન ગઈ. સંભવિત છે કે આફત ઓચિંતી આવીને ઊભી રહી હોવાથી ભય નામક વસ્તુને મનમાં પ્રવેશવાની તક જ ન મળી. વિદ્યુતના ચમકારાની જેમ મારા માથામાં વસ્તુસ્થિતિ, સ્પષ્ટ થઈ ગઈ કે આજે જીવન-મરણનો ખેલ છે. કાં આ પાર, કાં પેલે પાર.

'ને આજે તમારી પાસે એ પ્રગટ કરતાં મને શરમ નથી આવતી કે આફતની ગંભીરતા સમજવાની સાથોસાથ એક વાત અમે મનોમન એ નક્કી કરી લીધી કે મરવાનું હશે તો મરીશું યે સાથે, ને જીવવાનું હશે તો જીવીશું યે સાથે જ. કોઈ કોઈને છોડીને નહિ ભાગીએ. અને શ્રીમતીએ પણ મારો ડાબો હાથ એ રીતે જ ઝાલ્યો હતો કે આ જન્મમાં એ હાથ છોડાવવો સંભવિત નહોતો.

'અમે બંને એક સાથે પાટ ઉપરથી નીચે ઊતર્યાં. એ સમયે છત પરથી ટાઈલ્સ ખરી પડવાં શરૂ થયાં હતાં ને ધરતી એવી તો ડોલતી હતી કે એ પર સ્થિર રહેવું મુશ્કેલ હતું. એક ધબાક કડકડાટ કરતો બરાબર અમારા પગ પાસે જ તૂટી પડ્યો.

'બારણું ખોલી ઓરડામાંથી બહાર નીકળ્યા. પહેલે માળે બીજા જે જે હતા તે બધાં ધરતીકંપ શરૂ થતાં તુરત નીચે ચાલ્યાં ગયાં હતાં. અમે ઝાંપી ગયા છીએ એનો કોઈને ખ્યાલ જ ન રહ્યો, એટલે બીજે માળે અમે બે જ

# કચ્છનાં કીર્તિમંદિરો

## [૫] ગેડી

લેખક-શ્રી રામસિંહજી રાઠોડ બી.ડી.આર.



ગેડીમાંની દશાવતારની મૂર્તિ (ફોટો - લેખક)

મહાભારતનો આખો યે વિરાટ પર્વ આજે મારી સમક્ષ ખડો કરવામાં આવ્યો. ગેડીના પાધરમાં જ ગિરધર જોશી સામા મળ્યા. એમણે સાહજિક વૃત્તિથી વિરાટ નગરીની કથા સંભળાવવા માંડી. 'જેનાં ખંડિયેરો પર ગેડી વસ્યું છે એ જ આ વિરાટ નગર, જ્યાં પાંડવો અજ્ઞાતવાસ રહ્યા હતા. આ રાયમલું તળાવ તેને કાંઠે કુમારી ઉત્તરાના ઈષ્ટદેવ ઉત્તરેશ્વર મહાદેવના[1] મંદિરના આ અવશેષ. નજીકના સ્મશાન પાસે તળાવકાંઠે આ ભીમકંડો—સ્મશાનવૃક્ષ, જ્યાં પાંડવોએ પોતાનાં આયુધો બાંધીને રાખ્યાં હતાં. કંક, બલ્લવ, બૃહન્નલા, ગ્રંથિક, અરિષ્ટનેમી અને સૈરંધ્રી તરીકે છૂપા વેશે પાંડવો અને દ્રૌપદી રાજા વિરાટ તથા તેની રાણી સુદેષ્ણા પાસે અહીં આવ્યાં હતાં બૃહન્નલાએ અહીં ઉત્તરાને નૃત્ય, વાદ્ય અને ગીત શીખવ્યાં હતાં. ભીમે જીમૂતમલ્લને આ ચોગાનમાં પટક્યો હતો. સુદેષ્ણાના ભાઈ કીચકને બલ્લવે આ તરફ પકડીને પૂરો કર્યો હતો. કૌરવ સેના સાથે યુદ્ધ પતી ગયા પછી કંક અને વિરાટ ચોપાટ રમતા અહીં વાદે ચડ્યા અને વિરાટે કંકને પાસો માર્યો. સૈરંધ્રીએ કંકના ઘામાંથી વહેતું લોહી અદ્ધર ઝીલી ભૂમિને અપવિત્ર થતી બચાવી. પણ એ સમયે સૈરંધ્રીએ જે આંસુ વહાવ્યાં તેથી આ ભૂમિ ખારપાટ બની. પાંડવો છતા થયા પછી ઉત્તરા સાથે અભિમન્યુનો લગ્નોત્સવ અહીં જ ઉજવાયો. અને આ માલસર તળાવ. આટલામાં જ ક્યાંક ઉત્તરાનો મહેલ હશે. અહીં ઉત્તરા ને સૈરંધ્રી અંગસંસ્કાર કરતાં આ કંકુ-કાજળનો શૃંગારમાં ઉપયોગ લેતાં...'

હદ થઈ ગઈ! છતાંય લોકમાનસમાં રમી રહેલી મહાભારતની આ કાવ્યમય ભાવનાને આમ પ્રતિબિંબિત થતી અટકાવવાનું જરાય દિલ ન થયું. પોતાની જન્મભોમકાના માહાત્મ્યનું અભિમાન રાખીને, એ ભોમકાને રહસ્યમય બનાવી, જીવનને રસમય કરવાનો ત્યાંના વતનીઓનો અધિકાર છીનવી લઈ આ કાવ્યમય ભાવનાને વિજ્ઞાનની કસોટીએ કસવા કોનો જીવ ચાલે?

ભારતભરમાં—બંગાળમાં, દેહરાદુનમાં, રાજપૂતાનામાં, ધારવાડમાં, ગુજરાતમાં, કચ્છમાં, ઘણાં ય એવાં સ્થળો છે જે મત્સ્ય દેશની રાજધાની વિરાટનગરી હોવાનો દાવો કરે છે. વિદ્વાનોમાં ચર્ચાસ્પદ રહેલા એ પ્રશ્નમાંથી છેવટે રાજપૂતાનાના જયપુર, અલ્વર અને ભરતપુરના રાજ્યોનો કેટલોક પ્રદેશ મત્સ્યદેશમાં ગણાતો હોવાની માન્યતા વિશેષ સંમાન્ય બની છે;[2] અને દિલ્હીથી દક્ષિણે લગભગ ૧૦૫ માઈલ પર વિરાટ નગર હોવાની સંભાવના સેવાઈ છે.[3] પિટકમાં કહેલા સોળ 'મહાજનપદો'માંનું એક આ મત્સ્ય બૌદ્ધોમાં મચ્છ તરીકે જાણીતું હતું.[4] મત્સ્યનું વિકૃત મચ્છેરી અલ્વરની દક્ષિણે આવેલું છે. કૌરવોની ચાલબાજી અને પ્રવૃત્તિ ઉપર નજર રહે એ રીતે યુધિષ્ઠિરે હસ્તિનાપુરની નજીક આવેલા પ્રદેશમાં ગુપ્ત રહેવાનું પસંદ કર્યું હતું. મત્સ્યદેશ પણ ઘણા હતા. દક્ષિણ તરફના બન્ને મત્સ્યદેશ કુરુદેશ પાસે આવેલા હતા, એટલે પૂર્વ મત્સ્યમાં પાંડવોએ ગુપ્ત નિવાસ કર્યો હોય એ વધારે સંભવિત છે.[6] વળી સહદેવ કચ્છ ગયાની વાત પણ મહાભારતમાં આવે છે.[7] અને કૌશિકો કચ્છથી ભિન્ન ગણાવા કચ્છને મરુકચ્છ કહેતા.[8] આમ, કચ્છની ભૂમિ પણ કંઈક અંશે તો મહાભારત સાથે સંકળાએલી છે. એટલે લોકબુદ્ધિની સીધી સમજથી પર એવી રહસ્યમય પ્રાચ્ય વસ્તુઓને પોતાના જીવનમાં વણાઈ ગએલા મહાભારતના કાવ્યની અનુમાનિક વાતો સાથે લોકો સાંકળી લે એમાં શી નવાઈ? જેનું થડ ચાર પાંચ આદમીની બાથમાં સમાતું પણ મુશ્કેલ એવા રાયમલો તળાવમાંના ભીમકાય કંડાને 'ભીમકંડા'ના નામે જ લોકો બિરદાવે. માલસર તળાવમાં ખારી આવેલી છે અને તેમાં મન છે. એ તળાવમાં તો થોડા મહિના મીઠું પાણી ટકે છે, પણ રેતી ભૂમિના સનમાં ખારું પાણી તો કાળેદુકાળે સદાસર્વદા જળસ્યા કરે છે. અહીં એક જ કાંઠીએ બેસી એક તરફ ખારાં અને એક તરફ મીઠાં પાણીનો આસ્વાદ આપણે ચોમાસામાં લઈ શકીએ. આ સન, ખારી આધાસથી છવાએલો લીલોછમ દેખાય છે. તેમાં ઠેકાણે ઠેકાણે પાણી ભરેલા નાના નાના ગોળ ખડિઆ આવેલા છે. એમાં કોઈમાં કાળી તો કોઈમાં રાતી લીલ વળેલી હોય છે લીલી ચાદરની બિછાત પર જાણે કોઈએ લાલ કંકુ અને કાળા કાજળના કટોરા મૂક્યા હોય એવા એ કમનીય દશ્યમાં નિસર્ગનું કાવ્ય નીતરતું દેખાય તેને લોકો દ્રૌપદીનાં કંકુ-કાજળ કેમ ન કહે? અને ખારપાટ એટલે શાપિત ભૂમિ. દ્રૌપદીનાં આંસુ જ્યાં વહે એ ભૂમિ ખારપાટ જ બને! આમલોકોની ભાવનામાંથી જન્મતું મહાભારતનું આ લોકકાવ્ય અહીં જાણે સ્થિત થયું લાગે છે.

ગેડીના પ્રાચીનતર અવશેષો ત્યાંના લક્ષ્મીનારાયણના મંદિરમાં જોવા મળે છે. આ મંદિરનો સંવત ૧૮૬૭માં પુનરુદ્ધાર થયો છે અને તેનો ત્યાં શિલાલેખ છે. સંવત ૧૮૭૫ના ભયંકર ભૂકંપમાં જમીનદોસ્ત થએલા ત્યાંના મૂળ જૂના મંદિરમાં પહેલાં વિષ્ણુના દશાવતારની અને સૂર્યની મૂર્તિની પૂજા થતી. દશાવતારની વિષ્ણુની આ મૂર્તિને ઈ. સ. ૧૭૭૫માં પોતાની કચ્છ પરની ચડાઈ સમયે સિંધના સરફરાજે ખંડિત કરી.[9] ત્યારથી તેનું ઉત્થાપન થતાં એ ખંડિત મૂર્તિ લક્ષ્મીનારાયણના મંદિરના ચોગાનમાં અપૂજ પડી છે. લોકોક્તિ આ મૂર્તિઓને મહાભારતકાળની કહે છે અવતારવાદ તો ગીતામાં

(૧) અચલેશ્વર મહાદેવના મંદિર માંહેનું ચતુર્મુખ શિવલિંગ આના અવશેષ તરીકે ખપાવવામાં આવે છે. (૨) મહાભારત વિરાટપર્વ, સ. ૧; સભા. સ. ૩૦; કૅનિંગહામનો આર્કિ. સર્વે. રીપૉર્ટ પુ. ૨, પા. ૨૪૪. (૪) સૅક્રેડ બુક્સ ઑવ ધી ઇસ્ટ પુ. ૧૭, પા. ૧૪૬ ટી. (૫) મહાભારત વિરાટપર્વ સ. ૧; સભાપર્વ સ. ૩૦; (૬) પૌરાણિક કથાકોષ ખં ૨ પા. ૩૩૦ (૭) મહાભારત સભાપર્વ અ. ૩૨. (૮) બૃહત્સંહિતા, સ. ૧૪; ભૌગોલિક કોષ ૨૮. (૯) બૉમ્બે. ગેઝે. કચ્છ ૨૨૨ (૩) રૉઝનંટનનું ગેઝે૦; આર્કિ. સર્વે રીપૉર્ટ પુ. ૨૦, પા ૨.

ઉલ્લેખ. એ ભગવાનના અવતાર ધારણ કરવાના સમયના અને કારણના કથન જેટલો સનાતન છે. વેદમાં તેના વિષે કાંઈ નિર્દેશ નથી, પણ જે પરથી અવતારોની કલ્પના ઉદ્ભવી તે આપ્યું છે. તૈતરીય અને શતપથમાં એની વાતો વિગતથી આપી છે. જોકે પુરાણોમાં તેમાં ફેરફાર થએલા છે.

માનવપ્રજા ઉત્પન્ન કરનાર સાતમા મનુ વૈવસ્વતને જળપ્રલયમાંથી બચાવી લેવાના હેતુથી વિષ્ણુએ મત્સ્યાવતાર ધારણ કર્યો. જળપ્રલયમાં મૂલ્યવાન પદાર્થોનો જે ધ્વંસ થયો તેની શોધના માટે થએલા સમુદ્રમંથનમાં કૂર્મરૂપે સાગરતળિયે બેસી, પોતાની પીઠ પર મંદરાચળના બનેલા રવયાનો ભાર ધરવા વિષ્ણુએ કચ્છાવતાર ધારણ કર્યો. દૈત્ય હિરણ્યાક્ષ પૃથ્વીને સાગરતળિયે ખેંચી ગયો હતો. એની સાથે હજાર વર્ષ લગી યુદ્ધ કરી વિષ્ણુએ વરાહ અવતાર લઈ પૃથ્વીને ઉગારી ઉપર આણી. દાનવ હિરણ્યકશિપુના ત્રાસથી જગતના જીવમાત્રને અને પોતાના ભક્ત પ્રહ્લાદને મુક્ત કરવા વિષ્ણુએ નૃસિંહાવતાર ધારણ કર્યો. જ્યારે દેવોથી દાનવો વિશેષ પ્રબળ થઈ ગયા ત્યારે દેવોને તેમનું સ્વત્વ પાછું આપવા વિષ્ણુએ વામન અવતાર ધારણ કર્યો. પરશુરામ રૂપે અવતરી વિષ્ણુએ એકવીસ વાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી બ્રાહ્મણોની શ્રેષ્ઠતા પુનઃ સ્થાપિત કરી. રાવણની રાક્ષસી માયાથી પૃથ્વીને રક્ષવા ભગવાન રામચંદ્રરૂપે વિષ્ણુએ રામાવતાર ધારણ કર્યો.

આ બધા અવતારો અંશાવતાર મનાય છે. પણ પછી વિષ્ણુએ પૂર્ણ પુરુષોત્તમરૂપે શ્યામસલૂણા કૃષ્ણનો અવતાર ધારણ કર્યો. દુષ્ટોને વેદનિંદક બનાવી તથા વર્ણભેદ અને ઈશ્વરના અસ્તિત્વનો અસ્વીકાર શીખવી તેમનો વિનાશ કરવાના ઉદ્દેશે વિષ્ણુએ બુદ્ધાવતાર ધારણ કરી બુદ્ધરૂપે હિંસાવિધિને નિંદી અને દયાધર્મને ફેલાવ્યો. સદ્ધર્મની પુનઃસ્થાપના કરવા વિષ્ણુ પાપીઓ અને અધર્મીઓનો સંહાર કરવા ધૂમકેતુના જેવી પ્રકાશમાન તલવાર ધારણ કરી અશ્વારૂઢ થઈ કલ્કિ રૂપે અવતરશે. આ દસમો અવતાર ભવિષ્યમાં થશે એમ કલ્પના રૂપે આગમમાં માની લેવાયું છે. એ રીતે જ્યારે જ્યારે ધર્મનો ધ્વંસ અને અધર્મની વૃદ્ધિ થઇ છે ત્યારે ત્યારે ભક્તજનોને ઉદ્ધારવા અને દુષ્ટોનો વિનાશ કરી ધર્મની સ્થાપના કરવા ઉપર્યુક્ત દસ અવતારો વિષ્ણુએ ધારણ કરવાનું મનાયું છે.

પણ ભાગવતમાં વિષ્ણુના ૨૨ અવતારોનો ઉલ્લેખ છે. (એક મત અનુસાર ૨૪ અવતારોની કલ્પના થએલી છે.) બ્રહ્મા, નારદ, નરનારાયણ, કપિલ, દત્તાત્રેય, યજ્ઞ, ઋષભદેવ, પૃથુ, મત્સ્ય, કૂર્મ, ધન્વંતરી, મોહિની, નૃસિંહ, વામન, પરશુરામ, વેદવ્યાસ, રામ, બલરામ, કૃષ્ણ, બુદ્ધ, કલ્કિ, હંસ અને હયગ્રીવ એમ વિષ્ણુના મનાએલા ૨૪ અવતારોમાં બુદ્ધ અને ઋષભના નામોલ્લેખથી નક્કી થાય છે કે જૈનોના ૨૪ તીર્થંકરો અને બૌદ્ધોના ૨૪ બુદ્ધોની કલ્પનાના અનુકરણ રૂપે જૈન અને બુદ્ધ ધર્મના પ્રભાવ પછી વૈષ્ણવોએ પણ વિષ્ણુના ૨૪ અવતારો ગણાવ્યા હોય. પણ વિષ્ણુના મુખ્ય અવતારો તો દસ જ મનાય છે.

એ દસે અવતારોની એકીસાથે એક મૂર્તિ રૂપે પૂજા એક સમયે પ્રચલિત હશે એમ મોઢેરીની દશાવતારની આ મૂર્તિથી પ્રતીત થાય છે. પણ એ મૂર્તિ કયા કાળની હોઈ શકે અથવા દશાવતાર-પૂજા ક્યારે પ્રચલિત હશે એના ખાસ ઉલ્લેખનીય આધાર મળતા નથી.

આમ તો, મૂર્તિપૂજા ક્યારથી પ્રચલિત થઇ એ પણ અનિશ્ચિત છે. હિંદુધર્મના ભાગવત સંપ્રદાયમાં ભક્તિમાર્ગ શરૂ થતાં ત્યારથી વિષ્ણુની મૂર્તિઓ બનવા લાગી હશે એમ અનુમાન છે. પાણિનીના સમયમાં (ઇ. પૂ. ૬૦૦માં) વાસુદેવની પૂજા પ્રચલિત હતી. મેગેસ્થિનિસે (ઇ. સ. પૂર્વે ૪થી શતાબ્દીમાં) વાસુદેવની પૂજાનો ઉલ્લેખ કર્યો છે. ઈ. સ. પૂ. ૨૦૦ના નગરીના શિલાલેખમાં વાસુદેવની મૂર્તિપૂજા માટે મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે. એટલે લાગે છે કે ભાગવત સંપ્રદાય અને મૂર્તિપૂજા આથી પહેલાં પ્રચલિત થઇ ચૂકેલાં હશે.[11] ઈ.સ. ૨૦૦થી માંડી વિષ્ણુપૂજકોના ઉલ્લેખ શિલાલેખો, તામ્રપત્રો અને પ્રાચીન ગ્રંથોમાં મળે છે. ઇ. સ.ની પહેલી સદીની આસપાસની બૌદ્ધ, જૈન અને અન્ય ઘણી મૂર્તિઓ મળે છે. બૌદ્ધોમાં મૂર્તિપૂજાનો પ્રચાર ઉન્નતિશીલ હિંદુધર્મના પ્રભાવ હેઠે મહાયાન સંપ્રદાયની સાથે ઈ.સ.ની પહેલી સદીની આસપાસ શરૂ થયો. એટલે દશાવતારની મૂર્તિમાં બુદ્ધાવતારનું જે નિરૂપણ છે તે જોતાં લાગે છે કે આ મૂર્તિ તે પછીના કાળની છે. અને છેક અગિયારમી સદીમાં ક્ષેમેંદ્રે દશાવતારચરિત રચ્યું તે જોતાં લાગે છે કે દશાવતારનો ખરો મહિમા તો પછીથી જ વધ્યો હશે.

મોઢેરીમાં આ સમયે વૈષ્ણવ ધર્મનું પ્રાબલ્ય હશે, અને વચ્ચે વિષ્ણુ તથા ફરતા તેના દશે અવતારોની આ શ્વેત સંગેમરમરની મૂર્તિ દશાવતારનું માહાત્મ્ય તેની પરાકાષ્ઠાએ હશે તેના ઉત્તમ પ્રમાણ રૂપે છે. સને ૧૯૪૧ ના ડિસેમ્બરમાં દિલ્હી સરકારના પુરાતત્ત્વ ખાતા તરફથી નિયુક્ત થએલ ગુજરાત પ્રાગૈતિહાસિક અન્વેષકમંડળના એક સભ્ય શ્રી

# સોગાદ

મૂળ લેખક · રવીન્દ્રનાથ ઠાકુર



પૂજાનું પર્વ આવ્યું ભંડાર કેટલી ય સામગ્રીથી ભરેલો. કેટલું ય બનારસી કાપડ ને કેટલા ય સોનાના અલંકાર; અને હાંડા ભરીને તો દહીં દૂધ; અને મિઠાઇના તો ટોપલે ટોપલા.

મા સોગાદ મોકલાવતી હતી.

મોટો દીકરો પરદેશમાં સરકારમાં નોકરી કરે છે; વચલો વેપારી છે, ઘેર રહેતો નથી; અને કેટલાક દીકરાઓએ ભાઈભાઇમાં ઝગડા કરી જુદાંજુદાં ઘર માંડયાં છે. કુટુંબીઓ દેશપરદેશમાં વિખરાઇ ગયા છે.

નાનો દીકરો મોટી ડેલીમાં ઊભો ઊભો જોયા જ કરે છે. સોગાદ પર સોગાદ જાય છે, કેટલા ય દાસદાસી રંગબેરંગી રૂમાલો ઢાંકી થાળીઓ લઈ જાય છે.

દિવસ પૂરો થયો સોગાદ બધી ચાલી ગઇ. દિવસને અંતે નૈવેદ્યની સોનાની ડાળી લઇને સૂર્યાસ્તની દીપ આભા નક્ષત્રલોકના રસ્તે અલોપ થઇ.

છોકરો ઘરમાં પાછો આવી માને કહે, 'મા, બધાયને તેં સોગાદ દીધી, મને જ નહિ?'

માએ હસીને કહ્યું, 'બધાયને બધું દેવાઇ ગયું. હવે તારા માટે શું બાકી રહ્યું તે જો.'

એમ કહીને માએ તેને કપાળે ચૂમ્યો.

છોકરો રડતાંરડતાં કહે, મને 'સોગાદ નહિ મળે?'

'જ્યારે દૂર જઇશ ત્યારે સોગાદ મળશે.'

'અને જ્યારે પાસે છું ત્યારે તારા હાથે જણસ નહિ આપ?'

માએ તેના બે હાથ પહોળા કરી ખોળામાં લીધો ને કહ્યું, 'આ જ તો મારી હાથની જણસ છે.'

વિનોદ કોઠારી

('લિપિકા'માંના મૂળ બંગાળીનો અનુવાદ)

(૧૦) ગીતા અ. ૪, શ્લો. ૭-૮ (૧૧) આર. જી. ભાંડારકર: 'વૈષ્ણવીઝમ, શૈવીઝમ એન્ડ અધર રીલીજ્યસ સિસ્ટમ્સ' પા. ૮-૧૦

વી. ડી. કૃષ્ણસ્વામીએ અને એ મંડળના પુરા-ફોટો-કલાકાર શ્રી દેવીદયાળે મારા સંગ્રહ-ગાંનો મોઢેરાની દશાવતારની ઉત્કૃષ્ટ મૂર્તિનો આ ફોટોગ્રાફ જોતાં તેમને પણ લગભગ તેવી જાતની એક મૂર્તિ સાબરમતી કે પછી એ સંગની ઉપત્યકામાં કહીં જોવા મળ્યાની વાત અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાએટીના મકાનમાં મને કહી હતી. આ સિવાય બીજેથી દશાવતારની અન્ય મૂર્તિ મળ્યાની નોંધ હજુ લગી ક્યાંય મારા જોવામાં આવી નથી. હિંદુ ધર્મના વિકાસક્રમમાં વિષ્ણુના દશે અવતારો એક સમયે એકીસાથે પૂજાતા એ હિંદુ સંસ્કૃતિના ઇતિહાસમાં આ એક વિરલ ક્રમ આ રીતે ઉમેરાય છે.

લક્ષ્મીનારાયણના મંદિરના સભાગૃહનાં બે જાળિયાંમાંથી એકમાં ગણેશની મૂર્તિ છે અને બીજામાં સૂર્યની મૂર્તિ છે. ગણેશની મૂર્તિ પર સં. ૧૯૭૫ની સાલનો એક લેખ છે. સૂર્યની મૂર્તિ, તેમની સાધારણપણે પ્રચલિત મૂર્તિઓ જેવી નથી. પણ ગોળાકાર સૂર્ય અને તેના પરિવેશ, કે કિરણપ્રભા તરીકે ફૂલની પાંખડીઓ, એવું પુષ્પિત આકારનું શ્વેત આરસ પર ઉઠાવેલું બારકર્મ છે. સૂર્યની સર્જનશક્તિના પ્રતીક સમા સૂરજમુખીના પુષ્પાકારે પૂજાતી આદિદેવ ભગવંત આદિત્યની આ મૂર્તિ, એ રીતે સાંકેતિક હોઈ વિશિષ્ટ છે.

આ મંદિરના જ ચોગાનમાં એક ઓટલા પર ૨ ફૂટ ૩ ઇંચ ઊંચી અને ૧ ફૂટ ૪ ઇંચ પહોળી છૂટી પડેલી શિલા ઉપર ૫ ઇંચની પહોળાઈમાં ૨૧ લીટીનો એક લેખ છે. તેમાં માલણવાવનો જીર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ છે અને તેના સંવત તથા શકના પહેલા અક્ષરો ઘસાઈ ગયા હોય એમ દેખાય છે. તે પર 'સંવત ૫૩૩ વર્ષે શાકે ૩૯૮ પ્રવર્તમાને' એમ વંચાય છે, તે સંવત ૧૫૩૩ અને શાકે ૧૩૯૮ હોવાં જોઈએ. આ લેખમાં ઘૃતપદિના માલવનો જે ઉલ્લેખ આવે છે તે મુજબ મોઢેરાના મહાવીરના જૈન મંદિરમાં પણ સંવત ૧૫૩૬નો શ્રી માલવના નામોલ્લેખવાળો શિલાલેખ છે. એવડી માલવ ઘૃતપદિમાં ઘીનો નામી વેપારી થઈ ગયો. બુદ્ધિના ચમત્કારને જ્યારે માયાની રૂપ અપાતું એ જાદુઈ જમાનામાં એણે કેવળ ઘીના જ વેપારમાં જમાવેલી અઢળક પૂંજી વિષે એક રસભરી લોકવાર્તા કહેવાય છે.

એક દિવસ એક રબારણ તેની દુકાને ઘીનો ગાડવો વેચવા લાવી. માલવને ઘી સોંપી ગાડવો ખાલી કરી રાખવાનું કહી રબારણ તો બજારમાં બીજી ખરીદી અર્થે ગઈ. ઘી કાઢી લઈ, ખાલી ગાડવો રડી જઈ ભાંગે નહિ તે માટે માલવે સંભાળથી રબારણે જે ઇંઢોણી પર તેને લાવી હતી તેની પર મૂકી રાખ્યો. વળતાં રબારણ ગાડવો લેવા આવી. રબારણને જોઈ માલવ તેને ગાડવો ઉપાડીને આપવા જાય છે, ત્યાં તેને ગાડવો (ભારે) ઘીનો ભરેલો જણાયો. ચતુર વાણિયો ચેતી ગયો કે લક્ષ્મીદેવીની તેના પર કૃપાદૃષ્ટિ થઈ છે. 'કામમાં રહી ગયું; હમણાં જ ખાલી કરી આપું, હાં.' એમ કહી ઇંઢોણી સહિત ગાડવો ઓરડામાં લઈ ગયો. ગાડવાને તળિયે પડેલી ઇંઢોણીનો ભેદ એ પામી ગયો હતો. ગાડવો ખાલી કરી વાણિયાએ રબારણની એ ઇંઢોણી ઓરડામાં જ રાખી દીધી, અને ખાલી ગાડવો તથા દુકાનમાંથી તદ્દન નવી જ ઇંઢોણી કાઢી તેણે રબારણને આપી અને ઉપરથી ટકોર કરી 'આવાં સડેલાં છીતરાં પર મારી દુકાને ઘી શું લાવે છે?' નવી ઇંઢોણી મફતમાં મળતાં રબારણ તો ખુશખુશ થઈ ચાલી ગઈ. એને બિચારીને ક્યાંથી ખ્યાલ આવે કે રસ્તે ચાલતાં તેણે કામચલાઉ બનાવી લીધેલી ઇંઢોણીમાં વપરાએલી વનસ્પતિમાં, ઘીનો ખાલી ગાડવો તે પર મૂકતા તે આપોઆપ ભરાઈ જાય એવો ગુણ હશે! પછી તો માલવે એ ઇંઢોણીના ચમત્કારબળે ઘીના ઘડેઘડા બજારમા ઠાલવી વહેતા મૂક્યા ને એ રીતે એ ઘીના વેપારમાં અઢળક સંપત્તિ કમાયો.

એકવાર અણહિલ પાટણમાં ઘીનો દુષ્કાળ જણાયો એ વેળા પાટણના એક અગ્રેસર નાગરિકને ત્યાં જમણવારનો પ્રસંગ આવ્યો. ઘી મેળવવા તેણે ખૂબ ફાંફાં માર્યાં, પણ ક્યાંયથી મેળવી શક્યો નહિ ને તેની આબરૂ જવાનો વારો આવ્યો. વાત ત્યાંના ગોરજી સુધી પહોંચી. ગોરજીએ પોતાના અનુયાયીની લાજ રાખવાનો સહારો આપ્યો. શક્તિશાળી ગોરજીએ પોતાના મંત્રબળે માલવને પાટણ બોલાવી લીધો. પછી તો ઘીની રેલમછેલ થઈ પડી અને પાટણના નાગરિકની પ્રતિષ્ઠા સચવાઈ. માલવના પ્રતાપે જ આમ થવા પામ્યું એથી નિષ્ઠાવાન પાટણવાસીઓએ માલવનું દેન મોટી પહોંચતું કર્યું. ઘીઆ માલવનો મહિમા અને વૈભવ ઉજ્જવલ બની ગયાં. પછી તો ઉદાર દિલે માલવે કેટલીયે સખાવતો કરી. આજે પણ મોઢેરામાં માલવનું બંધાવેલું માલસર તળાવ, માલણવાવ અને મહાવીર મંદિર માલવની આ કીર્તિગાથાની સાખ પૂરતાં આવેલાં છે. (ચાલુ)

ધર્મિષ્ઠ લક્ષ્મીબાઈ રોજ સૌને ચોખા વહેંચતાં હતાં. લોકોએ પૂછ્યું, એવો કાંઈ મંગળ બનાવ બન્યો છે કે ચોખા વહેંચો છો?

વહેંચવાના કામમાંથી પરવારી લક્ષ્મીબાઈ બોલ્યાં: 'ચોખામાં ફૂતરું મોં ભરી ગયું હતું. ફેંકી દેવા કરતાં કોઈને દેવામાં શું ખોટું?'

# કસોટી

નીચેના પ્રશ્નોના ઉત્તરો પૃ. ૨૭૧ ઉપર છે; પણ તે જોતાં પહેલાં આપમેળે તમે કેટલા સાચા શોધી શકો છો તે ચકાસી જુઓ.

(૧) એક અરબ સોદાગર પાસે ૧૭ ઘોડા હતા. તે મરતી વખતે પોતાના ૩ છોકરા વચ્ચે તેના એવા ભાગ પાડવાનું કહેતો ગયો કે સૌથી નાનાને અરધોઅરધ, વચેટને ત્રીજા ભાગના અને સૌથી મોટાને નવમા ભાગના ઘોડા મળે. પણ ૧૭ ઘોડાના આવા ભાગ કેમ પડે? છોકરા તો મુંઝાયા. છેવટે શહેરના કાજી પાસે જઈને પોતાની મૂંઝવણ કહી તો તેણે એક યુક્તિ કરીને તરત ભાગ પાડી આપ્યા. એ કેવી રીતે પાડ્યા હશે?

(૨) 'એશિયા' શબ્દનો અર્થ શો થાય છે?




(૩) ૨૪ દીવાસળીઓ જોડી આ આકૃતિઓ જોડેલી છે (૧) તેમાં કુલ કેટલા ચોરસ છે? (૨) તેમાંથી 'અ' દીવાસળી કાઢી લઈએ તો બાકી કેટલા ચોરસ રહેશે? (૩) 'બ' દીવાસળી કાઢી લઈએ તો કેટલા ચોરસ બાકી રહેશે? (૪) 'અ' ને 'બ' બંને કાઢી લઈએ તો કેટલા ચોરસ રહેશે?

(૪) મારી પાસે બે આંકડા છે. બંનેનો સરવાળો પહેલા આંકડા કરતાં ત્રણગણો છે; પણ બીજો આંકડો એ સરવાળાના અર્ધ ભાગ કરતાં વધારે છે. તો તે આંકડા ક્યા?

(૫) એક ફૂંકણીની લંબાઈ કેટલી?

## અગ્નિ પાણીથી કેમ હોલવાય છે?

પાણી પ્રવાહક હોવાથી અગ્નિને ઠારે છે એમ સૌ માને છે. પણ ખરી હકીકત એ છે કે અગ્નિ પર પડતાંવેંત પાણી વરાળમાં રૂપાંતર પામે છે. એ વરાળનું અસ્તર આડું આવવાથી ઑક્સિજન અગ્નિ સુધી પહોંચી શકતો નથી; એટલે અગ્નિ હોલવાઈ જાય છે.

## ગેઝેટ નામ કેમ પડ્યું?

પશ્ચિમના દેશોમાં વર્તમાનપત્રો પહેલવહેલાં અસ્તિત્વમાં આવ્યાં ત્યારે આજની માફક વ્યક્તિદીઠ ઘેરઘેર વહેંચાવાને બદલે જાહેર સ્થળોએ વંચાતાં, ને એ સાંભળવા આવનારાઓ પાસેથી તેના દામ તરીકે એક એક ગેઝેટા (Gazetta—એક ફાર્થિંગ બરોબરનો સિક્કો) વસૂલ લેવામાં આવતો. તે પરથી કાળાંતરે એ શબ્દ 'વર્તમાનપત્ર'નો વાચક બની ગયો; જેમ આપણું પહેલું વર્તમાનપત્ર બુધવારને દિવસે નીકળતું તે પરથી બધાં છાપાં શરૂમાં 'બુધવારિયાં' કહેવાતાં. (વ્રે. બી. મહેતા)

# વિજ્ઞાનની દૃષ્ટિથી

લેખક-ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા [૧]

## ગુજરાતનું વિજ્ઞાન-સાહિત્ય

આ ઉનાળાની રજામાં અમદાવાદના લેખકમિલનની એક બેઠકમાં હાજર થવાનો મને લાભ મળ્યો હતો. તે વેળાએ મને ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્ય સંબંધે થોડા પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા. તે વિષે હું સભામાં જે કહી શક્યો તેમાં બીજાઓને પણ રસ પડશે અને તેનાથી વધુ પણ મારે કેટલુંક કહેવાનું છે એમ કહીને અત્રે થોડા વિચારો રજૂ કરું છું.

ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યની ઘણી વિચિત્ર ને કઢંગી સ્થિતિ છે. તેમાંની એક એ છે કે આ સાહિત્ય બહુ થોડું, બહુ ક્ષુદ્ર, અણુ-ખેડાએલું ને આપણી જરૂરીઆતોને જરા પણ પહોંચી ન શકે એવું છે એમ લગભગ માની લઈને જ તે વિષે સવાલ કે વિચાર કરવામાં આવે છે. 'આમ કેમ છે?' 'આટલા ગુજરાતી લેખકો છે, આટલા વિજ્ઞાનના હવે યુનિવર્સિટિમાં તૈયાર થાય છે, આટલા અધ્યાપકો છે, તો ય આ સાહિત્ય કેમ આવી ખરાબ દશામાં છે?' 'આ વિજ્ઞાનનો યુગ છે છતાં તેને ગુજરાતી સાહિત્યે હજી કેમ ઝીલ્યુ નથી?'

આવા પ્રશ્નો સ્વાભાવિક છે. તેમાં ઘણું સત્ય પણ છે. પણ આ થોડું સાહિત્ય પણ ખરેખર કેટલું છે તેનો ખ્યાલ બહુ થોડાને છે. દાખલા તરીકે ગઈ ગુજરાતી સાહિત્ય પરિષદના વિજ્ઞાન વિભાગના પ્રમુખના વ્યાખ્યાનમાં એમણે ઉક્ત વિજ્ઞાન વિભાગની બેઠક પ્રથમથી અત્યાર સુધીમાં પ્રકટ થઈ ગએલાં ગુજરાતી વિજ્ઞાન પુસ્તકોની સારી યાદી કરેલી છે. તે વાંચતા મને લાગ્યું કે આમાંના થોડાક જ મારા જાણવામાં હતાં; તેથી ય વધુ થોડાં મારા જોવામાં આવેલાં, ને તેથી ય બહુ થોડાં વાંચવામાં આવેલાં! આનું મુખ્ય કારણ મારો નિવાસ ગુજરાતની બહાર છે એ માનીએ, તો પણ એક વાતની તો કોઈથી ના કહી શકાય એમ નથી કે આજે કોઈને વિજ્ઞાનની કોઈ શાખાનાં ગુજરાતી પુસ્તકો જોઈતાં હોય તો તેની માહિતી મેળવતાં ઘણુ વાર લાગે, અથવા કદાચિત્ તે માહિતી મળે પણ નહિ. ઘણા વિષયોનાં પુસ્તકો નથી એ અફસોસ છે જ, છતાં જે છે ને જે પ્રકટ થતાં જાય છે તેઓ વિષેની આપણી જાણ પણ બહુ થોડી છે.

એટલે સૌથી પહેલું કરવા જેવું એક નાનકડું કામ નીકળી આવે છે તે એ કે ગુજરાતીમાં જેટલાં વિજ્ઞાનપુસ્તકો છપાયાં હોય તે સર્વની, વિભાગવાર યાદી કરીએ. એની ઉપર દૃષ્ટિ કરતાં જ ક્યા વિજ્ઞાનવિભાગો ઉપર લક્ષ અપાયું છે ને ક્યા તદ્દન અસ્પૃષ્ટ રહ્યા છે તે સમજી શકાય. તેમાં લેખકનું નામ, મળવાનું (બને તો વાંચવા માટે ય મળવાનું) સ્થળ, કીંમત, પૃષ્ઠસંખ્યા વગેરે હોવાં જોઈએ.

કોઈ ઉત્સાહી યુવાન આ કામ એક મહિનાની અંદર જરૂર કરી શકે. આજથી વીસ વર્ષ પૂર્વે, ૧૯૨૪માં, ભાવનગરની ગુજરાતી સાહિત્ય પરિષદમાં મેં એની માગણી કરી હતી; આ તથા આવાં કામોને માટે અમે વિજ્ઞાનસમિતિ નીમી, અને તેના મંત્રી તરીકે શ્રી. પ્રીતમરાય દેસાઈએ તે કામનો આરંભ પણ કરી દીધો. પછીથી તેઓ પ્રીતમનગરની રચનામાં પડ્યા, આ કામ રહી ગયું, ને કોઈએ તેને હજી હાથ અડાડ્યો નથી. અમદાવાદની સાહિત્ય સભા હવે વાર્ષિક સમાલોચનામાં વિજ્ઞાનને દાખલ કરી ચૂકી છે. તો હવે સવાલ તો માત્ર તે પહેલાંનાં વર્ષોનો જ રહ્યો.

અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની લાયબ્રેરી, વડોદરાની રાજ્ય લાયબ્રેરી, મુંબાઈની ફાર્બસ સભાની લાયબ્રેરી, તે ઉપરાંત મોટા પ્રકાશકો, બુકસેલરો વગેરેની દુકાનો, તથા આમાં ગણાવવી રહી હોય તેવી સંસ્થાઓની લાઇબ્રેરીઓમાં બેસીને થોડા જ વખતમાં કોઈપણ માણસ આ કામ કરી શકે. એથી વધુ તો એ છે કે આ સભાઓ જ, આ સંસ્થાઓ જ પોતે એક માણસને, વેતન આપીને ય, રોકી આ કામ કરાવી શકે. ભાઈ કનૈયાલાલ મુનશી, ગુજરાત સંશોધન મંડળ, ગુ. વ. સોસાયટી વગેરે માટે તો રમતમાં આ કામ કરી શકે.

આ કામ કરનાર વધુ રસ લે ને વધુ ઉદ્યોગ કરે તો વિજ્ઞાનનું બીજું ઘણું સાહિત્ય માસિકો-ત્રૈમાસિકો ને અન્ય પત્રોમાં પ્રકટ થએલું, ને હવે દટાઈ ગએલું ગણશે. જો આ લેખોની જ વિવેકથી યાદી થાય, તેઓમાંથી સારી પસંદગી કરી કેટલાકનું પુનઃ પ્રકાશન થાય તો તો વળી ઘણો વધુ લાભ થાય જ.

આવી યાદીથી આપણી માહિતી ચોક્કસ ને સાચી બનશે, તે ઉપરાંત ભવિષ્યને માટે ઘણાં સૂચનો તેમાંથી મળશે. નકામાં ય પુસ્તકો—નિર્માલ્ય પણ બધાં, મળી જ આવશે પણ સારાં ય મળશે. વળી તેના લેખકોએ વાપરેલ શબ્દો વગેરે આજના લેખકોને તથા પારિભાષિક શબ્દોના વિચારકોને કામમાં આવશે.

આવા એક નાનકડા કામની વ્યવસ્થા પણ ગુજરાત નહિ કરી શકે? (ચાલુ)

# ટિકિટ-સંગ્રહ

## [૫] પરફોરેશન

પરફોરેશન એટલે સોંસરૂં કોતરૂં અગર કાણું પાડવાં તે. આખા કાગળ ઉપર એકસામટી છપાએલી સંખ્યાબંધ ટિકિટોને ફાડી તે જુદી કરવા માટે દરેક ટિકિટની ચોમેર ઝીણુંઝીણું ગોળ કાણું પાડવામાં આવે છે, તેને પરફોરેશન કહે છે. ટિકિટ ફાડવાથી એ ગોળ કાણાં અરધાં થઈ જઈને ટિકિટની ચોમેર કરકરિયા બની જાય છે.

આ કરકરિયા પણ ટિકિટ-સંગ્રહમાં એક જરૂરનું અંગ છે અને તેની વિવિધતા તથા વિચિત્રતા ઉપર ટિકિટોનાં મૂલ્ય વધે છે.

જુદાજુદા દેશની ટિકિટોનાં આ પરફોરેશન જુદાજુદા માપના હોય છે. હિંદુસ્તાનની ટિકિટો કરતાં અમેરિકાની ટિકિટના પરફોરેશન મોટા હોય છે એ તો સામાન્ય અવલોકન કરનારની નજરે પણ ચડ્યું હશે. એ પરફોરેશન માપવાની પદ્ધતિ એવી છે કે બે સેન્ટીમીટરના ગાળામાં જેટલાં પરફોરેશન આવે તેની અમુક ગણતરી થાય છે, અને તે માપવા માટે ખાસ 'પરફોરેશન ગેજ' આવે છે. હિંદની ટિકિટો ૧૪ પરફોરેશનની છે; કોઈ દેશની વળી ૧૩થી ૧૪ની, કોઈની ૧૨ કે ૧૧ની તો કોઈની ૧૦ પરફોરેશનની હોય છે.

આ પરફોરેશનમાં જ્યારે ફેર આવે છે ત્યારે ટિકિટની કિંમત વધી જાય છે. કોઈ ટિકિટની એક બાજુ ૧૩ા પરફોરેશન હોય અને બીજી બાજુ ૧૩ કે ૧૨ાા હોય તો તે ટિકિટ નવતર ગણાઈને તેના ભાવ વધારી મૂકવામાં આવે છે.

બધી જ ટિકિટોને આવાં પરફોરેશન પાડવામાં આવે છે એવું નથી. પરફોરેશન વિનાની ટિકિટો (જેને ઈમ્પરફોરેટેડ ટિકિટો કહે છે) પણ કાઢવામાં આવે છે. કોઈ વાર ક્યાંક ટિકિટની આડી કે ઊભી એક બાજુ પર પરફોરેશન પાડવાનું રહી ગયું હોય છે તો આવી 'ઈમ્પરફોરેટેડ હોરીઝોન્ટલ' કે 'વર્ટિકલ' જાતની ટિકિટો વિરલ અને મૂલ્યવાન ગણાય છે.

વળી એ પરફોરેશનનાં કાણાંના આકારમાં પણ ફેર હોય છે. જે પરથી તેના 'પિન-પરફોરેશન', 'રોઝેટ પરફોરેશન' વગેરે પ્રકારો કહેવાય છે. કેટલાક દેશો આવા પિન-પરફોરેશન કાઢતા હોય અને તેમાં વચ્ચે અમુક ટિકિટો રોઝેટ-પરફોરેશનમાં કાઢે તો એવી ટિકિટો પણ નવીનતાવાળી ગણાય છે, અને તેની કિંમત વધી જાય છે.

(ચાલુ) હરિલાલ ઝવેરી

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો

[૬]

લેખક ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ

પ્રાર્થના-સમાજની મારા ધાર્મિક જીવન પર બહુ અસર છે. ત્યાંની પ્રાર્થનાઓ, ઉપાસના, ઉપદેશ અને સંગીતે મને ભક્તિરસ પાયો છે અને આધ્યાત્મિક પોષણ આપ્યું છે. પરન્તુ પ્રાર્થના-સમાજની દીક્ષા લેવાનો સમય આવ્યો અને એના નિયમો મેં જોયા ત્યારે એક નિયમ ઉપર હું અંતઃકરણપૂર્વક સંમત થઈ શક્યો નહિ. એ નિયમ એવી મતલબનો હતો કે હું મૂર્તિપૂજાને પાપ ગણીશ. બાળપણમાં મૂર્તિપૂજાથી પણ મારા હૃદયમાં ધાર્મિક સંસ્કાર જાગૃત થએલા મેં અનુભવ્યા હતા. અને જો કે ભગવાનની સગુણ ઉપાસનામાં મૂર્તિ છેક ઊતરતી કોટિમાં છે એમ માનવા તો હું તે વખતે તૈયાર હતો, પણ મૂર્તિપૂજા 'પાપ' છે એ સિદ્ધાંત તો મારે ગળે ઊતર્યો નહિ; એટલે ધર્મે હું પ્રાર્થના-સમાજી ન થયો.

ત્યાર પછી થોડેક જ વર્ષે હું પાછો મુંબાઇ ગયો અને ત્યા નવું ગોઠવાએલું પ્રિન્સ ઑવ વેલ્સ મ્યૂઝિયમ જોયું. ત્યાં, ઘણું કરીને સ્વ. દોરાબ તાતા તરફથી મ્યૂઝિયમને ભેટ મળેલી બે મૂર્તિઓ જોઈ. એ ઇટાલીના કોઇ શિલ્પીની બનાવેલી શુદ્ધ આરસની હતી. એક પર લખ્યું હતુ 'વૅનીટી'—મિથ્યાભિમાન; બીજી પર લખ્યું હતું 'મૉડેસ્ટી'—નમ્રતા.

મિથ્યાભિમાન અને નમ્રતા જેવાં ભાવવાચક નામોને પ્રત્યક્ષ કરાવવાનું મુશ્કેલ કામ આ શિલ્પીએ સફળરીતે કર્યું હતું. મિથ્યાભિમાની સ્ત્રી, ઊંચી એડીનાં બૂટ, પાતળી કેડ ને વાંકી ચાલવાળી, માથે ખૂબ પીંછાં ઘાલેલી ને હાથમાં ફૅન્સી છત્રીવાળી હતી. એના મોં પર મદ હતો ને ભમર ચડાવેલી તીરછી દૃષ્ટિ હતી. એને જોઇને જ થતું કે રખેને આપણે આ સ્ત્રી જેવા આડંબરી અને ઘમંડી ના હોઈએ!

'નમ્રતા'નાં વસ્ત્ર સાદાં હતાં, અલંકાર કંઇ જ નહોતા. નયનો ઢળેલાં હતા અને ઈશુ ખ્રિસ્તની માતા મેરીનું સ્મરણ કરાવતાં હતાં. એ મૂર્તિ જોઇને જ અજાણતાં પ્રાર્થના થઈ જતી કે 'પ્રભો! મને પણ આવી નમ્રતા આપજે!

ત્યાંથી જ મને લાગ્યું કે આપણી મૂર્તિઓમાં પણ આવું જ તત્ત્વ હોવું જોઇએ અને તેથી મૂર્તિપૂજામાં પાપ તો નથી; એટલું જ નહિ પણ આદર્શો સિદ્ધ કરાવી આપવાની અનુપમ શક્તિ એમાં રહેલી હોવી જોઇએ. મારો એ તર્ક ત્યાર પછીની મારી કલાયાત્રાઓમાં સેંકડો અવલોકનો અને પ્રયોગો દ્વારા મેં સિદ્ધ કરી જોયો છે. રૂઢિચુસ્ત ક્રિયાકાંડ ને દર્શનની ઘેલછામાં હું નથી પડ્યો ને ગતાનુગતિક મૂર્તિપૂજા પણ મેં નથી કરી; પરન્તુ 'અવલોકિતેશ્વર' કે 'વિષ્ણુ'ની જૂની મૂર્તિઓ જોતાં તો મને લાગ્યું છે કે કીડીથી કુંજર સુધીનાં પ્રાણીમાત્રનાં સુખદુઃખનું અવલોકન કરી એમની સંભાળ લેનાર, પાળનાર ને પોષનાર ભગવાન આવા જ હોવા જોઇએ.

'પ્રજ્ઞાપારમિતા'ની જાવા-સુમાત્રાની મૂર્તિની છબિ મેં શ્રી હૅવેલનાં કલાવિષયક પુસ્તકોમાં જોઇ હતી. એ મૂર્તિ હાલ બર્લિનમાં છે. એ પછી ઘણે વર્ષે, છેક ૧૦૦ વર્ષ પર ઘડાએલી ગાયત્રીની મૂર્તિ ખંભાતના સ્વામીનારાયણના મંદિરમાંથી ફેંકાઇ ગએલી મારે હાથ આવી હતી. બંનેમાં મેં, જ્ઞાનથી શુદ્ધ થએલી બુદ્ધિને અને સન્માર્ગે પ્રેરણા આપની અંતઃકરણની શક્તિને પ્રત્યક્ષ જોઇ.

'નટરાજ'ની મૂર્તિમાં, પ્રવૃત્તિમાં નિવૃત્તિનો શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો ઉપદેશ આંખોઆંખ જોયો. ગુપ્ત સમયની 'ધ્યાની બુદ્ધ'ની મૂર્તિમા આત્મદર્શનનુ પરમ સુખ ભોગવતા પવિત્ર આત્માના દર્શન કર્યાં. પણ એ બધી કલાયાત્રાની વાત અહીં હું નહિ કરૂં. એ તો મારે ફરીવાર આગળ ઉપર જરા વિગતે કહેવો પડશે. આ દૃષ્ટાંતો પાછળ તો, શિલ્પ અને મૂર્તિવિધાનની કલામાં કેટલો રસ ભર્યો છે અને એના ફોટોગ્રાફ જોવાથી પણ આપણી કેટલીબધી છુપી શક્તિઓ બહાર આવી શકે છે એટલું જ બતાવવાનો મારો ઉદ્દેશ છે.

કાવ્યોમાં ઉત્તમ કાવ્યો 'વ્યંગ' કે 'ધ્વનિ' વાળાં કાવ્યો કહેવાય છે. એનો મુખ્ય ઉદ્દેશ આનંદ આપવાનો ગણાય છે, પણ આનંદ સાથે એ 'કાન્તાની માફક' રસમય બોધ પણ એવો આપી દે છે કે ધર્માચાર્યો કે વેદાંતના ગ્રંથો એની આગળ નિર્માલ્ય થઇ પડે છે.

ઉપર જે મૂર્તિઓની વાત મેં કહી અને હજી બીજી વિષે આગળ હું ઘણું કહેવાનો છું તે આવાં ધ્વનિકાવ્યો જેવી સુન્દર અને ભવ્ય છે. મને એમાંથી સત્ય, સૌન્દર્ય, પ્રેમ, આનન્દ અને કલ્યાણનાં દર્શન થયાં છે અને હજી થાય છે. એ મારી બૅંકની મૂડી છે. એ વડે હું પોતાને ધનવાન માનું છું.

ઈ. ૧૯૦૫થી ૧૮ સુધી હું મારી રીતે દેશસેવા કરતો હતો; પણ ગાંધીજીએ ૧૯૧૮માં ખેડા સત્યાગ્રહ આદર્યો ત્યારે ગામડાંમાં જઈ, લોકોમાં રહી લોકો જેવા થવું પડ્યુ.

ત્યારે મને ગોવર્ધનરામનું એક વાક્ય યાદ આવ્યું કે 'શકુન્તલાના હાથનું ઘાસ હરણ ખાતું હતું, પણ દુષ્યંતના હાથનું એ નહોતું ખાતું; કેમકે દુષ્યંત પર એને વિશ્વાસ ન હતો.' એ જ રીતે અમે અંગ્રેજી ભણેલા સાચી દેશસેવા કરી શકતા ન હતા, કેમકે ગરીબ ગામડિયાંને અમારા પર વિશ્વાસ બેસતો નહિ. પણ છેલ્લેછેલ્લે જનસમાજની ભીતરમાં જવાનો એક વિરલ પ્રસંગ મળ્યો.

જપ્તીઓ થઇ ગઈ હતી. લોકોએ મહેસુલ ખાતે એક પાઇ પણ ભરી નહિ આખરે ભેંશો પર ટાંચ લગાવવામાં આવી અને દૂર ચોરામાં ગામલોકની બધી ભેંશોને મહેસુલી અમલદારો લઇ ગયા. ત્યાં એ ભેંશોને બિચારીને કોઇએ પૂળો ઘાસ પણ નાખ્યું નહિ કે ટીપું પાણી પણ પાયું નહિ. તાપે એ તરફડતી હતી. છતાં આખા ગામમાંથી કોઇ ન ડગ્યું. બધા ટેક સાચવી રહ્યા.

રાત્રે મેં ગામલોકને કહ્યું કે વચનપાલનનો આવો સુંદર યોગ કલિયુગમાં તો આ પહેલી જ વાર હું જોઉં છું. ચાલો આપણે ભેગા થઇ ઇશ્વરની પ્રાર્થના કરીએ, અને હજી ભારે કસોટીઓમાંથી પસાર થવા માટે બળ માગીએ.

લોકો આવ્યા—સ્ત્રીઓ, વૃદ્ધો, જુવાનો અને બાળકો સુદ્ધાં આવ્યાં. રામજી મંદિર પાસેનો ચોક ભરાઇ ગયો. મારી પાસે સ્વદેશભક્તિનાં ગીતો, એક હારમોનિયમની પેટી અને એક સારા કંઠથી ગાનાર કૉલેજનો વિદ્યાર્થી હતો. હું પણ ગાઈ શકત અને બીજાઓને ઝીલાવત. પરન્તુ તે જ વખતે મને એક વધારે સારો વિચાર આવ્યો, અને મેં અમારાં ગીતો ને સાજ રહેવા દીધાં. ગામલોકને જ મેં એમનાં મંજીરાં, એકતારા અને ઢોલક લાવવા કહ્યું. એ લાવ્યા અને ભજનમંડળીઓ જામી. એકતારા ઝણઝણવા લાગ્યા. મેં એમને જ ભજનો ગાવા કહ્યું. અને એ અભણ ને મૂર્ખ ગણાતા લોકોએ સાચાં, બલવર્ધક, નિશ્ચયને દૃઢ કરનારાં એવાં ગીતો ગાયાં કે અમારાં ગીતો એમની આગળ અમને નિર્માલ્ય, એકાં ને તરજૂમિયાં લાગ્યાં!

ત્યારથી, જે લોકની સેવા કરવી છે તેમના સંસ્કાર અને ખરા ઇતિહાસ જાણવાની મને જરૂર લાગી; અને એ જ અરસામાં ઈ. બી. હૅવેલનું 'આર્યન રૂલ ઇન ઇન્ડિયા' તથા કલા ઉપરનાં એમનાં બીજાં પુસ્તકો વાંચતાં સાચા દેશદર્શન માટે મારી આંખ ઊઘડી (ચાલુ)



# મધુકરી

કાળ જો ધુરકી રહ્યો, એનું કથન સંભળાય છે?
જગતનાં મેણાં અને કડવાં વચન સંભળાય છે?
કાન ધર, દુખિયાંતણું તુજને રુદન સંભળાય છે?
સાદ પાડે છે તને તારૂં વચન સંભળાય છે?
છે હવા શીતળ ભલે, પણ એ હવામાં આગ છે,
વાત શી કળીઓ તણી, ખરબાદ આખો બાગ છે!!

## શરદિન્દુ બંદ્યોપાધ્યાય

બિહારના ધરતીકંપના જ-બહુધા સત્ય-પ્રસંગોનો જેમાં વણાટ છે, એ આ અંકમાં પ્રગટ થતી ચોટદાર વાર્તા 'મરણધક્કો'ના લેખક ના નામથી 'કુમાર'ના વાચકો હવે અજાણ નથી; કેમકે 'ચંદનમૂર્તિ' અને વારાંગના જીવનને લગતી 'રક્ત સંધ્યા' નામની એમની વાર્તાઓથી અનેકને એમણે મુગ્ધ કર્યાં છે. શરદિન્દુ બાબુ જન્મે ભલે બંગાળી રહ્યા, પણ એમનું જીવન હિંદના મોટા પટવિસ્તાર પર વીત્યું છે. યુક્ત પ્રાંતોના જોનપુર મુકામે ઈ. ૧૮૯૯માં એમનો જન્મ. બિહારમાં મોઘીર નામના ગામમાં પિતા વકીલાત કરતા, એટલે ઈ. ૧૯૧૫માં મૅટ્રિક થયા ત્યાં સુધીની બાલ્યાવસ્થા ને અભ્યાસકાળ ત્યાં વીત્યાં. ઉચ્ચ અભ્યાસ માટે કલકત્તા ગયા, ત્યાં યુનિવર્સિટી-લશ્કરી-ટુકડીમાં જોડાયા; પણ એવામાં (ગયા) મહાયુદ્ધનો અંત આવ્યો, એટલે તાલીમ લીધા છતાં યુદ્ધક્ષેત્રનો અનુભવ ન મળ્યો. એ જ સમયથી એમનું કાવ્યાલેખન શરૂ થઈ ગયેલું.

૧૯૧૮માં લગ્ન થયું તે જ અરસામાં એમનો પહેલો કાવ્યસંગ્રહ પ્રકટ થયો; પણ બહુ ધ્યાન ખેંચી શકેલો નહિ. ૧૯૧૯માં ગ્રૅજ્યુએટ થઈ કાયદાનો અભ્યાસ આરંભ્યો, પણ ૧૯૨૧માં તે છોડી મોંઘીર આવીને આમતેમ થોડી સાહિત્યની તેમ જ નાટ્ય પ્રવૃત્તિઓ ૧૯૨૫ સુધી ચલાવી. પછી પટણા જઈને ફરી કાયદાનો અભ્યાસ ચાલુ કરી પાસ થયા, અને ૧૯૨૭માં મોંઘીરમાં વકીલાત શરૂ કરી પણ ૧૯૨૯માં તે છોડી દઈને એકચિત્તે સાહિત્યસાધનામાં જ રત બની ગયા. ૧૯૩૩માં એમનો પહેલો નવલિકાસંગ્રહ 'જાતિસ્મર' પ્રકટ થયો; ને તે પછી તો નવલકથાઓ, નાટકો ને ટૂંકી વાર્તાઓનો પ્રવાહ ચાલ્યો

૧૯૩૮માં મુંબઈની 'બૉમ્બે ટૉકીઝ' એમને કથાલેખક અને સીનારિસ્ટ તરીકે બોલાવ્યા ત્યારના એ ત્યાં જ છે, અને આજ સાહિત્ય અને સીનેમામાં જ એઓ પ્રવૃત્તિરત રહે છે. એમની છેલ્લી સાહિત્યકૃતિ તે અમર કવિ કાલિદાસના જીવનનું ચિત્ર-કથાનક.

## સમૃદ્ધ સુમાત્રા

જાવા-સુમાત્રાની ટાપુ-બેલડીમાંના જાવાથી આપણે જેટલા જાણકાર છીએ તેટલા સુમાત્રાથી નથી. સમૃદ્ધિ કમાવાના સ્થાન તરીકે અને હિંદી સંસ્કૃતિના વિસ્તારના દૂરતમ થાણા તરીકે જાવા આપણી કહેવતોમાં પણ સ્થાન પામવા જેટલું પરિચિત બની ગયું છે. પરંતુ એનું જોડિયું સુમાત્રા પણ એટલું જ સમૃદ્ધ છે.

જાવા બેટને અનુસંધાને, તેની વાયવ્યે આવેલો સુમાત્રાનો ટાપુ કદમાં ગ્રેટ બ્રિટન જેવડો-જાવાથી ચાર ગણો ને આ ઈન્ડોઈન્ડીઝ પર આધિપત્ય ભોગવતા ખુદ હોલાંડથી તેરગણો મોટો છે. ૧,૬૭,૪૮૦ ચોરસ માઈલના વિસ્તારની એની ભૂમિ, જંગલ ખનીજ અને ખેતીની એટલી સમૃદ્ધિઓથી સભર છે કે આજે જાપાનના તાબામાં તેના કાચા માલનું તે મુખ્ય મથક થઈ પડ્યું છે. તેના ઉત્તર અને પશ્ચિમ કિનારા પર જાપાને નૌકા અને વાયુયાનનાં જંગી થાણાં જમાવ્યાં છે.




સુમાત્રા બરોબર વિષુવવૃત્ત ઉપર આવેલું છે,— એવી રીતે કે વિષુવવૃત્તની રેખા તેને બે ભાગમાં વહેંચતી ચાલી જાય છે. હિંદી મહાસાગરને અભિમુખ આવેલા તેના આખા પશ્ચિમ કિનારાને આવરીને બુકિટ. બારીસાન નામની પ્રલંબ પર્વતમાળ પડેલી છે, જેનાં શિખરોની ઊંચાઈ ૫,૦૦૦થી ૧૨,૦૦૦ સુધીની છે. ઇશાન પ્રદેશ તરફ ઢોળાવ લેતા એ ગિરિમાળા પરથી અસંખ્ય નદીઓ વહે છે અને તેનાથી પરિપ્લાવિત થએલો એ રસકસભર્યો પ્રદેશ ચોખા, શેરડી, કૉફી, મરી, મગફળી, કોપરૂ, તમાકુ, રબર વગેરેનો પ્રચૂર પાક ઉતારે છે. એ જ રીતે એની બીજી જમીનો ખનીજમાં પણ સમૃદ્ધ છે અને પેટ્રોલ, કલાઈ, સોનું તથા કોલસો આપી રહે છે. પશ્ચિમની આખી એ ગિરિમાળા ગીચ જંગલોથી આચ્છાદિત છે જેમાંથી સાગ, કપૂર અને સાગની વિપુલ નિપજ મળે છે. સરોવરો પણ સુમાત્રામાં સંખ્યાબંધ છે, જેમાંનું ટોબા સરોવર તો ૪૫ માઇલ લાંબું, ૧૫ માઇલ પહોળું અને દોઢ હજાર ફૂટ ઊંડું છે. જ્વાળામુખી પર્વતોની પણ અહીં ખોટ નથી. આશરે ગોએકની સંખ્યામાંથી ડઝનેક તો જાગૃત જ્વાળામુખીઓ છે. જંગલોમાં હાથી, વાઘ, રીંછ, બે દંતૂશળવાળા ગેંડા, વાંદરાં અને હરણ આદિ પ્રાણિસૃષ્ટિ પણ સારીપેઠે છે.

સુમાત્રાની ૮૦,૦૦૦,૦૦ ની વસતિમાં મોટો ભાગ મલાયી મુસલમાનોનો છે. અગ્નિખૂણે આવેલું રાજધાનીનું શહેર પાલેમ્બાંગ, પશ્ચિમ કિનારા પરનાં પડાંગ અને બેનકૂલન બંદરો, તથા ઉત્તરમાં આવેલું મેડાન એ એનાં મુખ્ય શહેરો છે. પડાંગ 'એમાન્હેવન' નામની ઉત્તમ બંદરગાહ ધરાવે છે અને ગિરિપ્રદેશની પેદાશનું મુખ્ય નિકાસબારૂં છે.

## દાઝ્યા ઉપર ડુંગળી

દાઝ્યા ઉપર ડુંગળીની લુગદી મૂકવાનો યુરોપના અભણ ગામડિયાઓનો ઘરગથ્થુ ઉપચાર હમણાં વિજ્ઞાનની ચકાસણીએ ખરો સિદ્ધ થયો છે; અને સાબિત થયું છે કે રોગના જંતુ-કીટાણુના સંહારક તરીકે ડુંગળીમાં વિશિષ્ટ શક્તિ છે. આવી કેટલીયે શાક ને વનસ્પતિની ઔષધિઓ વર્ષો થયાં લોકો ઘરવૈદા તરીકે વાપરતા હોય છે, પણ તે કેવી રીતે કાર્ય કરે છે તેના વૈજ્ઞાનિક જ્ઞાનને અભાવે એ પરંપરા ભુંસાઈ જવા લાગી છે. અશ્રદ્ધા ને આળસ એનાં કારણો છે.

ઇ. ૧૫૩૭માં વિખ્યાત ફ્રેન્ચ ડાક્ટર એમ્બ્રોઇઝ પારે લશ્કરી શસ્ત્રવૈદ્ય તરીકે કામ કરતા હતા, તે વેળા રસોડાનો નોકર તેલના ઉકળતી કડાઈમાં પડીને દાઝ્યો. તેના માટે દવાખાનાની દુકાને મલમ લેવા ડાક્તર ગયા ત્યાં એક ગામડિયાએ કાચા કાંદાને છૂંદીને સહેજ મીઠું નાખેલી લુગદી બનાવી મૂકવા કહ્યું. ડાક્ટરે ઉપાય અજમાવ્યો, ને બીજે દહાડે જોતાં, જ્યાં લુગદી મૂકેલી ત્યાં ફરોળા નહોતા ઊઠ્યા, ને બીજા ભાગોમાં ઊઠેલા જણાયા. તે પછી દારૂગોળો ફાટવાથી મોં ઉપર દાઝેલા એક સૈનિક ઉપર પણ ડૉ. પારેએ કાંદાનો આ ઉપચાર સફળતાપૂર્વક અજમાવેલો. વૈદકીય ઇતિહાસમંજુષામાં આજથી ચીમ

વરસ પર આની નોંધ કરીને અજમાયશની ભલામણ કરવામાં આવી હતી,-પણ તે પ્રત્યે કોઈએ ધ્યાન ના આપ્યું.

હમણાં સોવિયેટ તબીબીઓના પ્રયોગોએ દવા તરીકે કાંદાની પુનઃપ્રતિષ્ઠા કરી છે. પ્રયોગો દ્વારા સિદ્ધ થયું છે કે તાજી છૂંદેલી ડુંગળી-માંથી જે આંખ બાળતો વાયુ નીકળે છે તેમાં રોગજંતુઓ થોડીક મિનિટોમાં નાશ કરવાની શક્તિ હોય છે. પણ તે લુગદીને તુરતા-તુરત દાઝવા પર લગાડવી જોઈએ; કેમકે ઝાઝી વાર તે ખુલ્લી રહે તો તેમાંથી પેલો વાયુ ઊડી જઈ તેની જંતુઘ્ન શક્તિ નાશ પામે છે. એ લુગદીથી જખમ પર રૂઝ આવે છે, પરુ થતું અટકે છે ને વેદના કમી થાય છે. આ વાયુદ્રવ્યને ફાઈટોન્સાઇડ્ઝ (Phytoncides) નામ આપવામાં આવ્યું છે (સુરોવી) —ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## સોનું

દુનિયા આખી સોનાને ઊંચી ધાતુ માને છે. આપણી કહેવતોએ પણ 'ક્યાં કંચન ને ક્યાં કથીર?' કહીને તેને બિરદાવ્યું છે. પણ રસાયણશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં કંચન જરા પણ ચઢિયાતું નથી. જુઓ:

(૧) તાન્તવતામાં (Ductility—પાતળા તાર ખેંચવામાં) ટંગ-સ્ટન (Tungsten) નામની ધાતુ સોનાથી ક્યાંય ચડી જાય છે; (૨) Malleability અર્થાત્ જેને લીધે તેના ટીપીને પાતળામાં પાતળા વરખ થઈ શકે તે ગુણમાં ચાંદી એના કરતાં ચડે છે; (૩) સોનું નરમ તો એટલું બધુ છે કે તાંબાના ભેગ વગર તેના ઘાટ ઘડવા અશક્ય છે; (૪) સૌંદર્યમાં તો એના કરતાં ઍલ્યુમીનિયમ-બ્રૉન્ઝ ચઢિયાતું છે. વળી એ ધાતુ સોનાથી વજનમાં પણ ખૂબ હલકી છે. સોનું તો બિનજરૂરી ભારે છે; (૫) અને બિનજરૂરી ભારે હોવાથી જ 'ગોલ્ડ પ્લેટિંગ' કરવું ઘણું ખરચાળ છે કેમકે, પાતળા પડનું પણ વજન ઘણું વધી જાય છે; (૬) વિદ્યુત્-વાહકતામાં પણ ત્રાંબુ ને રૂપું બંને એનાથી ચડી જાય. વળી કોઈ કહેશે કે તેજાબોની અસર સોના પર સૌથી ઓછી છે. તેનો જવાબ પ્લૅટીનમ ધાતુ આપશે; (૭) વળી લોઢું, ટંગસ્ટન વગેરેની બરડતા ભૌતિકશાસ્ત્રની ક્રિયાઓથી નિવારાય છે; જ્યારે સોનાની બરડતા નિવારી શકાતી નથી; (૮) સુવર્ણમિશ્રિત ધાતુઓ (Alloys)માં પણ કંઈ ખાસ રામ નથી હોતા.

ઉપયોગિતાની દૃષ્ટિએ જો ધાતુઓનું મૂલ્યાંકન કરવામાં આવે તો સોનાનું સ્થાન આજે છે તે કરતાં પણ બહુ પાછું જાય.

(આર. એન. ભાગવતના પુસ્તક પરથી) —હિં. મ. પટેલ

## કાપડ છાપવાની કળા

કાપડ છાપવાની કળાની શરૂઆત ક્યારે થઈ એ કહેવું અતિ મુશ્કેલ; એનો ઉદ્ભવ કયા સૈકામાં થયો તે પણ હજી નક્કી કરી શકાયુ નથી; પરંતુ એટલું તો ખરું જ કે આ સુંદર કળાનો ઉદ્ભવ પૂર્વના દેશોમાંથી એટલે કે હિંદ ને ચીનમાંથી થયો છે. ઘણા જૂના કાળથી ભારતે આ ઉદ્યોગ હસ્તગત કર્યો છે ભારતનું લાકડાનાં બીબાંથી છાપેલું અવનવી ભાતવાળુ કાપડ દુનિયાનાં બજારોમાં આશ્ચર્ય ફેલાવતું.

કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો આ ઉદ્યોગનું ઉત્પત્તિસ્થાન ચીનને માને છે, પરંતુ આજે ચોક્કસ કરી શકાયું છે કે હિન્દ જ આ કળાનું શોધક અને પોષક છે ચીન ને જપાનમાં આ કળા હિન્દની સફરે આવેલા મુસાફરો મારફતે જ ગએલી લાગે છે. કાપડ છાપવાની અનેક રીતો છે; તેમાં બીબાં વડે છાપવાની કળામાં હિન્દ પ્રથમ છે, યંત્રથી છાપવામાં યુરોપીય દેશો ઊંચે છે ને સ્ક્રીનથી તેમજ સ્પ્રે વડે કાપડ છાપવામાં જપાનીઓ આગળ છે.

બીબાંની મદદથી અનેકરંગી ભાત કાપડ ઉપર છાપી શકાય છે. દરેક રંગ માટે જુદું બીબું રાખવું પડે છે; એટલે કે ચાર-રંગી ભાત છાપવા માટે ચાર બીબાંની જરૂર પડે છે. આ કળા મોંઘી છતાં સુંદર છે. કાપડ છાપવા માટે સારા અનુભવની ને જ્ઞાનની જરૂર પડે છે. બીન અનુભવીનો તો શરૂઆતમાં હામ જ મૂકી જાય. એક પછી એક બીબું ગોઠવીને ભાત એકસરખી મેળવવી તથા આકર્ષક ને બંધ-બેસતા રંગોની પૂરવણી ચોક્કસ રીતે કરવી, એ અનુભવ વિના મુશ્કેલ છે.

રંગોની જાત અને વર્ગ પ્રમાણે, છાપકામ માટેની રંગની લુગદી (પેસ્ટ) જુદીજુદી રીતે તૈયાર કરવામાં આવે છે. કાપડ ઉપર આ રંગનો મસાલો છાપ્યા બાદ, કાપડને સૂકવીને રંગના વર્ગ પ્રમાણે છાપેલા કાપડને વરાળ (સ્ટીમ) આપવામાં આવે છે. જ્યારે કેટલાક રંગોને વરાળની જરૂર પડતી નથી.

આ કળાની ખરી સફળતા બીબાં કોતરનારના ઉપર આધાર રાખે છે. આકર્ષક અને સુંદર ભાત માટે સારી ભાતવાળાં બીબાં હોય તો કાપડ દીપે છે. બીબાં ઉપર સૂક્ષ્મ ભાતની કોતરણી, કારીગરીની સૂક્ષ્મ બુદ્ધિ અને મહેનત માગી લે છે. અનેકરંગી ભાત માટે બીબાંની સપ્રમાણ ગોઠવણી એ કારીગરની શક્તિનું પ્રમાણ છે. સારાં કોતરેલાં બીબાં ન હોય તો એકસરખી ભાત છાપવી મુશ્કેલ થઈ પડે છે.

આ ઉદ્યોગ આજે હિન્દમાં મોટા પાયા પર ચાલે છે અને હજી એની વૃદ્ધિ થયે જ જાય છે. બીબાં વડે કાપડ છાપવામાં આજે દુનિયાના દેશોમાં હિન્દ પ્રથમ છે. —ગોરધનભાઈ હા. પટેલ






## કૉપીરાઈટનો સ્વીકાર

૧૯૩૫માં 'કુમાર'ના ૧૦૦મા અંકમાં પ્રથમ પ્રકટ થએલું અને 'ગુજરાત કલા કલાપ' ભાગ ૧માં બહાર પડેલું, સુપ્રસિદ્ધ કલાકાર શ્રી રવિશંકર રાવળનું મૌલિક ચિત્ર 'જીવનસંગીત' વડોદરાની ઍલેંબિક કેમિકલ કંપનીના ૧૯૪૨ના કૅલેંડર માટે મુંબઈના રવિ ઉદય પ્રેસના માલિક શ્રી માધવરાવ જોષીએ છાપી આપેલું આ બંને પક્ષ ઉપર મુંબાઈની કૉર્ટમાં મેસર્સ ક્રૅરા ઍન્ડ વલ્લભદાસ સૉલિસિટરો મારફત કૉપીરાઈટ ભંગ માટે તથા નુકશાની ને ખર્ચનો દાવો કરવામાં આવ્યો હતો. પ્રતિપક્ષીઓએ સમયસર પોતાની ભૂલ સમજી આ બાબતમાં સમાધાન માગીને, કૉર્ટની ડિક્રીથી શ્રી રવિશંકર રાવળના ચિત્રના કૉપીરાઈટનો સંપૂર્ણતઃ સ્વીકાર કર્યો છે અને ભવિષ્યમાં આને અંગે કોઈ પણ જાતનો ભંગ પોતા તરફથી થશે નહિ તેવી ખાતરી આપી છે.

## કસોટીના ઉત્તરો

(૧) કાજીએ પોતાનો એક ઘોડો મંગાવીને તેમાં ઉમેર્યો એટલે ૧૮ થયા. તેમાંથી નાનાને ૯, વચેટને ૬ અને મોટાને ૨ વહેંચી આપ્યા, ને બાકી પોતાનો વધ્યો તે પાછો ઘેર મોકલી દીધો. (૨) 'એશિયા' શબ્દ 'ઉષસ્' ઉપરથી પડ્યો છે, અને તેનો અર્થ 'ઉષઃકાળની ભૂમિ' એવો થાય છે. ત્રણે મહાખંડોમાં એશિયા પૂર્વ દિશાએ આવેલો છે. (૩) કુલ ૧૪ ચોરસ; 'અ' કાઢવાથી ૧૧ રહે, 'બ' કાઢવાથી ૧૦ અને બંને કાઢવાથી ૭ રહે; (૪) ગમે તે બે આંકડા, જેમાં બીજાનો સરવાળો પહેલા કરતાં બમણો હોય. (૫) ૭ ફૂટ.

# આ માસ ઇતિહાસમાં

## સપ્ટેમ્બર

**તા. ૧** જર્મનીનો પોલાંડ પર હલ્લો. બીજા વિશ્વયુદ્ધની શરૂઆત, ૧૯૩૯.

**તા. ૪** 'સ્વરાજ' મંત્રની પહેલી દીક્ષા આપનાર દાદાભાઈ નવરોજીનો જન્મ, ૧૮૨૫.

**તા. ૯** વિપ્લવવાદી જતીન મુખરજીને કટકની ઑસ્પિટલમાં ફાંસી, ૧૯૧૫.

**તા. ૨૧** વિખ્યાત સ્કૉચ કવિ અને નવલનવેશ સર વૉલ્ટર સ્કૉટનું અવસાન, ૧૮૩૨.

**તા. ૨૩** બાળલગ્ન નિષેધક સારદા કાયદો વડી ધારાસભામાં પસાર થયો, ૧૯૨૯.

**તા. ૨૬** બંગાળી સમાજ, શિક્ષણ અને સાહિત્યને સંસ્કારી જનાર સાધુચરિત વિદ્વાન ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરનો જન્મ, ૧૮૨૦

### આ માસની વ્યક્તિવિશેષ



**ભારતેન્દુ હરિશ્ચન્દ્ર**

ભાષાના ખેડાણ વિના પ્રજાની અસ્મિતા જાગી શકતી નથી, દીર્ઘ દષ્ટિથી પ્રેરાઈ પોતાની કલમની તેજસ્વિતા ને આર્થિક સમૃદ્ધિ વડે હિંદી ભાષાને પરિપોષીને તેને પહેલવહેલું ગૌરવપદ આપનાર અને તે માટે 'ભારતેન્દુ'નું બિરદ પામનાર બાબુ હરિશ્ચન્દ્રનું સ્થાન, જેવું ગુજરાતીમાં નર્મદનું, બંગાળીમાં બંકિમબાબુનું અને મરાઠીમાં ચિપળૂનકરનું છે તેવું જ હિંદીમાં અગ્રિમ છે. રૉબર્ટ ક્લાઈવને પડખે રહેનાર પહેલા હિંદી અમીચંદની પાંચમી પેઢીએ, ૧૮૫૦ની ૯મી સપ્ટેમ્બરે કાશીમાં ધનાઢ્ય કુટુંબમાં એમનો જન્મ. માતાપિતા બચપણમાં જ ગુજરી ગયાં, અને સ્વભાવ ગુલાબી ને સ્વતંત્ર, એટલે કૉલેજનું થોડું જ શિક્ષણ પામી શક્યા, ને પછી ઉપર જણાવ્યા મુજબ સાહિત્યસેવા પાછળ જીવન વ્યતીત કર્યું. અંગ્રેજી ભણેલા જેને બોલતાં શરમાતા, ને સંસ્કૃત ભણેલા જેને 'ભાખા' કહી વગોવતા તે હિંદી ભાષાને ઉન્નતશિર બનાવવા એમણે અનેક પત્રો કાઢ્યાં, જાતે અનેક વિષયોમાં કલમ ચલાવી, અનેક લખનારાઓને પુરસ્કારો આપ્યા, સંખ્યાબંધ પુસ્તકો મફત વહેંચાવ્યાં, અને હિંદી ગદ્ય તથા પદ્યને હિંદી જનતામાં ઓતપ્રોત કરવા પાછળ પોતાની વિપુલ દોલત એટલી ઉદારતાથી ખરચી નાખી કે પાછલા જીવનમાં એમને ફાકા પડવા લાગેલા. પણ એમની ઉદારતા ને શ્રમ છેવટ સુધી એ જ રહેલાં. ૧૮૮૫ના જાન્યુઆરીની ૬ઠ્ઠીએ ૩૫ વર્ષની વયે એમનું અવસાન થયું

> પૃથ્વી સમું નહિ બેસણું, આભ સમું નહિ છત્ર;
> પ્રેમ સમી નહિ માધુરી, આપ સમો નહિ મિત્ર.
>
> —ઉગનસૂ

અજવાળી રાતની ચાંદનીમાં છોકરાઓ આટાપાટા રમતા હતા. તેમાં બે ભાઈઓ સામસામા પક્ષમાં હતા. છેક છેલ્લા પાટા આગળ બંને ભાઈ સાથે થઈ જતાં મોટાએ પોતાને રસ્તો કરી દેવા નાનાને કહ્યું. નાનાએ તે ન માનતાં મોટાએ દમ બીડાવી કહ્યું, 'મોટા ભાઈનું કહ્યું નથી માનતો?' નાનાએ તાતો જવાબ આપ્યો 'તું મોટો ભાઈ શાનો? તું તો દુશ્મન છે!' પોતાની પ્રામાણિકતાથી મોટાનું મોં ઊતરી. ગયેલું જોઈ નાનો મૃદુ અવાજે બોલ્યો, 'તું કહે તો રમત છોડી ચાલ્યો જાઉં, પણ મારાથી મારાં પક્ષને દગો તો ન દેવાય.' એ પ્રામાણિક બાળક તે સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલે—ગાંધીજીના રાજકારણી ગુરુ.

અનેકાર્થી શબ્દ: **ભાવ**=હેત; પ્રીતિ; ગમો; કિંમત; ઇરાદો કે મતલબ; વૃત્તિ કે લાગણી; ચેષ્ટા; અભિનય; સ્વભાવ કે પ્રકૃતિ; અસ્તિત્વ હોવું તે; આસ્થા; સ્થિતિ કે સ્વરૂપ; નાટકમાં આવતું 'આર્ય!' 'પૂજ્ય!' એવું સંબોધન.

કહેવતોના અર્થ: 'ધડિયાં-પિત્તળિયાં વાગી ગયાં છે.' કોઈ કાંઈ નાની નાની બીક બતાવે તેથી કે સામાન્ય દુઃખ યા મુશ્કેલીથી પોતે ગાંજ્યા જાય એવા નથી અને કેંક આપત્તિઓ પાર કરી નાખી છે, એવો ધીંગાપણા કે રીઢાપણાનો ભાવ બતાવવા માટે વપરાતી આ કહેવતના ટેકામાં એક ઉદાહરણ છે કે એક ઊંટ ખેતરમાં પડ્યું ત્યારે રખોળિયાએ તેને હાંકવા થાળી વગાડવા માંડી. એ સાંભળી ઊંટ કહે કે 'આ પીઠ પર તો ધડિયાં પિત્તળિયાં વાગી ગયાં છે, મોટી ત્રંબાળુ ગડગડી ગઈ છે, ત્યાં તારી થાળીનો શો હિસાબ?' એને મળતી બીજી કહેવતો: 'અમે તો ઘણા સાંઢ ઓળંડેલ છે;' 'અહીં તો અડતાલીસો સંસ્કાર થઈ ગયા છે;' 'આ કૂવે તો ઘણી ચેડો કૂદી છે.'

ગણિતગમ્મત: પાસેપાસેની કોઈ પણ ચાર સંખ્યા લો; અને તેની વચલી બેના ગુણાકારને ભાજ્ય તરીકે લઈ પહેલી વડે ભાગશો તો ભાગાકારમાં છેલ્લી સંખ્યા જ આવશે, અને શેષમાં અચૂક '૨' આવશે. ઉદાહરણ: ૩, ૪, ૫, ૬. એમાં (૪×૫)÷૩; એટલે ૨૦÷૩=૬ ભાગાકાર અને ૨ શેષ. ૧૫, ૧૬, ૧૭, ૧૮. એમાં (૧૬×૧૭)÷૧૫; એટલે ૨૭૨÷૧૫=૧૮ ભાગાકાર, અને ૨ શેષ. એ પ્રમાણે ગમે તે ચાર ક્રમિક પાસપાસેની સંખ્યાનાં પરિણામ આવશે. (મ. ના. ખત્રી)




**ખોટી વાત:** વિલાયતમાં એવી માન્યતા છે કે કૂતરાંમાં ચોર-ડાકુને ઓળખી કાઢવાની શક્તિ હોય છે ને તેના પર તરત હુમલો કરે છે, પણ શરીફ આદમીને ન છેડતાં તેની સાથે હળી જાય છે. પણ આ એક ભૂત જ છે. કેટલાક લોકોમાં કૂતરાંને હેળવી લેવાની આવડ હોય છે, ને કેટલાક ગમે તેવા શરીફને પણ એવી આવડત નથી હોતી તો કૂતરાં તેના પર હુમલો કરે છે. આની ખાત્રી માટે મેકન શહેરના ગવર્નર બૅક્સ્ટરે શહેરની જેલમાં એક કૂતરો મોકલ્યો, ત્યાં એ જેલના ભયભરેલા રીઢા ગુનેગાર ડાકુઓ જોડે હળી ગયો હતો!

એક નાના છોકરાએ નોકરી માટે અરજી કરી. ધંધો વધારવા ઇચ્છતા શેઠે તેને બુદ્ધિની ગંભીરતા સમજવા પૂછ્યું: 'વારુ દોસ્ત, તને એક લાખ રૂપિયા મળે તો તું શું કરીશ?'

છોકરે ભોળે ભાવે જવાબ આપ્યો: 'શું કહું શેઠ સાહેબ? એકદમ મને આટલી ગંજાવર રકમ તમે આપશો એવી આશા જ નહોતી.'

પાયોરિયા—દાંતમાં થતા પરુના દર્દ ઉપર અનનાસ ઘણો ફાયદો કરે છે. એ દર્દવાળાઓ દિવસમાં એક બે અનનાસ ખાતા રહે તો ગુણ કરે.



ગરુડની આંખે ત્રણ પોપચાં હોય છે! બે પોપચાં તો સૌની જેમ ઉપર-નીચેનાં, અને એક ત્રીજું પારદર્શક પોપચું વધારાનું તેને હોય છે, જે અંતરીક્ષના આકરા સૂર્યપ્રકાશથી તેની આંખને રક્ષે છે.



હીરા-ભાગોળ (ડભોઇ)નું ઉત્કૃષ્ટ શિલ્પ (ફોટો • બલવન્ત ભટ્ટ)



કન્યાની પસંદગી

ચિત્રકાર • કે. કે. હેબ્બાર




ટપાલની ટિકિટો પર જ્વાળામુખી પર્વતો (જુઓ જમણી બાજુ) ઉપલી હાર: (૧) ફિલિપ્પાઇનની ટિકિટ પર મૅયૉન પર્વત; (૨) ચીલી–દક્ષિણ અમેરિકા–ની ટિકિટ પર ત્યાંનો ઑસર્નો જ્વાળામુખી; (૩) જાપાનની ટિકિટ પર ફ્યૂજી પર્વત; નીચે (૧) જાપાનની ટિકિટ પર નાન્તાઈ જ્વાળામુખી; (૨) જાપાનની ટિકિટ પર આસો પર્વત

કુમાર આવતી કાલનાં નાગરિકોનું માસિક
વર્ષ ૨૧ · અંક ૧૦ ઑક્ટોબર ૧૯૪૪ સળંગ અંક ૨૫૦મો

## ચઢો ઊંચે ઊંચે ·શિખરિણી·

વસો ઊંચે ઊંચે શિખર. ચિતિ મારી, અટવીમાં
તળેટીની જાળે નહિ તું અટવા અંધ તમસે.
હજારો વેલાનાં વમળ ચરણોને તવ ગ્રસે,
હજારો કાંટાળાં કુહર ભરખે તેજ રવિનાં.

ચઢો ઊંચે ઊંચે, શ્વસન બનશે નવ્ય રુધિરે,
નવા વાયુઓથી નસનસ નવાં જોમ ગ્રહશે,
દૃગોમાં દીપ્તિઓ નવ ચમકશે, ધૌતલ વચ્ચે
વિશાળી ગોદે તું અવની ગ્રહશે સત્ય મધુરે.

અણુમાં ખૂંતીને અણુતમ બનીને અકળતા
લહી લે સૃષ્ટિની; સડસડ ચઢી સીધી ગિરિની
ચઢી લે વા ઊંચી ગગનતલની ગોદ ગરવી;
રમી રહે આશ્લેષી અખિલ ભુવનોની સકળતા.

નહીં આ વચ્ચેનાં સ્ફુરણમહીં તું સ્થૈર્ય ગ્રહજે,
પરન્તોને પ્રાન્તે વિહર ચઢીને દિગ્પતિ ગજે.

સુન્દરમ

## કોણ બોલાવે?

ઓ રે મને કોણ બોલાવે રે ?
સાગરપારથી હાથ લંબાવી,
ઓરૂંઓરૂં કોણ આવે રે
મને કોણ બોલાવે ?

શૈશવકાળનાં સાગરપારનાં
પરીઓનાં સ્મિત રૂપ,
સોણલે દીઠાં રાજકુમારોનાં
સાહસ શૌર્યે અનૂપ;
મુગ્ધ કથાઓનાં ગીત ભરીભરી
બંસરી કોણ બજાવે
ઓ રે મને મેઘના રંગ સજાવે રે–મને૦

જીવનયુદ્ધની ભૈરવ ભેરીએ
સિંધુડાને જ ચસૂર,
કોમળ વિહ્વળ બોલ પીલુના
ઓ રે મિલાવી મધુર;
સુન્દર મોહન તાર ઝણાવતું
મંથર કોણ આ આવે
ઓ રે મને વ્યાકુળ કોણ બનાવે રે–મને૦

સંધ્યાએ આવતી ટાણે ઘુમીઘુમી
આયુનાં પંથ અપાર,
શ્રાન્ત આપાન્થના અંતિમ ગાળે
પાવન પુણ્ય પથાર;
સત્ય અનંતનાં સોહે સુમંગલ
દ્વારને કોણ ખોલાવે
ઓ રે મને આપમાં કોણ સમાવે રે–મને૦

પિનાકિન ઠાકોર

સામયિક ચિંતન

## શંકરની પ્રજ્ઞા અને બુદ્ધનું હૃદય

દેશની, ધર્મની અને માનવજાતની વેદનાને પારખવા ને મિટાવવા આપણી પાસે બે શક્તિઓ છે: લાગણી ને બુદ્ધિ—હૃદય ને મગજ. બંને સતેજ જોઈએ, સંવેદનશીલ જોઈએ. બંનેને સંસ્કારની સરાણે ચડાવી કસી શકીએ તો જ સાચો રોગ પારખી શકીએ, ને તેનામાં પ્રાણસંચાર કરી ચેતનવંત કરવાની આપણામાં શક્તિ આવે.



ભગવાન બુદ્ધમાં બંને હતાં. પણ પહેલાનું બીજા પર વિશેષ આધિપત્ય હતું. માનવજાત માટે સર્વત્યાગ કરાવનારું એમાં જે હૃદય હતું તે જ એક નાના બલિદાન માટે લઈ જવામાં આવતા ઘેટાના બચ્ચાને આમુખર્યાં નથને પોતાના અંકમાં લઈ લેતું. મારની ભયંકર સેના સામે નિશ્ચલ ને નિષ્કંપિત રહેનાર પણ એ જ હતું, ને નિરંજનાને કાંઠે બોધિવૃક્ષ નીચે પરમ પ્રજ્ઞા સાથે મેળાપ કરાવનાર પણ એ જ હૃદય હતું. એમનું સ્મરણ કરો. ને પ્રશાંત કરુણાની ઝળકભરી મૂર્તિ તમારી આંખ સામે તરી રહેશે ને એમનું અમીથી તરબોળ હૃદય આત્માના ઊંડાણમાં સ્થાન કરી લેશે.



પણ શંકરાચાર્યનું એથી જુદું જ દર્શન થશે. એમની તેજસ્વી મેધા, પ્રતિભાથી ચમકતી આંખો, પ્રજ્ઞાના ગરકાટભર્યું મુખ, દૃઢતાભર્યા નાના હોઠ, ગમે તેવા પંડિતને પણ પળમાં મૂળચાટનો કરનારો પ્રબળ વાક્‌વૈભવ તમને સ્વયં કહી દેશે કે 'જે કોઈ આની પાસેથી પસાર થયું છે તે એને નમ્યા સિવાય નથી ગયું.'

બુદ્ધને ચરણે જશો એટલે તે કહેશે: 'ગભરા નહિ, ભાઈ! દુઃખિત માટે હમેશાં પરમ સુખનો માર્ગ ખુલ્લો છે. જો! રડ નહિ.' શંકરની સન્મુખ નમન કરશો ત્યાં એ કહેશે: 'એમાં શું ગભરાય છે? તારે દુઃખ છે જ ક્યાં? તું જ વિશ્વવ્યાપી ચેતન્ય છે, પછી રડવાનું કેવું?' એક તમારાં આંસુ લૂછી આનંદનો માર્ગ બતાવશે; બીજા તમને જાતે જ આનંદસ્વરૂપ બનાવી દેશે. બંને નિરનિરાળી દિશામાંથી પ્રયાણ કરી પોતાના સત્યને પહોંચ્યા છે. છતાં જ્યાંથી તેમણે શરૂઆત કરી છે એ તત્ત્વ બંનેમાં પ્રબળ છે. બુદ્ધ પોતાનો જીવ લેવા આવનારના ખોળે માથું મૂકી તેને જીતી લેશે. શંકર જરૂર પડ્યે પાંચસો શિષ્યોથી વીંટાએલા કાપાલિકનું માથું તલવારપટા ખેલીને પણ રમતમાં વાઢી લેશે. બુદ્ધનું હૃદય પાણીપોચું નથી; ભયંકર યાતના પણ એ સહન કરી શકે છે. શંકરનું જ્ઞાન કેવળ પાંડિત્ય કે વાદવિવાદમાં પુરાએલું નથી; જંગલીમાં જંગલી ગણાતી જાતોને પણ એ નિમેષમાત્રમાં વશ કરી લે છે.

બુદ્ધ સંસ્કૃતનો ત્યાગ કરી લોકોની બોલીમાં આવી બેસે છે; તેમની જ ભાષામાં એ પોતાની વાણી રેલાવે છે. શંકર સંસ્કૃતના ઉન્નત શૃંગેથી ભાગીરથીના પ્રવાહની માફક પોતાના ભવ્ય તત્ત્વજ્ઞાન વડે લોકોની ચિત્તભૂમિને પરિપ્લાવિત કરે છે. બુદ્ધનો શિષ્ય 'ભિક્ષુ' બની નત મુખે ને ધીર પદે તમારે બારણે આવે છે. શંકરનો શિષ્ય પરમ પરિવ્રાજકાચાર્ય અખંડ ભૂમંડલેશ્વર બની, ઉન્નત મુખે તમારે આંગણે ઊભો રહે છે.

કોના પાત્રમાં તમારું જીવનનૈવેદ્ય ધરશો?

શંકરની જ્ઞાનદીપ્તિ વિનાનો ભિક્ષુ તો કેવળ દીન, અને મોજાળી આશ્રિત જેવો બનતો, તારવાની શક્તિ વગરનો કંગાલ માણસ બની જશે. બુદ્ધના હૃદય વિનાનો જગદ્‌ગુરુ માત્ર દંદંટ, અભિમાની, પોતાની જ વડાઈમાં તણાઈ જતો દંભનો અવતાર બની જશે. આપણને બંનેની જરૂર છે. બુદ્ધનું કમંડલ ને શંકરનો દંડ આપણે ધારણ કરી શકીએ તે આપણી પ્રાર્થના હો! શંકરની પ્રજ્ઞા ને બુદ્ધનું હૃદય–એ બંનેનું સાથે અભિસિંચન કરવાની શક્તિનું આપણે આવાહન કરીએ. 'પૂર્ણિમાયન' મિત્ર

ફારસી, અરબ્બી, સંસ્કૃત ને અંગ્રેજીના તો તે વિદ્વાન હતા જ; ઉપરાંત ભૌતિકશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, રસાયનશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, ખગોલશાસ્ત્ર, ગણિત, તત્ત્વદર્શન ને બધા વિજ્ઞાનના તે ભોમિયા હતા. કેવળ પ્રખર પાંડિત્ય જ નહિ, પણ એક ધ્યેયને ખાતર મરી મીટનાર જીવનના ખેલંદાનું ખમીર પણ એમનામાં હતું. માત્ર ૨૬ વર્ષમાં આવી જીવનસિદ્ધિ કોને વરે છે?

ટાગોર વિષે કોઈએ કહ્યું છે કે કવિતા જો પુરુષદેહે વિચરતી હોય તો રવીન્દ્રનાથ જેવી લાગે. આપણે કહી શકીએ કે વિદ્વત્તા જો પુરુષદેહે અવતરતી હોય તો ગુરુદત્ત સમી દેખાય.

મકરન્દ દવે

## આ અંકનું મુખચિત્ર

ભારતીય તત્ત્વજ્ઞાનમાં કઠોપનિષદ્નું મહત્ત્વ ઊંચું છે. તેની ઉત્પત્તિ આ પ્રમાણે મનાય છે. પૂર્વે વાજશ્રવસ્ (ઉદ્દાલક) મુનિ સ્વર્ગસિદ્ધિ માટે વિશ્વજિત્ નામનો યજ્ઞ કરતા હતા. યજ્ઞમાં દાન તરીકે તે પોતાની સર્વપ્રિય વસ્તુઓ આપી દેવા લાગ્યા ત્યારે તેમના બુદ્ધિમાન બાલપુત્ર નચિકેતાએ પૂછ્યું કે તમારી પ્રિય વસ્તુ રૂપ પુત્રને કોને આપશો? મુનિ તેની આ ધૃષ્ટતાથી જરા કુપિત થયા અને બોલી ઊઠ્યા: 'તને હું યમને આપું છું' પિતાની આજ્ઞાનું પાલન કરવા તત્પર પુત્ર તુરત યોગબળે યમના દ્વારે પહોંચ્યો. યમરાજ કોઈ કર્તવ્ય અંગે પ્રવાસે ગએલા, તેથી ત્રણ દિવસ અને રાત સુધી નચિકેતા બારણે ઉપવાસ કરતો આસન લગાવી બેઠો. યમરાજ આવી પહોંચ્યા ત્યારે આ પવિત્ર બ્રાહ્મણ બાળક પોતાને દ્વારે ઉપવાસ પામ્યો તે જાણી ખિન્ન થયા અને કહ્યું કે તારા જેવા પવિત્ર આત્મા માટે આ સ્થાન નથી. હું તારા પર પ્રસન્ન છું. તને ત્રણ દિવસના ઉપવાસ થયા તે નિમિત્ત તું ત્રણ વર માગી લે અને પાછો જા. મહાબુદ્ધિમાન નચિકેતાએ પ્રથમ માગ્યું કે તેના પિતાની તેના પર પ્રસન્નતા થાય અને તેમની ભાવના પૂર્ણ થાય. બીજા વર માટે પ્રશ્ન કર્યો કે સ્વર્ગપ્રાપ્તિ અને દેવભાવ શી રીતે સિદ્ધ થાય અને તેનું રહસ્ય શું? ને ત્રીજા વરમાં પૂછ્યું, મૃત્યુ પછી આ આત્માનું શું થાય છે. એ ત્રીજા પ્રશ્નને બદલે યમરાજાએ જગતનું ઐશ્વર્ય, ધનધાન્ય, પુત્રપરિવાર અને સુખોપભોગ માગી લેવા કહ્યું. પણ નચિકેતા તેના પ્રશ્નમાં અડગ રહ્યો એટલે એ મહાન ધૈર્યવાળા એ કુમારને યમરાજાએ જે ઉપદેશ આપ્યો તે 'કઠ' નામના ઉપનિષદ તરીકે પ્રસિદ્ધ છે. 'ઉત્તિષ્ઠત, જાગ્રત, પ્રાપ્ય વરાન્નિબોધત' જેવાં વાક્યો એ જ ઉપનિષદનાં છે.

તરુણ રશિયાની જયગાથા [૨]

# ઝોયા

ઝોયા કૉસ્મોડેમ્યાન્સ્કાયા ૧૯૨૩માં ઓસિનોવીગાયી નામે ગામમાં જન્મી હતી. નાનાથી જ ભય શું છે તે એ જાણતી નહોતી.

આઠમે વર્ષે ઝોયા નિશાળે બેઠી, અને 'પાયોનિયર' નામે વાનરસેનામાં ભળી. પાયોનિયરથી બીડી પીવાય નહિ, ખોટું બોલાય નહિ; માબાપ, મોટેરાં તથા મહેતાજીનો અનાદર કરાય નહિ. આત્મસંયમ, જીવદયા તથા સમાજસેવા એણે શીખવાં જોઈએ. નિશાળમાં તે પહેલો નંબર રાખતી.

દસ વર્ષની થતાં તેના પિતા મરી ગયા. રોતી માને ઝોયા આશ્વાસન આપે ને કહે, 'ચિંતા કર મા. હું મોટી થઈને તારી સંભાળ લઈશ.'

પંદરમે વર્ષે ઝોયા 'પાયોનિયર'માંથી નીકળીને 'કૉમ્સોમોલ' (રશિયન તરુણસંઘ)માં ભળી. એને ઘેર કામવાળી આવતી તેને એણે વાંચતાં લખતાં શીખવ્યું, તથા બીજી છોકરીઓ આગળથી વચન લીધું, કે તે દસ દસ અભણ સ્ત્રીઓને વાંચતાં લખતાં શીખવશે.

ઝોયાની મા ચામ કારખાનાંમાં મહેતીજી હતી, તેમાં એનો આખો દિવસ રૂંધાઈ જાય. પણ એ ઘેર આવે ત્યાં ઝોયાએ રસોઈ કરીને ઘર ધોઈ મૂક્યું હોય. ઝોયાનું વાચન વિશાળ હતું, અને એ નિબંધ એવા સરસ લખતી કે મહેતાજી તે વર્ગ આગળ વાંચી સંભળાવતા.

એની ડાયરીમાં ઝોયાએ ચેખોવનું આ વાક્ય લખી રાખ્યું હતું: 'માણસને લગતી એકેએક ચીજ સુંદર હોવી જોઈએ—એનું મુખ, એનાં વસ્ત્ર, એના વિચાર, એનો આત્મા.'

હાઈસ્કૂલના વિદ્યાર્થીઓએ લેવાની લશ્કરી કેળવણી ઝોયાએ લીધી, અને લક્ષ્ય વીંધવામાં એ કુશળ બની. શુદ્ધ જીવનનો ઝોયા બહુ આગ્રહ રાખતી. પોતે તો બીડી કે મદ્ય ન જ પીએ, પણ માના મોઢામાંથી પણ ધીરે રહીને સિગારેટ ખેંચી લ્યે ને ફગાવી દે.

ઝોયાનું કામ આગળ વધતું હતું ત્યાં રશિયા ઉપર જર્મન ચડી આવ્યા. ઝોયાને થયું 'પુરુષો રણાંગણે જાય છે એમ છોકરીઓને પણ જવા દેતા હોય તો?'

મૉસ્કો ઉપર જર્મન બૉમ્બ પડ્યા ત્યારે ઝોયાએ આગ ઠારવાનું કામ કર્યું; પછી કારખાનામાં કામ કર્યું તથા ખેતરમાંથી બટેટાં ખોદ્યાં. પણ એટલાથી એને સંતોષ ન થયો, અને એ અનિયત સેના(ગેરિલા)માં ભળી ગઈ.

પેટ્રિશ્ચેવોને જર્મને પોતાનું વિશ્રામભવન બનાવ્યું હતું ત્યાં બીજા દસ જણને લઈને ઝોયા ગઈ તથા કેટલાંક ઘરને આગ લગાડી, અને ટેલિફોનના તાર કાપી નાખ્યા; પણ આગથી બહુ નુકસાન થાય તે પહેલાં જર્મને તે ઠારી નાખી. પરંતુ ઝોયા એમ હારે એવી નહોતી. પુરુષનાં કપડાં પહેરી, બેન્ઝાઈનની શીશીઓ, દીવાસળી, રિવૉલ્વર વગેરે લઈ તે બીજે દિવસે એ જ ગામમાં પહોંચી. ત્યાં જઈ તેણે બેન્ઝાઈન લાકડાની ચીપ ઉપર રેડી દીવાસળી સળગાવી, પણ તે ભાંગી ગઈ. ઝોયા બીજી દીવાસળી સળગાવવા જાય છે ત્યાં પાછળથી જર્મને આવીને એના હાથ બાંધ્યા ને એને એક ખેડૂતના ઘરમાં લઈ ગયા. ત્યાં એને પૂછ્યું કે 'તને કોણે મોકલી? તારા સાથી કોણ છે ને ક્યાં છે?' ઉત્તરમાં ઝોયા કાં તો ચૂપ રહી, ને કાં બોલી કે પોતે જાણતી નથી, અથવા કહેવા ઇચ્છતી નથી.

'તું જાણતી નથી એમ ને?' એમ કહીને જર્મન અમલદારે એને દસ ફટકા મરાવ્યા, ને પછી પૂછ્યું, 'હવે કહીશ કે ગેરિલા ક્યાં છે?'

'ના, નહિ કહું', ઝોયા બોલી. એટલે એને બીજા દસ ફટકા માર્યા. ઝોયાનાં લુગડાં લોહીલોહી થઈ ગયાં, પણ તે રોઈ નહિ, ને કાંઈ બોલી પણ નહિ. એની આગળથી સમાચાર મેળવવાની જર્મને આશા છોડી.

ચૉકમાં ફાંસી તૈયાર હતી. ઉપરની આડીથી દોરડું લટકતું હતું. એની નીચે એક ઉપર બીજી એમ બે પેટી મૂકી હતી. આ વધસ્થાને ઝોયાને લઈ આવ્યા. એના શરીર ઉપર જર્મને નાનું પાટિયું લટકાવ્યું હતું, ને 'ઘર બાળનારી' એવું તે ઉપર લખ્યું હતું. એને ઉપાડીને ઉપલી પેટી ઉપર ઊભી કરી તથા એના ગળામાં ફાંસો નાખ્યો. આમગાના ખેડૂતોને વધસ્થાને બોલાવ્યા હતા, તે ડૂસકાં ભરતા હતા. એને ઉદ્દેશીને ઝોયા બોલી:

'ભાઈઓ, આમ ઉદાસ કેમ દેખાઓ છો? શૂરા બનો, લડ્યા કરો ને જર્મનનો નાશ કરો.'

ફાંસિયાએ દોરડું ખેંચ્યું. અતિમાનવ પ્રયત્ન કરી, પોતાને ગૂંગળાવતી ગાંઠલી માંડ હાથે ઢીલી કરી ઝોયા બોલી: 'રામરામ, ભાઈ. લડ્યા કરો. સ્ટૅલિન આપણી સાથે છે.'

આ એના છેલ્લા શબ્દો હતા.

ફાંસિયાએ પેટીને પાટુ મારીને ખસેડી અને ઝોયા અધર લટકી રહી.

આ બનાવ ડિસેમ્બરની પાંચમીએ બન્યો. પચીસની લગી ઝોયાનું મડદું લટકતું રહ્યું. પછી જર્મન પરાજ્યા, ગૌરવે એને નિશાળના પાછલા વાડામાં દફનાવ્યું.

(હિંડસ કૃત 'મધર રશિયા' પરથી) દે. વા.

# રોગનિવારક, આરોગ્યદાયક અને શક્તિવર્ધક કસરતો



વ્યાયામાચાર્ય ભદ્રશંકર દીક્ષિત

**આ** સાથે આપેલાં વ્યાયામચિત્રોના મુખ્ય પ્રેરક વ્યાયામાચાર્ય શ્રી ભદ્રશંકર દીક્ષિતે આજ ચાલીસ વર્ષથી વ્યાયામને આજીવન વ્યવસાય બનાવી પોતાની કાયાને સુદૃઢ બનાવી છે, એટલું જ નહિ પણ વ્યાયામના અનેક પ્રકારોનો અને મર્દન (મસાજ)નો પૂર્ણ અનુભવ પ્રાપ્ત કરી અનેક પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ જનોને પોતાના પ્રયોગો ને ઉપચારથી આરોગ્યના ભોક્તા બનાવ્યા છે. આ યુગનાં દર્દો ને તેનાં કારણો તેમણે બરાબર તપાસ્યાં છે. તેમના પરિચયમાં આવેલા લગભગ બધા જ દર્દી જૂના ઉપચારોથી કાયર થએલા હતા; પરંતુ તેમની ચિકિત્સા પ્રમાણે પેટ ને આંતરડાંની સરળ કસરતો દ્વારા પ્રાણવાયુ (ઑક્સિજન)નો યોગ્ય સંચય કરતાં શીખી રોગમુક્ત બનતા જાય છે. આ જમાનામાં વિદ્યાર્થી-જીવનમાં અભ્યાસનો બોજો અને યુવાન વયમાં વ્યવહારની ચિંતા વગેરેથી શરીરમાં અનેક પ્રકારનાં ઝેર ઉત્પન્ન થાય છે. તે નિવારવા પૂરતો વ્યાયામ કોઇ નિયમિતપણે કરતું નથી અને દવાઓના કૃત્રિમ ઉપચારો પાછળ વધુ ને વધુ બીમારીમાં જકડાયા કરે છે. તેવા સૌને માટે તેમણે પોતાના દીર્ઘ અનુભવથી "વગર સાધને, ઘેર બેઠા, દરેક માણસને દવા વિના રોગનિવારણ ને આરોગ્ય તેમજ શક્તિ મળી રહે તેવી સરળ અને લાભકારક કસરતો" યોજી છે. આ કસરતો તેમની પાસે પ્રત્યક્ષપણે જાણી લીધા પછી મને પોતાને જ એક માસના પ્રયોગે અત્યંત લાભદાયક જણાવાથી, મેં તેનાં ચિત્રો તૈયાર કર્યાં, અને તેમની પાસે મંજૂર કરાવી તે દરેક પર તેમની જ સૂચનાઓ સાથે અહીં પ્રકટ કર્યાં છે. આ પ્રયોગો રોજની સાતથી પચીસ મિનિટ સુધી લંબાવી શકાય. એથી નાનાં આંતરડાં તાકાત મેળવે છે અને વાયુઓ આપોઆપ છૂટા થઈ જાય છે, એટલું જ નહિ પણ પાચનક્રિયા સુધરે છે, લોહીનું અભિસરણ ઉત્તેજન પામે છે, શ્વાસોચ્છ્વાસ વ્યવસ્થિત ને ભરપૂર બને છે તથા શાન્ત નિદ્રા મળે છે. આ રીતે દવાઓ વિના જ આંતરિક વિશુદ્ધિ થતાં જીવન પ્રસન્ન અને ઉત્સાહી બને તે સ્વાભાવિક છે. ખાસ રોગો કે દર્દોથી પીડાતા જનો તેમની સલાહ અને સમાગમથી જરૂર લાભ મેળવી શકશે. **ર. મ. રાવળ**

## પેટની કસરતો

**ચિત્ર ૧:** સીધા ટટ્ટાર સૂઈને હાથ તથા ઘૂંટણ અક્કડ રાખી, ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જમણા હાથથી જમણા પગનો અંગૂઠો પકડો, અને પછી ધીમે ધીમે મૂકી દઈ બંનેને જમીન તરફ પાછા મૂળ સ્થાને લઈ જાઓ. એ જ રીતે ડાબા હાથથી ડાબા પગનો અંગૂઠો પકડીને તે પાછા મૂળ સ્થાને લઈ જવાની ક્રિયા કરો. **ચિત્ર ૨:** નં. ૧ મુજબ જ, પરંતુ હાથ અને પગની ઉલટાસુલટી ક્રિયા. એટલે કે જમણા હાથથી ડાબા પગનો ને ડાબા હાથથી જમણા પગનો અંગૂઠો વારાફરતી પકડી થોડીવાર સ્થિર રાખી મૂળ સ્થાને ધીમે ધીમે લઈ જાઓ.

**ચિત્ર ૩:** ચત્તા સૂઈ, ડાબો પગ જમણા પર મૂકી, પગની ઘૂંટી પાસેથી, અને જમણો હાથ ડાબા પર મૂકી કાંડા પાસેથી બંનેની આંટી મારો. હવે એ આંટી મારેલી સ્થિતિમાં બંને પગ ને હાથને ધીમે ધીમે ઊંચા કરી બંને પગના અંગૂઠા બંને હાથ વડે અડકો ને થોડીવાર સ્થિર રાખી ધીમેધીમે છોડી મૂળ સ્થાને લઇ જાઓ. આ જ રીતે હવે અગાઉ કરતાં ઉલટી રીતે, આંટી મારો ને ઉપલી ક્રિયા કરો. **ચિત્ર ૪.** નં ૩ની માફક જ, પણ આંટી માર્યા વિના, માત્ર બંને હાથ અને બંને પગને સીધા સામસામા ઊંચા કરી અંગૂઠા પકડવા. ક્રિયા વખતે હાથ કે પગને વળવા દેવા નહિ ને માથું છાતી કે ખભાને જમીનથી અધ્ધર થવા દેવા નહિ.

**ચિત્ર ૫:** ચત્તા ટટ્ટાર સૂઈ બંને પગના અંગૂઠા જમીન તરફ ઢળતા ને બંને હાથ કાનને અડીને સીધા રાખો. પછી હાથને તે જ સ્થિતિમાં રાખી, પેટ પર જરાપણ આંચકો ન આવે તે રીતે, પરંતુ તે પર દબાણ આવે એ રીતે ધીરેથી બેઠા થાઓ. પછી ધીમે ધીમે કમ્મરમાંથી વળી બંને હાથનાં આંગળાં પગના અંગૂઠાઓની લગોલગ લઈ જાઓ. (આ વખતે ઘૂંટણમાંથી પગ જરા પણ વળવા ન જોઈએ.) બની શકે તો હજી વધુ વાંકા વળી, હાથનાં આંગળાં પગના બંને અંગૂઠાઓની બહાર કાઢી નાખો. હવે ધીમેથી હાથને સીધાને સીધા ઉઠાવી, જરા પણ ઉતાવળ વિના પાછા મૂળ સ્થિતિમાં જમીન પર સૂઈ જાઓ. આ ક્રિયા શરૂઆતમાં પાંચ વખત કરવી; પછી શક્તિના પ્રમાણમાં વધારતા જવી. **ચિત્ર ૬:** ટટ્ટાર ચત્તા સૂઈ, છાતી પર બંને હાથની અદબ બીડો અને તે જ સ્થિતિમાં ધીમેથી બેઠા થઈ, પેટને જરા અંદરના ભાગમાં સંકોચી, કમ્મરમાંથી વાંકા વળી, માથાનો ભાગ ઘૂંટણ તરફ જેટલો નમે તેટલો નમાવો, ને વળાય તેટલા વાંકા વળો. બને તેટલી વાર આ મુજબ કરો. **ચિત્ર ૭:** ચત્તા સૂઈ, પગ જમીન તરફ ઢળતા રાખીને બંને હાથ વડે બંને ખભા પકડી, ધીમેથી બેઠા થાઓ ને પાંચપાંચ વખત આ ક્રિયા કરતા કરતાં માથું બને તેટલું નીચું નમાવતા જઈ કપાળ ઘૂંટણને અડી શકે તેટલા વાંકા વળવાનો પ્રયત્ન કરો. ઘૂંટણ ટટ્ટાર જ રહે. **ચિત્ર ૮:** બંને હાથના આંકડા બીડી એમ બીડેલા હાથ ગરદન પાછળ રાખી નં. ૭ની માફક જ કરો અને પેટ પર વજન આપી કમ્મરમાંથી વળાય તેટલા વળો. પણ હાથના આંકડાથી પકડેલી ગરદન છોડવી નહિ. આ રીતે ૪-૫ વખત આગળ પાછળ જાઓ અને પછી તે જ સ્થિતિમાં સૂઈ જાઓ. **ચિત્ર ૯:** બંને હાથ કમર પર મૂકી પડખામાંથી કમ્મર પકડી રાખી ઉપરની કસરતો માફક જ કરો. **ચિત્ર ૧૦:** નં પથી ૯ સુધીની કસરતો માફક જ, પણ તેના કરતાં જરા મુશ્કેલ આ કસરત છે; કેમકે આમાં હાથને કાનની લગોલગ રાખી, તે જ સ્થિતિમાં જમીનથી લગભગ અરધા અધ્ધર થઇ પછી ત્યાં જ સ્થિર થઇ રહેવાનું છે; આખા બેઠા થવાનું નથી. બંને પગને જરા પણ ઢીલા થવા દીધા સિવાય, સીધા જ જમીન તરફ ઢળતા રાખો. અરધી અધ્ધર સ્થિતિમાં શક્તિ મુજબ સ્થિર રહો, ધીમેથી પાછા જમીન પર જાઓ.

નં ૧થી ૪માં હાથપગની હીલચાલ સાથે પેટ પર થોડું વજન આવે છે; પણ નં. પથી ૧૦માં ખાસ પેટ પર જ વજન આવે છે, જેથી આંતરડાં કિડની અને લિવર મજબૂત થાય છે. આથી કબજિયાત દૂર થાય છે, આંતરડાંની નબળાઇ તથા જડતા નાશ પામે છે. પેટ કે પેડુમાં વધારે પડતી ચરબી હોય એ ઘટે છે, પાચનશક્તિ વધે છે ને સાચી ભૂખ લાગે છે.

## કમ્મર કેડ ને ગળાની કસરતો

**ચિત્ર ૧૧:** ચત્તા સૂઈ, બંને હાથના આંકડા બીડી તે પર વચ્ચે માથું રાખી, માત્ર કમ્મરનો ભાગ જ પગ સાથે ઊંચો કરો. એ વખતે પાનીઓને જમીન પર સજ્જડ રાખો. આમ યથાશક્તિ થોડો વખત સ્થિર રહી ધીમેથી કમ્મર જમીનને અડવા દો. આ ક્રિયા ઓછા-માં ઓછી ૧૦ વખત કરો ને પછી ધીમે ધીમે સંખ્યા વધારો. **ચિત્ર ૧૨:** નં.૧૧ માફક જ; પણ બંને હાથે કમ્મર પકડી માથું, પગ તથા કમ્મર જમીન પર ચોંટેલા રહેવા દઇ આમાં

# રથયાત્રા

મૂળ લેખક • રવીન્દ્રનાથ ઠાકુર



રથયાત્રાનો દિવસ આવ્યો.

એટલે રાણીએ રાજાને કહ્યું, 'ચાલો રથ જોવા જઈએ.'

રાજા બોલ્યા, 'ભલે.'

ઘોડારમાંથી ઘોડા નીકળ્યા, હાથીખાનામાંથી હાથી નીકળ્યા; હારબંધ મયૂરપંખી પાલખીઓ નીકળી ને ભાલાવાળા સિપાઇ-સંત્રીઓની કતાર ચાલી; દાસદાસીઓનાં ટોળાં પાછળ ચાલ્યાં.

રહી ગયો માત્ર એક જણ મહેલની સાવરણી માટે સળીઓ વીણવાનું તેનું કામ હતું.

સરદારે આવીને દયા ખાઇ કહ્યું, 'તારે ય આવવું હોય તો ચાલ.'

તે હાથ જોડી બોલ્યો, 'મારે જવ નું નથી.'

રાજાને કાને વાત ગઇ. બધા ય જાય છે, પણ માત્ર પેલો દુખિયો જતો નથી.

રાજાએ મનમાં દયા લાવી મંત્રીને કહ્યું, 'એને ય બોલાવી લો.'

રસ્તાની બાજુએ તેનું ઘર હતું. હાથી જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે મંત્રીએ તેને બોલાવીને કહ્યું, 'અરે દુખિયા, દેવદર્શને ચાલ.'

તે હાથ જોડી બોલ્યો, 'મારાથી તે કેટલુંક ચલાય ? પ્રભુના દ્વાર સુધી પહોંચવાનું કાંઇ મારાથી બની શકે ?'

મંત્રીએ કહ્યું, 'શું બીએ છે ? રાજાની સાથે ચાલને.'

તેણે કહ્યું, 'અરે રામ, રાજાનો રસ્તો એ કાંઇ મારો રસ્તો થોડો છે ?'

મંત્રીએ કહ્યું, 'ત્યારે શું થાય ? તારા ભાગ્યમાં ત્યારે રથયાત્રા જોવાની નહિ હોય.'

તે કહે, 'એ તો જોવાનો. દેવ તો રથે ચડી મારે બારણે આવે છે.'

મંત્રી હસી પડ્યા. કહ્યું, 'તારે બારણે રથનાં ચિહ્ન ક્યાં ?'

તે કહે, 'તેના રથનાં ચિહ્ન જ પડે નહિ.'

મંત્રીએ કહ્યું, 'કેમ ? કહે તો.'

તે કહે, 'તે તો આવે છે પુષ્પક રથમાં.'

મંત્રીએ કહ્યું, 'ક્યાં છે અલ્યા તે રથ ?'

દુખિયાએ બતાવી આપ્યો: તેના બારણાની બે ય બાજુએ બે સૂર્યમુખી ખીલેલાં.

**વિનોદ કોઠારી**

('લિપિકા'માંના મૂળ બંગાળીનો અનુવાદ)

---

માત્ર છાતી અને ડોકનો ભાગ જ ઊંચો કરશો અને ખમાય ત્યાં સુધી અદ્ધર રાખી ધીમેથી નીચે જવું. ૧૦થી ૧૧ વખત આ મુજબ કરો.

મહાવરો થયા પછી નં.૧૧ ને ૧૨ની બંને કસરતો જોડી દેવી. બંને હાથ પડખામાં જડેલા રાખી, જમીન પર માત્ર માથુ ને પાનીઓ જ ચોટેલી રહેવા દઈ બાકીનું શરીર જમીનથી અદ્ધર કરવું. આ જરા મુશ્કેલ છે; પણ તેથી સારામાં સારી કસરત મળે છે.

## પેટ, પેડુ અને સાથળની કસરતો

**ચિત્ર ૧૩:** ચત્તા સૂઈ,બંને હાથના આંકડા ગરદન પાછળ ભીડી રાખી બંને પગ ઊંચા કરીને તેમને વારાફરતી પગની ઘૂંટી પાસેથી આંટીઓ નાખો. પગ તદ્દન સીધા રહે. આ ક્રિયા જરા ઝડપથી કરો. ઓછામાં ઓછી શરૂઆત ૨૦થી કરો. પેટમાં જ્યાં મેદ વધવાની શરૂઆત થાય છે તે ભાગને આથી સારી કસરત મળે છે.

**ચિત્ર ૧૪:** ચત્તા સૂઇ, બંને પગ વાળી, ઘૂંટણ છાતીને અડાડી, પગ ફરતા હાથના આંકડા ભીડીને આગળપાછળ ઝોલા ખાઓ. પગ જમીન પર જતી વખતે આંગળાં જમીન લગભગ આવવા છતાં જમીનને અડે નહિ, ને પાછળ જતી વખતે ખભા પણ જમીન લગભગ આવે છતાં અડે નહિ જમીન પર માત્ર બરડા-કરોડનો ભાગ જ રહે. ક્રિયા વખતે પેટને અંદર સંકોચી ઘૂંટણને છાતી પર દાબતા રાખવા. આમ ૧૫-૨૦ વખત ઝોલા ખાઓ.

**ચિત્ર ૧૫:** નં. ૧૪ની માફક જ,પણ એક પગ દબાવેલો રાખી,બીજા છુટા પગને આગળ પાછળ ઝોલા દો.પછી એ જ રીતે બીજા પગને કરો. ને ૧૪ની કસરતથી જમાત થએલો પેટનો ગૅસ આ કસરતમાં છુટા પગની બાજુ જશે ને આમ વારાફરતી છુટા પગની તરફ હટતો જવાથી પવન છૂટી જશે. આ ક્રિયા ૨૫ વખત કરવી. **ચિત્ર ૧૬:** ચત્તા સૂઇ, હાથ માથા પાછળ રાખીને, બંને પગ ઊંચા કરી પછી સાથળના મૂળમાંથી બંને પગને વારાફરતી એવી રીતે હલાવો એક પગ સીધો માથા તરફ જાય ને બીજો સીધો જમીન તરફ. આમ ૨૫ વખત કરો. માથાને બદલે બંને હાથ કમ્મર નીચે રાખીને કરવામાં પણ હરકત નથી.

## એપેન્ડીસાઇટિસ ન થવા દેનારી

**ચિત્ર ૧૭:** ચત્તા સૂઈ, બંને પગ ઊંચકી, કોણીને ટેકે રાખેલા બંને હાથના પંજામાં કમ્મર ટેકવો. હવે કમ્મરને પેટ તરફ વાળી પગને જોડાજોડ જ રહેવા દઈ માથા તરફ નમાવો, અને તે વેળા પેટને અંદર સંકોચતા જાઓ. આમ ૩ મિનિટ સ્થિર રહો. પછી બંને પગને વારાફરતી માથા તરફ અને જમીન તરફ લઇ જાઓ. ૧૦થી ૧૫ વખત આમ કરો.

**ચિત્ર ૧૮:** ઊંધા ટટ્ટાર સૂઈ, બંને હાથ બે પડખામાં સીધા લાંબા રાખીને (ચિત્રમાં આટલો ફેરફાર સમજવો) ધીમેથી માથું ઊંચું કરી છત તરફ જોતાંજોતાં અદ્ધર થવું જેથી, માથુ ડોક અને છાતી જમીનથી ઊંચકાશે અને કમ્મર પર ખૂબ વજન આવશે. આથી કમ્મરનો દુખાવો તથા નબળાઈ દૂર થશે. આ ક્રિયા ૧૦થી ૧૫ વખત કરવી અને બની શકે તેટલું ઊંચા થવા યત્ન કરવો. **ચિત્ર ૧૯:** ઊંધા સૂઇ બંને હાથને માથા તરફ લંબાવો અને તરની વેળા પાણી કાપતા હોઇએ તેમ હાથ પહોળા કરી પડખામાં લઈ જાઓ. હાથ પડખા તરફ જાય ત્યારે નં. ૧૮ની માફક આગલો ભાગ ઊંચકી છત તરફ જુઓ. ૧૦ વખતથી શરૂ કરી પાછળથી ક્રમ વધારો. કમ્મર સાથે છાતી અને ખભા મજબૂત બનશે. **ચિત્ર ૨૦:** ઊંધા સૂઈ બંને પગના અંગૂઠા પકડી એવી રીતે ઝોલા ખાઓ કે બધું અદ્ધર રહીને માત્ર પેટ ઉપર જ શરીર ટકાવ ૧૦-૧૫ ઝોલાથી શરૂ કરી ધીમેધીમે વધારો. કમ્મર, સાથળ, પીંડી, છાતી, ડોક, હાથ બધાં આથી મજબૂત થશે.

**ચિત્ર ૨૧:** પલોંઠી વાળીને કમ્મરમાંથી ટટ્ટાર બેસો. હાથની પાછળ અદબ વાળો. ધીમેધીમે કમ્મરમાંથી વળી નીચે આવતા જઇ બે ઘૂંટણની વચ્ચે જમીન પર કપાળને અડાડો. ફરી ધીમેથી ટટ્ટાર થાઓ. ૨૦-૨૫ વખત આ ક્રિયા કરો. **ચિત્ર ૨૨:** નં.૨૧ માફક બેસી જમણી બાજુ વળતાંવળતાં ડેડ જમણા ઘૂંટણ સામે કપાળ જમીને અડાડો, ને એ જ રીતે ડાબી બાજુ કરો. ૧૦ વાર કરો. **ચિત્ર ૨૩:** નં. ૨૨ માફક જ. પણ હાથની અદબ પાછળને બદલે આગળ છાતી પર વાળી લેવી-કની માફક ડાબા જમણી નમાય તેટલું નમો. કોણી નડતી હોય તો તેને પેટ તરફ સંકોચી લેવી. આ બંને કસરતો પેટ અને પડખાં મજબૂત થવા સાથે લિવર અને કિડનીના વ્યાધિ મટાડશે. **ચિત્ર ૨૪:** પલોંઠી અને પાછળ અદબ વાળી જમણા ઘૂંટણ સુધી વળો પછી ધીમેધીમે પછવાડે નમતા જાઓ. બરો-

# કચ્છનાં કીર્તિમંદિરો

## આપણા એ પડોશી પ્રાન્તની પ્રાચીન સાંસ્કૃતિક સમૃદ્ધિના

લેખકઃ શ્રી રામસિંહજી રાઠોડ ડી. ડી. આર.

### [૫] ગેડી

માલણવાવનાં પગથિયાંવાળો ભાગ તોડફોડાઈને પુરાઈ ગયો છે. માત્ર તેના કૂવાનો ગોળ પૃષ્ઠ ભાગ છે. અહીં એવી માન્યતા ચાલે છે કે કેઇનો હાથ દુખે અને માલણવાવને ઘી માને તો મટી જાય. આ રીતે બાધા ખોડવા ચડેલા ઘીના દેરા વાવને ઊગમણે પાસે પાણી સુધી ઊતરેલા છે. સંવત ૧૫૩૩ના ઉપર્યુક્ત લેખમાં ઘતપદ્રિમાં મહારાણા શ્રી વનરાજની વારમાં માલવે માલણવાવના મંડપનો જીર્ણોદ્ધાર કરાવ્યાની નોંધ છે. મહાવીર મંદિરના નિજમંદિરમાં ભગવાનને બિરાજવાની બાજઠ પર બે પડખે આરસની જૂની તકતીઓ છે, તેમાં ઘસાઈ ગએલા અવાચ્ય અક્ષરો છે. બાજઠ પર ત્રણ મૂર્તિઓ છે તે પણ સિંધી ચડાઈ સમયે ખંડિત થએલી છે. આમ ખંડિત થએલા ભાગો ફરી રૂપાથી બેસાડી લેવામાં આવેલા છે. આ મંદિરના લેખોમાંથી એકમાં સંવત ૧૫૩૬—મલ્લિનાથ અને માલવનો ઉલ્લેખ છે મંદિરમાંની મહાવીર, આદીશ્વર અને શાંતિનાથની મૂર્તિઓમાંથી આદીશ્વરની મૂર્તિ પર ૧૫૩૪નો આંક કોતરેલો છે; જેથી સાબિત થાય છે કે સં. ૧૫૩૩થી ૩૬ સુધીમાં આ મૂર્તિઓ અને મંદિર વગેરેની સ્થાપના કરવામાં આવેલી હશે.

પૌરાણિક રાજા ગધેસિંગના રાજ્યની ગેડી મુખ્ય નગરી હતી એવી બીજી પણ એક રોમાંચક લોકકથા છે. રાજા ગધેસિંગનું સાચુ નામ તો ગંધર્વસેન હતુ, પણ દૈવી શાપથી તેને ગધેડા થઈ રહેવું પડેલું. આ ગધેડો રખડતો રખડતો ગેડીમાં આવી ચડ્યા અને પોતાના રૂપગુણથી ત્યાંની રાજકુંવરીનો પ્રિય પાત્ર થઇ પડ્યા. કુંવરીએ ગધેડાને પાળી પોતા સાથે રાખ્યો. તે એટલી હદ સુધી કે કોઈ અગમ્ય પ્રેરણા બળે એ ગધેડા સાથે પ્રેમમાં પડી. કુંવરી હડધૂત થઇ. તેને ગાંડી ગણી કાઢી મૂકવામાં આવી. ગધેડા સાથે રખડતાં તેનું જીવન વ્યતીત થવા લાગ્યું. આમ એકદા ગંધર્વસેનના શાપની અવધ પૂરી થતાં તે ફરી રાજકુમાર રૂપે ખડો થયો. કુંવરીના આનંદનો પાર ન રહ્યો. તેમણે ધામધૂમથી લગ્ન કર્યાં. પછી તો ગધેસિંગ તરીકે જાણીતા થએલા એ પરાક્રમી કુમારને ગેડીનુ રાજ્ય પણ સુપ્રત થયું. ગેડીને તેણે આબાદ કર્યું અને પિત્તળિયા કોટ બંધાવ્યો. ગેડીનાં ખંડિયેરોમાંથી આજે પણ મળી આવતા ગધૈયા (ગધિયાં) સિક્કા આ રાજાના અવશેષચિહ્ન તરીકે બતાવવામાં આવે છે.

પણ એ સિક્કા ગધિયા તરીકે જાણીતા થવાની ઐતિહાસિક ઘટના તો જુદી જ છે. ઈરાનનો ખજાનો લૂંટી ત્યાંના આસીનિયન રાજાઓનું રૂપાનાણું હૂણો છઠ્ઠી સદીમાં હિંદ લાવ્યા. હિંદના મધ્ય ભાગમાં આ નાણું છૂટથી ચાલવા લાગ્યું. આ ચલણની અનુકૃતિ રૂપે પછી એવા નવા સિક્કા પણ તૈયાર કરવામાં આવ્યા. તેમાં તે પરના રાજાના ચહેરાની આકૃતિ કે સૂર્યમંદિરની નિશાની[1] એવી અધકચરી બની ગઈ કે તે ગધેડાની ખરી જેવી દેખાવા લાગી. એટલે જ એ સિક્કા 'ગધૈયા' નામે ઓળખાયા.[2] આવો એક ગધૈયો ગેડીમાં એક સાચોરા બ્રાહ્મણના ઘરમાં દેવપૂજાની સ્થાપનામાં મને જોવા મળ્યો હતો. આ ઉપરાંત આ તરફથી ક્ષત્રપ ને ગુપ્તકાળના સિક્કા મળી આવ્યાનું પણ કહેવાય છે.

ગુજરાત રાજ્યસત્તાના ચાવડા, સોલંકી અને વાઘેલા શાસન હેઠળ ગેડી રહેતુ આવ્યું છે. જોકે વચ્ચેવચ્ચે બીજી સત્તાઓ પણ ત્યાં ડોકિયાં કરી ગઈ છે. ચાવડાઓના નાશ પછી સોલંકી રાજા ભુવડના સરદારો પૈકી એકે ગેડીનો કબજો મેળવેલો. એ અનુક્રમમાં આવેલા ધરણુંન જામ ફૂલે મયેગોને પોતાની સત્તા ત્યાં જમાવી. જામ સરદારોએ કચ્છના બીજા ભાગ પર પોતાની સત્તા વિસ્તારી આ તરફ દુર્લક્ષ કર્યું, તેનો લાભ લઇ મુદામખાન નામના મુસલમાને ગેડીનો કબજો મેળવ્યો. તેના વખતની આરાંબા પીરની કબરો ગેડીમાં છે. મુદામખાનને દબાવી પધરિયાઓએ ગેડી ઘસી લીધુ. પધરિયા સરદારોમાંનો એક કરણુ પધારિયો બહુ જુલમી નીવડ્યો. એનો ત્રાસ એટલો બેહદ વધી ગયો કે ગામમાં કોઇ નવો પરણેતર આવે તે પહેલાં નવ દિવસ તેની સાથે રહે એવો શિરસ્તો તેણે શરૂ કર્યો. દલસુખ જોશી નામના એક બ્રાહ્મણને તેની સાથે ગરાસના કારણે ઝગડો થયો, એટલે બ્રાહ્મણ તેલથી ભીંજવેલો ડગલો પહેરી તેને સળગાવી એ સળગતે ડગલે સ્મશાનમાં ગયો ને ત્યાં બળી મૂઓ. ત્યાં હજુ એનો સં. ૧૨૧૯નો પાળિયો છે. આ બધા જુલમોથી ત્રાસી જઇ પ્રાંથડિયા આહીર ખેડતો પધરીયાને મારી, ગેડી ગામનો આપીયો થઈ ગામ તજી ચાલી નીકળ્યા.

લક્ષ્મીનારાયણના મંદિરના ચોકની બહારના ચોગાનમાં જાંબુના એક જૂના ઝાડ નીચે મિત્રપાળ ચંડેસર મકવાણાનો પાળિયો છે અને તેમાં તેની મૂર્તિ કોતરેલી છે. નીચે બે લીટીનો લેખ છે અને તેમાં સંવત ૧૨૧૮ની સાલ ઉકેલી શકાય છે. મકવાણાઓએ ત્યાં પોતાનું વર્ચસ્વ બતાવી પોતાની વસાહત ત્યાં કરી એ સમયનો આ પાળીઓ છે. લક્ષ્મીનારાયણના મંદિરનો જીર્ણોદ્ધાર પણ ચંડેસરોનાં વંશજોએ કરાવેલો છે એવો સં. ૧૮૯૯નો શિલાલેખ એ મંદિરમાં છે.

છેવટે તો વાઘેલી સત્તા ગેડીમાં જામી જે અત્યાર લગી ચાલુ રહી છે. ગેડીથી આશરે દશેક માઈલ દૂર આવેલા રવ ગામે સં. ૧૩૨૮નો એક શિલાલેખ છે અને તેમાં અણહિલ પાટણના ઘૃતપદ્રિ મંડલના 'સમસ્ત રાજાવલી સમાલંકૃત મહારાજાધિરાજ શ્રીમન્ અર્જુનદેવ વાઘેલા'નો ઉલ્લેખ છે. તેના પછીના સારંગદેવ રાજાના નામોલ્લેખવાળો સં. ૧૩૩૨નો પાળિયો વાગડમાં જ કંથકોટ પાસે બે ખરાઓમાં હોવાની નોંધ છે.[3] તે પછી ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણ વાઘેલાના વિનાશ વખતે ગુજરાતના રાજ્યાસન પર કાળા અંધારના ઓળા ઊતરતા હતા એવા સમયે વાઘેલા સરદારો વેરવિખેર થઇ ગયા અને જેને જે ફાવ્યું તે દબાવી બેઠા. સરધારવાંસી લૂણીજી વાઘેલાએ એ રીતે ગેડી દબાવી પોટલું અને ત્યાં પોતાની સત્તા જમાવી. ગેડીના એ વાઘેલાઓ પહેલાં પોતાને મહારાણા કહેવડાવતા. ઉપર્યુક્ત સંવત ૧૫૩૩ના શિલાલેખમાં ગેડીના વાઘેલા રાજાનો મહારાણા શ્રી વનરાજ તરીકે ઉલ્લેખ છે, એ રીતે સં. ૧૬૭૫ના ગણપતિવાળા શિલાલેખમાં પણ તેમનો મહારાણા મેઘરાજ તરીકે નિર્દેશ છે પણ પછી જાડેજા હકૂમતની સર્વોપરિપણા નીચે આવી જતાં ત્યારથી હાલ લગી તેઓ ગેડીના ગરાસદાર તરીકે રહ્યા છે ને ગેડીના રાણા કહેવાય છે. એ રીતે લક્ષ્મીનારાયણના મંદિરના સં. ૧૮૯૯ના આ શિલાલેખમાં રાણા શરતાણજીના નામનો રાણા તરીકે ઉલ્લેખ આવે છે. આ વાઘેલાઓની ઈષ્ટદેવી હીંગળાજનું સ્થાનક પણ ગેડીમાં છે.

ગેડીનું પૂર્વકાલીન નામ ઘૃતપદ્રી હતું અને ગુર્જર મહારાજ્યના ઘૃતપદ્રિ મંડલનું એ મુખ્ય શહેર હતું. ઉપર્યુક્ત શિલાલેખો અને

(૧) બૉમ્બે ગેઝે. વૉ. ૧, પા. ૧, પૃ. ૪૬૯. (૨) ગૌરીશંકર હી. ઓઝા કૃત ગ. ભા. સં. પા. ૧૫૫. (૩) Bom. Gaz. V. I., P. I., P. 204.



ગેડીમાં ૧૫, ૧૬ ને ૧૭મી સદીના કેટલાક વિવિધ પ્રકારના પાળિયા છે. તેમાંથી કોઈકોઈમાં હાથ, અશ્વ, સૂર્ય, ચંદ્ર, પુષ્પ, પોપટ વગેરેનાં સારી નકશીનાં સાંકેતિક ચિહ્નો છે. હરેખાંદેરી પાસેના ઉપર બતાવેલા વિશિષ્ટ પાળિયામાં માફા(રથ)ની કોતરણી અને ઉપરના ખૂણે વલોણાનું ચિહ્ન ઘણાં અસાધારણ હોઈ ખાસ ધ્યાન ખેંચે છે. (ફોટો · લેખક)

અન્ય અવશેષો ઉપરાંત ત્યાંથી મળી આવતા જૂના સિક્કા, નકશીદાર પુરાણા પત્થરો અને પરંપરાગત કહેવાતી આવતી પુરાતન વાતો પણ ગેડી એક પ્રાચીન નગરી હતી તેની સાખ પૂરે છે. કાળના ઘસારાથી ઘસાઈ ખવાઈ ગએલા અને મલિન આવરણોથી ઝાંખા બનેલા કોઈ બેનજરમાન ચિત્રમાંથી તેના છાયાપ્રકાશના આકર્ષક રંગભેદો ઝબૂકી ઝબૂકી જેમ એ ચિત્રના માહાત્મ્યમાં ન્યૂનતા નથી આવવા દેતા, તેમ ધરતીના ફલક પર પાથર્યા પડેલા ગેડીની જૂની જલાલીના વેરવિખેર વિસ્તરેલા અવશેષો ભલે છિન્ન પણ સોનાના રંગબેરંગી ચિત્રપ્રદર્શનમાં એક અર્થઘન ચિત્રનું નિરૂપણ કરે છે

શ્રી અનંત કાણેકરનો લઘુનિબંધ

# બોલવું અને ચાલવું

વિખ્યાત લેખક અને તત્ત્વજ્ઞાની કાઉન્ટ ટૉલ્સ્ટૉય ઘડપણમાં વિરક્ત થઈને પોતાનાં લખાણોમાં અને વ્યાસપીઠ ઉપરથી જ્યારે કડક બ્રહ્મચર્યનો ઉપદેશ કરવા લાગ્યા, ત્યારે એક ટીકાકારે તેમને એક ઉપરોધપૂર્ણ ઝેરી ટોણો માર્યો: ‘કાઉન્ટ ટૉલ્સ્ટૉય કડક બ્રહ્મચર્યનો ઉપદેશ કરતા બહાર ફરે છે, અને કાઉન્ટેસ ટૉલ્સ્ટૉય ચૌદ છોકરાંઓની સારવાર કરતાં ઘેર બેઠા છે!’

વાત ખરી હતી. ટૉલ્સ્ટૉયને ચૌદ છોકરાં હતાં. ટીકાકારનો ઉપરોધ સખત હતો એમાં યે શંકા નથી. પણ મારું કહેવું એમ છે, કે ટૉલ્સ્ટૉયને ચૌદ છોકરાં હતાં માટે જ કડક બ્રહ્મચર્યનો ઉપદેશ કરવાનો સૌથી વધારે હક એને હતો. ખાડામાં પડીશ નહિ, એમ બીજાને કહેવાનો હક ખાડામાં પડીને ઘાયલ થએલા માણસને જ વધારે છે.

માણસોને આવા ખોટા ટોણા મારવાની ઘણી હોંશ હોય છે. મનુષ્યમાત્રના આ સ્વભાવવિશેષની મને વાળી ચીડ છે. જોકે હું યે આ નિયમનો અપવાદ છું એવું જરાયે નથી. પણ મારા મોંમાંથી એવા શબ્દો નીકળી ગયા પછી થોડા વખત બાદ મને મારી પોતાની જ શરમ આવે છે અને તેમ છતાં, આવા ખોટા ટોણા નહિ મારવાનું બીજાને કહેવાનો મને હક નથી એવું મને લાગતુ નથી.

‘એકાદી ખરાબ વાત કર,’ એવું કોઈ કહે, અને સામો માણસ તેને કંઈક ઉપરોધિક જવાબ આપી એનું અપમાન કરે, તો તે ક્ષમ્ય ગણાશે. પણ ‘એકાદી સારી વાત કરો,’ એવું કહેનારને તોછડા જવાબથી ઘાયલ કરવો તે તો ફક્ત આસુરી આનંદ મેળવવા માટે જ છે એવું મને લાગે છે.

પોતાના હાથે અનેક ભૂલો થતી હોય તો પણ ‘એવી ભૂલો કરશો નહિ’, એવો કરગરીને બીજાને ઉપદેશ કરનાર માણસનો મને તો કોઈ ઉદાત્ત હેતુ દેખાય છે આપણામાં પૂર્ણત્વ નથી, તોપણ બીજામાં એ હોવું જોઈએ, એવું દરેકને લાગે છે. જુવાનીમાં સ્વૈરાચાર કરેલો માણસ ઘડપણમાં બધાને બ્રહ્મચર્ય પાળવાનું કહેતો ફરે, અથવા મામનો આળસુ માણસ વખતસર કામ કરવાનું મહત્ત્વ બીજાને સમજાવે, એનું રહસ્ય એ જ છે.

લોકોથી માત્ર આ ઉપરોધપૂર્ણ બનાવ જોઈ રહેવાતો નથી. તેઓ તો, જે બોલે એવું ચાલે, તેમના જ પગે પડવાના! એ બિચારાઓને, કોઈકે કહેલું એટલું સમજાતું નથી કે બોલે તે પ્રમાણે ચાલનારો દુનિયામાં ફક્ત એક જ માણસ હોય છે, અને તે દારૂડિયો, એ જેમ લથડતો બોલે છે, તેમ જ લથડતો ચાલે છે! બાકી બધાં માણસોનાં બોલવામાં અને ચાલવામાં જમીન-આસ્માન જેટલું અંતર હોય છે. અમુક ના કરજો પણ અમુક કરજો, એમ માણસ જ્યારે બોલતો હોય છે ત્યારે તે ધ્યેયસૃષ્ટિના આસમાનમાં વિહાર કરતો હોય છે, પણ ચાલતી વખતે તો એને સત્ય સૃષ્ટિની ખરબચડી જમીન પર જ ચાલવું પડે છે. ત્યાં ચાલતાં ચાલતા પોતે લપડી પડ્યો હોય કે એને કાંકરા મારવાં પડ્યાં હોય એટલે શું શબ્દોથી પણ એણે ઉપર પથરાએલું વિસ્તૃત આસ્માન બીજાને ન બતાવવું?

આનો જ કંઈક ઉપદેશ હું કોઈને કરવા જાઉં છું, ત્યારે ઘણી વખત મને મશ્કરીભર્યા અવાજમાં એક નક્કી થઈ ચુકેલો જવાબ મળે છે: ‘ખબર છે! લોકોને શીખવે છે મોટાં બ્રહ્મજ્ઞાન, પણ પોતે છે, કોરા પાષાણ જેવા.’

અને આ વિષે મારો જવાબ પણ એટલો જ નક્કી થએલો છે. ‘હું કોરો પત્થર છું, એ વાત મને તદ્દન કબૂલ છે. પરંતુ કોરા પત્થર તરફથી પણ જો તમને ઘરબેઠાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતું હોય, તો તેમાં તમારૂં શું નુકસાન થાય છે?’

**માલતી જોષી**

## ટિકિટસંગ્રહ: ૬—ટિકિટોના કાગળ

ટિકિટમાં વપરાતો કાગળ એ તો તેનું અગત્યનું અંગ છે અને સંગ્રાહકે તેને વિષેની માહિતી મેળવી લેવી જરૂરી છે. દેશેદેશની ટિકિટો જે જુદીજુદી જાતના કાગળો ઉપર છપાય છે તેને લગતી આ માહિતી મોટાં કૅટલૉગમાં તો આપેલી હોય જ છે; પરંતુ સંગ્રહના શોખવાળાને તેનો અભ્યાસ તથા અનુભવ હોવાં જોઈએ.

જુદાજુદા દેશો પોતાની પસંદગીના વિવિધ રંગઝાંયના, વિવિધ જાડાઈના તથા બનાવટના કાગળો વાપરે છે કોઈની રંગઝાંય આસમાની પર, કોઈની બદામી પર, કોઈની લીલાશ પર તો કોઈની ભૂખરી હોય છે. વળી કોઈ કાગળ વૉટરમાર્ક વિનાના, કોઈ કડક, કોઈ મુલાયમ તો કોઈ સળીભાત જેવ વૉટરમાર્કના નિશાનીવાળા હોય છે. કરન્સી નોટોની માફક ટિકિટોમાં પણ કેટલીકવાર બનાવટો કરવામાં આવે છે, એવે વખતે કાગળની પરખનું જ્ઞાન હોય તો તરત બનાવટ પરખાઈ આવે છે. એવું પણ બને છે કે ટિકિટો છાપવામાં મુકરર થએલા કાગળને બદલે ક્વચિત ભૂલથી કોઈ બીજો જ કાગળ વપરાઈ જાય છે. એની પ્રમાણભૂત માહિતી ધરાવનાર જાણકારો તરત આ વિચિત્રતાનો લાભ લઈ એવી ટિકિટોના ભાવ વધારી મૂકે છે. ને એવી ટિકિટ સંજોગવશાત હાથ લાગતાં સંગ્રાહકને સારો લાભ મળી જાય છે (ચાલુ) હરિલાલ ઍંકર

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો — લેખક

[૭]

ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ

શરદ પૂર્ણિમાની રાત હતી. મિત્રો સાથે હું એલિસબ્રિજના કઠેરાઓ પરથી વહેતા પાણીમાં ચંદ્રનો પ્રકાશ જોતો હતો.

મિયાં તાજુદ્દીને એની હૃદયવેધક વાંસળી વગાડવા માંડી અને એના મીઠા સૂરો, રૂપેરી રેતીમાં, રૂપેરી આકાશમાં અને દૂરદૂરની વનરાજિમાં અમૃત રેલાવવા લાગ્યા. આત્મા ને દેહની વચ્ચે અનેક પડદા પડયા હતા. તાજુદ્દીનના એકએક આલાપે એકએક પડદો ઉપાડયો ને એવી અસર કરી કે લય યોગની કોઇ આનંદસમાધિમાં હું ડૂબી ગયો. એ રાત્રિને ૩૭ વર્ષ વીતી ગયાં છતાં ઘણી વાર એ ગીતસુધા હજી સાબરમતીનાં જળમાં અને વિન્નીણું વેણુ પડઘા હું કર્ણદ્વારા પીધા કરું છું.

ફરી તાજુદ્દીન મને મળ્યા નથી. અહીંથી એ કરાચી ગયા હતા. પણ એનું સ્મરણ હું જિંદગી પર્યંત સાચવી રાખીશ. હજી યે કોઇ વાંસળીવાળો પણ એકાદ સાધારણ ગીત ગાય છે ત્યારે મને તાજુદ્દીન સાંભરી આવે છે.

શાંતિભુવન થીએટરમાં કલકત્તાવાળી ગોહરનો જલસો હતો. ઓછામાં ઓછી ટિકિટ બે રૂપિયાની હતી. આપણે તે રાત્રે બે રૂપિયા કુરબાન કરવા ધાર્યા. મારી સાથે એ જ વર્ગમાં ઘણા રસિક પારસી અને મુસલમાન બિરાદરો હતા તે જોઇને આશ્વાસન મળ્યું.

ગોહર સર્વાંગસુંદર હતી. વાળેવાળે મોતી પરોવ્યાં હતાં, ત્યાંથી માંડીને ગખમલ ને. કસબની મોજડીઓ સુધીની એની વેશભૂષા સુંદર હતી. એ સારંગીવાળા, 'ધુનધુન ધુનધુન'માં બિલકુલ વખત બગાડયા વગર એકદમ આશાવરીમાં ઊતરી પડયા ને ગોહરે કોકિલકંઠે ગાવા માંડયું. અને અમદાવાદ શહેર, થીએટર, રાત્રિનો સમય, એ બધો દેગકાળ ભૂલીને હું તો એ ગાનના તાનમાં ઊડયો,-જાણે અલકાપુરીના કોઇ નન્દનવન-ઇન્દ્ર અને બીજા દેવો સાથે બેસીને ગાંધર્વ ને અપ્સરાનાં સંગીત સાંભળવા લાગ્યો !

ગોહર ગમે તે હોય;-મારે મન એના સંગીતથી એ દૈવીસ્વરૂપે-સરસ્વતી તુલ્ય વાગની હતી. એનો વહેતો પ્રસાદ રાતના ૧ સુધી ચાલ્યો ને મારા અંતરને ફળદ્રુપ બનાવી ગયો.

પાસેના ગામડે કોઇ દરદીને જોવા ગયો હતો. થોડી દવા આપતાં જ એને ચેન પડયું કોણે જ મારા મનોરંજન અર્થે રાત્રે ૧૧ વાગ્યે એકતારાવાળાને બોલાવ્યા.

કોઇ પેટ્રોમૅક્સ ત્યાં આંખ ફાડવાને હતો. અરે ફાનસનું કોડિયું પણ એ સંતોને નહોતું જોઇતું. એમના તો દિલમાં દીવો પ્રકટતો હતો. અને અંધારી રાતના ખીચોખીચ તારાઓની શાખે, ઊંડા શ્યામ ગંભીર આકાશના ઘુમ્મટ નીચે, 'જી . . . જી . . . જી' ચાલ્યું. એકેક કલાક શાન્ત સાત્વિકતાનમાં ગાળેલી એ મધુર રજની દેશના સંસ્કાર પ્રત્યે મને કાયમનો આદર કરાવતી ગઇ છે.

'ગીતાંજલિ'(અંગ્રેજી) પહેલવહેલી અમદાવાદમાં વાંચનાર હું હતો. એ મેં ગાંધીજી પાસેથી કોચરબના આશ્રમમાંથી મેળવી હતી.

'સંસાર રૂપી મેળામાં, પ્રભો ! તેં મને વાંસળી વગાડવાનું કામ સોંપ્યું છે. અને તારું સોંપેલું, એટલે શી મણા ! સાંભળનાર ખુશ થઇ જાય છે! આખો મેળો પણ આનંદદાયક ને મનોહારી છે. એ રુસામણું કે માયા નથી. ખરે જ સર્વત્ર રસ રસ ને રસ ભર્યો છે.

પણ હવે તો મને લાગે છે કે સાંજ પડી. લોકો વેરાવા લાગ્યા છે. આરતીના ઘંટારવ થઇ રહ્યા છે. આપની આજ્ઞા હોય તો હું પણ હવે ઊઠું અને દર્શન કરીને ઘેર જાઉં.'

'પ્રભો! આ શરીરના છિદ્રે છિદ્રે તારો સ્પર્શ થવાનો, એટલે હું એને સ્વચ્છ રાખીશ.

પ્રભો ! મનના એકેએક વિચાર તુ જાણવાનો, એટલે એના ખૂણેખૂણેથી હું અસત્યને ખંખેરી નાખીશ. હૃદયની એકે એક ભાવના ને લાગણી હું શુદ્ધ કરીશ, કારણ કે હૃદયના છેક અંદરના ખંડમાં તું બેઠો છે !'

આવા ભાવાર્થનાં 'ગીતાંજલિ'નાં અનેક કાવ્યો મારી અમૂલ્ય મિલકત થઇ પડી છે. એ ધન વપરાય છે તેમ વધે છે !

મારા મુરબ્બી કિરપારામ દેસાઇએ મને મેરી કૉરેલીના 'સૉરોઝ ઑફ સેટન'ની પિછાન કરાવી. સેતાન મારા યે અંતઃકરણમાં હતો. એને મેં તે દિવસથી પકડયો અને મારા ચારિત્ર્યથી એનો શોક વધે નહિ એવું કરવાના મારા પ્રયત્ન આજ દિન સુધી ચાલુ છે.

મેરી કૉરેલી અજબ લેખિકા છે. અંગ્રેજ વિવેચકો ભલે એની કદર ન કરે. મારે મન આ એક જ પુસ્તક બસ છે. એનો સેતાન પણ બાઇબલના સેતાન કરતાં જુદો છે. એ તો કોઈ યોગભ્રષ્ટ આત્મા જેવો શાપિત છે.

એને લોકોને પ્રલોભનોમાં નાખવાનું કામ ભગવાને જ સોંપ્યું છે. અને જ્યાં સુધી લોકો પાપમાર્ગે લલચાતા રહેશે ત્યાં સુધી એને પણ ભગવાનનો વિયોગ રહેવાનો છે. તેથી એ સન્માર્ગે જનારા માનવીઓને લલચાવી વિમાર્ગે લઇ જવાનો પ્રયત્ન તો કરે છે, પણ જેમ જેમ એ જીવો વિમાર્ગે વળતાં રહે છે તેમ તેમ એનો શોક વધે; મારાં કૃત્યોથી એનો શોક ન વધો !' એવો સંકલ્પ એ પુસ્તક વાંચીને મેં કર્યો હતો.

પછી આવ્યું ટૉલ્સટૉયનું 'રીસરેક્શન'-પુનરુદ્ધાર. એના નાયકના પશ્ચાત્તાપે મને નવો જ કરી મૂક્યો છે. કહી તો નથી શકાતું કે એ જાગૃતિ હમેશ રહી છે, પણ મહાન લેખકોનો કરેલો સત્સંગ તો કદી ભૂંસાતો નથી.

શેક્સપિયરનું હૅમ્લેટ, શીલરનું ડૉન કાર્લોસ, ગેટેનું ફાઉસ્ટ, એ બધાં મારા સાહિત્ય-ભંડારનાં રત્નો છે. ડૉન કાર્લોસે તો મને ઐતિહાસિક નાટકોની મહત્તા શીખવી છે. એનો શાહજાદો હૅમ્લેટ કરતાં વધારે દુઃખી હોવા છતાં વધારે નિશ્ચયબળવાળો બને છે.

ગાદી મળે ત્યારે સ્વદેશની ઉન્નતિ કરવાના એના મનોરથ છે. એને એક પ્રાણેશ્વરી છે. એ પણ આદર્શોની એકતાને લીધે એના પર મોહિત થઇ છે. બંનેએ મળીને દેશને સ્વતંત્ર કરવાના ને પારકી ધૂંસરીમાંથી મુક્ત કરવાના સંકલ્પ કર્યા છે. એટલામાં વિઘ્ન આવે છે. રાજા પોતે એ કન્યાને પરણી બેસે છે, અને જે જીવનસખી સાથે શાહજાદો ક્રાન્તિ કરવાનો હતો તે તો હવે એની મા બની જાય છે.

'દીકરી ને ગાય, દોરે ત્યાં જાય' એવી નિરાધાર દશામાંથી નવી રાણી શાહજાદાને એના દુઃખ ગળી જવાનો સંદેશો કહાવે છે અને દેશાર્પણ કરેલા એમના બંનેના જીવોને કોઇ પણ ભોગે સંકલ્પ સિદ્ધ કરવા ફરમાવે છે.

આ સંદેશ તે દિવસથી મને પણ બહુ આકર્ષક થઇ પડયો છે. (ચાલુ)

---

મહાપુરુષોની પાસે શું માગશો?
કાયરે કહ્યું: રક્ષા
વીરે કહ્યું: પ્રેરણા

આવે છે કદિ યાદ જીવનનો તને સ્વાદ?
મંજુ મુસ્કાનમાં? કે દિવ્ય બલિદાનમાં?

દુર્બલતાની દુકાનદારીના સાઇનબોર્ડ પરનું સુંદર નામ 'મુરબ્બીપણું' છે.

શિર ઝુકાવવું એટલે મરણ;
શિર આપવું એટલે જીવન.

પં. માખનલાલ ચતુર્વેદી

---

# વિજ્ઞાનની દૃષ્ટિથી

લેખક-ડૉ. કાન્તિલાલ છ. પંડયા

## ગુજરાતનું વિજ્ઞાન-સાહિત્ય [૨]



ગુજરાતના વિજ્ઞાન-સાહિત્યની નોંધણીની જરૂર વિષે ગયા અંકમાં કાંઈક લખ્યું. હવે એ સાહિત્યના વિકાસ સંબંધે કેટલીક હકીકતો જોઈએ.

એ સાહિત્યની સ્વલ્પતાની ફરિયાદને કરનારા ઘણાના જાણવામાં ન હોય તેવી એક હકીકત એ છે કે આવો અસંતોષ કેવળ ગુજરાતમાં જ છે એવું નથી. ગુજરાતની બહાર, હિન્દની બહાર પણ, દૃષ્ટિ કરીએ. ગ્રેટબ્રિટન ને અમેરિકાનું યુનાઇટેડ સ્ટેટ્સ—એ બે એવા દેશો છે કે તેઓની સાથે આપણને ખૂબ સંબંધ છે. વળી તેઓની ભાષા અંગ્રેજી હોવાથી બીજા કોઇ વિદેશોના કરતાં આપણે તે દેશોથી વધુ પરિચિત છીએ એ દેશોમાં વિજ્ઞાન સર્જાય છે, (અન્ય યુરોપીય દેશોની સાથે) તેઓ વિજ્ઞાનની જન્મભૂમિ છે, મોટામાં મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ ત્યાં વસે છે, વિજ્ઞાનની મોટામાં મોટી શાળાઓ, સંસ્થાઓ ને પર્યેષણનાં કેન્દ્રો ત્યાં છે, વિજ્ઞાનની મોટામાં મોટી સિદ્ધિઓ, સિદ્ધાન્તની તેમજ જીવન-વ્યવહારની ત્યાં મોજૂદ છે, તેમ હિંદ કે ગુજરાતના પ્રમાણમાં વિજ્ઞાન પ્રજાજીવનમાં ત્યાં ઠીક ફેલાયું છે એમ આપણને લાગે જ. છતાં ત્યાંના વૈજ્ઞાનિક વિચારકો આજે પણ વિજ્ઞાન-સાહિત્યનો પ્રસાર ત્યાં કેટલો ઓછો છે તે બતાવી અફસોસ કરે છે.

તેનાં બે જ ઉદાહરણ બસ છે અમેરિકાની 'એસોસીએશન ફૉર ધી ઍડવાન્સમેન્ટ ઑવ સાયન્સ'ના ૧૯૪૧ના પ્રમુખ પ્રો. બ્લૅક્સ્લી પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં કહે છે કે 'આપણું મુખ પત્ર સાપ્તાહિક 'Science' માત્ર ૧૫,૦૦૦ નકલો જ છપાવી શકે છે, ત્યારે એક સાધારણ જ્યોતિષને લગતું માસિક ૧,૬૨,૦૦૦ નકલો છાપે છે. અને એનાથી વધુ ફેલાવાવાળાં બીજાં આવાં પત્રો પણ ઘણાં છે.'

બીજો દાખલો: ઇંગ્લંડમાં એક નવું ત્રૈમાસિક વિજ્ઞાન-પત્ર 'Endeavour' એ નામથી પ્રકટ થયું છે. તેનો તંત્રી બહુ જાણીતો લેખક ને રસાયનવેત્તા છે તે એક અગ્રલેખમાં આ હકીકત ચર્ચે છે.[3] નીતિના ક્ષેત્રમાં વિજ્ઞાનની સામે જે મૌલિક પ્રશ્ન ખડો છે તે એ છે કે આખી માનવજાતિને વિજ્ઞાનથી વાકેફ કઈ રીતે કરવી. કોઈ પણ સુધરેલા દેશની વસતિનો—આપણા પોતાના દેશનો ય—કેટલો નાનો અંશ વિજ્ઞાન, તેના ઉદ્દેશો, તેની પદ્ધતિ અને તેનાં પરિણામો એ સર્વનો ખરો ખ્યાલ હોવાનું માન પામી શકે? ભાગ્યે જ બહુ જૂજ.' વળી 'વિજ્ઞાનનું અજ્ઞાન કાંઈ ઊતરતા-દરજ્જાના વર્ગોમાં જ છે એવું નથી. તે તો જીવનના ઊંચામાં ઊંચાથી માંડીને નીચામાં નીચા પંથમાં ય પ્રસરી ગયું છે. ખાસ કરીને આપણાં અંગ્રેજી છાપાં-વર્તમાનપત્રોમાં તો તે ખૂબ દીપી નીકળે છે.' આ વિષયમાં રસ હોય તેણે એ લેખ વાંચવા જેવો છે. આ કમી પૂરી કરવા શા ઉપાય યોજવા જોઈએ તેનો વિચાર પણ એમાં કર્યો છે. (જુલાઈ ૧૯૪૨નો અંક)

એક મોટી મુશ્કેલી વિજ્ઞાનશાસ્ત્રીઓ જ ઊભી કરે છે! તેઓ પોતાના અભ્યાસમાં ને અન્વેષણમાં એટલા નિમગ્ન હોય છે કે જ્યારે લખે છે ત્યારે પોતા સમાન વિજ્ઞાનીઓ જ તે સમજી શકે: જરા બહાર આવી સાધારણ જનતાનો પરિચય કરી તેને વિજ્ઞાનનો પરિચય કરાવવાનું તેમને ગમતું નથી, સૂઝતું ય નથી. વળી આપણે ત્યાં સાહિત્ય ભણનાર કે વાંચનાર દરેક જણ જેમ સાહિત્ય રચી શકતો નથી, તેમ વિજ્ઞાન ભણનાર ભણાવનાર કે શોધક કરનાર દરેક જણ કાંઈ કલમની પ્રસાદી પામેલો હોતો નથી. ખુદ ઇંગ્લંડમાં ય ડેવી, ફેરેડે, હક્સ્લી, જીન્સ જેવા ગણ્યાગાંઠ્યા જ માણસો પ્રથમ પંક્તિના વિજ્ઞાનશાસ્ત્રી તેમજ પ્રથમ પંક્તિના લેખક કહીએ તેવા પાક્યા છે.

આ મુશ્કેલી હિંદના બીજા પ્રાંતોમાં ય જાણીતી છે: છતાં કબૂલ કરવું જોઈએ કે બંગાળી, હિંદી ને મરાઠી એ ત્રણ ભાષામાં વિજ્ઞાનના પ્રસારનું જેટલું કામ થયું છે ને હજી થયાં કરે છે તેના પ્રમાણમાં ગુજરાતીમાં બહુ જ ઓછું થયું છે. ખરે, આ દૃષ્ટિએ બંગાળ તો સહેલાઈથી હિંદમાં પહેલે સ્થાને આવે એમ છે. આજે ય હિંદની સૌથી મોટી વિજ્ઞાન-સંસ્થાઓ ત્યાં છે; સૌથી વધુ વિજ્ઞાનશાસ્ત્રીઓ કલકત્તામાં ને બંગાળમાં છે, ને તે પણ ઘણી જુદી જુદી શાખાના; અને બોસ ને રાયની પાછળ મેઘનાદ શાહ ને અન્ય વૈજ્ઞાનિકોએ ભેગા મળીને પત્રો, ચર્ચાઓ, અન્વેષણો તથા બંગાળના પ્રશ્નોની વિજ્ઞાન દૃષ્ટિએ છણાવટ વગેરે ક્યારનાં આરંભી દીધાં છે.

ગુજરાત વિજ્ઞાનમાં ઘણું પછાત છે. પરીક્ષાઓમાં ને કૉલેજોમાં વિજ્ઞાનના શિષ્યો ને શિક્ષકોમાં ગુજરાતીઓ ઘણા દેખાય છે પણ તેમાં મોટો ભાગ પરીક્ષાર્થી જ છે: શોધખોળનો રસ બહુ થોડામાં છે. ને ગુજરાતી સાહિત્યની અભિરુચિ તો તેથી ય વધુ ઓછામાં છે. ભગવાનલાલ ઇન્દ્રજી, જયકૃષ્ણ ઇન્દ્રજી ને [illegible] સાહેબ. એ ત્રણ નામો જરૂર આગળ આવે: પણ નથી એમની બહુ કદર થઈ, કે નથી એમનો દાખલો કોઈ લેતું. હિંદમાં અગ્રગણ્ય કહીએ એવા ગુજરાતી વિજ્ઞાનશાસ્ત્રીમાં આજે તો બે પારસીઓનાં જ નામ યાદ આવે છે—ભાભા અને વાડિયા.

એક બહુ જ મહત્ત્વની વાત એ છે કે વિજ્ઞાન એવો વિષય નથી કે તેના લેખો માત્ર વાંચી જઈએ એટલે એનું બધું સમજી જવાય. લેખોની મદદમાં તે લેખોના ઉપરાંત ચિત્રો, સચિત્ર વ્યાખ્યાનો, ફિલ્મો ને પ્રયોગો પણ જોઈએ જ. તો જ વિજ્ઞાનનું યથાર્થ ને સત્વર ગ્રહણ થઈ શકે. જેણે મોટર કે ટેલિફોન કે રેડિયો કદી જોયાં જ ન હોય તેને કેવળ એ ઉપરનો એક લેખ વાંચવાથી કેટલું જ્ઞાન થાય? ત્યારે ખરા મુદ્દાની વાત એ છે કે ગુજરાતી વિજ્ઞાન-સાહિત્યની મદદમાં આ સર્વ રચનાઓ પણ આવવી જોઈએ. અને તે ઉપરાંત આખી શિક્ષણની પ્રણાલિકા વિજ્ઞાનોન્મુખ જોઈએ: ઊછરતી પ્રજાને એમાં રસ ને સમજ પડે, મોટી ઉંમરના અભણ રહેલા કે શિક્ષણના સંસ્કારોથી વંચિત રહેલાંઓ પણ આ સર્વ સાધનો તરફ આકર્ષાય ને તેનો લાભ લે, એમ થવું જોઈએ. આવું આવું ઘણું બધું થશે ત્યારે જ વિજ્ઞાનની સમજ લોકોમાં પ્રસરશે અને વિજ્ઞાનનું લોકભોગ્ય સાહિત્ય કાંઈક તેના સાધન રૂપે, કાંઈક પરિણામ રૂપે, ખીલવા લાગશે. ઇંગ્લંડમાં પણ ફેરેડેના વખતથી આવા પ્રયાસો શરૂ થયા હતા. (ચાલુ)

## કસોટીના ઉત્તરો




(૧) બાજુની આકૃતિ મુજબ: (૨) પહેલી લીટીમાં, ડાબી બાજુથી ૧૩ના પડિયાની રકમો અનુક્રમે એકથી છ સુધી જોડેલી છે; ને બીજી લીટીમાં જમણી બાજુથી, ૨થી૮ સુધીની રકમોના વર્ગો અનુક્રમે જોડેલા છે (૩) કૉર્સિકા, એલ્બા, સેન્ટ હેલીના. (૪) બંદરમાં બધી જાતનાં વહાણો હોય, ઍરોડ્રોમમાં માત્ર [illegible] જ હોય. (૫) હિન્દની; કેમકે તે દર ઉનાળે દિલ્હીથી સીમલા જાય છે (૬) ૬ ટકા. (૭) ૧ પા. ૧૫ શિ.

# *Wagon or warehouse ?*



Users of transport should not treat wagons as warehouses. Prompt unloading will send the wagon back where it is most needed.

*Help the war effort...*

**KEEP WAGONS MOVING**

B. B. & C. I. RAILWAY

# સાલ મુબારક

દિવાળી આપને અત્યંત આનંદ અર્પે તથા નૂતન વર્ષ પૂર્ણ સમૃદ્ધિ અર્પે એવી અમારી શુભેચ્છા પ્રદર્શિત કરીએ છીએ ૭૭-ના અનેરાં સર્વશ્રેષ્ઠ આનંદો અને લહવા લુંટવા તથા સ્વકુટુમ્બનું રક્ષણ કરવા આપને દીર્ઘાયુષ ઇચ્છીએ છીએ.



લિ.

સંરક્ષણ અને સલામતી માટે આપની જ

## બૉમ્બે મ્યુચ્યુઅલ

## ધી બૉમ્બે મ્યુચ્યુઅલ લાઈફ એશ્યુરન્સ સોસાયટી લિ.

બૉમ્બે મ્યુચ્યુઅલ બિલ્ડિંગ, મુંબઈ

---



## દિવાળીનો ઝળઝળાટ

દિગ્દર્શક: વી. શાંતારામની નવી કારીગરી



# પર્બત પે અપના ડેરા

રાજકમલનું નવું રત્ન

સંસાર અને સાધુતાના રંગોમાં

ઝળાંઝળાતી અનોખી કહાણી

કથા-સંવાદ-ગીતો: દિવાન શરાર

ભૂમિકા: વનમાલા ઉલ્હાસ અને બીજાઓ

## મુંબઈ—નૉવેલ્ટીમાં

અભૂતપૂર્વ આવકારથી નવાજાઈ રહ્યું છે

રાજકમલનું આવતું ચિત્ર: **ડૉ. કોટનીસ** દિગ્દર્શક: વી. શાંતારામ





**મંગળ બેયા** (ફોટો · મિસ આર. જે. દલાલ-મુંબાઈ)

**દેવપર્ણલતા** (ફોટો સી. જે. ગજ્જર-મુંબાઈ)

ફોટોગ્રાફીની કલામાં 'માનવ છબિ' (પોર્ટ્રેટ)ના આલેખન મા... નિરનિરાળી પદ્ધતિઓના આ બે વિશિષ્ટ નમૂના અમદાવાદમાં આ વિજયાદશમીએ 'નિહારિકા' મંડળના ઉપક્રમથી ભરાયેલા ...લ હિંદ ફોટો-કલા (બીજું) પ્રદર્શન'માંથી ચૂંટીને આપ્યા છે. ડાબી બાજુનું 'મંગલ બેયા'નું ચિત્ર તેજછાયાના બધા જ વર્ણોના મ... ...આલેખનવાળું છે, જેમાં ચહેરા ...રનાં પ્રસ્વેદબિન્દુ ને વાળના ગોટા સુદ્ધાં ઊપસી આવે છે. આ ચાલુ પદ્ધતિ છે અને તેને 'લો કી' (Low Key) કહે છે. તેથી ઉલટી જ પદ્ધતિનું જમણી બાજુનું ચિત્ર 'હાઈ કી' (High Key)નું કહેવાય છે, જેમાં 'છાયા'ના બધા જ ભાગો દૂર ...ને માત્ર 'તેજચિત્ર' બનાવવામાં આવે છે. પાત્ર ઉપર કે બૅકગ્રાઉન્ડમાં ક્યાંય છાયાનો અંશ આવવા દીધા વિના પણ પાત્રનું લાક્ષણિ... ...ઉઠાવ પકડે એવી રીતે પ્રકાશરચના કરવામાં આવે છે, અને એક્સ્પોઝિંગ, ડેવેલપિંગ ને પ્રિન્ટિંગ સુધીની બધી ક્રિયાઓમાં ને... ...ચાતુરી, ધીરજ ને ... માગી લે છે. ગૌર વર્ણનું પાત્ર, સફેદ વસ્ત્ર-પરિધાન ને ધોળી બારસાખ જેવી પશ્ચાદ્ભૂને આવી રીતે માત્ર 'તેજ... ...રૂપે ઉઠાવ આપેલું 'દેવપર્ણલતા'નું ચિત્ર તેનો એક નમૂનો છે. —શ્રી૦



**ટપાલની ટિકિટો પર દેશદેશનાં ખનીજઉદ્યોગોનાં કારખાનાં** (શ્રી હરિલાલ ઑકરના સંગ્રહમાંથી): ઉપલી હાર-(૧) કોલંબિયા (દ. અમેરિકાની) ટિકિટ પર ત્યાંની પન્નાની ખાણ; (૨) બ્રિ. ગાયાનાની સોનાની ખાણ; (૩) કોલંબિયાની સોનાની ખાણ; (૪) આફ્રિકાની સોનાની ખાણ; (૫) કોલંબિયાના પેટ્રોલના કૂવા; નીચલી હાર-(૧) કોલંબિયાના પેટ્રોલના કૂવા; (૨) ચીલીના ગરમ પાણીના ઝરા; (૩) એ જ દેશનાં નાઇટ્રેટના કારખાનાં; (૪) પેરુના પેટ્રોલના કૂવા; (૫) આર્જેન્ટિનાના પેટ્રોલના કૂવા.

## વાટડી

વાટડી, વન રે વગડાની હું વાટડી.
ભટકું હું ભમતી ડુંગરને માથે,
રમતી રુમઝુમતી નદીઓની સાથે,
લેતી કુંજોને કોડભરી બાથે
 ધરતી માથે શું સેંથી પડી: વાટડી૦
ઓતરદખ્ખણ આમતેમ અટવાતી,
વનની તે વીજળીશી ચોગમ વીંઝાતી,
પંથીને દેખીને સામેથી ધાતી,
 સૂના વેરાનમાં હું આથડી: વાટડી૦
પગલાં નીચે મારી કાયા પીલાતી,
જળની પથારીએ પડતાં વીલાતી,
અહીંથી ફેંકાઇ સામે તીરે ઝીલાતી,
 ચાહું આકાશ ગિરિએ ચડી: વાટડી૦
ઘેલી ગુફાઓ ને કોતરોમાં ઘૂમતી,
વનરાને માથે કો તેગ સમી ઝૂમતી,
અભિયાગતનાં રહું પાવલિયાં ચૂમતી,
 ઘસી મેં એને કાજ જાતડી.
વાટડી, વન રે વગડાની હું વાટડી.

ઉમાશંકર જોષી

## तमसो मा . . . (-દા-સગ્ધરા)

કાયા એને નથી તદપિ શો ભાર અંધારનો છે!
નાના મારા જીવનસરમાં દૃષ્ટિનું પદ્મ ઊગ્યું
તો યે એના સરવ દલને બંધ શો કારમો છે!
જે કારાએ લસતી દ્યુતિ ના વ્યોમનાં રશ્મિકેરી
ત્યાં થાપીને નયન નિજ કૈં ધૂંધળું તેજ (જેમ
જીવાદોરી ત્રુટતી લહીને તફડે પ્રાણ તેમ)
ભાંગે તો યે ફરીફરી રચે સ્વપ્નકેરી હવેલી.
એના રંગો તરલ પલટાઈ જતા વારવાર,
એની છે ના ચરણ ધરવા જેવી યે કૈં ધરિત્રી,
એની સાથે હૃદય-મનની કેટલી વાર મૈત્રી!
ખોરાં ધાન્યે ઇહ જીવિતને કાજ શો તત્ત્વસાર!
આવો વીંધી તિમિર, શરથી અંશુંના, આવો કાન્ત!
આવો મારાં અધીર બનિયાં દર્શનોત્કંઠ નેણ;
આવો, હે સૂર્ય! આવો
 મખમલ પગલે પદ્મને ફુલ્લ પ્રાન્ત.

રાજેન્દ્ર શાહ

ધીમેધીમે અંગુલીઓ ફરી રહી
વીણાતણા તાર પરે સુકોમળી
જામી હતી રંગત ગીતકેરી
ત્યાં તાર તૂટ્યો, સૂર બેસૂરા કર્યા.
વહી જતું ગીત વહી રહ્યું છતાં
તૂટી ગયા તારની ના હતી તમા.
તૂટી જતાં જીવનવાદ્ય તારે
શોભાવવું ના ગીત; સાર આનો.

ભગીરથ મહેતા

સામયિક ચિંતન

## માનવતાની ખુશબૂ

બદામની એક નાનકડી ઢગલી પડી હોય, એક પછી એક બદામનો તમે ઉપયોગ કરી રહ્યા હો અને સારામાં સારી બદામ ખાધા પછી એકાદી કડવી બદામ ચાવવામાં આવે તો મિજાજ બગડી જાય છે, મીઠી બદામનો બધો સ્વાદ દૂર થઇ જાય છે અને કડવાશ મગજમાં પેસી જાય છે.

એક વ્યક્તિમાં ઘણા ગુણ હોય પણ એ બધા ગુણોની બદામમાં એક કડવી બદામ આવેલી હોય તો બધા પર પાણી ફરી વળે છે. કડવાશ એ માનવીની અંદરનો એવો દુર્ગુણ છે કે એ માનવીના ચારિત્ર્યના ગઢને ગિરાવી દે છે.

એક વ્યક્તિએ બીજી વ્યક્તિ ઉપર કાંઈક ઉપકાર કર્યો. આ ઉપકાર અબોલ રહે છે તો જ એની સુવાસ ફેલાય છે; પણ જે ઘડીએ આ ઉપકારનું ઢોલકું ફેરવવામાં આવે છે તે દિવસથી તે પાછળની મઝા મારી જાય છે.

ઉપકાર કરવો એટલે માત્ર આર્થિક મુસીબતમાં આવેલાને પૈસાની મદદ કરવી એમ નથી. જ્યારે કોઇનું અંતર જલતું હોય ત્યારે એ અંતર પર વીંઝણો ઢોળનારો માણસ ઉપકાર કરે છે. કોઇને જ્ઞાન મેળવવું હોય અને એ જ્ઞાનના પ્રદેશ પાસે જવાની એની પાસે માનસિક સગવડ ન હોય તો એવા યાત્રીને જ્ઞાનના માર્ગ પર મૂકી દેનાર જરૂર એ આદમીના જીવનને નવો આકાર આપવાની ક્રિયામાં ભાગ ભજવે છે.

માનવ સંબંધ એટલે આ બધો સંબંધ. માનવ સંબંધ એ કોઈ જાહેરાતનો વિષય નથી. મુરબ્બીવટ દાખવવા માટેની એ કોઈ વ્યાસપીઠ નથી. મીઠી નજરથી, સુગંધી શબ્દથી, ઉત્તેજનના ઉમળકાથી માનવ સંબંધની માળા ગુંથાય છે.

નાની વિગતોથી પણ માનવસંબંધની મિઠાશ જળવાય છે. તમે જેની સાથે સંબંધમાં આવતા હો એની સાથેનાં વાક્યોમાં જો તમે ચમકાર મૂકો, એ ભાષામાં તમે માનવઘડતરની ઈજનેરીને છુપાવી રાખો તો તમારા સંસર્ગમાં આવેલો એ માણસ, એના ઘડતર માટે કાળજી રાખનો થઇ જશે.

અવળે માર્ગે જનારાઓ ભલે આજે દુનિયાને પોતાની કરવાના મનસૂબા ઘડે. પણ જેમનો માર્ગ અવળો છે, જેમનું વાહન ભ્રષ્ટ છે, જેમનો ધાટ સ્વાર્થનો છે તેઓ ઇતિહાસની એક ઘડીએ થંભી જવાના છે. એમને થંભાવશે માનવતાનો પક્ષ. એમના દદમને રોકી પાડશે જીવનનાં શ્રીમંત તત્ત્વો. એટલે આજે દેખાતી રીતે માણસાઇની કિંમત ભલે ઓછી લાગતી હોય, પણ એની કિંમતની જાણ આજે નહિ, કાલે થશે.

માણસાઈ એ તો એવો ઝરો છે કે એનાં પાણીને રોકી શકાશે નહિ. એની આડે પાળ બાંધનારાઓની પરવા કર્યા વિના એ પ્રવાહ આગળ ને આગળ જતો જ હશે.

તમારા નાનામાં નાના ગુણોને તમે એક ફૂલવાડી જેવા સમજજો. એ ફૂલવાડીની માલણ છે જિંદગી. એ માલણ મારફત તમે સૌને ગજરો પહોંચાડવા પ્રયત્ન કરજો. તમે જો ફૂલનો ગજરો મોકલશો, તો તમને સામો કોઇ કાંટાનો ભારો મોકલશે નહિ. અને ધારો કે એમ બને, તો મે એક દિવસ એ કાંટા તમારા ફૂલ સામે લાજી મરશે.

માનવ સંબંધની માળા ગૂંથવામાં તમે સફળ થશો તો તમારા મિત્રોને પણ એ માળાને આગળ લઈ જવામાં રસ આવશે; ને આમ તમારા સંબંધો સુગંધી બની જશે. આ માટે તમારા મૃદુ અવાજથી માંડીને તમારી મૃદુ જીવનશૈલીની જરૂર પડશે.

તમારા મંડળમાં તમે છો માટે અજવાળું છે એ સાવ સાચી વાત હોય તોપણ એ અજવાળાની જાહેરાત કર્યા કરશો નહિ. તમારા સહવાસને કારણે કોઈ ઊંચે જાય ત્યારે વારેવારે તમે આંગળી ચીંધી કહ્યા કરશો નહિ: 'મારે લીધે.' 'તમે ભલે નહિ બોલો, પણ તમારી ખાનદાની બોલ્યા વિના હરગીઝ રહેશે નહિ.

અને ખાનદાની એટલે? મોટરમાં ફરવું, રાચરચીલાંની વચ્ચે બેસવું, રેડિયો સાંભળવો, ચ્હાના પ્યાલા ફેરવવા, સાંજ઼ને ઓલની રાખવી?—ના. આ બધાનો સરવાળો એટલે ખાનદાની નહિ. ખાનદાની કોઇ ગરીબ ઘરમાં પણ વસતી હોય છે. ખાનદાની મનમાં વસતી હોય, સંસ્કારોની ફોરમ મારફત ઊડતી હોય, માનવ સંબંધની ખુશબૂથી ઓળખાતી હોય, તો એ ખરી ખાનદાની છે.

જિતુભાઈ મહેતા

પોતાનાં વાણી અને કર્તવ્યથી જાગૃત થતા આયર્લૅન્ડને ઊજળું બનાવનાર ગાયક, કવિ અને દ્રષ્ટા

# કવિ (Æ) એ-ઇ

જ્યૉર્જ વિલિયમ રસેલ



કોઈ પણ ધરતીમાથી જ્યારે સ્વાતંત્ર્યની તાજગીભરી સોડમ ઊઠે છે ત્યારે તેનો પહેલો સ્પર્શ તે ભૂમિના કવિઓને થાય છે. ને તેને પ્રજાના અણુએઅણુમાં પવનવેગે વ્યાપ્ત કરવાનો ધર્મ પણ કવિના કંઠને જ અર્પણ થાય છે. આયર્લૅન્ડની બંધનમુક્તિ પાછળ, તેની આર્થિક અને સાંસ્કારિક ઉન્નતિ પાછળ તેના કવિઓની તેજસ્વી કથા પડી છે.

આયરિશ બળવાને જગાડનારને ફાંસીને વધાવનાર પેટ્રિક પીઅર્સ કવિ હતો. જોસેફ પ્લન્કેટ અને ટોમાસ મૅક્ડોનાઘ પણ કવિતા ને ફાંસી બન્નેને વર્યા હતા. 'સીનફીન' પ્રવૃત્તિનો સર્જક ને આયરની મૂળ ભાષાને ફરી જીવતી કરનાર ડગ્લાસ હાઇડ પણ કવિ હતો. લાંબાં ઝુલ્ફાં રાખી ગીતો ગાતો ને નાટકો ભજવતો, દેશની ધૂળ ખૂંદનાર કવિ યીટ્સ પણ આ જ ધરાનો હતો. અને એમ જ પોતાનાં વાણી ને કર્તવ્યથી જાગ્રત થતા આયર્લૅન્ડને ઊજળું બનાવનાર કવિ 'એ-ઇ'નું કલેવર પણ આ જ ભૂમિની માટીમાંથી ઘડાયેલું હતું.

'એ-ઇ' Æ તો તેમનું ઉપનામ. ખરું નામ જ્યૉર્જ વિલિયમ રસેલ. ૧૮૬૭ના એપ્રિલમાં લાર્ગન નામે ગામમાં તેમનો જન્મ થયો હતો. ડબ્લિનની એક શાળામા થોડો સમય અભ્યાસ કર્યો. ચિત્રકળા પણ શીખ્યા. પણ ઘણા મહાપુરુષોના જીવનમાં બને છે તેમ, એમણે શાળા-કૉલેજની કેળવણી પૂરી ન કરી.

ઊંડા માર્મિક રહસ્યવાદી કાવ્યો રચવાની સાથે કવિ કોઈ દિવસ આ જગતના વાસ્તવદર્શનને ભૂલી નહોતા ગયા. કેવળ સાહિત્યની,-જીવનના સ્પર્શ વિનાની ઉપાસના તેમને મન ખાલી શબ્દોની નિરર્થક રમત હતી. સાહિત્યકારને લેખનકાર્ય ઉપરાંત પ્રજાજીવનની નજીક લઈ જતા વ્યવસાયના તે પુરસ્કારક હતા. અને જીવનની શરૂઆત પણ તેમણે એવા જ કાર્યથી કરેલી. થોડો સમય હિસાબી ખાતામાં નોકરી કર્યા પછી ૧૮૯૭માં આયરિશ ખેડૂત મંડળોના એ સફળ વ્યવસ્થાપક બન્યા. કવિતાની કલ્પનારમ્ય ભૂમિમાંથી તે અર્થશાસ્ત્રની આંટીઓમાં ઘણી આસાનીથી ઘૂમી શકતા. ખેડુ-સંઘના મુખપત્ર 'ધી આયરિશ હોમસ્ટેડ'ના તંત્રીપદે તેમણે કામ કર્યું. અને એમ વરસો સુધી દેશની ખેતી ને ખેડૂતોની સ્થિતિ સુધારવા પાછળ પોતાની સઘળી શક્તિ ખરચી નાખી.

પણ કવિનું પ્રેરણાઝરણું ચેતનાના કોઈ અખૂટ જળરાશિમાંથી વહેતું હતું તેમની પાસે જાણે પ્રાણવાન દર્શનનું નાણું અખૂટ ભર્યું હતું. ૧૯૨૩માં તે 'ધી આયરિશ સ્ટેટ્સમૅન'ના તંત્રી થયા અને દેશના ઊગતા સાહિત્યને રાષ્ટ્રપ્રેમની સરાણે ચડાવ્યું. આયરિશ સંસ્કૃતિને પુનર્જીવન આપવામાં તેમનો ફાળો કમ નથી.

પરંતુ દેશની પરાધીનતાને-સાંસ્કૃતિક, ઔદ્યોગિક, બૌદ્ધિક, રાજકીય,-બધી જાતની પરાધીનતાને મિટાવી દેવા માગતા જ્વલંત વ્યક્તિત્વ ઉપરાંત કવિના હૃદયમાં એવી કોઈ ગૂઢ રહસ્યવાદની ફોરમ સભર ભરી હતી. એક કવિ, ચિત્રકાર, નિબંધલેખક, સંપાદક, અર્થશાસ્ત્રી અને પ્રજાનું હિત ધારનાર દેશપ્રેમી પાછળ તેમના સક્રિય રહસ્યવાદના તાર અતૂટપણે વણાયા છે. તેમનાં સપનાં લખાણમાં ગાઢ સમાયેલી ઈશ્વરી સંપત પરની શ્રદ્ધા નીતરે છે. હિંદ પ્રત્યે તેમને ખૂબ પ્રેમ હતો. અને હિંદુ તત્ત્વદર્શનથી તે એટલા પ્રભાવિત થયા હતા કે તેમનાં એવાં પણ કાવ્યો છે કે જેમાં સંસ્કૃત શબ્દો ને વાક્યો પણ તેમણે અપનાવ્યાં છે. વિચારદર્શને હિંદુ પણ જન્મે અમેરિકન એમર્સન જેમ ઈશ્વરની ભૌગોલિક ભૂલ ગણાય છે તેમ કવિ 'એ-ઇ' પણ એ ભવકણા ઈશ્વરની બીજી ભૂલ હશે! એક પત્રમાં તે હિંદ વિષે લખે છે: 'જાણી શકે ત્યાં સુધી મેં હિંદુસ્તાનની આર્થિક અને આધ્યાત્મિક ચળવળોને રસથી નિહાળી છે. હિંદને હું એક આધ્યાત્મિક પિતૃદેશ તરીકે માનું છું. જગતના વિચારો પર તેની અસર ઘણી જ વધતી જશે, કારણકે હિંદુ સાહિત્યમાં જે પરમ સત્યનો ખજાનો છે તે દુનિયાના કોઈ પણ સાહિત્યમાં નથી.'

યુરોપના અંગાના શાંત કિનારે ઉપજાશમેલ, પરમ સત્યભર્યા શબ્દોએ કવિની ચિંતવીને રણઝણાવી મૂકી હતી ને આયરના ઉત્થાનમાં એ મજબૂત શક્તિ બનીને અવતર્યાં હતા. ભગવાન બુદ્ધનાં અંતિમ વચન આજે પણ સાચાં છે કે 'આ જગતમાં મારા ધર્મને દેખનાર સેવનારો મનુષ્ય દૂરવર્તી હોવા છતાં પણ મને દેખે છે. અને જે ધર્મપરાયણ નથી તે મારી બગલમાં રહ્યા છતાં પણ મારાથી ઘણો દૂર છે.' નહિ તો એ દૂરની ભૂમિનો વાસી, મુક્ત થતા રાષ્ટ્રનો ગાયક, કવિ, દ્રષ્ટા 'એ-ઇ' દરેક ક્ષેત્રમાં ક્રાંતિ સાધતા ધર્મની આટલો નજીક અને આપણે આટલા દૂર કેમ કોઈ રાખીએ?

કવિનાં છેલ્લાં વરસો ડબ્લિનમાં પસાર થયાં હતાં ત્યાં રહી છેવટ સુધી સ્ત્રીઓ ને પુરુષોને આયર્લૅન્ડનું નામ ઉજ્જવળ બનાવવા તે પ્રેરતા હતા. ૧૯૨૯માં તેમને ડબ્લિન યુનિવર્સિટી તરફથી ડૉક્ટર ઑફ લિટરેચરની માનાર્હ ડિગ્રી આપવામાં આવી, અને ૧૯૩૫ના જુલાઈમાં તેમણે છેલ્લો શ્વાસ લીધો.

ભવિષ્યની આરપાર વેધક દૃષ્ટિ નાખતા, વર્તમાનને ઘડતા અને માનવમાં પ્રભુતા કેળવવા મથતા 'એ-ઇ' કવિ-દ્રષ્ટા હતા. સ્વાતંત્ર્યની બહાર જે ભૂમિમાં ખીલવાની હોય છે ત્યાં ઈશ્વર એવા બાળ બાને આગળથી મોકલી દે છે. જનતાના હૃદય પર ત્યારે કવિનું શાસન આરંભ્યું હશે?

મકરન્દ દવે

જ્યારે તમે અત્યંત મુસીબતમાં આવી પડો અને તમને લાગે, કે હવે એક પળ પણ ટકી શકશો નહિ, જ્યારે દરેક વસ્તુ તમારી વિરુદ્ધ જતી લાગે, ત્યારે નિરાશ થઈ હાથમાં લીધેલું કાર્ય છોડી દેતા નહિ. કારણકે બરાબર તે જ પળે પરિસ્થિતિમાં પલટો આવી જશે.

કદી પણ પડીએ નહિ તેમાં માનવીનું પરમ ગૌરવ નથી, પણ જ્યારે જ્યારે પડીએ ત્યારે ત્યારે ફરી કરીને ઊભા થઈએ તેમાં જ તેનું પરમ ગૌરવ છે.

સફળ ને નિષ્ફળ માણસોની વચ્ચે મુખ્ય ભેદ માત્ર ધીરજમાં જ રહેલો છે.

પ્રત્યેક સફળ જીવનનો મોટો ભાગ શાંતિનો પાયો નાખવામાં જ જાય છે.

# વિ જ યો ત્સ વ



શરદની એક ઊઘડતી સંધ્યાએ કવિએ ગીત ગૂંથ્યું. રાજા એ રચના પર મુગ્ધ બની ગયા. રાજાઓથી જ થઈ શકે એવું સન્માન એમણે કર્યું—ગીતનું ને કવિનું. કવિ રાજાના પ્રીતિપાત્ર બની ગયા. વખતોવખત રાજાએ એને ભેટથી, ઇનામોથી અને પ્રશંસાના શબ્દોથી નવરાવીને એનું બહુમાન કર્યું.

ચિંતારહિત કવિ ક્યારેક સરિતાને તીરે, ક્યારેક ખુલ્લા વિશાળ અરણ્યમાં પોતાની રચનાઓને છંદમાં બદ્ધ કરતા. રાજા પ્રજા સૌ આદરપૂર્વક એ સાંભળી રહેતાં અને એમની પ્રતિભાનો વિચાર કરતાં મૌન બની જતાં.

એક દિવસ કવિએ સાંભળ્યું કે રાજા યુદ્ધમાં ગયા છે. ઘણીવાર કવિ બેત્રણ દિવસ દેખાતા નહિ તો રાજા એની તપાસ કરાવતા. પણ આ સમયે ચાર દિવસ થયા છતાં રાજાએ તપાસ માટે કોઈને મોકલ્યો નહોતો.

રાજા વિજયી બની આવ્યા. શત્રુ પ્રદેશને ઉજ્જડ બનાવી એક હજાર સૈનિકોને એમના સેનાપતિ સહ બંદી બનાવી એ સાથે લાવ્યા હતા. રાજાજ્ઞાથી નગરમાં વિજયોત્સવ ઊજવા તો રહ્યો હતો.

શા માટે અને કોની સાથે યુદ્ધ ચાલતું હતું એ પણ જેઓ નહોતા જાણતા એ લોકો ય સામુદાયિક ઉત્સવમાં કુતૂહલથી ભાગ લઈ રહ્યા હતા. તે દિવસે દરબારમાં સૌ પ્રજાજનને આવવાનું જાહેર નિમંત્રણ હતું. લોકોનાં ટોળાંની સાથે કવિ પણ દરબારે પહોંચ્યા.

રાજા દરબારમાં આવ્યા ઉત્સવમાં શોભે એવો એમનો પોશાક હતો. એમની ચાલમાં વિજેતાનો ગર્વ હતો. મંદ મંદ સ્મિત વેરતી આંખોમાં પરાજિતોનો ઉપહાસ હતો.

સભાજનોએ જયનાદથી એમનું સ્વાગત કર્યું. પછી પરાજિત સેનાપતિને બોલાવવામાં આવ્યા. નીચે મસ્તકે એ આવ્યા.

રાજાએ કહ્યું, 'નાસી છૂટેલા તમારા રાજાને લાવી આપો. અમારી સત્તા સ્વીકારો. નહિ તો તમારો વધ કરવામાં આવશે. આજ્ઞા સ્વીકારો છો?'

સેનાપતિએ ધીરા મક્કમ અવાજે કહ્યું, 'ના'.

ક્રોધથી રાજાએ આજ્ઞા કરી, 'મંત્રી, આ એક હજાર બંદીનો વધ કરો. વિજેતાની આજ્ઞાની અવગણનાનું શું પરિણામ આવે છે તે એ બધાને સમજવા દો.'

સભા સ્તબ્ધ બની. રાજાની આજ્ઞાનો વિરોધ કરી શકે એવું કોઈ નહોતું. એક ખૂણે ઊભેલા કવિએ ઊંડો નિઃશ્વાસ નાખ્યો. રાજાની દૃષ્ટિ એના પર પડી. પોતાના પ્રિય કવિને જોઈ એને હર્ષ થયો ને પાસે બોલાવ્યા.

'કવિ, આજના ઉત્સવે અમે તમારી વાણી સાંભળવા આતુર છીએ. આવો, આ વિજયોત્સવને તમારી કવિતા વડે ધન્ય બનાવો.'

કવિ આવ્યા. બોલવા જાય છે પણ કંઠમાંથી શબ્દ નીકળતો નથી. રહીરહીને એક ઊંડો નિઃશ્વાસ જ નીકળે છે.

રાજાએ કહ્યું, 'આ પ્રસંગે તમે ઉદાસ કેમ? આજે તમારા દેશનો, તમારા રાજાનો મંગલ દિન છે ત્યારે તમારા હૃદયમાંથી ગીતની ધારાને બદલે શોકનો નિઃશ્વાસ કેમ નીકળે છે, કવિ? એવું શું દુઃખ છે તમને?'

ધીરેધીરે મસ્તક ઊંચું કરી, રાજા પર દૃષ્ટિ ઠેરવી કવિએ કહ્યું 'મહારાજ, તમારા વિજયને આ દિને એક હજાર નિઃશસ્ત્ર બંદીઓની શોણિતધારા વહેશે. મારી કવિતા ને કલ્પના એમાં અત્યારથી જ ધોવાઈ રહી છે. વસંતની એક નાનીશી મંજરી કાવ્ય જન્માવી શકે છે, પણ તમારો આ વિજય કે તમારી સેનાનો પ્રતાપ અત્યારે મારા હૃદયમાં એક શબ્દ પણ સ્ફુરાવી શકે તેમ નથી.'

રાજાએ ક્રોધિત સ્વરે કહ્યું, 'શું? રાજાનું અપમાન? આવો દેશદ્રોહ? મારો શત્રુ મળી આવે તો પછી શું મને કાંઈ માણસો મારવાનો શોખ છે?'

'આજ સુધી હું ભ્રમમાં હતો. આજે તમે એ ભ્રમ ભાંગ્યો છે, રાજન્.' કવિ દૃઢતાથી બોલ્યા, 'હવે મારો રાજા તો અખિલ વિશ્વનો પાલક છે. એ એક હજારની સાથે મારો વધ કરવાની આજ્ઞા કરો, તમારો આ વિજયોત્સવ જો એથી શોભે એમ હોય તો.'

સૌ કવિને જોઈ રહ્યા. સભાને છેડે પ્રજાજનોની પાછળ ઊભેલો એક માણસ પણ ઉત્સુક બની જોઈ રહ્યો. રાજા શી આજ્ઞા કરે છે એ સાંભળવા બધા આતુર બની રહ્યા હતા.

રાજા બોલવા જતા હતા ત્યાં કવિ બે ડગલાં આગળ આવ્યા. ચારે બાજુ જોઈ એમણે પોતાનું ગીત આરંભ્યું.

એમાં વિજેતાના બળનું વર્ણન હતું એનાં પરાક્રમોનું વર્ણન હતું, પણ એથી યે હૃદયદ્રાવક તો પરાજિત અને ભયત્રસ્ત પીડિતોનું વર્ણન હતું. ઊંચે સ્વરે પોતાના હૃદયના ભાવોને વ્યક્ત કરતા કવિની વાણી પરાજિત પ્રજાની વેદનાઓ આલેખી રહી. ધસી આવતા શબ્દોને છંદોબદ્ધ કરવાને કવિ સમર્થ નહોતા. એને એની પરવા પણ નહોતી. રાજાપ્રજા સૌ મુગ્ધ બની સાંભળી રહ્યાં. કાવ્યને અંતે એમણે એની પંક્તિઓ મૂકી કે વિજય એટલે શું? રાજાએ વિજય મેળવ્યો એટલે હજારોનાં ખૂન કરવાનું કાર્ય પ્રાપ્ત કર્યું એ જ ને?

કવિની વાણીના પ્રવાહમાં ડૂબી ગયા હોય એમ રાજા સ્તબ્ધ બની ગયા. સૌની પાછળ ઊભેલો માણસ મહામહેનતે માર્ગ કરી આગળ આવ્યો. એ પરાજિત રાજા પોતે જ હતો.

એણે રાજા પાસે આવીને કહ્યું, 'મારી જ આપને જરૂર હતી ને? મને એકને બચાવીને હું હજારને મરવા દઉં તો મારો અપરાધ એનો વધ કરનાર કરતાં જરાપણ ઓછો ન હોય.'

રાજાના મુખમાંથી ઘણી વાર સુધી એક પણ શબ્દ ન નીકળ્યો. રહીરહીને આખરે આતુર સભાજનોએ સાંભળ્યું, 'ઉત્સવની ખુશાલીમાં સર્વે બંદીઓને છોડી મૂકવામાં આવે છે.'

સભાજનોએ જયઘોષ કર્યો. વિજયોત્સવ ધન્ય બની ગયો. હૈદરઅલી હુ. જીવાણી

# વડીલનું ભૂત

પરતંત્ર ભારતવર્ષના રવિગુરુએ પર આપણા વડીલોના ગૌરવભર્યા ભૂતકાળ જે ભૂતની માફક ચડી બેઠો છે તેનું, 'ભૂત' અને 'ભૂતકાળ'ના શ્લેષ વડે આલેખન કરતો કટાક્ષલેખ

મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર

૧

વડીલ ડોસા મરવા પડ્યા ત્યારે દેશ આખોય બોલી ઊઠ્યો, 'તમારા ગયા પછી અમારી શી દશા થશે ?' એ સાંભળીને વડીલને પણ દુઃખ થયું. તેણે વિચાર્યું કે 'મારા ગયા પછી આ બધાને કોણ શાંત રાખશે ?'

પણ મરણને કંઈ પાછું ઠેલાય છે ? છતાં યે દેવતાએ દયા લાવી રસ્તો બતાવ્યો: 'એમાં ચિંતા શી ? એ માણસ ભૂત થઈને ભલેને લોકોની કાંધ પર રહે. માણસને મૃત્યુ છે, પણ કાંઈ ભૂતને તો નથી ?'

૨

દેશના લોકો ભારે નિશ્ચિંત બન્યા. કેમકે ભવિષ્યને માનવા જાય તો તો કેટલી યે ચિંતા; પણ ભૂતને માને તો કશી ચિંતા જ નહિ. બધી ચિંતા ભૂતને માથે નાખી દેવાય. અને વળી એને પાછું માથું નહિ, એટલે તો પછી કોઈ માથાફોડ જ નહિ

તો યે સ્વભાવદોષથી જ કેટલાક લોકો પોતાની ચિંતા પોતે જ કરવા જાય તેમનો કાન ભૂત આમળે. એ કાન પકડી છોડાવાય નહિ કે તેમાથી છટકાય પણ નહિ. ભૂતની વિરુદ્ધ ન થાય નિંદા કે તે સંબંધે ન થાય કંઈ વિચાર.

દેશ આખો ભૂતગ્રસ્ત થવાથી સૌની આંખો મીંચાવા લાગી. દેશના તત્ત્વજ્ઞાનીઓ કહે, 'ખરેખર, આમ આંખ મીંચીને ચાલવું એ જ જગતની સૌથી આદિમ ચાલ છે. આને જ કહેવાય આંધળાની ચાલે ચાલવું. સૃષ્ટિના પ્રથમ આંખો વિનાના કીડા આમ જ ચાલતા. ઘાસમાં ને ઝાડમાં આજેય આ જ ચાલનો આભાસ દેખાય છે.'

તત્ત્વજ્ઞાનીઓના આ વચનામૃત સાંભળીને ભૂતગ્રસ્ત દેશ પોતાની મૂળ જાતનો અનુભવ કરતો. તેનાથી તેને અત્યંત આનંદ થતો.

ભૂતનો નાયબભૂત હતો જેલનો દરોગો. એ જેલ એવી કે તેની દીવાલો આંખે દેખાય જ નહિ કે જેથી એમાંથી કેવી રીતે ભાગી છૂટાય એનો રસ્તો સૂઝે એ જેલની ઘાણી નિરંતર ચાલે. તો ય તેમાથી એક નવટાંકે તેલ નીકળે કે જે વેચાય. નીકળે માત્ર માણસનું નૂર. આ નૂર નીકળ્યે માણસ પડી જાય ઠંડો. એથી ભૂતના રાજ્યમાં બીજું કંઈ પણ રહે નહિ.—અન્ન, વસ્ત્ર કે સ્વાસ્થ્ય,—પણ શાંતિ રહે.

શાંતિ તે કેવીક ! એનું દૃષ્ટાંત એ કે બીજા બધા દેશમાં ભૂતની નરબડથી માણસ અસ્થિર બની જવાને બેઠો. અહીં તો એ પણ ચિંતા નહિ. કેમકે ભૂવાને યે ભૂત જ વળગેલું !

૩

એવી રીતે દિવસો જતા. ભૂતની હકૂમત માટે કોઈને શંકા જાગી નહિ. એ તો હંમેશાં ગર્વ જ કરતા કે એમણે ભવિષ્યને નો પાળેલા પાડાની જેમ ભૂતને ખીલે બાંધી દીધું છે એ ભવિષ્ય ન કરે હીં કે ન કરે ચૂં ! ચૂપ થઈ ને પડી રહે ગમાણ પર. જાણે એકદમ કાયમની ગમાણ.

માત્ર એક અતિ સાધારણ કારણ માટે મુશ્કેલી ઊભી થઈ. એ વાત એમ હતી કે પૃથ્વીના બીજા દેશોને એ ભૂત વળગ્યું નથી. તેથી બીજા બધા દેશની ઘાણીઓ ચાલતી તેમાંથી તેલ નીકળતું તે ભવિષ્યના રથનાં પૈડાં ફરતાં રાખવા; નહિ કે છાતીનું લોહી કાઢી ભૂતનું ખપ્પર ભરવા.

૪

અહીં દિવ્ય શાંતિમાં ભૂતરાજ્ય પડ્યું છે.

'બાળ ઊંઘે છે, લોક ઊંઘે છે.'

આ તો છોકરાંને ય આરામ અને તેના વડીલોને ય આરામ. પણ—

'આવ્યાં દુશ્મન દળ !
માગી રહ્યાં છે કર.'

આગ ન હોય તો તો કંઈ ગમે નહિ. દક્ષિદાસનું પદ લૂલું રહી જાય. દેશમાં જેટલા શિરોમણિ ચૂડામણિ હતા તેમને બધાને પૂછવામાં આવ્યું, 'આમ કેમ થયું ?'

તેઓ બધા ચોટલી હલાવીને એક જ વાત બોલ્યા: 'આ કાંઈ ભૂતનો વાંક નથી. લશ્કર આવે જ કેમ ? દોષ લશ્કરનો જ છે !'

સાંભળીને બધા કહે 'હા હા, એમ જ તો વળી.' અને સૌને અત્યંત સાંત્વના મળી લાગી.

દોષ ગમે તેનો હોય, પણ ખડકીને ખૂણે-ખાંચરે ઘેરે છે ભૂતનાં પ્યાદાં; ને રસ્તે ને ઘાટે ઘેરે છે અભૂતનાં પ્યાદાં.

ઘરમાંથી બહાર જવાનો રસ્તો જ નથી. એક બાજુથી આ હાંક મારે છે, 'કર ભરો'; બીજી બાજુથી પેલા હાંક મારે છે, 'કર ભરો'.

હવે વાત આવી, 'કર આપીશું કેમ કરીને ?'

આજ સુધી તો ઉત્તરદક્ષિણ પૂર્વપશ્ચિમમાંથી બુલબુલનાં ટોળેટોળાં આવી ખબખૂબ ધાન ખાઈ ગયાં. કોઈને ભાન નહોતું. જગતમાં જે લોકો સાવચેત રહે છે તેમની પાસે એ ઘૂસી શકતાં નથી, રખે પસ્તાવું પડે. પણ આવા લોકો પાસે ઘૂસે તો પસ્તાવું પણ નહિ. શિરોમણિ ને ચૂડામણિઓ પોથીઓ ખોલી બોલ્યા, 'જે લોકો જાગતા છે તે જ અપવિત્ર છે; જે લોકો હોશિયાર તે બધા અપવિત્ર. માટે હોશિયારથી દૂર રહો. પ્રસુપ્તમિવ સુપ્તઃ'

સાંભળીને બધા આનંદ પામ્યા.

૫

પણ તેથી યે આ સવાલ ટળતો નથી કે 'કર આપીશું કેમ કરીને ?'

મસાણમાંથી ને કબ્રસ્તાનમાંથી તોફાની પવનનો 'હા હા' કરતો ઉત્તર આવે છે:

'આબરૂ દઈને ઈજ્જત દઈને,
ઈમાન દઈને, છાતીમાંથી લોહી દઈને.'

સવાલોનું દુઃખ એ છે કે ઊભા થાય ત્યારે એક નહિ કેટલાય આવી પડે ! બીજો સવાલ આવી પડ્યો: 'શું ભૂતની હકૂમત હંમેશાં માટે ચાલ્યા કરવાની ?'

સાંભળીને ઊંઘણશી એવા માસીફોઈનાઓ કાને હાથ દઈને બોલ્યા 'અરે રામ, આવો સવાલ તો બાપદાદે ય સાંભળ્યો નહિ ! તો પછી અમારી સનાતન ઊંઘનું શું ?'

પણ પંચાતિયાઓ બોલ્યા, 'એ તો ઠીક, પણ આ બુલબુલનાં ટોળાં ને આ લશ્કરનાં ધાડાં, એ બધાંનું શું ?'

માસીફોઈના બોલ્યા, 'બુલબુલનાં ટોળાંને રામનામ સંભળાવશું; ને લશ્કરને ય તે.'

નકુવાનિયાઓએ એને ઉદ્ધત થઈને કહ્યું, 'જેમ તેમ, પણ આ ભૂતને કાઢવું પડશે.'

નાયબભૂત આંખો કાઢી બોલ્યો, 'ચૂપ, હજુ ઘાણી બંધ નથી પડી.'

સાંભળીને દેશનાં છોકરાં નિસ્તબ્ધ બન્યાં. પછી પાછાં ફેરવી ગૂડી ગયાં.

૬

મુદ્દાની વાત એ છે કે વડીલ ડોસા જીવતા યે નથી ને મરેલા યે નથી. એ તો રહ્યા છે ભૂત થઈને. દેશને છોડતા યે નથી.

દેશમાં જે બેચાર માણસો નાયબભૂતના ડરથી દિવસે વાત કરતા નથી, તેઓ અંધારી રાતે હાથ જોડીને કહે છે, 'બુઢ્ઢાજી, હજી શું અમને છોડવાનો વખત થયો નથી ?'

બુઢ્ઢા કહે છે, 'અરે મૂરખાઓ, મારે રહેવાનું યે નથી ને છોડવાનું યે નથી તમે છોડો એટલે મારે છૂટવાનું.'

તેઓ કહે છે, 'પણ એ બધા એમ કરતાં બીએ છે.'

બુઢ્ઢાજી કહે છે, 'ત્યાં જ તો ભૂત છે ને !'

('લિપિકા'માંનો અનુવાદ) મૂળ બંગાળી

વિનોદ કોઠારી

# આપણું નાણું

## મોએં-જો-ડેરોની પાંચ હજાર વર્ષ ઉપરની મુદ્રાઓથી માંડી આજના અંગ્રેજી રૂપિયા સુધીના આપણા સિક્કાઓનો પરિચય

### પૂર્વકથા

વિનિમયના સાધન તરીકે નાણાંનો પહેલવહેલો ઉપયોગ કરનાર દેશ આર્યાવર્ત જ હતો એ વાત તો હવે નિર્વિવાદ છે (જુઓ 'કુમાર'ના ૧૫૮મા અંકમાંનો લેખ 'નાણું'). આર્યાવર્તની એ મૌલિક શોધનું પહેલવહેલું પ્રતિપાદન કરનાર સર એ. કનિંગહામ હતો. પોતાના 'પ્રાચીન ભારતીય સિક્કા' નામક ગ્રંથમાં એણે પ્રાચીન સિક્કાઓનાં રક્તિકા (રતી)માં વજન સુદ્ધાં આપ્યાં છે, એટલું જ નહિ પણ બુદ્ધ ગયાના વજ્રાસન તળેથી હાથ લાગેલા સિક્કા ઉપરથી એણે બેધડક કહ્યું છે કે 'એ સિક્કા ઈસુની હજારેક વર્ષ પહેલાંથી ભારતમાં પ્રચલિત હશે.'

'મનુસ્મૃતિ'માં પણ પ્રાચીન સિક્કાઓનાં તોલમાપ મળે છે, પણ તે એ પહેલાંના માપથી કંઈક જુદાં પડે છે. મનુ પહેલાં લખાએલા જ્યોતિષગ્રંથો ઉપરથી ગોપાલ ભટ્ટ નામના પ્રાચીન લેખકે જે તોલમાપ આપ્યાં છે તે આ પ્રમાણે છે: ૨ યવ=૧ ગુંજા, ૩ ગુંજા=૧ વલ્લ, ૮ વલ્લ=૧ ધરણ. હવે ૧ ગુંજા બરાબર ૧ રતીનું માપ લેતાં ૨૪ રતીનું એક ધરણ થાય. એ પરથી ફલિત થાય છે કે મનુના વખતમાં (એટલે કે ઈસુ પૂર્વેની ચોથી સદીના અંતભાગમાં) ધરણનું વજન જે ૩૨ રતીનું હતું તે તેની પહેલાં ૨૪ રતીનું હતું. લંડની મ્યૂઝિયમમાં એવા તેર સિક્કા સંઘરાએલા છે ને એમનું કદ મોટું છે. પૃથક્કરણ કરતાં તેમાં ૭૫ ટકા રૂપું, ૨૪·૬ તાંબું અને ·૪ ટકા સીસા ને લોઢાના અંશ માલૂમ પડ્યા છે.

### મોએં-જો-ડેરો શૈવ સંસ્કૃતિ?

નવાઈની વાત એ છે કે 'કાલિવિલાસ તંત્ર' તથા શાક્ત પંથના બીજા ગ્રંથોમાં મંત્રબીજોની જે સંજ્ઞાઓ (એક પ્રકારની મુદ્રાલિપિ) આપેલી છે, એ જ ઘણા ભારતીય સિક્કાઓ પર અંકાએલી છે. અને એથી પણ વિશેષ નવાઈની બીના એ છે કે એ મંત્રબીજોની સંજ્ઞાઓ તથા પ્રાચીન સિક્કાઓ પરની સંજ્ઞાઓ અને સિંધના મોએં-જો-ડેરોનાં ચિત્રાંકનો (pictographs) ને મળતી આવે છે.

મોએં-જો-ડેરોના ખોદકામમાંથી મળી આવેલી મુદ્રાઓમાંની એક પર શિવની આસન મૂર્તિ મળી આવી છે. યોગાસન વાળી બાજઠ પર બેઠેલી એ જટાધારી મૂર્તિ શીંગડાંવાળી છે અને તેને અભિમુખ હાથી, ગેંડો, ભેંસ, હરણ, વાઘ વગેરે અંકિત છે. શિવને અપાએલાં યોગિરાજ, ત્રિશિરસ, જટાધારિન્, પશુપતિ આદિ જુદાંજુદાં અભિધાનોનાં એ પ્રતીકો હોવાનું શ્રી દુર્ગાપ્રસાદ માને છે અને કહે છે કે હિંદુ સિક્કાઓ પરની મુદ્રાઓ કલ્પી ન શકાય એટલી બધી પ્રાચીન છે.



મોએં-જો-ડેરોની મુદ્રા

### યુગપ્રવાહની અસર

નાણાંનો ઉદ્ભવ અહીં સ્વતંત્રરીતે થયો છે. છતાં યુગનાં પ્રવાહ સાથે બહારની જુદી જુદી અસરો તળે પણ એ આવતું ગયું છે. ઇ. પૂ. બીજી સદીથી વાયવ્ય સરહદ ઉપર બૅક્ટ્રિયાના ગ્રીકોનું પ્રભુત્વ જામતું જતાં હેમીડ્રામની અસર અહીંના સિક્કા પર થતી ગઈ. એ પહેલાંના હિંદના જૂના સિક્કાઓનો ઘાટ ચોરસ હતો. ઈ.પૂ. ૧૫૦ના ગાળેલા ડીમિટ્રિયસના વંશજોના હેમીડ્રામનો ઘાટ તેકે ચોરસ હતો અને તે ગ્રીક અને ભારતીય બન્ને પદ્ધતિઓના સમન્વય રૂપે રાખવામાં આવેલો. બાકી ગ્રીક સિક્કાઓ તમામ ગોળ જ હતા અને એમની અસર ભારત પર થઈ. ઈસુની ચોથી સદીમાં તો અહીંના બધા સિક્કામાં ગોળાઈ આવી ગઈ.

ગ્રીકો પછી હિંદ પર શક અને કુશન લોકો આવ્યા. એમણે પોતાના નવા જ સિક્કા પ્રચલિત કર્યા. ગ્રીક દેવોને બદલે એમણે સિક્કાની એક બાજુ યજ્ઞ કરતા રાજાની અને બીજી બાજુ ગ્રીક, રોમન, પારસી, હિંદુ, બૌદ્ધ વગેરે દેવોની છાપ અંકિત કરવા માંડી. આમ, એક બાજુ રાજા ને બીજી બાજુ દેવતા એવો સિક્કાનો પ્રકાર હિંદમાં એક હજાર વર્ષ સુધી ચાલુ રહ્યો. ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તના અશ્વમેધની છાપવી અંકાએલા એ પ્રકારના સિક્કા પ્રખ્યાત છે.



અશ્વમેધયજ્ઞના ઘોડાની છાપવાળો સમુદ્રગુપ્તનો સિક્કો

પણ શૈવોના ઉદય પહેલાં, ઇરાની નોખમના ક્ષત્રપોએ પશ્ચિમ હિંદને કાંઠે સામ્રાજ્ય જમાવી દીધેલું. એમણે પુષ્કળ પ્રમાણમાં પોતાના સિક્કા બહાર પાડેલા જે ઠેરઠેર મળી આવેલા છે. વળી એમના સિક્કા પર સાલ પણ અંકાએલી હોઈ, એમની અગત્ય વધે છે. ગ્રીક કરતાં રોમન દીનારને મળતા એમના સિક્કા આધુનિક સિક્કા જેવા જ લાગે છે. આ ક્ષત્રપોને ચોથી સદીમાં ગુપ્તોએ ઉથલાવી પાડ્યા પછી આવ્યા હૂણો. ગુપ્ત વંશનો એમણે ધ્વંસ કર્યો ને પોતાના સ્વતંત્ર સિક્કા બહાર પાડ્યા. એ હૂણ સિક્કા સાસાનિયન, ગુપ્ત અને કુશન અંશોનો સમન્વય સાધે છે, જેમાં સૌથી પ્રખ્યાત તોરમાણના સિક્કા છે. ઇ. સ.ની છઠ્ઠીથી આઠમી સદી સુધી ઉત્તર હિંદુસ્તાનમાં પ્રચારમાં રહેલા ગધૈયા સિક્કાઓનું મૂળ પણ આ હૂણ સિક્કાઓમાં છે.

એ પછી પરદેશી હુમલામાંથી ઠેઠ દસમી સદીમાં હિંદે માથું ઊંચક્યું જણાય છે. એ અરસામાં ગાંધારના બળદ અને ઘોડેસવારની છાપવાળા સિક્કાઓ સિવાય ઉત્તર હિંદુસ્તાનના બધા સિક્કાઓમાં એક બાજુ દેવતા ને બીજી બાજુ રાજાની છાપવાળા સિક્કાઓનો પ્રકાર જ પ્રચલિત હતો.

### દક્ખણનું રેખાદર્શન

દક્ખણ હિંદુસ્તાનનો ઇતિહાસ એથી જુદો જ છે. પ્રાગ્ઈસુકાળ(ઈસુ પૂર્વેના કાળ)થી ને ઈસુની બેત્રણ સદી સુધી ત્યાં આંધ્રોનું પરિબળ હતું. પણ એમણે સિક્કાની ધાતુ તરીકે સીસું જ પસંદ કર્યું હતું. પરંતુ એ પછી જે નવાં રાજ્યો ઊભાં થયાં તેમણે સોનાના સિક્કા શરૂ કર્યા, જેમાં ચેરાએ હાથી, ચાલુક્યોએ વરાહ, પાંડ્યોએ મત્સ્ય અને કદંબોએ કમળને પોતપોતાના સિક્કા પર સ્થાન આપ્યું હતું. ચોલ રાજ્યના રાજરાજાએ ઉત્તર હિંદુસ્તાનનું અનુકરણ કરી ઈ. ૧૦૩૦માં એક બાજુ રાજાની ઊભેલી ને બીજી બાજુ બેઠેલી મૂર્તિવાળા તાંબાના સિક્કા બહાર પાડેલા ને સિલોન જીત્યા પછી ત્યાં પણ એમનો પ્રચાર કરેલો. પાછળથી કાંઠાના સ્વતંત્ર રાજાઓએ પણ એ પ્રકાર અપનાવી લીધેલો.

વિજયનગરના હિંદુ સામ્રાજ્યે કદમાં નાનુંક એવા સોના તથા તાંબાના સિક્કા ખૂબ વિપુલ પ્રમાણમાં બહાર પાડેલા. દક્ખણનાં સમકાલીન બીજાં રાજ્યોએ તેનું અનુકરણ કરેલું.

એટલું જ નહિ, પણ એ પ્રદેશ પર આક્રમણ કરનારા વિદેશીઓએ પણ તેનું અનુકરણ કર્યું.

### અરબ અને મુઘલ સિક્કા

હિંદે શરૂઆતથી જ સોનાનાણાને મહત્ત્વ આપેલું ને તે ઠેઠ સત્તરમી સદી સુધી અહીં ચાલુ રહેલું. ગ્રીક સિક્કામાં ક્રીસસે સોનું અપનાવ્યું તે પહેલાં એ લોકો સોના અને ચાંદીની એક મિશ્ર ધાતુ 'ઇલેક્ટ્રમ' સિક્કામાં વાપરતા. ગ્રીકો પાસેથી રૂપાનાણું પાછળથી પ્રજાસત્તાક રોમે અપનાવ્યું અને રોમની પાસેથી પાર્થિયનો, સાસાનિયનો અને મધ્ય યુગનાં એશિયાઇ રાજ્યોએ તે અપનાવ્યું.

પાર્થિયનોને ઉથલાવી પાડ્યા પછી ઈરાનના સાસાનિયન શાસક અરદેશરે ઈસુની ત્રીજી સદીમાં પશ્ચિમ એશિયામાં રોમનોની ઢબે પોતાના સિક્કા ચાલુ કરેલા, જેની એક બાજુ રાજાની છાપ તળે 'ઈરાનનો દિવ્ય સમ્રાટ્, અહુરમઝ્દનો પૂજક' એ લખાણ તથા બીજી બાજુ બે ધર્મગુરુઓ સાથેનો અગ્નિકુંડ છપાતાં. ઈસ્લામને હાથે એ સામ્રાજ્યનો નાશ થયા પછી પહેલવહેલા શુદ્ધ અરબ સિક્કા ઉમૈયા વંશના પાંચમા ખલીફા અબ્દુલ મલિકે (ઇ. ૬૮૫-૭૦૫) દાખલ કર્યા. સોના, રૂપા ને કાંસાના એ સિક્કાનાં નામ અનુક્રમે દિનાર, દરહમ ને ફ્લુસ હતાં. એની એક બાજુ કલમા ને બીજી બાજુ એ પાડ્યાની સાલ, સ્થાન ને અમલ આલેખતા.

આ અરબોએ આઠમી સદીમાં હિંદ પર આક્રમણ કરી સિંધ તાબે કર્યું ત્યારે અહીં પણ ઉમૈયા સિક્કા દાખલ થયા. ત્યાર બાદ હિંદ પર એક પછી એક આક્રમણો થતાં રહી ધીમેધીમે તેનો હ્રાસ થયો. દિલ્હીના શરૂઆતના સુલતાનોએ પોતાના નવા સિક્કા શરૂ કર્યા તેમાં ઘણા સિક્કા પર સંસ્કૃત લખાણો પણ રહેતાં. મુઘલોએ દિલ્હી હાથ કર્યું ત્યારે બાબર તથા હુમાયૂંએ જે સિક્કા બહાર પાડ્યા તે પર વળી મધ્ય એશિયાની અસર રહેલી. આખરે ઇ. ૧૫૪૨માં શેરશાહ સૂરે હિંદને એવા એક સિક્કાની ભેટ આપી, જે આજ સુધી હિંદનું આદ્ય નાણું રહ્યું છે. એ સિક્કો તે રૂપિયો. કદ અને વજન બંનેમાં તે આજના રૂપિયાને મળતો આવતો હતો.

### રૂપિયાનો ક્રમવિકાસ

શેરશાહે રૂપિયાનો સિક્કો ચાલુ કર્યા પછી અકબરે તેનો ઘાટ ચોરસ બનાવ્યો, પણ એ ઘાટ ન ચાલ્યો ને એના વંશજોએ પાછો મૂળ આકાર ચાલુ કરી તેમાં કલાતત્ત્વ પણ દાખલ કર્યું. જહાંગીરના સિક્કા તો એના દરબારનાં ... જ દૃશ્યમનોહર છે. શાહજહાંએ ... સિક્કા પર બલ્ખનો વિજય આલેખેલો, જ્યારે ઔરંગઝેબે સિક્કામાં સાલ આલેખવી શરૂ કરી. તે સિવાય બીજો કશો મહત્ત્વનો ફેરફાર રૂપિયામાં નહોતો થયો.

પરંતુ મુઘલાઈના અસ્ત પહેલાં જ જુદી જુદી યુરોપિયન પ્રજાઓ હિંદમાં પોતપોતાનાં થાણાં જમાવવા માંડેલાં ને એમને પોતાના સિક્કા ચાલુ કરવાનો અભરખો લાગેલો. એ મુજબ ઇસ્ટ ઇંડિયા કંપનીને પણ પોતાના સિક્કા ચાલુ કરવાની ઇચ્છા થઈ, ને ચલણ તરીકે સ્પૅનિશ ડૉલર રેવી દાખલ કરવાનું તેણે ઠરાવ્યું. પણ ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથે એનો ઇનકાર કરી સ્પૅનિશ ચલણના ધોરણે જ નવા સિક્કા પાડવાની મંજૂરી આપી. તદનુસાર કંપનીએ પોતાનો ડૉલર ચાલુ કર્યો, જેની એક બાજુ અંગ્રેજી તાજનું રાજચિહ્ન ને બીજી બાજુ કૂલમાળા હતી. પણ એ ચલણ લાંબું ન ચાલ્યું.

પછી મુંબાઇ અંગ્રેજોને હાથ આવતાં ત્યાંના પ્રેસિડેન્ટે સોના, રૂપા, તાંબા ને કલઈનું નાણું ચાલુ કરવાની તાજ પાસેથી અનુજ્ઞા મેળવીને સોનામહોર કે અશરફીના મૂલ્યનો 'કૅરોલિના', સૂરતના રૂપિયાના મૂલ્યનો 'ઍન્જિલિના', સૂરતના પૈસાના મૂલ્યનો 'કૉપેરૂન' તથા પોર્ટુગીઝ બઝરૂક કે પાઇના મૂલ્યનો 'ટિન્ની', એ સિક્કા બહાર પાડ્યા.

ઈ. ૧૬૬૭માં આ મુંબાઈની જ ટંકશાળમાંથી અંગ્રેજોએ પહેલવહેલો રૂપિયો બહાર પાડ્યો, જે પર 'Mon. Bombay. Anglic Regis. A° 7°' તથા 'A Deo Pax Incrementum' લખાણ છપાએલું. ઈ. ૧૬૭૭માં એ ટંકશાળે બીજા પ્રકારનો રૂપિયો બહાર પાડ્યો જેની આગલી બાજુ વચ્ચે 'The Rupee of Bombaim' અને આસપાસ ગોળાકારમાં 'By Authority of Charles Second 1677' હતું, અને બીજી બાજુ વચ્ચે એક ઢાલ પર ઇંગ્લંડના 'રૉયલ આર્મ્સ' પર તાજનું ચિહ્ન મૂકી, ગોળાકારમાં 'King of Great Britain, France and Ireland' એ લખાણો મૂકેલાં. એ પછી એક રૂપિયો વગર સાલનો પણ બહાર પડેલો, જેની પાછલી બાજુ 'Pax Deo' તથા ગોળાકારમાં 'Moneta Bombaiensis' એમ કોતરેલું.

પણ અંગ્રેજોના આ રૂપિયા ખુદ સૂરતમાં યે ન ચાલતા. તો પછી મુઘલ મુલકમાં કે બીજા હિંદી મુલકોમાં તે ક્યાંથી ચાલે? એટલું ચલણ અંગ્રેજોના કિલ્લાઓમાં જ અને આજુબાજુનાં થોડાં ગામડાંમાં સમાઇ જતું.

ઈ. ૧૬૮૮-૮૯માં મુઘલ શહેનશાહ સાથે સંધિ થતાં સર જૉન ચાઇલ્ડે શહેનશાહના નામે સુરતમાં રૂપિયા પાડવાની રજા મેળવી. એ રૂપિયા પર લખાણ ફારસી આવતું. અંગ્રે-



ગમાળેથી: (૧) વિક્રમાદિત્યનું બિરદ ધારણ કરનાર મહારાજાધિરાજ ચન્દ્રગુપ્ત બીજાનો સિક્કો (બંને બાજુ); (૨) કુમારગુપ્ત પહેલાનો સિક્કો; (૩થી ૫) રાજપૂતોના સિક્કા-નંદીબાણ, છત્રન અને રુદ્રસિંહ શાહની છાપના; (૬) તોરમાણ હૂણનો સિક્કો; (૭) કનોજના રાજા ભોજ અગર મિહિર ગુર્જરપ્રતિહારનો સિક્કો.

તેની આ પદ્ધતિનું અનુકરણ ફ્રેન્ચોએ ફરી પૉન્ડીચેરીમાં છપાએલા રૂપિયા આર્કટથી બહાર પાડવા માંડયા. બંને વચ્ચે તફાવત જાળવવા અંગ્રેજોએ પાછળની બાજુ કમળની છાપ તથા ફ્રેન્ચોએ ચંદ્રની બીજકલાની છાપ સ્વીકારી હતી. એ અરસામાં પેશવાએ પણ પૂના ને બાગલકોટથી મુઘલ શહેનશાહને નામે રૂપિયા બહાર પાડવા માંડેલા. પોર્ટુગીઝોએ ૧૬૬૬માં 'રૂપિયા' નામનો બીજો એક સિક્કો ગોવાથી બહાર પાડેલો; એ જ રીતે ટીપુ સુલતાન શ્રીરંગપટ્ટમથી ને ડચ લોકો બટેવિયા તથા સીલોનથી પોતપોતાના રૂપિયા બહાર પાડતા. ઈ. ૧૭૫૭ના ફેબ્રુઆરીની ૯મીએ કલકત્તા જીત્યા પછી અંગ્રેજોએ સિરાજુદ્દૌલા પાસે પોતાની ટંકશાળની શરત મંજૂર કરાવી લીધેલી હોઇ, ૧૭૬૦થી તો એમણે મુંબાઇ, મદ્રાસ, તથા કલકત્તાથી નિયમિત સિક્કા બહાર પાડવા માંડયા. આમ, એ સમયના હિંદમાં દોઢ શિલિંગથી માંડી ૨ શિ. ૬ પે સુધીની કીમતના જુદા જુદા ૮૦ રૂપિયા પ્રચારમાં હતા! એ સિવાય દોઢ શિલિંગની મરાઠી 'અશરફી', ૪ શિલિંગની મુઘલ 'સાહેબી' તથા નવ શિલિંગનો પોર્ટુગીઝ 'પેગોડા' સિક્કો વગેરે પણ પ્રચારમાં હતા.

હળવે હળવે એક યા બીજી રીતે અન્ય પરદેશી સત્તાઓ તો હિંદમાંથી નાબૂદ થતી ગઇ, પણ અંગ્રેજોએ ડેરા ન મૂક્યો ને હિંદની અનેક કમજોરીઓનો લાભ લેતા રહી પારકી ભૂમિ પર એમણે પોતાના સામ્રાજ્યની સ્થાપના કરવા માંડી. એ સામ્રાજ્યની જમાવટમાં કંઇક સ્થિરતા આવતાં જ ચલણનો પ્રશ્ન એમણે હાથ ધર્યો અને રૂપિયાની અનેક જાતોને લીધે વેપાર અને શરાફીમાં અડચણ ઊભી થતી હોવાનું કારણ આપી, ઈ. ૧૮૩૫ના સપ્ટેમ્બરમાં પોતાના સિવાયનાં તમામ ચલણો એમણે બંધ કરાવી દીધાં. ત્યાર સુધીમાં હિંદમાં એમણે પોતાની પાંચ ટંકશાળો સ્થાપી દીધેલી હોઈ, એ જ સાલમાં હિંદના કાયદેસર ચલણ માટેનો ૧૮૦ ગ્રેનનો (હિંદી ૧ તોલાનો જેમાં ૧૬૫ ગ્રેન ચોકખી ચાંદી છે) રૂપિયો તેણે બહાર પાડ્યો ને એ જ નિયત ધોરણનો રૂપિયો ગણાયો.

અંગ્રેજ અમલના આ પહેલવહેલા રૂપિયાની એક બાજુ ઇંગ્લંડના રાજા ચોથા વિલિયમની શીર્ષમુદ્રા સાથે 'રાજા વિલિયમ ચોથો' એવું લખાણ, તથા બીજી બાજુએ ફુલ-કોતરણીની વચ્ચે 'એક રૂપિયો' એવું અંગ્રેજી અને ઉર્દુમાં લખાણ ઉતારવામાં આવેલું. હવે તો એ રૂપિયો ચલણમાંથી ઈ. ૧૮૮૦ની આસપાસથી ખેંચી લેવાયો છે, ને એ જ મુજબ

**બાબરથી ઈસ્ટઈંડિયા કંપની સુધીના**

પાછલા પૂંઠાની અંદર આપેલા

## સિક્કાઓની સમજણ

દરેક સિક્કાની બન્ને બાજુ દર્શાવીને તેની નીચે આપેલા અંગ્રેજી ક્રમ પ્રમાણે. **ચિત્ર ૧:** (1) બાબરે લાહોરમાં પાડેલો રૂપાનો સિક્કો; (2) હુમાયૂંનો સોનાનો સિક્કો; (3) શેરશાહે આગ્રામાં પાડેલો રૂપાનો; (4) ઇસ્લામશાહે કનોજમાં પાડેલો ત્રાંબાનો; (5) સિકંદર સૂરનો રૂપાનો; (6) અકબરે આગ્રામાં પાડેલો સોનાનો; (7) અકબરે અમદાવાદમાં પાડેલો રૂપાનો; (8) અકબરે આગ્રામાં પાડેલો રૂપાનો; (10) અકબરે દિલ્હીમાં પાડેલો ત્રાંબાનો (11) અકબરનો રૂપાનો અરધો રૂપિયો (12) જહાંગીરનો રૂપાનો સિક્કો. **ચિત્ર ૨:** (1) શાહઆલમનો સોનાનો; (૨) અહમદશાહ દુરાનીનો રૂપાનો રૂપિયો; (૩) અવધના વાજિદઅલી શાહનો સોનાનો; (4) હૈદરાબાદના સિકંદર જાહનો રૂપાનો રૂપિયો; (5) ટીપુ સુલતાનનો ત્રાંબાનો; (6) નેપાળના પૃથ્વીનારાયણનો રૂપાનો; (7) ઇંદોરના જસવંતરાવ હોળકરનો રૂપાનો રૂપિયો; (8) આસામના ગૌરીનાથસિંહનો રૂપાનો; (9) ઈસ્ટ ઇંડિયા કંપનીએ મુર્શિદાબાદમાં શાહઆલમ બીજાના નામથી પાડેલો યંત્રથી પાડેલો રૂપાનો રૂપિયો; (10) અમૃતસરમા શીખોએ સં. ૧૮૩૭માં પાડેલો રૂપાનો રૂપિયો. (સી. જે. બ્રાઉન કૃત 'કૉઇન્સ ઑવ ઇંડિયા'માંથી)

'રાણી અને સમ્રાજ્ઞી વિક્ટોરિયા'ની છાપના તે પછીના રૂપિયા પણ પાછા ખેંચી લેવામા આવ્યા છે. હિંદ બ્રિટિશ તાજને તાબે ગયા પછી થોડા જ વખત બાદ ઈ. ૧૮૬૨માં એ પાડેલા હોઇ એમાં વિક્ટોરિયાને માથે મુગટ ન હતો ને ખુલ્લો ચોટલો દેખાતો હતો. ટંકશાળ તરફથી જે 'Uncurrent Coin Department' નભાવવામાં આવે છે તે આવા બીનચલણી સિક્કા ઉપરાંત બનાવટી સિક્કાની યે તપાસ રાખે છે અને તરત પોલીસ ખાતાનું ધ્યાન ખેંચે છે.

### નાણાનું શિલ્પ

આપણા દેશમાં નાણાનું ચલણ બે પ્રકારનું છે. એક જુદી જુદી ધાતુઓના સિક્કા રૂપે, જ્યારે બીજું, પ્રૉમિસરી નોટના સ્વરૂપમાં. પહેલું આપણે ધાતુનાણું જ લઇએ.

સૌથી મોખરે રૂપાનાણું તરી આવે છે. રૂપું ખાણમાંથી ખોદાઈ નીકળે છે કે તરત ખાણો ઉપરની મીલોમાં તે મોકલી દેવામાં આવે છે. ત્યાં તેને દળી નાખી, રસાયણોની મદદથી તેમાંનો કચરો તથા ભેગ કાઢી નાખે છે, ને દર સો રતલનાં તેનાં ચોસલાં (ingots) બનાવી ટંકશાળમાં મોકલી દે છે.

ટંકશાળમાં એ ચોસલાં ફરીથી ગાળી નાખવામાં આવે છે ને તેને કઠણાશ આપવા એ રસમાં ૧૬૫ ગ્રેન ચાંદીએ ૧૫ ગ્રેન તાંબુ મેળવી મોટા તાવડામાં તેને એકરસ કરે છે. પછી રૂપાનાં જુદાંજુદાં ચલણો વાસ્તે તૈયાર રાખવામાં આવેલાં ગોળ બીબાંઓમાં એ રસ રેડવામાં આવે છે, જે જામી જતાં તેમાંથી વિવિધ જાડાઈની ગોળ પાટો બની જાય છે.

જૂના સિક્કાઓને પણ ટંકશાળની ઇલેક્ટ્રોલીટિક સિલ્વર રિફાઇનરીમાં ગાળી નાખવામાં આવે છે અને તેની શુદ્ધ ચાંદીની પાટો બનાવવામાં આવે છે. સિક્કાઓ માટે વપરાવા ઉપરાંત જાહેર પ્રજાને પણ એ પાટો પૂરી પાડવામાં આવે છે. રાત ને દિવસ એ રીફાઈનરીનાં યંત્રો ચાલ્યા કરે છે ને રોજની લગભગ પાંચ ટન ચાંદી ઉત્પન્ન કરે છે.

આ પાટોને પછી એક યંત્ર પર લઈ જઈ સિક્કાઓના પ્રમાણમાં તેમના પાતળા કકડા પાડવામાં આવે છે, ને ત્યાંથી પ્રેસમાં મોકલી દેવાય છે. પ્રેસમાં બન્ને બાજુ છાપની ડાઇ (ગડી) હોય છે જેની વચ્ચે સિક્કાને દબાવવામાં આવે છે. દબાણ સાથે જ ત્રીસ ટનનો હથોડો તે પર પટકાય છે ને બન્ને બાજુ છાપ ઊઠી આવે છે. પ્રેસમાંથી બધા સિક્કા એકસરખી ચોક્કસ ગોળાઇના બહાર પડે છે, કારણ તેમને માપવાનું યંત્ર એવું તો બારીક હોય છે કે એક ઇંચના વીસ હજારમા ભાગની જાડાઇ પણ માપી શકાય છે!

આ રીતે તૈયાર થએલા સિક્કાઓને ત્યાર બાદ એક પછી એક તોળવામાં આવે છે. સ્હેજ પણ વજનની વધઘટ જણાય તે સિક્કાને રદ કરી ગાળી નાખવામાં આવે છે.

પછી સંપૂર્ણ બનેલા એ સિક્કાઓનો અવાજ તપાસાય છે. પોલાદની એક મોટી પાટી પર એક માણસ દરેક સિક્કો પછાડતો જાય છે, તેમાં જેનો અવાજ ખોખરો લાગે તેને પાછો ગાળી નાખવા તે એક બાજુ મૂકતો જાય છે. આ જ રીતે નિકલ અને તાંબાનું બને છે. નિકલના સિક્કાઓની બનાવટમાં ૭૫ ટકા તાંબુ વાપરવામાં આવે છે. તાંબાને પણ કઠણ બનાવવા સેંકડે ચાર ટકા કલઇ અને એક ટકો જસત મેળવવામાં આવે છે. અત્યાર સુધી તાંબાનાણામાં વધુમાં, વધુ બોજો પૈસાના સિક્કા પર હતો, પણ હવે નવી જાતનો

# રસદર્શન

## પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન–પ્રસંગોનાં સંસ્મરણો

[૯]

લેખક ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ

સમજણ આવ્યા પછી જ હું જેમ મુંબાઈ
એઈને ત્યાંનું સૃષ્ટિસૌન્દર્ય, સુવ્ય-
ા, પ્રવૃત્તિ, નાગરિકતા, કલાકૌશલ્ય, સ્વ-
ા વગેરેની કદર કરી શક્યો તેમ કાલિદાસ.
ાવભૂતિ પણ એમને સમજવાનો અધિકાર
ાબર પ્રાપ્ત થયા પછી જ મેં વાંચ્યા.
સંસ્કૃતમાં એ મહાકવિઓને સમજવા
ક્તી મારી આવડત ન હતી. આથી શાકુંતલ
ા ઉત્તરરામચરિતનો આસ્વાદ મારે ઝવેરી-
ા યાજ્ઞિક અને મણિલાલ નભુભાઈનાં
ષાંતરો વાંચીને લીધા વગર છૂટકો ન હતો.
ા એ બને મેં હાથમાં લીધાં તેવાં જ એકેવાં
ાન છે એ ખ્યાલ સહોદિત મને રહ્યા કર્યો.
અંનેમાં ભાષાંતરકારોનાં વ્યક્તિત્વ પણ
ા હતાં; અને તેમાં યે મણિલાલ નભુ-
ઈની 'પ્રિયે રે ! એ તે કયમ વિસરાય'થી
થતી લાવણીઓ બહુ આનંદ આપતી.
શાકુંતલની શિષ્ટતા, કાવ્યમય હૃદયભેદક-
, સંપૂર્ણ પાત્રાલેખન, તથા શકુંતલાની
ાય જેવા પ્રસંગોએ મને કોઈ ઉચ્ચભૂમિમાં
ા દીધો,—એવો કે હજી પણ જ્યારે ત્યાં
ું હોય ત્યારે સંભારતાં ચેત જઈ શકું છું.
વર્માનું 'શકુંતલા પત્રલેખન'નું ચિત્ર એ
પનાપ્રદેશની રમ્યતામાં વધારો કરતું.
ભવભૂતિના રામ ભવ્ય લાગ્યા. કારુણ્ય-
તં, લાવણ્યભરપૂર, સીતા શુદ્ધ, ને અચળ
તભક્તિથી અતિશય સુંદર લાગ્યાં.

મૃત્યુ પછી મારે શું શું ગુમાવવું પડશે
ા જ્યારે વિચાર કરું છું ત્યારે શકુંતલા
ને સીતાની ખોટ પહેલી યાદ આવે છે.
આ પછી બીજે વર્ષે મેં મણિલાલનું 'કાન્તા'
ટક વાંચ્યાં ને રમણભાઈનું 'રાઈનો પર્વત'.
ષાંતર હતાં, જ્યારે આ બે મૂળ ગુજરાતી
ૌલિક નાટકો હતાં ને બે સમર્થ સાક્ષરોનાં
ાદી હતાં. 'રાઈનો પર્વત'માંનો મધ્યવર્તી
ેશ તો મારી મોંઘી મિલ્કત છે:

'જાઓ બલે જીવનઆશ સર્વે,
ઉત્પાત થાઓ, ઉપહાસ થાતે,
થાઓ તિરસ્કાર, વિનાશ થાઓ;
ન એક થાજો પ્રભુપ્રીતિ નાશ.'

્યાગ્રહ આશ્રમના સંગીતશાસ્ત્રી ખરેએ
ા રાષ્ટ્રીય સંગીત મંડળનો અધ્યક્ષ બનાવ્યો
ા એ મંડળ દ્વારા અમે અમદાવાદ શહેરને
શ્રીય ને ઉચ્ચ સંગીતનો રસ લગાડવાનો
ત્ન કરવા માંડ્યો. દેશી રાગોની પ્રતિષ્ઠા
ારી અને જલસાઓ તથા પરિષદ સાથે
કીર્તનકારો અને મામુભટ્ટની કળાનાં સાચાં
મૂલ્યાંકન કરાવ્યાં. એ શહેરને મોંઘામાં મોંઘો
રણકો કલદાર રૂપિયાનો જ લાગતો ને નિત્ય
નૈમિત્તિક સંગીત મોલોનાં ભૂંગળાંનું જ સાંભ-
ળવા મળતું તેને સ્વ. ખરેજીના પ્રયાસથી શર-
ણાઈઓ, મૃદંગ, દિલરુબા, વીણા, જલતરંગ
અને ફીડલમાં રસ પડવા માંડ્યો.

અમે ભરેલી અખિલ હિંદ સંગીત પરિ-
ષદમાં ઈન્દોરથી આલા બંદાખાન આવ્યા
હતા. બંગાળથી બેનરજી અને તામિલદેશથી
ઢોલ તથા શરણાઈવાળા આવ્યા હતા. અને
દ્વિજેન્દ્રલાલ રૉયના સુપુત્ર દિલીપકુમાર
રૉયે મીરાંબાઈનું 'મને ચાકર રાખોજી' ગાઈને
સર્વનાં હૃદય સ્પર્શ્યાં હતાં. પં. વિષ્ણુશાસ્ત્રી
દિગંબર અને આ બધા ગાયકોથી મેં સુરસરિતા-
નાં અમૃત પીધાં ને શ્રવણેન્દ્રિયદ્વારા માધુર્ય
ગ્રહણ કરવાની અજબ તાકાત લીધી.

સુરતના એક કલાપ્રિય સર્જન હરગોવિંદદાસ
ચિત્રોના બહુ શોખીન હતા. મુઘલ, રાજપૂત
કાંગડી તથા ઈરાની કલમનાં જૂનાં ચિત્રોનો
એમની પાસે સારો સંગ્રહ હતો. એ બધાં પર-
દેશ વેચે તો એમને બહુ ધનપ્રાપ્તિ થાય તેવું
હતું, પણ એમણે, પોતે અતિશય તાણમાં
રહેતા થઈ ગયા હતા છતાં, પૈસાને લોભે કદાપિ
હિંદ બહાર એક પણ ચિત્ર વેચ્યું નહિ.

એમનો સંગ્રહ જોઈને મને બહુ જ આનંદ
થયો. ગીતગોવિંદનાં કાવ્યો જેવાં, હિમા-
લયના સૃષ્ટિસૌન્દર્ય જેવાં, ગંગા અને યમુ-
નાના લીલા તટ અને વૃક્ષો જેવાં, શરદપૂર્ણિ-
માની રાત્રી જેવાં, મોર અને કોયલ જેવાં,
કમળ મધુવન અને રાસ જેવાં, ગોપીના
પ્રેમ જેવાં, રાધાનાં સૌન્દર્ય અને કૃષ્ણની
વાંસળી જેવાં એ હતાં. માર્દવ અને સૌરભનાં
ત્યાં ઢગલા હતા. વેલો અને લતામંડપો,
લાવણ્ય અને માધુર્ય પાર વિનાનાં હતાં.

ફૂલોની શય્યા કરીને રાધા કૃષ્ણની રાહ
જોતી બેઠી છે પણ કૃષ્ણ આવતા નથી. ટોડી
રાગિણી હરણો ને વીણા સંભળાવતી વનમાં
એકલી ચાલી જાય છે. તાજમહાલ બંધાવ-
નાર શાહજહાં પાઘડીથી મોજડીઓ સુધી
સર્વાંગસુંદર વસ્ત્રો પહેરી હાથમાં કોતરણી-
વાળી લાકડી ને ગુલાબનું ફૂલ લઈ ઊભો છે.
કાચથી હરગોવિંદદાસે એમનો ઝભ્ભો મને
બતાવ્યો. આટલે વર્ષે પણ એમાં જાણે પાણી-
દાર સાચાં મોતી જડેલાં ચળકી રહ્યાં હતાં!

૧૯૨૨ની અમદાવાદ કૉંગ્રેસ વખતે આ
ચિત્રો લઈને એ ત્યાં આવેલા. કૉંગ્રેસના કલા-
પ્રદર્શનનો હું એક મંત્રી હતો ને મારી વિન-
તિને માન આપી મહાત્માજીએ દેશના જુદા-
જુદા ભાગોમાં સ્વયંસેવકોને પત્રો આપીને
કલાસામગ્રીઓ લાવવા મોકલેલા. તેઓ શાં-
તિનિકેતન વગેરે સ્થળેથી નવાં બંગાળી ચિત્રો
પણ લાવેલા. આ પ્રસંગે મને બંગાળી ચિત્રોનો
અને એની વિશિષ્ટ શૈલીનો નિકટ પરિચય
થયો. પણ તેમાં અવનીન્દ્રનાથ ઠાકુરનું
'ભારતમાતા' ચિત્ર મારા હૃદયમાં અંકાઈ ગયું.

એના ચાર હાથમાં અન્ન, વસ્ત્ર, શિક્ષા અને
દીક્ષાનાં સૂચક પ્રતીકો રૂપે અનુક્રમે ડૂંડાં,
ખાદી, પુસ્તકનાં પાનાં અને માળા છે. ભગવાં
વસ્ત્ર એના ત્યાગમય જીવનનાં સૂચક છે; છતાં
એણે સેંથામાં સિંદુર પૂરી પોતે ચાળીસ કોટિ
સંતાનોની ભાગ્યશાળી માતા છે એમ દર્શાવ્યું
છે. રાજમુકુટ તો એનો ભૂમિમાં રગદોળાયો
છે, પણ પગ પાસે ફૂલો ફૂલો ને ફૂલો તરે છે.
દક્ષિણ સમુદ્રમાં એણે સિંહલદ્વિપ, જાવા,
સુમાત્રા અને બલી ટાપુઓ સુધી પોતાની
સંસ્કૃતિ ફેલાવેલી છે, તે ચિત્રકારે સ્વદે-
શાભિમાનના ભાવથી આ રીતે દર્શાવ્યું છે.
પોતે ધીર, ગંભીર ને આધેડ છતાં યૌવન ને
આરોગ્યપૂર્ણ છે, શરીરનો વાન ઘઉંવર્ણો છે,
પણ હાથ તડકા ને સ્વાશ્રયના શ્રમથી જરા
વધારે કાળા બન્યા છે, એ એટલા માટે કે એણે
પારકાંના જીવ પર કદી પોતાનાં પેટ ભરવાનો
વિચાર રાખ્યો નથી. એણે કોઈ પ્રજાને દબાવી
કે લૂટી નથી. મુખ પર સાત્ત્વિકતા, પવિત્રતા
ને સાદાઈનો પ્રતાપ શોભી રહ્યો છે.

એમનું બીજું ચિત્ર 'શાહજહાંની મૃત્યુ-
શય્યા'નું હતું. આગ્રાના કિલ્લામાં ઔરંગઝેબે
કેદ કરેલો શાહજહાં સુમનબુર્જમાં મરણ-
શય્યા પર સૂતો છે ને ડોક જરા ઊંચી કરી,
એ દૂર જમનાકિનારે શોભતો તાજ જોતો
મૃત પત્નીનું સ્મરણ કરે છે. તેની પુત્રી
રોશનઆરા પાસે બેઠી છે ને દુઃખી પિતાની
મૂંઝવણ સમજે છે. કરુણરસિક કાવ્ય જેવું
આ મહાન ચિત્ર છે. પ્રસંગ શોકનો હોવાથી
ચિત્રકારે રંગો પણ ઘેરા અને ઝાંખા ભર્યા છે.

બીજાં પણ સામાજિક, ધાર્મિક, ઐતિહા-
સિક અને આધ્યાત્મિક અનેક ચિત્રો સ્વયં-
સેવકો પ્રદર્શન માટે લાવ્યા હતા અને હર-
ગોવિંદદાસ તથા કાકા કાલેલકર એમને યોગ્ય
સ્થળે ગોઠવાવતા હતા. ત્યાં અમારી કલા-
ચર્ચા ચાલ્યા કરતી. (ચાલુ)



'હંમેશ રસમ્ છે'—નવ કોઈ કહેજો !
પ્રત્યેક વર્ષે અભિનંદવાની,
આનંદ ન્હો તો ય બતાવવાની,
રોવું છુપાવી હસતા જવાની.
રોવું સદા કાળ ભલે લખાયું,
એકાદ દી યે હસવા નહિ શું?
વેરાન છો આપણ આખું આયુ,
પણ એક છાંયે ઉભવા નહિ શું?

માલૂમ છે—જીવનની નવેળી
છે સાંકડી, ઘોર અને બીકાળી;
ને આપણે બીકણ, રાત કાળી;
ખોંખારવા તેથી જ ટેવ પાડી.
ખોંખારતા સૌ ગલીપાર થાશું,
હોંકારતા લાકડી ઘેર જાશું,
બીતા જ તેથી હજી બાંધી ભેળા
થોડીક તો છાતી ફુલાવી જાશું.

(મેઘાણી—'ફુલછાબ')

## રામચંદ્ર કાશીનાથ ભીડે
### (સ્વશિક્ષિત વનસ્પતિવિદ્વર)

'ઉત્તરગુજરાતની વનસ્પતિઓ' નામના ગ્રંથમાં એ વનસ્પતિઓનો જાતિ-નિર્ણય કરવામાં સહાય આપનાર તરીકે શ્રી આર. કે. ભીડેનો નામોલ્લેખ અવારનવાર આવે છે. અજ્ઞાત અથવા શંકાસ્પદ વનસ્પતિઓનો પ્રમાણભૂતનિર્ણય આપવાનું જે કામ લંડનના 'ક્યૂ' ગાર્ડન જેવાં કેન્દ્રો જ કરી શકે એવી સહાય એ ગ્રંથના અંગ્રેજ સંપાદકોને આપનાર એ હિંદી શ્રી રામચન્દ્ર કાશીનાથ ભીડે આપબળે જ આટલી વનસ્પતિવિદ્વરની કક્ષાએ પહોંચેલા. મુખ્યત્વે તો એ ડ્રૉઈંગ શિક્ષક અને ચિત્રકાર; પણ પૂનાની ઈજનેરી કૉલેજના વનસ્પતિભંડાર માટે તેમજ મુંબાઈ નૅચરલ હિસ્ટરી સોસાયટી માટે વનસ્પતિનાં રંગીન ચિત્રો કરવા સારૂ તે નીમાતાં, એ કામમાં ઝીણામાં ઝીણી વિગતો ઉપર જે ધ્યાન આપવું પડે છે તેને લીધે એ વિષયમાં એમનો રસ ને અભ્યાસ વધ્યાં, અને વનસ્પતિશાસ્ત્રના રજપાણુજ્ઞાન કે પૂર્વાભ્યાસ વિના, મહાવરા ને અવલોકનથી વનસ્પતિઓની સંજ્ઞા અને લક્ષણોના એવા નિષ્ણાત થઇ ગયા કે એક જ સરખી લાગતી એચાર વનસ્પતિઓના સૂક્ષ્મ જાતિભેદ પણ તે નક્કી કરી શકતા.

૧૮૭૦ની ૨૦મી ફેબ્રુઆરીએ એમનો જન્મ. પૂનાની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાંથી સેકંડ ગ્રેડ આર્ટની પરીક્ષા પાસ કરી ૧૮૯૧-૯૨માં મુંબાઈની સ્કૂલ ઑવ આર્ટ્સમાં દાખલ થયા ને ૧૮૯૬ સુધી અભ્યાસ કર્યો. અજંતાનાં ભીંતચિત્રો ઉતારનાર પહેલાં ગ્રિફિથ ત્યારે પ્રિન્સિપાલ હતા. રા. બ. ધુરંધર, સાતવળેકર, આગરકર, તારકર આદિ ખ્યાત કલાકારો એમના સહાધ્યાયી હતા. એમણે ઘણાં તૈલચિત્રો કરેલાં.

ઉપર જણાવેલા વનસ્પતિચિત્રણના કાર્યથી વનસ્પતિપરીક્ષાના ક્ષેત્રમાં એમને પ્રવેશ મળ્યો, જેમાં પહેલું એમણે 'ઑર્કિડ'નું લક્ષણજ્ઞાન મેળવ્યું—જે ભલભલા શિક્ષણસંપન્ન વનસ્પતિવિદો માટે પણ ઘણું દુષ્કર મનાય છે. તે પછી તૃણવનસ્પતિઓના એ નિષ્ણાત થયા; અને ત્યાર બાદ તો આખા મુંબાઈ ઇલાકાની વનસ્પતિના નિર્ણયકાર્યમાં 'પ્રામાણિકતમ' ગણાવા લાગ્યા.

૧૮૯૯માં મુંબાઈ ઇલાકાની વનસ્પતિઓના બૃહદ્‌સંગ્રહના કર્તા ડૉ. કૂકને એમણે 'કાલેન્થા' નો એક નવો છોડ શોધી આપેલો જેને ડૉ. કૂકે તેમનું નામ આપીને 'કાલેન્થા ભીડેઇ' એવી સંજ્ઞા આપી. છપ્પનિયા દુકાળ વખતે મુંબાઈ સરકારે ઢોરોના ખોરાકમાં વપરાતા તમામ જાતના ઘાસચારાના નમૂના રૂપનિર્ણય તથા અવલોકન માટે નામેગામથી મંગાવેલા તેના સંગ્રહપાલ તરીકેનું કામ એમને સોંપાયું. એ પ્રસંગે એ બધાનાં ચિત્રો આલેખવાની તથા નજર નાખતાંવેંત વનસ્પતિઓ ઓળખી કાઢવાની સરસ તક તેમને મળી. આ પછી તૃણવર્ગના કેટલાક નવા નમૂનાઓ શોધવાનું તથા કેટલાંક ખોટાં વર્ગીકરણને સુધારવાનું કામ એમણે કર્યું અને ડૉ. સ્ટાફ જેવા જગવિખ્યાત વનસ્પતિવિદે એમણે શોધેલા એક નવા તૃણને તેમનું નામ આપ્યું.

મુંબાઈ ઇલાકાની બૉટૅનિકલ સર્વે, ગણેશખીંડના સરકારી ફાર્મમાં ચોખાની વિવિધ જાતોને ફલાવવાના પ્રયોગો, 'સરકારી વનસ્પતિસંવર્ધક'નું કામ આદિ ઉત્તરોત્તર અનેકવિધ કામગીરી કરતા જઈ ૧૯૨૭માં તે સરકારી નોકરીમાંથી ફારગ થયા. તરત નિઝામ સરકારે તેમને પોતાના ખેતીવાડી ખાતામાં વનસ્પતિસૃષ્ટિના અર્થવિદ તરીકે બોલાવ્યા, જ્યાં એ છ વર્ષ રહ્યા. મદ્રાસ, નાગપુર, બનારસ, મુંબાઇ વગેરે સ્થળે સાયન્સ કૉંગ્રેસમાં એમણે અનેક શાસ્ત્રીય લેખો વાંચ્યા છે. આજે ૭૩ વર્ષની વયે મન ખૂબ ચપળ અને શરીરે નીરોગી છે અને હજી યે ઘણા પ્રસંગે ભલભલા વિદ્વાનો અમુક અમુક બાબતોમાં એમની પાસે માર્ગદર્શન માગે છે. ('પ્રકૃતિ'માંથી તારવીને)

## યુદ્ધમાં હિંદી વિજ્ઞાનીઓનો ફાળો

આ યુગ તો વિજ્ઞાનયુગ છે એટલે યુદ્ધના આ આપદ્‌કાળમાં સફળતા મેળવવા માટે વિજ્ઞાનની પ્રવૃત્તિઓ પૂર ઝડપથી ચાલતી રહે છે. એ પ્રગતિમાં ફાળો આપનારા જગતભરમાં જે વિજ્ઞાનીઓ કામ કરી રહ્યા છે, તેમાં હિંદીઓનો ફાળો નાનોસૂનો નથી. આજે હિંદના પચાસ પ્રતિભાસંપન્ન વૈજ્ઞાનિકો (જેમાં એક તો દુનિયાભરનો પ્રખર ખગોળશાસ્ત્રી છે.) અમેરિકામાં અને અન્ય વૈજ્ઞાનિકો હિંદમાં વૈદકીય તેમજ રસાયણવિજ્ઞાનના કાર્યમાં તનમનથી લાગી ગયા છે અને અવનવી સિદ્ધિઓ મેળવી છે. તેમની શોધખોળનું થોડુંક બયાન ઉચિત લેખાશે.

પ્રો. સર શાન્તિસ્વરૂપ ભટનાગરે એરોપ્લેનમાંથી નીચે કઠણ ભોંય પર ફેંકવામાં આવે તોપણ ન ભાંગે એવા વાસણની શોધ કરી છે. આથી વિકટ કે દુષ્કર સ્થળે રહેલા કે શત્રુદળમાં ઘુસી ગએલા આપણા સૈનિકોને આવાં વાસણોમાં પ્રવાહી ખાદ્ય ભરી, અંતરીક્ષમાં ઊડતા એરોપ્લેનમાંથી નીચે ફેંકી પહોંચતું કરવામાં ઘણી સરળતા મળી છે. સર શાંતિસ્વરૂપ અખિલ હિંદ સાયન્ટિફિક અને ઇન્ડસ્ટ્રિયલ રીસર્ચ બોર્ડના ડીરેક્ટર છે. તેમણે દીવાસળીના ખોખા જેવડા એક એવા સ્ટવની શોધ કરી છે કે જે નક્કર બળતણથી બાર કલાક પર્યંત સળગ્યા કરે છે. આ ઉપરાંત ઝેરી ગૅસથી અભેદ્ય એવું કાપડ અને વિદ્યુત-રોધક તથા ઊન જેવા ગરમ સુતરાઉ કાપડની અનોખી શોધ કરી છે.

શત્રુ સામે સંહારક જ્વાલાઓ ફેંકવાનું નવું શસ્ત્ર શોધવાનું માન અમેરિકાવાસી ડૉ. આલમજીત સી. સીંધના ફાળે જાય છે. ડૉ. કલ્લુમે (અન્ય અમેરિકન સાથીઓના સહચારમાં) ઈન્ફ્રારેડ ફોટોગ્રાફીની મદદ વડે પણ ન પરખી શકાય એવા લીલા ને અન્ય રંગો ઉપજાવવામાં ફતેહ મેળવી છે, જેથી સૈનિકો વગેરે લીલોતરીમાં છુપાઈ શકે.

વખારમાં કે વહાણમાં લાંબા સમય પર્યંત તરબુચ સારી રીતે જળવાઈ રહે એવા કીમિયાની શોધ લૉસ એન્જેલિસવાસી ડૉ. જગન્નાથ શર્માએ કરી છે. કેટલાંક વર્ષો પહેલાં તેમણે રસભર્યાં પપૈયા જેવા રંગનાં મીઠાં લીંબુને રંગવાની કળા જાહેરમાં મૂકી હતી. આથી ફ્લૉરિડાના બાગાયતીઓની આવકમાં ચિરતાલીસ લાખ ડૉલરના

વાર્ષિક વધારો થયો છે. જીવલેણ 'કાલા આઝાર' નામના જ્વર માટે સર ઉપેન્દ્રનાથ બ્રહ્મચારીએ રામબાણ ઔષધ શોધ્યું છે આથી બ્રહ્મદેશ ઉપર વિજયકૂચ કરનારા અમેરિકન–બ્રિટિશ સૈનિકોના દેહરક્ષણનું અતિ અગત્યનું કાર્ય બજાવ્યું છે.

આ ઉપરાંત ડૉ. પી. ઇ. કોટનુર, ડૉ. ડી. એ. મહલાતવાળા, ડૉ. શરદ્કુમાર રૉય, ડૉ. યેલ્લાપ્રગાડા સુબ્બારાવ, પ્રો. સુબ્રહ્મણ્ય ચંદ્રશેખર અને અન્ય વૈજ્ઞાનિકો વિજ્ઞાનનાં વિધવિધ ક્ષેત્રોમાં અમેરિકામાં સંશોધન કાર્ય કરી રહ્યા છે. ત્યાંના એક પત્રનું કથન છે કે હાલમાં અમેરિકામાં સંશોધનકાર્ય કરી રહેલા વિજ્ઞાનીઓમાં તેજસ્વી, પ્રતિભાસંપન્ન અને ખ્યાતનામાં હિંદી વિજ્ઞાનીઓની સંખ્યા વધુમાં વધુ છે. આ બીના આપણા માટે ગૌરવ લેવા જેવી છે.

—ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## હૉન્ડુરાસ–પ્રાચીન સંસ્કૃતિધામ

આજની દુનિયાને સ્તબ્ધ બનાવી મૂકે એવી અતિ જાજરમાન ને ભવ્ય 'માય' સંસ્કૃતિના અવશેષો સંઘરી બેઠેલો આ નાનો સરખો પ્રદેશ, મધ્ય અમેરિકામાં બે પ્રાન્તોની વચ્ચે એક સાંકડા પટા પર એવો લપાઈને પડેલો છે કે કોઈનું તરત ધ્યાન પણ ન ખેંચાય. અહીંની પુરાણી વેરવિખેર જાતિઓને હરાવીને સ્પેનિશ સરદાર કૉર્ટેઝે સોળમી સદીમાં આ ભાગ જીતી લીધો ત્યારે એને ખબર પણ ન હતી કે એ ભૂમિ પર એક એવી મહાન નષ્ટ સંસ્કૃતિના અવશેષો પડ્યા છે કે જેનો વારસો જગતભરના સંશોધકો વર્ષો સુધી ઉકેલતા રહેશે.

ખરતલ સફરી કોલંબસે ૧૫૦૨ની તેની છેલ્લી સફરમાં હૉન્ડુરાસને કાંઠે ઊતરી ત્રુહિયો (Trujillo) નામનું શહેર વસાવેલું. કૅરીબીઅન સમુદ્રમાં અર્ધચન્દ્રાકાર ઉપસાગરને કાંઠે આવેલા આ બંદરની આસપાસનું પાણી એટલું ચોખ્ખું છે કે કેટલાયે વામ ઊંડે આવેલા તેના તળિયા પર પડેલી ત્રિકોણાકાર સ્લેટ માછલીઓ જોઈ શકો. પણ ટ્રુહિયો મોટું શહેર નથી. હૉન્ડુરાસની રાજધાની તો ટેગુચીગલ્પા છે. અને ટ્રુહિયો ઉપરાંત પોર્ટો કોર્ટેઝ, આમોઆ અને પાટા કાસ્ટિલા એ મુખ્ય બંદરો છે.

હૉન્ડુરાસનો સ્પેનના સંસ્થાન તરીકેનો ઇતિહાસ દક્ષિણ અમેરિકાના બીજા દેશો જેવો જ છે. ૧૮૨૧માં મેક્સિકોએ પહેલવહેલો આઝાદીનો ઝંડો ફરકાવ્યો ને દક્ષિણ અમેરિકાએ તેનું અનુકરણ કર્યું, ત્યારે મધ્ય અમેરિકામાં ગ્વાટેમાલાની કૅપ્ટન–જનરલશીપ તરીકે આવેલા પાંચે રાજ્યો શાંત રહેલા. મેક્સિકોની ક્રાન્તિ સફળ થઈ એટલે એ પાંચેએ મળી પોતાની 'મધ્ય અમેરિકાના પ્રજાસત્તાક' તરીકે જાહેરાત કરી પરંતુ આ સંઘસત્તાક લાંબું ન ચાલ્યું ને આખરે બધા રાજ્યોએ વ્યક્તિગત સ્વાતંત્ર્ય હાંસલ કર્યું.

મોટે ભાગે પર્વતો અને સંખ્યાબંધ નદીઓથી ભરેલો આ દેશ ફક્ત દરિયા કિનારાના ભાગમાં નીચાણવાળો અને ભેજલ છે. એનાં પુષ્કળ વનજંગલોની પેદાશ બહુ વિપુલ છે, પણ ત્યાંથી નિકાસ કરવાનાં સાધનોનો મોટો અભાવ છે કેળાં, લીંબુ ને સંતરા, વટાણા, કૉફી, તમાકુ, રબર, કોપાઈબા, ચેનીલા, સાર્સાપરીલા, મગી, નાળિયેર, સાકર, કીમતી લાકડાં, ચામડાં વગેરે અનેકવિધ પાક અહીં ઊતરે છે.




૪૪,૪૮૦ ચોરસ માઈલના વિસ્તારનું હૉન્ડુરાસ ૧૭ જિલ્લાઓમાં વહેંચાયેલું છે ને પ્રમુખ તરફથી નીમાયેલા કારભારીઓ દરેકનો વહીવટ ચલાવે છે. હવામાન સામાન્ય રીતે સહ્ય ગણી શકાય. લગભગ દસ લાખે પહોંચતી અહીંની વસતિ કારિબ ઇન્ડીઅનો હબશીઓ ને સ્પેનિયર્ડોના મિશ્રણની બનેલી છે.

## ધૂળચુંબક અને જંતુસંહારક

ધૂળનો ત્રાસ ગામડાંઓમાં જ હોય છે એવું કંઈ નથી. સંશોધનથી નક્કી થયું છે કે ઉદ્યોગી શહેરોમાં પણ લોકો રોજ ચમચાપૂર ધૂળ પેટમાં ઓરતા હોય છે! છાપરામાંથી પડતા સૂર્યના ચાંદરણામાં તરતાં જે સેંકડો બારીક રજકણો આપણને દેખાય છે એ રજકણો કરતાંયે બારીક, નરી આંખે ન દેખાય તેવાં, એક માઇક્રોનથી પણ નાનાં, [illegible] ઇંચના કદનાં સંખ્યાતીત રજકણો હવામાં હોય છે. આ રજકણોમાં દમ અને તાવ ઉત્પાદક પદાર્થો અને એકથી બે માઇક્રોન કદનાં ટાઇફૉઈડ, ન્યૂમોનિયા, ઇન્ફ્લુએન્ઝા, શરદી, ધનુર્વા, ક્ષય વગેરેના કીટાણુઓ અગણિત સંખ્યામાં હોય છે. આથી ધૂળ આપણા સ્વાસ્થ્ય માટે અત્યંત હાનિકર્તા અને વિષરૂપ છે. ઉપરાંત ધૂળ કે રજથી ઘરની દીવાલો, સરસામાન, પુસ્તકો અને કિંમતી વસ્તુઓ બગડે છે, એ સૌને વિદિત છે.

પશ્ચિમના દેશોમાં 'એક્ઝૉસ્ટ સિસ્ટમ' જેવાં યંત્રો દ્વારા સામાન્ય રજનો હુમલો ઘરમાં થતો અટકાવવાનાં સાધનો શોધાયાં છે ખરાં, પણ તે માણસના વાળથી યે [illegible] કરતાં સૂક્ષ્મ રોગના કીટાણુઓને અટકાવી શકતાં નથી. આ માટે હવાની સંપૂર્ણ વિશુદ્ધિ સારુ વીજળીનો ઉપયોગ કરવાની નવી રીત શોધી કાઢવામાં આવી છે. આને 'ઇલેક્ટ્રો સ્ટૅટિક પ્રેસીપીટેશન' કહેવામાં આવે છે. આમાં ધૂળનાં રજકણોને વિદ્યુત ભારવાળી બનાવી, જેમ લોહચુંબક લોખંડની પતરીઓને આકર્ષે છે તેમ વિદ્યુતના જોરથી એ રજકણોને ખેંચી લેવામાં આવે છે. આ યંત્રથી ઘર, કોઠાર, ઑફિસ, ઉદ્યોગશાળાઓ વગેરે સ્થળોએ ૮૫થી ૯૦ ટકા જેટલી હવાનું શુદ્ધિકરણ થાય છે.

દવાખાનાંઓ માટે તો હવાનું વિશુદ્ધિકરણ અત્યંત ઉપયોગી છે. શસ્ત્રક્રિયાના ખંડમાં એ ને અલ્ટ્રાવાયોલેટ કિરણોનો ઉપયોગ નવતર છે. અલ્ટ્રાવાયોલેટ કિરણો કીટાણુઓનો નાશ કરી શકે છે.

પણ અલ્ટ્રાવાયોલેટ કિરણોનો ઉપયોગ બહુ ખર્ચાળ અને મુશ્કેલ છે. આથી અમેરિકાની વેસ્ટિંગહાઉસ પ્રયોગશાળાએ હમણાં પારાની વરાળ અને બીજા વાયુઓનું પ્રસરણ થઈ શકે તેવો એક 'સ્ટરી લૅમ્પ' બનાવ્યો છે, તે અસરકારકરીતે જંતુનાશનું કાર્ય કરી શકે છે. પાંચ ફૂટના અંતરે એક મિનિટ જેટલા સમયના તેના કિરણપાતથી હવામાં ઊડતા કે પદાર્થ પર બાઝેલા રોગના ૯૦ ટકા જેટલા કીટાણુઓ નાશ પામે છે. અમેરિકાનાં ઘણાંખરાં દવાખાનાઓમાં એ સ્ટરી લૅમ્પ વપરાય છે ને શસ્ત્રક્રિયાની સફળતામાં ઘણો વધારો થયો છે. ઉપરાંત ઢોરના તબેલા, બેકરીઓ, રેસ્ટોરાં, બૅન્કો, ખાદ્યપદાર્થો બનાવવાનાં કારખાનાં, ફૅક્ટરીઓ વગેરે સ્થળોએ શરદી, સળેખમ, ન્યૂમોનીઆ, ઇન્ફ્લુએન્ઝા આદિ હવા દ્વારા પ્રસરતાં દર્દોના ચેપ અને પ્રસરણ નિવારવા સ્ટરી લૅમ્પનો વપરાશ થાય છે.

જો કે કુદરતીરીતે સૂર્યનો પ્રકાશ જંતુનો નાશ કરવાનું પ્રબળ સાધન છે. પણ વાતાવરણ ભેદી પૃથ્વી પર આવતાં સૂર્યકિરણોની જંતુઘ્નશક્તિ ઘણી કમી થએલી હોય છે. પર્વતના શિખર ઉપર સૂર્યતેજના પ્રતાપે હવા જેવી તદ્દન શુદ્ધ અને નિર્મળ હોય છે. તેવી વિશુદ્ધ હવા પૃથ્વી પર પ્રાપ્ત કરવા વિજ્ઞાને આ બે સાધનો–પ્રેસીપીટ્રૉન યંત્ર અને સ્ટરી લૅમ્પ શોધ્યાં છે.—ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# આ માસ ઈતિહાસમાં

**નવેમ્બર**

**તા. ૧** ખડકીની લડાઈમાં બાજીરાવ પેશ્વાએ અંગ્રેજોને હાથે હાર ખાધી, ૧૮૧૭.

**તા. ૩** શેખ-ઉલ હિંદ ગૌલાના મહમદ-ઉલ-હસનનું અવસાન, ૧૯૨૦.

**તા. ૫** બ્રિટિશ પાર્લામેન્ટને કથલાવી પાડવા માટે ગાઈ ફૉકસે કરેલા 'ગનપાઉડર પ્લૉટ' નામના કાવતરાનો દિવસ, ૧૬૦૫

**તા. ૧૧** જર્મનીએ ગિત્રરાજ્યો સાથે પહેલા મહાયુદ્ધનો અંત લાવતી સંધિ કરી, ૧૯૧૮.

**તા. ૧૪** પં. જવાહરલાલ નેહરૂનો જન્મ, ૧૮૮૯.

**તા. ૨૦** મહાન રશિયન લેખક ને ચિંતક કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટૉયનું અવસાન, ૧૯૧૦.

**તા. ૨૪** શોધસફરી એબલ ટાસ્માને ટાસ્માનિયા શોધી કાઢ્યો, ૧૬૪૨.

**તા. ૨૯** વેલેસ્લીએ ભોંસલેને હરાવી ગ્વાલિયરનો કિલ્લો જીત્યો, ૧૮૦૩.

આ માસની વ્યક્તિવિશેષ

**જમનાલાલ બજાજ**

રાષ્ટ્રીય પુનરુદ્ધારની અનેકવિધ પ્રવૃત્તિઓને પોતાની દોલતને સેવા અનન્ય ભાવે અમર્યાદ પ્રમાણમાં અર્પીને પોતાનાં ધન અને કાયા ખર્ચી નાખનાર આ લક્ષ્મીનંદનનો જન્મ જયપુર રાજ્યના સીકર ગામ પાસે ૧૮૮૯ની ૪થી નવેમ્બરે સાધારણ મારવાડી કુટુંબમાં થયો. પિતા કનીરામ ખેતી ને ધીરધાર કરતા. એવામાં તેમના સગોત્રી વર્ધાના શ્રીમંત વચ્છરાજ શેઠનો પુત્ર રામધન નિઃસંતાન ગુજરી જવાથી તેમણે જમનાલાલજીને દત્તક લીધા. શાળાનું શિક્ષણ નહિવત્ લઈ ૧૯૦૦માં વેપારમાં પડ્યા અને પ્રામાણિકતા તથા તેજસ્વિતાથી પાંચ લાખની મૂડીને અનેકગણી વધારી મૂકી. મધ્યપ્રાંતની સરકારે ૧૯૧૮માં રાય બહાદુર બનાવ્યા. પણ રાષ્ટ્રભક્તિનો અંશ મૂળથી જ હોવાથી ધીમેધીમે દાદાભાઈ, તિલક અને મહાત્માજીના સમાગમમાં આવી દેશકાર્યમાં ઝંપલાવતા ગયા અને ૧૯૨૦ની નાગપુર કૉંગ્રેસથી મહાસભાના ખજાનચી બની છેવટે કૉંગ્રેસ કારોબારીનું અંગ બન્યા. ૧૯૪૨ની ૧૧મી ફેબ્રુઆરીએ એમનું અવસાન થયું.



કદાચ દાણો મળમાં અને સડે,
મરે સ્વયં, જીવન અન્યનું ઘડે.

— રમણલાલ સોની

સ્વામી શંકરાનંદજી આફ્રિકામાં આર્યત્વ-પ્રચાર અર્થે ફરતા હતા તે વેળા કોઈ મુસ્લીમે તેમને કહેલું કે 'સ્વામી, અમે તો લોઢાં છીએ, ને તમારા હિંદુ તો લાકડાં છે.' તેની એ ઉપમાને ઝીલી લઈને, એમણે જવાબ દીધો: 'હા; પણ એ ન ભૂલશો કે હિંદુ રૂપી લાકડામાં તમારા રૂપી લોઢાના ખીલા બેસતા કરીને જ દેશનું વહાણ બનેલું છે. જે દિવસે એ વહાણ ભાંગશે તે દિવસે લાકડાં તો ગમે તે ભોગે તરીને કાંઠે પહોંચી જશે; પણ લોઢાના ખીલા તો તળિયે જ બેસી જશે.'

અનેકાર્થી શબ્દ: **પર**=પારકું; બીજું કે અન્ય; ઉપર; દૂર; પછીનું કે ઉત્તર; શ્રેષ્ઠ; પીંછાં.

કહેવતોના અર્થ: 'મેગણ ને માછલું સામે પૂરે ચાલે.' આનો એક અર્થ તો એ કે મુશ્કેલી સામે સાહસ કરીને એ બને મ્હાલે છે; પણ કહેવતમાં એ, ના કહેવા ઉપરવટ થઈને અગર અવળચંડાઈથી કરાતું વર્તન દર્શાવવા માટે વપરાય છે. એને મળતી કહેવતો: 'છાનોમાનો આવજે, તો કહે ઊંટે ચઢીને આવીશ.'; 'ઊંધી ઇંટનો ચણનાર કડિયો'; 'ઓશીકા નહિ, તો હવે મામ બહાર વાત નહિ કરું' વગેરે.

ગણિતગમ્મત: એક કાગળ પર એકથી નવ સુધીનાં અંક ક્રમબદ્ધ લખી તમારા કોઈ મિત્રને પૂછો કે આમાંનો કયો અંક તને નથી ગમતો? તે જે અંક કહે તેને ૯ વડે ગુણતા જે ગુણાકાર આવે, તે વડે મેલી રકમને ગુણવાનું કહો. જવાબમાં તેને નહિ ગમતા અંકનો જ ઢગલો આવી પડશે! દાખલા તરીકે તેણે ૪ ધાર્યો તો ૪×૯=૩૬. અને ૧૨૩૪૫૬૭૮૯ને ૩૬ વડે ગુણતાં ૪૪૪૪૪૪૪૦૪ આવશે.

'ડ્યોબ્રુદિશ' નામની આ માછલીમાં એવી શક્તિ હોય છે કે ચાહે ત્યારે શ્વાસમાં હવા ભરી બલૂનની માફક અંગ ફુલાવી અદ્ધર ઊડી શકે છે! એ તેના એ બહુ જબ્બર લાગે છે.

કનામલ કરેલા લાકડ ફર્નિચરના ડાઘ પેરાફિન વાળુકનું પોતું ઘસવાથી નીકળી જશે.

આંધળાઓને તદ્દન કાળુંજ દેખાતું નથી હોતું

**ખોટી વાત:** અંધ માણસોને કાળું જ દેખાય છે એ વાત ખોટી ઠરી છે. ઘણાં આંધળાંઓને ગુલાબી દેખાય છે, કેટલાકને ભૂખરું, કોઈને આસમાની, કોઈને લવંડર તો કોઈને વળી પીળું જ દેખાય છે. તદ્દન કાળું દેખાવાનું તો કોઈ નથી કહેતું. એક અંધે તો કહેલું કે 'જીવન ગુલાબી છે!'

પાંસળીની હીક કે છાતીના દુખાવા માટે 'સફેદ લેપ'ના નામે ઓળખાતા ઍન્ટી ફ્લૉજેસ્ટીન કે ઍન્ટી ફ્લુ જેવાં સાધનો ન મળી શકે ત્યાં મધ અને ચૂનાનો પ્રયોગ અસરકારક નીવડે છે. જાડી કાપડના ટુકડા ઉપર મધ ચોપડી ને પર થોડોથોડો ચૂનો ભભરાવવાથી ચૂનો ગરમ થઈને મધ સાથે મળી જશે અને તે પછી લગાડવાથી આરામ લઈને મટી જશે. ચૂનાનું પ્રમાણ વધીને ફોલ્લા ન ઉઠાડે તેની કાળજી રાખવી.

એક ફૂટ સમચોરસ લાકડાના પાટિયામાંથી બાજુની આકૃતિમાં નીચે બતાવ્યા મુજબની ખૂણા-અભરાઈ બનાવી લો. આકૃતિમાંના માપના 'અ' ને 'ક' ટુકડા પાટિયામાંથી કાપી કાઢો. પછી 'અ'ના કાટખૂણાની એક બાજુ, બે દીવાલ વચ્ચેના ખાંચામાં લાંબા ખીલા વડે બેસાડી દો; અને 'ક' ટુકડો 'અ' ઉપર મૂકો. ઉપરથી નાની ખીલીઓ વડે જડી દો એટલે અભરાઈ તૈયાર. આકૃતિમાંનો કાળો ભાગ વધારાનો રહેશે. (પુ. પ્ર. સંઘવી)


સૌંદર્યનો સુમેળ
રૂસ્તમ સાડી
પ્રભાત
રૂસ્તમ મીલ્સ લી.
દુધેશ્વર રોડ, અમદાવાદ.


નવી સાડી
નવી ભાત
નવી રીત
નવું જીવન
નવજીવનની
નવજીવન મીલ્સ લી
કલોલ



મધુર ચિંતા

શિલ્પી: વિનાયકરાવ કરમારકર



# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું
આજનાં ઘરોનું માનીતું પત્ર

મૂલ્ય ૦.૧૦.૦

આદ્યતંત્રી · રવિશંકર રાવળ
વર્ષ ૨૧ · ડીસેમ્બર'૪૪ · અંક ૨૫૨
સંપાદક · બચુભાઈ રાવત




# આપનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે

☛ આપને જો લાગતું હોય કે આ વર્ષ દરમ્યાન 'કુમારે' આ કાર્ડની પાછળ જણાવેલા પોતાનો દાવો અદા કરવાનો પ્રયત્ન કર્યો છે અને આપને સંતોષ આપ્યો છે, તો અમારી ખાતરી છે કે આપ અવશ્ય એના ગ્રાહક તરીકે ચાલુ રહેવાના જ હશો.

☛ એમ હોય તો લવાજમ વસુલ કરવામાં અને પત્રની તકલિફ ઓછી કરવા માટે આપ ધ્યાન રાખીને આ નીચેનું કાર્ડ તા. ૨૫-૧૨-૪૪ પહેલાં અમને મળે એ રીતે ભરી મોકલવા કૃપા કરશો?

☛ અને ગ્રાહક ન રહેવું હોય તો પણ કૃપા કરી કાર્ડનો નીચેનો ભાગ ભરી મોકલશો કે જેથી અમે વી. પી. કરવાના નાહકના ખર્ચમાં ન ઉતરીએ. એથી આપને માત્ર થોડી તકલિફ જ છે; પણ નહિતર અમને સવા ત્રણ આનાનો ચાંલ્લો થશે.

☛ છતાં, કોઈ સંજોગોમાં એ તારીખ સુધીમાં આપનો નિર્ણય નહિ મળે તો, આપ ગ્રાહક તરીકે ચાલુ રહેવાના છો એમ સમજીને, આવતો અંક વી. પી. કરીશું તે સ્વીકારી લેવા કૃપા કરશો. (પાછળ જુઓ)

અહીંથી કાપો

**વ્યવસ્થાપક 'કુમાર', અમદાવાદ** તા.

'કુમાર'ના ૧૯૪૫ના વર્ષના (જાન્યુઆરી ૧૯૪૫થી ડિસેમ્બર ૧૯૪૫ સુધીના) બાર માસના ગ્રાહક તરીકે મારું નામ ચાલુ રાખશો. એ માટેનું મારું લવાજમ (૧) મનીઑર્ડરથી મોકલું છું. (૨) ચેકથી મોકલું છું. (૩) પોસ્ટલ ઑર્ડરથી મોકલું છું. (૪) તમારા એજન્ટ ———— મારફત મોકલું છું. (૫) મને આવતો અંક નીચેને સરનામે વી. પી.થી મોકલી લવાજમ વસુલ કરશો.

(ઉપરના પાંચ મુદ્દામાંથી જરૂરનો ભાગ રાખીને બાકીનો છેકી નાખજો.)

નામ અને ગ્રા. નં. ————

સરનામું ————

ગામ ———— પોસ્ટ ———— જિલ્લો ————

ગ્રાહક ન રહેવું હોય તો નીચેનું ભરી મોકલશો.

મારું નામ આવતા વર્ષને માટે કમી કરશો. મારો ગ્રાહક નંબર ———— છે.

નામ ———— ગામ ————

અહીંથી કાપો

ત્રિકાળદર્શી વિદ્વત્તા, શીલભર્યું સાધુત્વ ને આથમતી અવસ્થાએ પણ હિમગિરિની પેલે પાર તિબેટના અંતરાળમાં જઈ જ્ઞાન અને સંસ્કારનો પ્રકાશ પાડનાર

કુલપતિ

# દીપંકર શ્રીજ્ઞાન

આજે લગભગ એક હજાર વર્ષના વાવંટોળે આ ધરતીની કાયાપલટ કરી ગયા છે, ત્યારે તેના સ્મૃતિશેષ ખંડેરમાંથી જે ભવ્ય ને ઉદાત્ત જીવનની આછી અધૂરી સુગંધ મહોરે છે તેમાં આચાર્ય દીપંકર શ્રીજ્ઞાનનું નામ અનોખું છે. ત્રિકાળદર્શી વિદ્વત્તા, શીલભર્યું સાધુત્વ, ને આથમતી અવસ્થાએ પણ હિમગિરિને પેલે પાર તિબેટના અંતરાળમાં પ્રકાશ પાડતું, સંસ્કૃતિના જ્યોતિર્ધરસમું તેમનું વ્યક્તિત્વ અદ્ભુત છે; અદ્ભુત તેટલું જ પુણ્યોજ્જ્વલ ને પ્રેરણાદાયી છે.

બંગાળના વિક્રમપુર રાજ્યના રાજાને ત્યાં ઈ. ૯૮૦માં તેમનો જન્મ. પિતાનું નામ કલ્યાણશ્રી; માતાનું નામ પ્રભાવતી. અને તેમણે પુત્રને આપેલું નામ ચન્દ્રગર્ભ. તેજસ્વી બુદ્ધિ, ગંભીર શાન્ત સ્વભાવ અને અભ્યાસવૃત્તિ તેમને વારસામાં મળેલી. બહુ નાની વયમાં જેતારી નામે વિદ્વાન સંન્યાસીને ત્યાં તેમને શિક્ષણ માટે મૂક્યા. ગુરુની છાયા તળે ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં તે પારંગત થયા. પણ ઉત્કટ જ્ઞાનપિપાસા તેમને નીરાંતે બેસવા દે તેમ ન હતી. અને બૌદ્ધ ધર્મ પ્રત્યે તેમને સ્વાભાવિક અનુરાગ હોવાથી એક દિવસે ઘરનો ત્યાગ કરી તે કૃષ્ણગિરિના વિહારમાં આચાર્ય રાહુલગુપ્ત પાસે અભ્યાસ કરવા ચાલ્યા ગયા. અહીં તેમણે બૌદ્ધ ધર્મશાસ્ત્રોનું સાંગોપાંગ અધ્યયન કર્યું. બૌદ્ધ ધર્મના આંતર રહસ્યનું દર્શન પામી શકવાથી રાહુલગુપ્તે તેમને નામ આપ્યું ગુહ્યજ્ઞાનવજ્ર.

પણ દીપંકરના હૃદયતલમાં, રવીન્દ્રના શબ્દમાં કહીએ તો, 'કોથાય આલો?' (ક્યાં છે પ્રકાશ?) એવી ઝંખનાનો જવાબ હજુ નહોતો સાંપડ્યો. કૃષ્ણગિરિથી તે ઉદન્તપુરીના વિશ્વવિદ્યાલયમાં ગયા. અને ત્યાંના વિરલ ને એટલા જ અઘરા ગ્રંથોનું પરિશીલન કરી લીધું. દીપંકરની અસાધારણ પ્રતિભાથી ત્યાંના મહાસાંઘિક આચાર્ય શીલરક્ષિત એટલા તો પ્રભાવિત થયા કે ઓગણીસ વર્ષના એ ઊગતા જુવાનને તેમણે દીપંકર શ્રીજ્ઞાનના અભિનવ નામથી સંમાન્યા. બૌદ્ધ ધર્મની દીક્ષા પણ તેમણે જ દીપંકરને સ્વહસ્તે આપી.

કહે છે કે જ્ઞાનસાધના માટે મીણબત્તીની માફક સળગવું જોઈએ. અને પોતાને જ્ઞાનના ઉદાત્તનો સ્પર્શ છતાં દીપંકરને આયુષ્યમાં હજી કશી ઊણપ નહોતી રહેવા દેવી. જિંદગીની એકેએક પળને પ્રજાળીને તેને પ્રકાશિત કરવાનો જાણે તેમનો જીવનમંત્ર હશે. નાલંદાનું નામ ત્યારે પ્રખર મધ્યાહ્ન પામી આથમતી સાંજને આરે ઊભો પ્રકાશ પાથરી રહ્યું હતું. બીજી બાજુ વિક્રમશીલાનો દિવસ હજુ ઊગતો હતો. બંને પાસેથી જ્ઞાન મેળવવાનું એ ન ચૂક્યા. નાલંદાનો અભ્યાસ પૂરો કરી વિક્રમશીલામાં તેમણે મંત્રશાસ્ત્રનું વિશેષ અધ્યયન કર્યું. ૨૯ વર્ષની વયે આ અભ્યાસ પૂર્ણ થતાં તે વજ્રાસન (બુદ્ધગયા) ગયા. અને બે વર્ષ સુધી ત્યાંના જ્ઞાનતીર્થનું જલપાન કરી તે પોતે જ જ્ઞાનનું ગંભીર તીર્થ બની ગયા. ૩૧મે વર્ષે ધર્મરક્ષિત દ્વારા તેમનો ભિક્ષુઓની સૌથી ઉચ્ચ શ્રેણીમાં સ્વીકાર થયો.

પણ હજુ તેમને પોતાની યોગ્યતા વિષે પૂરો સંતોષ ન થયો. તેમના હૃદયમાં ચિર-અંકિત થયેલી જ્ઞાનના આદર્શની તેજોમય પ્રતિમા હજુ પણ તેમને દૂર લાગી. અને તેથી આખરે દૂર સુદૂરના સુવર્ણદ્વીપમાં (સુમાત્રા અથવા લંકા) આચાર્ય ચન્દ્રકીર્તિ પાસે વધુ શીખવા તે ચાલી નીકળ્યા. કેટલાયે દ્વીપ ને દેશોનું પરિભ્રમણ કરી, જ્ઞાનની ઉગ્ર તપસ્યા આચરી, બાર વર્ષ પછી તેમણે મગધની ભૂમિ પર ફરી પગ મૂક્યો.

આચાર્ય દીપંકરની તેજસ્વી પ્રતિભાએ ત્યારની સમસ્ત દુનિયાનું ધ્યાન ખેંચ્યું હતું. મગધમાં તેમનું આગમન થતાં પોતાના મહાચાર્ય તરીકે બૌદ્ધોએ તેમનું સ્વાગત કર્યું. અને રાજા નયપાલની વિનતિથી આચાર્ય દીપંકરે વિક્રમશીલાના કુલપતિનું પદ ગ્રહણ કર્યું. નાલંદાના એ અસ્તકાળે દેશદેશના જ્ઞાનાર્થીઓની તરસ છીપાવતી જગતની પ્રથમ કક્ષાની સર્વોચ્ચ વિદ્યાપીઠ તે હતી.

ભારતનું આ જ્ઞાનપર્વ જગતના અનેક દેશોમાં મંથન જગાવી શક્યું હતું. કેટલાયને પોતાના દેશમાં એવા સંસ્કારસ્વામીઓની ભૂખ જાગી હતી. સમ્રાટ અશોકે જે ધર્મસંદેશને ખંડખંડમાં વ્યાપ્ત કરી દીધો હતો તેનો અમુક ભાગ તિબેટને પણ મળ્યો હતો. પણ શ્રી દીપંકરના સમયમાં ત્યાંના લોકોની આધ્યાત્મિક અને સામાજિક સ્થિતિ બહુ કરુણ દશાએ પહોંચી હતી. એટલે પોતાની પ્રજાને સુશિક્ષિત બનાવવા ત્યાંના રાજા જશી હાન્કોએ નિરધાર કર્યો. તિબેટમાં મળતું સર્વ જ્ઞાન સંપાદન કરેલા અને વધુ જ્ઞાનપ્રાપ્તિ માટે આતુર એકવીસ નવયુવકોનું જૂથ તેણે તૈયાર કર્યું અને વધારે પ્રકાશ મેળવવા ઉપરાંત કોઈ સમર્થ મહાપંડિતને પોતાને આંગણે નોતરવા તેમને ભારતદેશ વળાવ્યા. દુર્ગમ જંગલો, દુર્લંઘ્ય પહાડો ને ઘાટ થીજવતી ઠંડી વચ્ચે આજથી એક હજાર વર્ષ પૂર્વે યાત્રા કરતા એ જ્ઞાનદીપ્ત યુવાનોમાંથી માત્ર બે જ હિંદની ભૂમિને નિહાળી શક્યા !

અભ્યાસ પૂરો કરી, આખા દેશનું પર્યટન કરી, તે બંને જણ સ્વદેશ જવા જ્યારે તૈયાર થયા ત્યારે શ્રી દીપંકર પર તેમની દૃષ્ટિ ઠરી ને તિબેટના રાજાનું તેમને આમંત્રણ આપ્યું. પણ કાર્યભારને અંગે તે તેમની સાથે નીકળી ન શક્યા. પોતાના દેશને જાગ્રત કરે એવા કોઈ પ્રબુદ્ધ આત્માની તિબેટનરેશને ભારે લગની લાગી હતી. ભારતથી તિબેટ સુધીની આચાર્યની ક્ષેમખેમ યાત્રા માટે જે ખર્ચ થાય તેટલું સુવર્ણ પોતાના ખજાનામાં ન હોવાથી એ રાજાએ બીજાં રાજ્યોમાં પ્રવાસ કરી વધુ ધન મેળવવા પ્રયત્નો આદર્યા. અને એક દિવસ નેપાળના વિધર્મી રાજાને હાથે તે કેદ થયા. તેમની મુક્તિ માટે ભારોભાર સુવર્ણ માગવામાં આવ્યું ને તેમ ન થાય તો પ્રાણદંડ દેવાનું ફરમાન થયું. તેમના વારસદારે જ્યારે એટલું ધન એકઠું કરી આપવા માંડ્યું.. ત્યારે જશી હોંકોએ કહ્યું, 'મારી મુક્તિ માટે એ સુવર્ણ ને ટકો નહિ. મારો એકમાત્ર અભિલાષ છે કે ભારતથી આચાર્ય દીપંકરને તેડી લાવો ! તેના ખર્ચ માટે એ ધન રાખો. એ આવશે તો આપણા દેશમાં અજવાળાં ઊતરશે!' અને દેશની પ્રગતિ ઝંખતા એ રાજાએ પોતાની મુક્તિ કરતાં હસતે વદને જાતનું બલિદાન આપવાનું વધુ પસંદ કર્યું. તેમનો વારસ 'લ્હા-સુનપા ચન ચુબ હોદ' પણ ઉન્નતિ માટે એટલો જ આતુર હતો. વિનયધર નામના પંડિતને તેણે ફરી ભારત તરફ રવાના કર્યો.

વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરી ચૂકેલા, કારુણ્યનયન દીપંકરે જ્યારે આ શ્રદ્ધા ને ભક્તિમયી કથા સાંભળી ત્યારે તેમનું હૃદય પ્રેમથી આર્દ્ર બની ગયું. પોતાના અતિવૃદ્ધ ગુરુ પાસે તેમણે તિબેટ જવાની અનુમતિ માગી. આસરના જીવનકાળે, કોઈ દૂરની અજ્ઞાનમાં સબડતી જનતા કાજે, આકરી ગિરિમાળ ઓળંગવા તૈયાર થયેલા શિષ્યને જોઈ ગુરુએ કહ્યું, 'એ સ્વધર્મ છે ભાઈ પણ જો અહીં રહેશો તો તારું આયુષ્ય ૯૩ વર્ષનું થશે; અને તિબેટ જવાથી તેમાં ૨૦ વર્ષનો ઘટાડો થશે; તે માત્ર ૭૩ વર્ષ સુધી ટકી શકશે.'

દીપંકરનાં હૃદય-ગાન (અનુ. પૃ. ૨૦૫મે)

# પંખીનું ભણતર

મૂળ લેખક: રવીન્દ્રનાથ ઠાકુર

એક હતું પંખી. એ હતું મૂરખ. તે ગીત ગાય, પણ શાસ્ત્ર ભણે નહિ. કૂદે, ઊડે; પણ જાણે નહિ કે કાયદાકાનૂન કોને કહેવાય.

રાજા બોલ્યા, 'આવા તે પંખી કંઈ કામે લાગતું નથી. ઊલટું વનનાં ફળો ખાઈને રાજ્યની ફળ-બજારને નુકસાન પહોંચાડે છે.' મંત્રીને બોલાવી કહ્યું, 'પંખીને શિક્ષણ આપો.'

૨

રાજાના ભાણેજ પર ભાર આવી પડ્યો, પંખીને શિક્ષણ દેવાનો. પંડિતો બેસીને કેટલો ય વિચાર કરવા લાગ્યા. પ્રશ્ન એ હતો કે 'ઉક્ત જીવની અવિદ્યાનું કારણ શું?'

સિદ્ધાંત ઠર્યો કે, સામાન્ય તણખલાથી પંખીઓ જે માળા બાંધે છે તે માળામાં જ ઝાઝી વિદ્યા સમાય નહિ. એટલે સૌ પ્રથમ તો જરૂર છે એક મજાનું પાંજરું બનાવવાની.

પંડિતો દક્ષિણા પામી ખુશ થતા ઘેર ગયા.

૩

સોની બેઠો સોનાનું પાંજરું ઘડવા. પાંજરું એવું તો અદ્ભુત થયું કે તે જોવાને દેશ-પરદેશના લોક ઊલટી પડ્યા. કોઈ કહે, 'શિક્ષણ આજ બન્યું છે!' કોઈ કહે, 'શિક્ષણ ભલે ન થાય, પણ પાંજરું તો થયું શું! પંખીનું નસીબ છે!'

સોનીને થેલી ભરીને બક્ષિસ મળી. ખુશ થઈને તેણે તરત જ ઘર બાંધવું માંડી મૂક્યાં.

પંડિત બેઠા પંખીને ભણાવવા. છીંકણી લઈને બોલ્યા, 'આ કૈં અલ્પ પોથીનું કર્મ નથી.'

ભાણેજે તરત જ લહિયાઓને બોલાવી મંગાવ્યા. તેઓએ પોથીની નકલો, અને તેની નકલોની નકલો કરીકરીને ડુંગર જેવડો ઢગલો ખડકી દીધો. જે જોતા તે બધા કહેતા, 'શાબાશ, હવે વિદ્યા માતી નથી!'

લહિયાઓના હાથે બળદ લદાય તેટલું પારિતોષિક લીધું. તરત જ ઘર તરફ દોટ દીધી. તેઓના સંસારમાં હવે શેનીય ખોટ રહી નહિ.

ખૂબ મૂલ્યવાન પાંજરાને સાચવવાની ભાણેજ પર પાર વગરની જવાબદારી આવી પડી. મરામત તો ચાલ્યા જ કરે. ઝાડઝૂડ, સાફસૂફ પાલીસકામ ને એ બધી ઝાકઝમાળ જોઈને સૌકોઈ કહેતું, 'શી ઉન્નતિ થાય છે!'

ખૂબ લોકો આવવા લાગ્યા; અને તેમના પર નજર રાખવાને માટે એથી વધારે લોકો રાખવા પડ્યા. તેઓએ મહિને મહિને મૂઠા મૂઠા તનખા મેળવીને તિજોરીઓ ભરી.

તેઓના તેમજ તેમના મામાના, કાકાના, માસીના ભાઈઓ બધા ખુશ થઈને ઘરની મેડીઓમાં ગાદી પાથરીને બેસવા લાગ્યા.

૪

જગતમાં બીજા કેટલાયનો અભાવ છે; કેવળ નિંદકો છે જોઈએ તેટલા. તેઓ બોલ્યા, 'પાંજરું તો ગજબનું બન્યું છે; પણ પંખીની ખબર કોઈ રાખતું નથી.'

વાત રાજાને કાને ગઈ. તેણે ભાણાને બોલાવી પૂછ્યું, 'ભાણા આ શી વાત સાંભળું છું?'

ભાણો બોલ્યો, 'મહારાજ જો સાચી વાત સાંભળવી હોય તો બોલાવો સોનીને, પંડિતોને, લહિયાઓને, બોલાવો જેઓ મરામત કરે છે ને દેખરેખ રાખે છે તેમને. નિંદકોને કૈં ખાવાનું મળે નહિ એટલે એ તો ખરાબ બોલે.' જવાબ સાંભળીને રાજાને સાચી પરિસ્થિતિ સમજાઈ અને તરત જ ભાણાના ગળામાં સોનાનો હાર આવી પડ્યો.

૫

શિક્ષણ કેવુંક જોરપૂર્વક ચાલી રહ્યું છે એ જાતે જ જોવાની રાજાને ઇચ્છા થઈ, એટલે એક દિ મિત્ર, અમાત્ય, એમ બધા રસાલા સાથે ખુદ પોતે શિક્ષણશાળાએ જઈ ઊભા.

દરવાજા પાસે તરત જ બજી ઊઠ્યા શંખ, ને ઘંટા, ને ઢોલ નગારા ને નોબત, ને તૂરી ને ભેરી, ને બંસી ને ઝાલર, ને કરતાલ ને મૃદંગ. ગળાં ખુલ્લાં મૂકી ચોટલી હલાવી-હલાવીને પંડિતો મંત્રો ભણવા લાગી ગયા. મિસ્ત્રી, મજૂર, સોની, લહિયા, દેખરેખ રાખનાર અને મામાના, ફઈના, કાકાના, માસીના એ બધાએ જયધ્વનિ પોકાર્યો.

ભાણો બોલ્યો, 'મહારાજ, કારભાર જોયું ને?' મહારાજે કહ્યું, 'અદ્ભુત. શબ્દ કમ નથી.' ભાણાએ કહ્યું, 'માત્ર શબ્દ નહિ, પાછળ અર્થ ય કમ નથી.'

રાજા ખુશ થઈને દેવળમાંથી નીકળીને જેવા હાથી પર ચઢવા જાય છે ત્યાં ઝાડ પાછળ નિંદક છુપાયો હતો તે બોલી ઊઠ્યો, 'મહારાજ, પંખીને જોઈ આવ્યા કે?'

રાજા ચમકી ગયા. બોલ્યા, 'અરે, એ તો યાદ જ રહ્યું નહિ! પંખીને તો ન જોયું!'

પાછા આવીને પંડિતને કહ્યું, 'પંખીને તમે કેવી રીતે શીખવો છો તે રીત દેખાડો.'

રીત દેખાડાઈ પણ ખરી. દેખીને રાજા ભારે ખુશ થયા. એ રીત જ પંખી કરતા એટલી બધી જબરી હતી કે પંખી તો દેખાતુ જ ન હતુ; અને એમ લાગતુ કે એ ન દેખાય તો યે ચાલશે!

રાજાને લાગ્યું કે આ યોજનામાં કૈં જ ત્રુટી નથી. પીંજરામાં દાણા નથી, પાણી નથી; કેવળ ઢગલાબંધ પોથીઓમાંથી ઢગલેઢગલા પાના ફાડીને કલમ ખોસીને પંખીના મુખમાં ઠસાવવામાં આવે છે. ગીત તો બંધ જ,— ચિત્કાર કરવા જેટલી યે કયાં જગ્યા હતી? જોઈને શરીરે રોમાંચ થાય.

આ વખતે રાજાએ હાથી પર ચઢતી વેળા સરદારને બોલાવી કહી દીધું કે નિંદકના કાન બરાબર ઠેકાણે લાવી દેજે.

૬

પંખી દિવસેદિવસે બરાબર દસ્તુર મુજબ અધમૂઉં થતું ગયું. એટલે રક્ષકોને વધારે આશા બેઠી. છતાંય સ્વભાવ-દોષથી અત્યારે પ્રભાતનો પ્રકાશ જોતું ત્યારે બેઅદબીથી પાંખો ફફડાવતું.

પણ આ શું? એક દિવસ જોયું તો તે તેની નબળી ચાંચ વડે પાંજરાના સળિયા કાપવાની પેરવી કરતું હતું. કોટવાળ બોલી ઊઠ્યાં, 'આ તે કેવી બેઅદબી!'

તરત એ શિક્ષણ-મહેકમામાં ભમાણું ને હથોડા લઈ લુહાર હાજર થયો. કેવો ધમધમ એ હથોડા પડ્યા હતા! લોઢાની સાંકળ તૈયાર થઈ. પંખીની પાંખો ય કાપવામાં આવી.

રાજાના સંબંધીઓ માથું હલાવી બોલ્યા, 'આ રાજ્યનાં પંખીઓને કેવળ અક્કલ નથી એ તો ઠીક, પણ કૃતજ્ઞતા યે નથી.'

ત્યારે પંડિતોએ એક હાથમાં કલમ પકડી એક હાથમાં બાજું રાખી એક એવી ક્રિયા આદરી કે જેને શિક્ષા કહેવાય છે.

સુદારની બકરી મઈ એટલે સુદારણને સોનાનો હાંસડો ચડ્યો; અને કોટવાળની હોશિયારી જોઈ રાજાએ તેને સિરપાવ દીધો.

પંખી મરી ગયું. ક્યારે, એ તો કોઈ ચોક્કસ કરાવી શક્યું નહિ એ કારનિંદક અફવા ફેલાવવા લાગ્યો. 'પંખી મરી ગયું.'

ભાણુને બોલાવી રાજાએ કહ્યું: 'ભાણા, આ શી વાત સાંભળું છું?' ભાણો બોલ્યો, 'મહારાજ, પંખીની શિક્ષા પૂરી થઈ છે.'

રાજાએ પૂછ્યું, 'એ શું હવે કૂદે છે?'

ભાણો કહે, 'અરે, રામનું નામ લો.'

'હવે શું ઊડે છે?'

'ના.'

'હવે શું ગીત ગાય છે?'

'ના.'

'દાણા નહિ મળવાથી હવે ચીંચીં પાડે છે?'

'ના.'

રાજા બોલ્યા, 'એકવાર પંખીને લાવ તો, જોઉં.' પંખી આવ્યું. સાથે કોટવાળ આવ્યો, સંત્રી આવ્યો, ઘોડેસવાર આવ્યો. રાજાએ



પંખીને દાબી જોયું. તેણે 'હાં' ન કર્યું કે 'હું' ન કર્યું, કેવળ તેના પેટમાંનાં પોથીનાં પાનાંઓ ખડખડ કરીને ગરબડ કરવા લાગ્યાં.

બહાર નવવસંતના ફૂગણમાં પાંદડાંઓએ દક્ષિણના પવનથી ફૂલોના વનનું આકાશ દીર્ઘ નિઃશ્વાસથી વ્યાકુળ કરી મૂક્યું.

વિનોદ કોઠારી

('લિપિકા'માંના મૂળ બંગાળીનો અનુવાદ)

શ્રી અનંત કાણેકરનો લઘુનિબંધ

# ભાવના અને કલા

લા અને જીવનના પરસ્પર સંબંધ વિષે તારો શો અભિપ્રાય છે, એવું મને એક જણે પૂછ્યું, ત્યારે મેં એને નીચેની વાત કહી.

એક વખત એક જુવાન પોતાનું એક પ્રેમગીત મને બતાવવા આવ્યો. 'તમને આ કવિતા કેવી લાગે છે?' એણે પૂછ્યું. મેં વાંચીને કહ્યું, 'કવિતા ઠીક છે,' પણ એમાં ભાવનાની ઉત્કટતા બીલકુલ નથી, તેથી એ તદ્દન મામૂલી લાગે છે.'

'શું કહો છો તમે?' પેલો જુવાન નવાઈ પામીને બોલ્યો. 'જુઓ, એ કવિતા મેં કંઈ કેવળ કલ્પનાથી લખેલી નથી. એક છોકરીને હું ખરેખર ખૂબ જ ચાહું છું. અને તમે કહો છો, કવિતામાં ભાવનાની ઉત્કટતા નથી?'

'અરે ગાંડા!' મેં એને કહ્યું, 'તારો એના પ્રત્યે જો આટલો બધો પ્રેમ હોય, તો અહીં કવિતા ઘસડતો કેમ બેઠો છે? વહેલો જઈ એ છોકરીને જ મેળવી લે ને? નહિ તો ઉત્કટ પ્રેમથી ધીખતો તું અહીં કવિતા લખતો બેસીશ, અને કવિતા કરતાં વધુ સરળ રીતે પોતાનો પ્રેમ વ્યક્ત કરનાર એકાદ જુવાનનો હાથ ઝાલીને એ છોકરી ક્યાંય ચાલી જશે!'

જીવન અને કલા એ બેનો આવો સંબંધ હોવો જોઈએ, એવું મને લાગે છે. પહેલાં જીવનની કલા, અને તે પછી બાકીની બધી કલા! એ તો ઠીક. પણ ઉપર કહેલા જુવાન કવિની વાત યાદ આવતાં, કલાનિર્મિતી વિષે સર્વસાધારણ લોકોના જે અજબ ખ્યાલ છે, એથી મને નવાઈ લાગે છે. કોઈ માણસને એકાદ છોકરી પ્રત્યે ઉત્કટ લાગણી હોય, તો એ બધી ઉત્કટતા એ પોતાની કવિતામાં લાવી જ શકે છે, એવું બિલકુલ નથી. એ જ પ્રમાણે કોઈ માણસ ઉત્કટ પ્રેમનું સુંદર પ્રેમગીત લખી શકે, એટલે એ એટલો જ ઉત્કટ પ્રેમ કરી શકે છે અને બીજાઓ કરી શકતા નથી, એમ પણ નથી. શેલે અથવા કીટસ, ગોવિંદાગ્રજ અથવા માધવ જ્યુલિયન ઘણાં જ સારાં પ્રેમકાવ્યો લખી શકે છે, એટલે એમને એકલાને જ પોતાની પ્રિયતમા પ્રત્યે પ્રેમ છે ને બીજાઓને નથી, એવું થોડું જ છે? બીજાઓનો પણ એમના જેટલો જ—કદાચ એમના કરતાં યે વધારે પ્રેમ હશે. પ્રેમ બધા જ કરે છે. પણ શબ્દ અથવા પીંછીથી એનું જીવન્ત ચિત્ર કોઈક જ દોરી શકે છે. એનું જ નામ પ્રતિભા; એનું જ નામ કલા. સામાન્ય લોકો અને કલાકાર એ બેમાં એટલો જ ફેર હોય છે.

પણ ઘણાઓને આ ફેર સમજાતો જ નથી. એમને લાગે છે કે કોઈ પણ હોશિયાર વકીલ રંગભૂમિ ઉપર પણ વકીલનું કામ સારી રીતે કરી શકતો હોવો જોઈએ; અથવા એકાદ ચિડાએલો માણસ એના ગુસ્સામાં એકાદ સરસ સંતાપયુક્ત લેખ લખી શકતો હોવો જોઈએ. એક અંગ્રેજ સંપાદકની એક વખત આવી જ મજા થઈ. એ પોતે અચ્છો સંપાદક હતો, પણ લખવાનું કામ પોતે ન કરતો. અગત્યની અને ઠીકની માહિતી એ હોશિયારીથી મેળવતો, અને એના હાથ નીચેના લોકો એનો ઉપયોગ કરીને અસરકારક લેખો લખતા. એક વખત બાજુ માના પક્ષના આગેવાનને કોઈ એક સંતાપજનક દુષ્કૃત્ય કરતાં જોયો. 'હવે એની બરોબર ધૂળ કાઢું છું!' એમ વિચારતો એ ધુંવાંફુંવાં ઑફિસમાં આવીને કાગળ પેન્સિલ લઈને લેખ લખવા બેસી ગયો! આજે સંપાદકને લખવા બેઠેલા જોઈને એના હાથ નીચેના માણસોને આશ્ચર્ય થયું. ગુસ્સામાં એ ચાર લીટીઓ લખી. પણ પછી કેમે કર્યું આગળ આવ્યું નહિ; એટલે હાથ નીચેના માણસને ઘાંટો પાડીને એ બોલ્યો, 'શું કરું? એવું ખરાબ કામ કરતાં મેં એને જોયો છે કે એની રેવડી દાણાદાણ કરવાનો વિચાર સૂઝતો હતો. પણ જવા દે, તું જ લખી નાખ, ભાઈ!' અને એના મદદનીશ સંપાદકે હમેશ પ્રમાણે તીવ્ર સંતાપજનક લેખ લખ્યો!

પણ આનો અર્થ એવો નથી, કે માણસ હમેશાં પોતાની લાગણીઓ વ્યક્ત કરી જ શકે એમ નથી હોતું. એટલે જે કોઈ પણ વ્યક્ત કરવા માગતો હોય, તેને એવો અનુભવ બિલકુલ ન હોય તો પણ ચાલે. ખરો રાજા રંગભૂમિ પર રાજાનું કામ સુંદર કરશે જ એવું નથી એ જેટલું સાચું, તેટલું જ રાજા એટલે શું એનો ખ્યાલ પણ જેને ન હોય, એવો એકાદ ગામડાંનો રાજાનું કામ નહિ કરી શકવાનો, એ પણ સાચું છે. એક ચિત્રપટમાં કોઈ એક રાજકુંવરીના સ્વયંવરમાં થયા રાજા બેઠા થયા છે એવો દેખાવ લેવાનો હતો. તે વખતે દિગ્દર્શકે સ્ટુડિયોમાંનાં બધા નોકરોને રાજાનાં કપડાં પહેરાવીને એ સીનમાં બેસાડ્યા. એક રાજા આગળથી તેમ જાય છે એમ બતાવવું હતું. પણ એ રાજાનું કામ કરનાર માણસ કેમે કર્યો રાજાની માફક ચાલી જ શકતો ન હતો. દિગ્દર્શકે એને કહ્યું, 'તને કેટલી વખત કહેવું પડે? જરા રાજાના વટથી ચાલ?'

ત્યારે રાજાનું કામ કરતાં કંટાળી ગએલો એ માણસ બોલ્યો, 'પંદર રૂપરડી પગાર! તે પણ ગયા ચાર મહિનામાં તને આપેલો નથી અને કહો છો કે રાજાનો મિજાજ લાવ!'

અનુવાદક આશાની જોશી

# કચ્છનાં કીર્તિમંદિરો

## [૬] રવ

લેખક-શ્રીરામસિંહજી રાઠોડ ડી.ડી.આર.



રવેચી મંદિર અને તળાવ (ફોટો: લેખક)

રવનું રવેચી મંદિર વાગડના સૂકા ભઠ પ્રદેશમાં એ પ્રાંતનું વિશ્રાંતિગૃહ કહી શકાય એવું ધામ છે. રણની મુસાફરી કરી ઊતરેલા વટેમાર્ગુને અહીં પૂરતી શાતા વળે છે. ત્યાં એક વિશાળ તળાવ છે, તળાવકાંઠે મંદિર છે, પટમેં ઘાટ છે, અને પાણીઆરે ખુલ્લી પરશાળવાળી ધર્મશાળા છે. ખડીરથી વળતાં રણ વટાવી વહેલી સવારે અમે અહીં પહોંચી આવેલા. રાતની મુસાફરી અને ઉજાગરાથી વ્યાકુળ થએલા અમે એ પરસાળમાં પહોંચ્યા કે ત્યાં આરામથી પડ્યા. શીતળ પવનની લહરીમાં ઊંઘને હડસેલી શકાય એવું હતું જ નહિ. છેક ભાદરવાના નમતા સૂર્યનો તડકો આંખ પર પહોંચ્યો અને 'હરિહર'ની હાકલ થઇ ત્યારે તેના ધાબલમાં જાગ્યા. જોયું તો ત્યાં કેટલાયે લોકોને બાજરાનો રોટલો, મગની દાળ અને છાશનું ભોજન આપવામાં આવતું હતું. પટમેં ઘાટ ઉપર મંદિરનો બૂવો પાણીમાં રોટલાના કટકા નાખતો હતો તે ખાવા સંખ્યાબંધ કાચબા ટોળે વળેલા. કાગડા કૂતરાં પણ એટલી જ સંખ્યામાં આવી એ મિજબાનીમાં ભાગ પડાવતા. બીગો અને તેના ૧ થી ૧ રવ ગામમાંથી ઘરેઘરથી એકેક રોટલો ઉઘરાવી લાવે છે અને તે એકઠા કરી બધા ભાગે પડતું આમ આરોગે છે. અહીં સ્પર્શાસ્પર્શની પણ ખાસ સૂગ જોવામાં ન આવી. મંદિરના વહિવટમાં સેંકડો ગાયો પોષવામાં આવે છે; અને તે બધી 'માતા-મેરી' કે 'ખારામી' કહેવાય છે એ ગાયો પર ડામ દઈને ત્રિશૂળનું ચિહ્ન પાડેલું હોય છે. મંદિરના કેટલોક ખર્ચ આ ગાયોની ઊપજમાંથી નિભાવવામાં આવે છે. ગાયોના ચરિયાણ માટે દાનમાં ગૌચર તરીકે ઘણી જમીન આપેલી છે એવા દાનના લેખના સંવત ૧૭૪૩નો ગાયની મૂર્તિ કોતરેલો અને નીચે લેખ સહિતનો એક પાળિયો રવ ગામની સીમમાં રવેચીને રસ્તે આવેલો છે.

તળાવની સામી બાજુએ આવેલી લીલી ઝાડીમાંથી આવતા તાજા પવનમાં સ્ફૂર્તિ અનુભવી, ને ક્ષુધાતૃપ્તિ કરી એ સુંદર તળાવકાંઠે રખડવા નીકળ્યા. કચ્છના સૂકા પ્રદેશની વચ્ચે અહીંની લીલીકુંજાર ઝાડીમાં કલરવ કરતાં વિવિધ પશુપક્ષીઓ ને કેલિ કરી નાચતા અનેક કળાયલ મોર જોતાં આ સ્થળ મનમાં વસી જાય છે.

વાગડમાં શક્તિપૂજાનું બહુ માહાત્મ્ય છે અને રવેચી માતાજી તેમાં અગ્રસ્થાન ભોગવે છે આ સ્થળ બહુ પુરાણું મનાય છે. લોકોક્તિ છે કે મૂળ મંદિર તો નવ શિખર અને ઘુમ્મટો સહિતનું પાંડવોએ બંધાવેલું હતું; પણ તે બાળી લોકોએ તોડી પાડેલું. હમણાંનું મંદિર તો સં.૧૮૭૮માં સામબાઈ માતાએ ૨૬,૦૦૦ કોરી ખર્ચી બંધાવેલું છે અને તેનો ત્યાં લેખ છે.

આ દેવીભક્ત સાગબાઇએ કચ્છના મહારાવ શ્રી બીજા દેશળજીને પરચા બતાવેલા અને પોતાનો તથા મહારાવનો ગત જન્મનો ઋણાનુબંધ સંભારી આપી મહારાવને કૌટુંબિક ઉપાધિઓમાંથી ઉગારેલા. એ જમાનામાં જ્યારે ધાર્મિક શ્રદ્ધાનું અતિ પ્રાબલ્ય હતું ત્યારે મહારાવ અને માતા સાગબાઈ એમ્પ્રાસ થે જ દિલમા રવેચી માતાજીનો વાસ અનુભવતા એમ કહેવાય છે. દંતકથા છે કે એક વખત સાગબાઈ માતા અને મહારાવ ચોપાટ રમતા બેઠા હતા. તે વખતે ઓચિંતા સાગબાઇને સ્થિરચિત્ત, શાન્ત અને રમતમાં દુર્લક્ષવાળાં જોઈ મહારાવને કંટાળો આવ્યો અને તિરસ્કારમાં તેમણે બાજી સંકેલી માતાએ માત્ર એટલું જ કહ્યું કે 'આપત્તિમાં પડેલો મારો એક ભક્ત મારા દિલે મને સ્મરતો હતો એટલે તેના મદદે મારે પહોંચવું જ જોઇએ.' મહારાવે આને મજાક સમજી ઉપાલંભમાં કહ્યું. 'તમે તે એવાં કોણ? બેઠા હતે, અહીં બેઠે ભક્તોને ગોરાં મદદ પહોંચાડવાવાળાં' સાગબાઇએ કહ્યું, 'તેં મારામાં અશ્રદ્ધા અનુભવી? અત્યાર લગી રવેચી તરીકે આવી તારી સામે બેસતી ન હતે હું નહિ આવું ને માત્ર મારી દીકરી વારી નારાઉ પર રહેશે. લોકોમાં મારી હાંસી ન થાય તે માટે મારા ભક્તને ઉગારી મદદ કરી તેની ખાત્રી કરાવીશ.' મહારાવના મામાથી આટલા જ શબ્દો નીકળ્યા:

"રીઝે નેન રે રાજ, ખીજે તેને જાય ખાઈ
જેની જેના કમાઈ દ ખબર વારી માઈ."*

* રવેચીના પ્રાર્થનામાં આ શબ્દો હજુ બોલાય છે

ખરાબે ચડી જઈ તોફાનમાં સપડાએલાં જેનાં માલમત્તાભર્યાં જહાજ માતાજીને સ્મરવાથી તેમના પ્રતાપે ઊગરેલાં એ સોદાગર, સામબાઈના આગમમાં કહેવા મુજબ, મુકરર દિવસે રાવની હાજરીમાં માતાજીની બાધા છોડવા મંદિરે હાજર થયો. સર્વને માતાજીની સચ્ચાઈ અને શક્તિની પ્રતીતિ થઈ. એ સાગબાઇ માતાને લોકો રવેચીનો અવતાર લેખતા. આજે એ પણ દેવી તરીકે પૂજાય છે ને તેનું મુખ્ય સ્થાનક ભૂજથી ઉત્તરે ૯ માઇલ ઉપર આવેલા રુદ્રાણી માતાના મંદિરમાં છે.

લગભગ ૫૪ ફૂટની ઊંચાઇના શિખરવાળા રવેચી મંદિરના મધ્યભાગે રવેચી માતાજીની સિંદુર ચોપડેલી મૂર્તિ આવી રહેલી છે. આ મૂર્તિ સ્વયંભૂ મનાય છે. એ મૂર્તિની પશ્ચિમ તરફ મહામાયા મોમાય, પછી ખોડિયાર અને પછી જાડેજાઓની કુળદેવી આશાપુરા એમ અનુક્રમે મૂર્તિઓ આવેલી છે. પૂર્વ તરફ રવેચી માતાજીને પડખે સાગબાઇ માતાની મૂર્તિ છે અને તેની પછી વીસ ભુજાવાળા સ્વરાયની પ્રતિમા છે તેને પડખે ગે.રા ભેતરપાળ છે વીસ ભુજાવાળા સ્વરાયે રવના ગરાશિયાઓના મૂળ પુરુષ મૂળવાજીજાડેજાને રવનું રાજ્ય અપાવ્યું તેમની એ મૂર્તિ પધરાવેલી છે. ઉપરની બધી મૂર્તિઓ ઉત્તરાભિમુખ છે એ જ મંદિરમાં પૂર્વ દિશાભિમુખ કાળા ક્ષેત્રપાળની મૂર્તિ આવેલી છે, તેની પછી અખંડ જ્યોતની દીપિકા, જે ગમે તે સંજોગોમાં રાત્રિદિવસ જલતી જ રાખવામાં આવે છે તે આવેલી છે; અને પછી રામજી પીરની મૂર્તિ છે. આ બધી સિંદુરથી લીંપાએલી છે. સ્વરાયની મૂર્તિ સામે માણસની ડોગાઇ જેવડા ગોળ ખૂણાવાળા એક સ્તંભ ઉપર ચમ્પ પગે ઊભેલા નકશી ઘોડાની મૂર્તિ છે. આ મંદિરને પડખે એક નાનું ઠાકર મંદિર છે. તેની ઉત્તરમાં એક ઓરડી છે અને તેમાં ભૈરવનું સ્થાનક છે. આ ભૈરવને પહેલાં માનવ બલિદાન અપાતું એમ કહેવી છે. કાળબળે એ રિવાજ ભુંસાઈ જઇ તેનું સ્થાન હવે માનવી મસ્તકના આકારવાળા શ્રીફળે લીધું છે. એ નાળિયેર વધેરાતું નથી, પણ આખું ને આખું ધરાવવામાં આવે છે. એ કોઈ ઉપાડી શકતું નથી, એટલે તેનો ત્યાં ઢગ ખડકેલો છે. તેની

ઉત્તરે વિક્રમજીનો ઓરડો છે. એ વિક્રમજી કપાયા ત્યારે તેમનું માથું અહીં રહ્યું અને ધડ આગમાં પડ્યું છે. તેના પ્રેતનો ત્યાં વાસ મનાય છે. બહારના ચોકમાં શિવમંદિર, સમાધિઓ અને જૂના પાળિયાઓ આવેલા છે અને મંદિરના મુખ્ય પ્રવેશદ્વાર પર ડાબી તરફ હનુમાનની એક મૂર્તિ છે. જમણી તરફ ગણેશની ઊભી મૂર્તિ છે ને તેને પડખે પશ્ચિમાભિમુખે શીતલાની એક મૂર્તિ આવેલી છે.

આમ અહીં કેટલાં યે દેવદેવીઓનો સંમિશ્ર મેળો થએલો જોવામાં આવે છે. પણ ઐતિહાસિક નજરે જોતાં તેમાં આપણી પુરાસંસ્કૃતિના ધાર્મિક વિકાસક્રમનાં દર્શન થશે. આદિ માનવધર્મ, જેમાંથી આપણો હાલનો ધર્મ વિકસ્યો છે, તેના અહીં વિવિધ તબક્કા જોવા મળે છે. અને એ રીતે ઉત્પન્ન થએલા જુદાજુદા પંથો ને મતમતાંતરોને હિંદુ ધર્મ પોતાની અંદર કેટલી સહિષ્ણુતાથી સમાવી લઈ એકતા અનુભવે છે તેની પ્રતીતિ થાય છે. સંસ્કૃતિને પહેલે પગથિયે માનવી ઊભો ત્યારે પોતાની શક્તિથી કોઈ વિશેષ શક્તિ તેને જોવા મળતી કે કોઇ શક્તિ પોતાને પીડતી દેખાતી ત્યારે એ ચેતન-અચેતન પ્રાકૃતિક શક્તિઓને, રોગોને તેમજ પોતામાંના જ વધુ શક્તિશાળી માનવોને પણ દેવદેવીઓનું સ્વરૂપ આપી, તેને આરાધી, તેમા પોતાના [illegible] માર્ગોને શોધવા લાગતો. તેમની લાકડાં કે પથ્થરની મૂર્તિઓ બનાવી વૃક્ષપૂજા, અગ્નિપૂજા, પશુપૂજા, પ્રેતપૂજા, દેવપૂજા એમ થતી. એ વિવિધ પૂજનવિધિમાં માનવીના બુદ્ધિવિકાસ સાથે તેમાં રૂપાંતર થતાં થતાં તેની ધાર્મિક કલ્પના હાલની સ્થિતિએ પહોંચી છે. તેમાં માનવીના ભરવાડજીવન સાથે શરૂ થએલો શાક્તસંપ્રદાય કે માતાપંથ અતિપુરાણો છે અને હજી યે હિંદુધર્મમાં તેનું માહાત્મ્ય એટલું જ છે. માનવવંશશાસ્ત્ર (Anthropology)ના અભ્યાસીને અહીં વિચારની સરસ સામગ્રી મળી રહે છે.

નકળંકની પૂજા અને કલ્પના પણ અતિ પ્રાચીન છે. ભાગવતમાં તેનો ઉલ્લેખ છે અને તેનું એક આખું અલગ પુરાણ છે. કલ્કિ અવતાર તો હજુ હવે થશે એમ આગમમાં માની લેવાયું છે, પણ તેની મૂર્તિઓની સ્થાપના થઈ તેની પૂજા શરૂ થઇ ચૂકી છે. કોળી, રબારી, ભરવાડ અને કુંભાર—વાગડની એ આદિજાતિઓ ને રાજપૂતોમાં તેનું માહાત્મ્ય પરાકાષ્ઠાએ છે. લોકભજનોમાં પણ એ રસમય કલ્પનાને વણી લેવામાં આવેલ છે.

એ . . . જાગી શકે રે ઈ નર જાગજો,
 નકળંક ધરશે અવતાર;
ઉત્તરમાંથી રે આવી ઊભશે,
 હુગુહલ્યુરી કેકાણ;
જાગી શકે રે ઈ નર જાગજો,
 આગમ ભાખ્યાં એંધાણ;
જાગી શકે રે ઈ નર જાગજો.

આવાં ભજનો અતિ લોકપ્રિય બનેલાં છે. કલિયુગ પૂરો થશે ત્યારે માનવીમ અધર્મોની અવ્યવસ્થા દૂર કરવા ભગવાન કલ્કિ રૂપે અવતરશે. અતિ વેગવાન લીલુડા અશ્વ પર આરૂઢ થઇ, ધૂમકેતુના જેવી ભયંકર તલવાર ધારણ કરી એ પૃથ્વીને વિષે વિચરશે અને અધર્મીઓને સંહરી સંસારમાં સતયુગ ચલાવશે. માનવીની સીધી જિજ્ઞાસાવૃત્તિમાંથી જન્મતી, પોતાના મૃત્યુને લગતી ભયભરી કલ્પનાના પરિણામ રૂપે પૃથ્વીપ્રલયની માની લીધેલી આપત્તિમાંથી ઊગરવા તેના ઉત્પાદકને રીઝવવાની માનવસહજ આ એક ભાવનાભરી આકાંક્ષાવૃત્તિ છે.

સ્વર્ગે બનેલી પ્રેમશૌર્યની રંગભરી ઘટનાઓની યાદ આપતા સતીઓ અને યોદ્ધાઓના અહીં અનેક પાળિયા છે, અને તેમાં યે સત્તરમી તથા અઢારમી સદીના વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. હાથ જોડી ઊભા યાત્રી સ્ત્રી, કોઇ પડદાનશીન સતી થએલી સ્ત્રીના હાથનું ચિહ્ન, પોતાના બન્ને હાથ પર પોતાના મૃત પતિને ઉપાડી ઊભી રહેલી સ્ત્રી વગેરે પાળિયાઓ પર કોરેલી આકૃતિઓ આપણા સતી થવાના ચાલનું કારુણ્ય આપણી સમક્ષ લાવી મૂકે છે. રવેચી મંદિરના પ્રવેશદ્વાર પર ડાબી તરફ હાથમાં નાગ પકડી ઊભેલી ઘોઘાની એક મૂર્તિ છે. પોતાની પારાવાર શક્તિથી લોકોનાં મન પર ઐશ્વર્યની છાપ પાડી શેષના અવતાર મનાઇ ગએલા એ નાગ ચૌદ ભુને કચ્છમાં ઘણે સ્થળે નાગપંચમીના અર્ઘ્ય આપવાનો રિવાજ પ્રચલિત છે. એ નાગ સાથે આ મૂર્તિનો સંબંધ હોઇ શકે ખરો.

રવેચીના મુખ્ય મંદિરની બહારના તેના વિશાળ ચોકના ઉત્તરપૂર્વ ખૂણામાં શિલાલેખનો એક પથ્થર ખૂંપેલો છે. એ પથ્થર પહેલાં અરધો દટાએલો હતો, પણ એ તરફની ઓરડીઓની મરામત થતાં ત્યાં ખોદાણ થયું ત્યારથી હવે એ પથ્થર પર આખો લેખ ઉકેલી શકાય તેટલો તેનો લગભગ બે ફૂટ ઊંચો અને ૧ ફૂટ પહોળો ભાગ બહાર છે. સં. ૧૩૨૮ ના આ શિલાલેખમાં સમસ્ત રાજવલી સમલંકૃત મહારાજાધિરાજ શ્રીમત્ અર્જુનદેવ

॥ संवत १३२८ वर्षे श्राव
ण सुदि २ बुधे ऽद्येह श्रीम
दणहिलपाटकाधिष्ठित समस्त रा
जावली समलंकृत महाराजाधिराजश्री
मदर्जुनदेव कल्याण विजय
राज्ये तन्नियुक्त महामात्य श्री माल
देवे श्री श्रीकरणादि समस्त मु
द्राव्यापारान् परिपंथयति सती
त्येवं काले प्रवर्त्तमाने घृतप
द्रीमंडलकरण प्रतिबद्ध रव
ग्रामे देवी श्री रवेची पादानां पु
रतो ...
... 
... वापी कारापिता क
... १०० ...

શ્રીમત્ અર્જુનદેવનો શિલાલેખ.

વાઘેલા (સં. ૧૩૧૮થી ૧૩૩૧)ના રાજ્યમાં જ્યારે માલદેવ મહાઅમાત્ય પદે હતા ત્યારે, ઘતપદિ મંડલના રવ ગામે, દેવીશ્રી રવેચીના નામનિર્દેશ સાથે, ત્યાં કરાવવામાં આવેલી વાવની તેમાં નોંધ છે. આમ ગુર્જર મહારાજ્યની સીધી હકુમત હેઠળ રહેલા તેના ઘતપદિ મંડળના રવ ગામે માતા રવેચીનો મહિમા તો પ્રાચીન છે. આ લેખમાળાના અગાઉના ગેડી વિષેના હપ્તામાં આપણે જોયું તેમ જુદાજુદા વાઘેલા રાજાઓના શિલાલેખો જુના વાગડમાંથી ઘણા મળે છે અને હજુ પણ ઘૃતપદિ—ગેડીમાં વાઘેલાઓ ગરાસિયા છે અને તેઓ ગેડીના રાણા કહેવાય છે. આમ દીર્ઘકાળ પર્યંત ત્યાં ટકી રહેલી વાઘેલી રાજ્યસત્તાની અસર તળે એ પ્રદેશ પણ વાઘેલ-વાઘલ-વાગડ તરીકે ઓળખાયો હોય એમ મારું માનવું છે.

ખાવા ધાતા કચ્છના મોટા રણના અફાટ વિસ્તારને આગળ વધતો ખાળી ઊભાં હોય એમ માતા રવેચીની મૂર્તિ ઉત્તરને સન્મુખ છે અને તેમનું મંદિર ઉત્તરાભિમુખ આવેલું છે. ભાદરવામાં અહીં મોટો મેળો ભરાય છે. તેમાં આખા વાગડનો લોકસમુદાય ભેળો થાય છે ત્યારે કોળીઓના રાસની રમઝટ અને રંગત જામે છે. (ચાલુ

# રણમોઝાર

[પારીસથી હિંદી-ચીન સુધી એક અખતરાના ઉડ્ડયન (રેસર ફ્લાઈટ) દરમ્યાન આ ફ્રેંચ વિમાની અને તેનો મિકેનિક પ્રીવોટ લીબિયાના રણમાં તૂટી પડ્યા. એક આખો દિવસ તેઓએ ધખધખતો વેરાન ખૂંદ્યો. સાંજે વિમાન પર પાછા ફર્યા એ વેળા ભાતામાં કંઈ પણ રહ્યું નહોતું. ત્યારે તેઓને લાગ્યું કે આવા ધીકતા મરુ પ્રદેશમાં હવે તેમનું મોત તેમને ઢંઢારતું હતું.]

પહેલે દિવસે અમે ધખધખતા વેરાનમાં ૩૬ માઇલ પગે ફરી વળ્યા. રાત પડતાં તો અમારી સાથેના પાણીનું છેલ્લું બુંદ પણ ખલાસ થઈ ગયું. વિમાનની ભાંગેલી પાંખના કાટમાળનો ઢગલો કરીને અમે નિશાન માટે અગ્નિ ચેતાવ્યો. મને તો પાકી ખાતરી હતી કે કોઈ એ જોવાનું નથી.

સવારે અમે વિમાનની પાંખ પર જામેલી ઝાકળને અમારા કપરાવાળા રૂમાં ચૂસી એકઠી કરી અને તેમાંથી થોડી ચમચી તેલથી ગંધાતું પાણી નીચોવ્યું. સ્વાદે તો ભારે વિચિત્ર હતું, પણ તો યે અમારા હોઠ પલળ્યા.

પ્રીવોટ કહે, 'આપણી સાથે બંદૂક હોત તો કેવું સારું!'

હું એના તરફ એકદમ ગુસ્સામાં ફર્યો પણ પ્રીવોટની સામે જોતાં લાગ્યું કે તે જાણે એવી લાગણીમાં ઊછર્યો ન હોય કે 'ચાલો આપણે મોં ધોઈ લઈએ!' ખરેખર, અમારા બંનેનાં મગજ એક જ થઈ ગયાં હતાં. તે ઘડીએ મને પણ બંદૂકનું પાકીટ જોઇને એવા જ વિચાર આવી ગયા હતા.

છતાં યે સવાર પડતાં અમે પાછા જુદી જુદી દિશામાં નીકળી પડ્યા.

હું જેવો ચાલવા લાગ્યો કે તરત મને જેટલું લીબિયાના રણ વિષે યાદ હતું તે સંભારવા લાગ્યો. સહરામાં હવામાંની ભિનાશ ૪૦ ટકા હોય છે; અહીં એ ૧૮ ટકા જેટલી ગઈ જાય છે અને જિંદગી વરાળની પેઠે ઊડી જાય છે! આરબો ને આ બાજુના અમલદારો કહે છે કે માણસ અહીં ૧૯ કલાક સુધી પાણી વિના રહી શકે. અને જેવું વીસમે કલાકે આંખોમાં તેજ નાચવા માંડે કે અંત જલ્દી આવે છે. અહીંના પ્રદેશમાં માઠા એવા ભીના ઈશાની પવનને લીધે અમારા પ્રાણ ટકી રહ્યા હતા એ ચોક્કસ હતું. અમારી આંખો તેજથી છલકાય તે પહેલાં કોણ જાણે ક્યાં સુધી આવો પ્રાણનો વિસામો રહેશે!

અચાનક હું જંગલીરીતે બરાડી ઊઠ્યો: 'હમણાં જ મેં કોઇને હાથ હલાવતો જોયો.' ના ના. એ તો બીજું મૃગજળ હતું. વળી માણું આખું રણ જાણે જીવતું થતું હતું. આંખની સાક્ષીને યે ખોટી માનવી એ પણ મુશ્કેલ હતું:—પેલી વણજાર ધીમેધીમે સરી જતી હતી તે બાજુ જતાં કેમ અટકાય? 'ખરેખર ત્યાં જ...' એમ હું ગણગણતો ને મારી કલ્પનાનાં મૃગજળો મને આગળ ને આગળ ધકેલતાં.

ઊતરતી સાંજે મને ચિંતાતુર કરી મૂક્યો. હું થોભી ગયો ને મનમાં ખ્યાલ કર્યો તો અમારા વિમાનથી તો કેટલો યે દૂર હું નીકળી ગયેલ હતો. મને વિચાર આવ્યો, 'જરૂર, પ્રીવોટને કોઈ ને કોઈ વણજાર મળી ગઇ હશે.'

બે કલાકની રખડપટ્ટી બાદ મેં ક્ષિતિજ પર ફાનસ જોયો. હું રસ્તો ભૂલ્યો છું એમ માનીને ગભરાટમાં પ્રીવોટે અગ્નિ પેટાવ્યો હતો. વળી એક કલાક ચાલ્યો. હવે પાંચસો વાર જવાનું હતું. ને હવે તો બસ પચાસ જ...

અકસ્માત હું જડભરત જેવો થંભી ગયો. મારા હૈયામાં આનંદ છલકી ઊઠ્યો. ત્યાં—પણે, અગ્નિના તેજમાં, પ્રીવોટ બે આરબો જોડે વાત કરતો હતો!

હું આનંદથી બરાડી ઊઠ્યો, 'હો...હો..'

આરબોએ મારા તરફ જોયું ને મને બોલાવ્યો. પ્રીવોટ મારી બાજુ આવવા ઊપડ્યો. મેં મારા હાથ પસાર્યા. પ્રીવોટે મને પકડી લીધો ને બેઠો કર્યો,—અરે હું પડી જતો હતો!

'ત્યારે આવ્યા ખરા.'

'કોણ?'

'કેમ, પેલા આરબો જોડે ત્યાં તું હમણાં વાત કરતો હતો ને?'

પ્રીવોટ મોં વકાસીને મારી સામે જોઈ રહ્યો, 'ત્યાં તો કોઈ ય નથી!'

હવે મારાં આંસુ ખાળ્યાં રહ્યાં નહિ.

છેલ્લા ચોવીસ કલાકમાં અમારી પાસે કેવળ થોડી ચમચીઓ જ ઝાકળ હતી; એટલે હવે અમે થોડી વધારે ઝાકળ ઝીલવા માટે પૅરેશ્યૂટ (વિમાન-છત્રી) પાથરી. પરોઢિયે પૅરેશ્યૂટને ટબલામાં નિચોવી તો બે પ્યાલા જેટલું પાણી નીકળ્યું. અમે સંતોષ લીધો કે હવે અમારી તરસ છીપશે.

પણ પાણી તો લીલુંપીળું હતું. પહેલે ઘૂંટડે જ એવું તીવ્ર સ્વાદવાળું લાગ્યું કે ખૂબ તરસ્યા હતા છતાં એ હું પી જ ન શક્યો.

પ્રીવોટ જમીન તરફ મીટ માંડીને ચક્કર ચક્કર ફર્યા કરતો હતો. અચાનક એ નમ્યો ને ઊલટી કરી. અર્ધી મિનિટ પછી મારે પણ એવું જ થયું. અમારી છેલ્લી આશા હવે ચાલી ગઈ. કોણ જાણે પૅરેશ્યૂટ પરના લેપથી કે ટબલાની અંદરના કોઈ પદાર્થને લઇને પાણી એવું બેસ્વાદ થઈ ગયું હતું.

ચાલવા ઊપડવા માટે બહુ મોડું થઈ ગયું હતું. હવે તો અમારે આ શાપિત જગ્યા છોડીને ચાલી જ નીકળવાનું હતું. અમે નિશ્ચય કર્યો હતો કે હવે રણમાં જ્યાં સુધી ઢગલો થઇને પડીએ નહિ ત્યાં સુધી બસ ચાલ્યા....જ—ચાલ્યા....જ કરવું.

પ્રીવોટ કહે, એકલો હોત તો હું તો બસ લાંબો થઇને સૂઈ જ રહેત.'

પણ અમે સાથે નીકળ્યા ને ઇશાન દિશા બાજુ ઊપડ્યા. ખબર નહોતી કે દરેક ડગલે અમે કોઇ વણઝારને રસ્તે જઈએ છીએ કે પછી આ અતાગ રણમાં ઊંડા ને ઊંડા મરણના મોંમાં ઘુસીએ છીએ.

તે દિવસનું મને માત્ર એટલું યાદ આવે છે કે અમે જીવ પર આવીને ઘસમસ્યે જતા હતા—માત્ર ભાંગી પડવા માટે. હું જમીન તરફ જ જોયા કરતો હતો, કેમકે ચોમેર મૃગજળો ખૂબ હેરાન કરતાં હતાં. વારેવારે હોકાયંત્રથી રસ્તો મેળવતા હતા ને અવારનવાર રેતીમાં વિસામો લેવા બેસી જતા.

રાત પડવા આવી, ત્યાં પ્રીવોટ એકાએક બોલી ઊઠ્યો, 'અરે, પણે તળાવ દેખાય! મારા જીવના સમ; અત્યારે રાતે કાંઈ ઝાંઝવાં ન હોય.'

મેં કંઈ જવાબ ન આપ્યો. મેં તો ક્યારની મારી આંખને માનવી છોડી દીધી હતી.

'હું જરા જોઈ આવું. માંડ વીસ મિનિટનો રસ્તો હશે.' એણે કહ્યું.

મને ખબર હતી કે પ્રીવોટ કદી પાછો નહિ ફરે. ત્યાં રસ્તામાં જ ભાંગી પડશે,—જેવી રીતે હું પણ અહીં રસ્તામાં લથડી પડીશ.

કેટલું ચાલ્યા એ વિચારતાં જ હું તો ટપાઇ ગયો. જીભ પર થોડું થૂંક લાવવા મેં પ્રયત્ન કર્યો, પણ કંઈ ન વળ્યું. જેવું મેં મોં બંધ કર્યું કે ગુંદર જેવા કોઇ પદાર્થે મારા હોઠ સીવી દીધા. છતાં યે હજુ હું ગળું હલાવી શકતો હતો અને મારી આંખમાં તેજ નાચતું નહોતું.

અંધારું થયું ને મારું ધ્યાન મારા બિચારા સાથી પ્રીવોટ પર ગયું. કેવો મજાનો આદમી! કોઇ દિવસ બડબડાટ નહિ.

પણ પેલું શું છે? અરે, માત્ર પાંચસો જ ફૂટ દૂર એ દીવો હલાવે. એ રસ્તો ભૂલ્યો લાગે છે. મેં ઊભા થઇને બૂમ મારી. પણ એ સાંભ-

બળતો નહોતો. વળી બીજો દીવો દેખાયો, બસો જ વાર દૂર. વળી ત્રીજો દીવો દેખાયો. હું, અને શોધ કરનારી ટુકડી આવી પહોંચી ખરી.

ત્રણે દીવા સિગ્નલો આપતા હતા. હું ગણગણ્યો, 'હું ગાંડો તો નથી થઈ ગયો? મારી આંખો તો સાજી છે ને?' પણ દીવા એ બીજી બાજુ ફરતા દેખાયા કે ગભરાટે મને થથરાવી મૂક્યો. 'થોભો, થોભો, હું આવું છું.'—હતું તેટલું બળ કરી હું બરાડી ઊઠ્યો.

સામો જવાબ આવ્યો. હાશ! મને શ્વાસ ચડી આવ્યો, છતાંયે મેં એ અવાજ તરફ દોડવા માંડ્યું. એ તો પ્રીવોટ હતો. હું લથડી પડ્યો.

'મેં પેલા દીવા જોયા કે હું રહી ન શક્યો.'

'ક્યા દીવા?'

ત્યારે જ મને ભાન થયું કે તે તો એકલો જ હતો. હવે મારી નિરાશા જતી રહી ને ચીડની લાગણી મગજમાં તગતગી રહી.

અંતે પ્રીવોટે કહ્યું, 'આ વખતે ગજબના આવી પડ્યા છીએ.'

રાત્રિની ઠંડી કાતિલ બનતી જતી હતી. મારા દાંતે કડકડાટી બોલાવવી શરૂ કરી દીધી અને મારા અવયવો ધ્રૂજવાની જેમ તરફડી રહ્યા. હિમ જેવી ઠંડીએ મારું અંગ ખોટું કરી દીધું અને મારા અવયવોએ પણ પોતાનું કામ છોડી દીધું. હું ખાઈ ખોદી એમાં પડી રહ્યો અને મારા ચહેરા સિવાય બધું ધાબળાની જેમ રેતીથી ઢાંકી દીધું. પ્રીવોટે ઊંઘવાની ના પાડી. એને એમ કે આગળ ને આગળ ચાલવામાં માલ છે પણ એ ખોટે રસ્તે હતો. ઠંડી હવે મને હેરાન કરતી ન હતી; મારું અંગ હવે ઊંઘી ગયું. . . .

અને હવે સવાર પડતું હતું ને મને હવે કંઈક ઠીક લાગતું હતું. 'પ્રીવોટ, ચાલો ઊપડીએ. હજુ આપણાં ગળાં લીલાં છે ત્યાં સુધી ચાલવામાં વાંધો નહિ આવે.'

એ રાતે જરાયે ઝાકળ પડી નહિ, પણ માણસને ૧૯ કલાકમાં સૂકવી નાખે એવો પશ્ચિમી પવન ફૂંકાતો રહ્યો. મારી જીભ તો પ્લાસ્ટર ઑફ પેરીસ જેવી થઈ ગઈ હતી. અને એનો તો ગંદો સ્વાદ છૂટતો હતો. આંખોમાં પ્રકાશના કણ નાચતા હતા. અમારી સાથે થોડું ઇથર હતું તે પીવાનો મેં પ્રયત્ન કરી જોયો! પણ એ તો જાણે ચપ્પુ પીવાની વાત! પછી ૯૦ ડિગ્રીવાળું આલ્કોહોલ પીધું પણ એણે તો મારું ગળું જ બંધ કરી દીધું.

બહાવરા બનીને અમે સવારના પહોરમાં જેટલું ચલાય એટલું ચાલી નાખવા ઝડપથી ઊપડ્યા. અમને લાગ્યું કે સૂરજ માથે આવે પછી ચાલવું સારું નથી. પાંચસો વારથી દૂર જતા કે અમે લથડી પડતા. થાક ખાધા વિના અમે આગળ જઈ શકતા જ નહોતા. પણ કંઈક અમને આગળ ને આગળ ધકેલતું હતું. થોડી વાર પછી દૃશ્ય જરા બદલાયું. માઈલો સુધી આગળ રેતીના ઢગલા અને થોડા છોડ જેવું કંઈક હતું. હવે અમે બસો જ વારે બેસી પડતા.

મેં કહ્યું, 'ચાલો, આગળ ને આમ આગળ પેલાં ઝાડવાં સુધી.'

હવે અમારી સહનશક્તિને છેલ્લે બુંદે અમે પહોંચ્યા હતા. મને લાગતું હતું કે ચોક્કસ મારા પગ હવે મને આગળ નહિ લઈ જઈ શકે.

અરે! આ શું દેખાયું? મેં પ્રીવોટ તરફ ફરીને જોયું. એ પણ મારી જેમ બાઘા જેવો ઊભો હતો. શું હતું એની કંઈ સમજણ ન પડી.

અમે રેતીમાં પગલાં દીઠાં!

તે પછી તરત મને કૂકડાનો અવાજ સંભળાયો. મેં વિચાર્યું, હવે કાને પણ મૃગજળની મશ્કરી માંડી કે શું?'

પ્રીવોટ મારો હાથ પકડીને કહે, 'સાંભળ.'

'શું?'

'કૂકડો.'

હું. હવે કોઈ શંકા રહી નહિ. નક્કી અમે બચી ગયા!

અચાનક રેતીના એક નાના ઢગલા પાછળથી એક આરબ દેખાયો. અમે બંને જણે અમારા કંઠ તાણીતાણીને બૂમો પાડી.

પણ અમારા અવાજ ૫૦ વારથી દૂર જતા જ ન હતા. આરબ ધીમેધીમે દેખાતો બંધ થતો હતો અને અમારામાં તેની પાસે દોડીને પહોંચવાની તાકાત રહી નહોતી!

વળી બીજો આરબ ઢગલા પાછળથી દેખાયો. ફરી અમે બૂમો મારી; પણ કંઈ વળ્યું નહિ. પછી અમે હાથ હલાવ્યા. પણ આરબ તો 'બીજે જ જોઈ રહ્યો હતો' અંતે કોણ જાણે કેટલી યે વારે એ પાછો ફર્યો. અદ્ભુત! અદ્ભુત! એ અમારી તરફ જ આવતો હતો.

એ માત્ર અમારી તરફ જોઈ જ રહ્યો. પછી અમારા ખભા પર હાથ દાબીને અમને રેતીમાં બેસાડી દીધા. એ વખતે જાતિભેદ કે ભાષાની મુસીબત કશું ન હતું. જે હતું તે એ કે એક ગરીબ બિચારો આરબ અમારા ખભા પર એના દેવ જેવા હાથ મૂકતો હતો!

થોડી વાર તો અમે એમ ને એમ પડી રહ્યા. છેવટ એ એક તાંસળીમાં અમારે માટે પાણી ભરી લાવ્યો. ઢોરની જેમ ઊંધા પડીને, અમે તે પર તૂટી પડ્યા. અમે ગજબ ચાલ્યા હતા. (જ્યારે એક અઠવાડિયા પછી અમે અમારો રસ્તો શોધવા પાછા નીકળ્યા ત્યારે ખબર પડી કે આ જે મેં કહ્યું એ બધું મળીને ૧૨૦ માઈલ અમે ચાલ્યા હતા!)

આરબે અમને સમજાવ્યું કે અહીં પડોશમાં અમારા જેવા યુરોપિયન વસે છે. ઊંટની પીઠ પર ચડીને અમે ઊપડ્યા. ત્રણ કલાક સુધી આમતેમ હડદોલાયા પછી અમે અમારા તારણહારને કહ્યું કે અમને અહીં રાવટીમાં પડી રહેવા દો. અને એ મદદ શોધવા આગળ ગયા. સાંજે સાત વાગ્યે હથિયારબંધ આરબોથી ભરેલી એક મોટર આવી ને અમને લઈ ગઈ. મધરાતે અમે કેરોમાં પથારીમાં પડ્યા હતા. . . . **વિનોદ ટોકાગી**

[ધી 'ઍટલાન્ટિક મન્થલી'માં આવેલી મૂળ કથા પરથી સપ્ટેમ્બર'૩૯ના 'રીડર્સ ડાઈજેસ્ટે' ટૂંકાવેલા સ્વરૂપ ઉપરથી. 'નાઈટ-ફ્લાઈટ' અને 'વિન્ડ, સૅન્ડ ઍન્ડ સ્ટાર્સ'ના વિખ્યાત લેખક આન્ત્વાને દ સેંત એક્ઝુપેરીએ આ વાત લખી છે. આનું મૂળ નામ 'કૅશ ઇન ધ ડેઝર્ટ' છે 'વિન્ડ, સૅન્ડ ઍન્ડ સ્ટાર્સ'માંનો, આ વાર્તા એક ભાગ છે]

(અનુ. પૃ. ૨૦૦થી) પાંડિત્યના જડ ભાર તળે દબાયાં નહોતાં. તેમનાં જીવનંજળ પ્રજ્ઞાનો પાર પામી ચૂક્યાં હતાં. આખી જિંદગી જેણે જ્ઞાનદાનના, સેવા ને ત્યાગના મહોત્સવમાં સમર્પી હતી તેને માટે કોઈ તિમિરછાયી દિશામાં એનો જ ઉત્સવ ઊજવતાં ઊજવતાં વિલય પામવું તેના કરતાં વધારે ધન્ય શું હોઈ શકે? આયુષ્યનાં એ વીસ વરસ પર તેમણે હસતે મુખે ચોકડી મારી દીધી અને કાળની પાસેથી અમરત્વનું વરદાન એ વરી ચૂક્યા. સંઘ સ્થવિર રત્નાકરની પણ અનુજ્ઞા માગી તેમણે તિબેટ તરફ પ્રયાણ કર્યું.

આચાર્ય દીપંકરનું બીજું નામ અતીશ પણ છે. નેપાળને જ માર્ગે તે તિબેટ પહોંચ્યા. તિબેટવાસીઓએ તેમને 'જો-વો-સેન પો' (મહાપ્રભુ)ના પુણ્યનામથી નમન કર્યું. પૂરાં તેર વર્ષ સુધી તેમણે ત્યાં જ્ઞાનની સરિતાઓ વહેવડાવી. તિબેટની 'ગૅરેટન' નામક સર્વપ્રથમ ભવ્ય બૌદ્ધ શાખાના તે આદ્ય સ્થાપક ને પ્રચારક. કેટલાંયે પુસ્તકો તેમણે તિબેટન ભાષામાં લખ્યાં. ઈ. ૧૦૫૩માં ૭૩ વર્ષની ઉંમરે લ્હાસા નજીક નેથન નામના સ્થળે તે મહાનિર્વાણ પામ્યા. તેમનાં ભિક્ષાપાત્ર ને કમંડલ આજે પણ તિબેટમાં સંગ્રહિત છે.

અજ્ઞાન, ગરીબી ને ગુલામીમાં ધૂળભેગા થએલા ભારતના ભગ્નાવશેષમાંથી આજે પણ કુલપતિ દીપંકર શ્રીજ્ઞાનની જીવનસૌરભ જ્ઞાન ને સમર્પણની ચેતનાભરી મહેકે છે. તેમની પુણ્ય-સ્મૃતિ એ નિર્ધન ભારતનું ગૌરવધન છે.

મકરન્દ દવે




## માનવી કુદરતનાં બળો કેમ વાપરે છે

કુદરતે ભરેલા શક્તિના ભંડારોનો ઉપયોગ માનવી વિવિધ રીતે કરતો આવ્યો છે. કોલસા ને તેલ (પેટ્રોલ) જેવા એના કેટલાક ભંડાર સેંકડો વરસ ચાલે એટલા અખૂટ છે; જ્યારે પવન જેવી અમુક કુદરતી શક્તિઓ માત્ર તે હોય તેટલા કાળ પૂરતી જ કામ લાગે છે. એ બધાં વિવિધ કુદરતી બળોને માનવીએ કેમ જોતર્યાં છે તે આ ચિત્રમાં દર્શાવ્યું છે. એમાંથી માનવીએ સૌપહેલો ઉપયોગ પવન ને પાણીનો કર્યો. પવનનો ઉપયોગ પવનચક્કી દ્વારા ઘંટી કે યંત્ર ચલાવવામાં અને સઢદ્વારા વહાણ ચલાવવામાં માનવી કરે છે. પડતા પાણીના ધોધની શક્તિનો પણ માણસ ઘણા વખતથી ઉપયોગ કરે છે. પુરાણા જળચક્ર-રહેંટથી માંડીને આજની 'ટર્બાઈન' એના નમૂના છે. જળધોધની શક્તિને ટર્બાઈન દ્વારા જોતરીને જે અમાપ વીજળિક શક્તિ ઉત્પન્ન કરવામાં આવે છે તેનો [illegible] નમૂનો ટાટાનું હાઇડ્રૉલિક વર્ક્સ છે. જળ અને પવનનો ઉપયોગ માનવી આમ સીધી રીતે જ કરે છે, જ્યારે બીજી શક્તિના ભંડાર તે રૂપાંતર કરીને વાપરે છે. સૂર્યના પ્રતાપની શક્તિ કામે લગાડવા તેણે સૂર્યયંત્ર યોજ્યું છે. તેમાં અરીસા જેવી ચકચકીત સપાટીવાળા કાચ કે ધાતુનાં પતરાં દ્વારા સૂર્યનાં કિરણોની ગરમીને કેન્દ્રિત કરીને વરે યંત્રમાં ભરેલું પાણી ગરમ કરી તેની વરાળ તે ખપમાં લે છે. પણ માનવીએ વધુમાં વધુ ઉપયોગ તો કર્યો છે કોલસા અને તેલનો. કોલસા દ્વારા ગરમ પાણીની વરાળ કરી વરાળયંત્રનો આખો યુગ તેણે ઊભો કર્યો છે અને તેલને પણ કાચા (ક્રૂડ) અને શુદ્ધ (પેટ્રોલ) બને સ્વરૂપમાં વાપરી યંત્રો ચલાવવામાં જોતર્યું છે. ક્રૂડ ઑઇલથી ચાલતાં ઑઇલ એન્જિન અને પેટ્રોલથી ચાલતી મોટરો તો સર્વવિદિત છે.

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો——લેખક ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ

[૬]

સાહિત્યમાં આવતા પશ્ચાત્તાપના પ્રસંગો મને બહુ અસર કરતા. 'પાઠમાળા'ના ચોથા ભાગમાં 'હવે બધું સૂઝે છે' નામનો પાઠ છે તે વાંચ્યા બાદ એવી દુઃખી દશા મારી કદિ ન થાય એ માટે હું સાવધ રહેતો. આપણને દુનિયામાં જણાતી અસમાનતા અને દુઃખમાં માણસનાં પોતાનાં કર્મો પણ ઘણી રીતે જવાબદાર છે એવી મારી પ્રતીતિ થઇ હતી, અને પાપને માર્ગે જવાથી મેં પણ તીવ્ર પશ્ચાત્તાપમાંથી પસાર થવાનું અભિમાન કરેલું હતું તેથી રોજેરોજનાં મનસા વાચા કર્મણા થતાં કાર્યો અને વિચારો સુદ્ધાંને રોજ રાતે ત્રણ વખત તપાસી જઇને એની નિત્યનોંધ કરવાનું કામ મેં લગભગ પંદર વર્ષ સુધી કર્યું છે. 'ઉચ્ચ જીવનનું અજવાળિયું' કરીને 'થીઓસૉફી ઇન એવરી ડે લાઇફ' નામની એક અંગ્રેજી પોથીનું મારા મિત્ર સ્વ. માણેકલાલ નથુભાઈ દેશાઈએ ભાષાંતર કરેલું. તેનું દરરોજ હું પારાયણ કરતો.

મેરી કૉરેલીનું 'સૉરોઝ ઑફ સેટન' ટૉલ્સ્ટૉયનું 'રીસરેકશન' ઑસ્કાર વાઈલ્ડનું 'પિક્ચર ઑફ ડોરિયન ગ્રે' તથા 'તેજોનરસૂદ' નામની એક ધાર્મિક ચોપડી—એ બધાં [illegible] કરુણાત સાહિત્યદર્શનોમાં વર્ણવેલી [illegible]ના સાક્ષાત્કારથી, શુદ્ધ નીતિમય આ[illegible]ચરણ જ સાચું સુખ આપે છે એની દિનપ્રતિદિન મને ખાત્રી થતી ગઈ. ત્યારથી આત્મશુદ્ધિના સાચાં સુખ મેળવવાની જે ક્રિયા શરૂ થઈ છે તે આજ સુધી ચાલુ છે. સાહિત્યે, ધર્મે, જીવનચરિત્રોએ, 'હાં રે મને ઝેરી નાગોએ દંખ દીધા' જેવાં કવિ નાનાલાલના કાવ્યોની મોરલીએ, મને સદા જાગૃત રાખ્યો છે. સાહિત્યનાં મારા જીવન પરનાં અનેક ઋણોમાંનું આ ઋણ હું કદાપિ વીસરીશ નહિ.

કુદરતનાં એકાન્ત શાંત અને સુંદર સ્થળોએ બેસીને પ્રાર્થનાઓ કરવાની જે ટેવ મેં પાડી તેણે મને ખૂબ ફાયદા કર્યો છે. પછી તો ધીમેધીમે એવાં એકાન્ત મને મધ્યરાત્રીઓ અને વહેલી પરોઢોમાંથી પણ મળવા લાગ્યાં. કલા અને કવિતાનો ઉદ્દેશ સાત્ત્વિક આનંદ આપવાનો ગણાય છે. એ આનંદ ઇન્દ્રિયોનો નહિ, પણ આત્માનું જે સત્ય, જ્ઞાન, ને આનન્દમય અમૃત સ્વરૂપ છે ને આનંદનો સાક્ષાત્કાર કરાવવાનો છે. સાહિત્ય, કલા અને કુદરતમાંથી હજારો વાર મને એ આનંદ મળ્યો છે ને હજુએ એની ભૂખ મટતી જ નથી.

પર્યટનો અને યાત્રાઓ, શિલ્પ અને સ્થાપત્ય, કાવ્યો અને નાટકો, સીનેમા અને સંગીત, નૃત્ય અને ભજનકીર્તન, સત્સંગ અને મિત્રમેળાપો, મેળા અને નિર્જન એકાન્ત એ બધું હું ભટકી ભટકીને માણું છું. અરે, દેશસેવાને નામે બીજાનો આત્મસંતોષ પણ એવા આનંદને પોતાનો કરવા માટેનું જ એક રૂપ છે. દેશસેવા કે પરમાર્થ એ તો માત્ર મનમનામણાં છે; મૂળે તો એ બધી પ્રવૃત્તિઓમાં એવા સાત્ત્વિક આનંદનો સ્વાર્થ જ છે.

સાહિત્ય પરિષદો નીરસ બની જતી હતી. વિદ્વાનોને પણ એ પ્રેરણા આપે એવી બનાવવાનો મને અભિલાષ હતો. અમદાવાદની પહેલી પરિષદ સ્વ. ગોવર્ધનરામના પ્રમુખપદે મળેલી તે હતી તો નાની, પણ બહુ પ્રોત્સાહક બનેલી. મુ. બળવંતરાય ઠાકોરે ગોઠવેલી રાજકોટની બીજી સાહિત્ય પરિષદ પણ સુવ્યવસ્થિત, સુંદર ને પ્રેરક હતી.

૧૯૨૦ની અમદાવાદની છઠ્ઠી પરિષદ સંગીતસુંદર ને પ્રેરણાદાયી બને એવો મનોરથ મારા સ્વ. મિત્ર હીરાલાલે અને મેં કર્યો અને ગાંધીજીને એની વાત કરી. સાથે વિનતિ પણ કરી કે કવિવર ટાગોરને પરિષદ પર ખાસ આમંત્રણ આપો. એમણે એ આપ્યું અને અનેક વિઘ્નો વટાવી, અમે રવીન્દ્રનાથને અમદાવાદ બોલાવ્યા.

ટાગોરે આપણને પ્રેરણા આપી તેમ ગુજરાત તરફથી એમને પણ કંઇક પ્રેરણા મળે એવી રચના અમારે કરવી હતી, કારણ કે ગુર્જરદેશ કંઇ અમારે મન રાંક કે પૈસાખાઉ નહતો; એ હતો ગુણિયલ અને સંસ્કારી.

વસંત વૈતાલિક કેસૂડાંનાં ફૂલો, ચોઘડિયાં, સંસ્કૃત તેમજ ગુજરાતી મીઠાં સત્કાર ગીતો, લલિતજીનાં મધુરાં, એકતારાવાળાઓનાં ભજનો; દાંડિયા પાત્રા અને ગરબા, ગાલીચા કિનખાબ ચિત્રો અને લાકડાની કોતરણી, રાણી બાગમાં રંગરંગીત પ્યાલાની ઠંડી રોશની અને ફૂલોના શણગાર, એ બધાં વડે કવિને ગુજરાતે ભરી દીધા.

ટાગોરે ગરબા ને એકતારાની ખૂબ સ્તુતિ કરી. એ કહેવા લાગ્યા કે 'આ બાળાઓને તમે મારી સાથે શાન્તિનિકેતન મોકલો. હું એમની બાદશાહી પરોણાગત કરીશ અને જીવની માફક સંભાળીશ.'

પછી આવી ૧૯૨૧ની કૉંગ્રેસ. દાસબાબુને સરકારે જેલમાં પૂર્યા હતા એટલે હકીમ અજમલખાનને પ્રમુખ બનાવવા પડ્યા. મેં મારા સાથીદારોને કહ્યું કે કૉંગ્રેસ તો આપણી ઇષ્ટદેવતા છે. એનું મંદિર ભવ્ય અને સુંદર બનાવવું જોઇએ. બધાએ એ વાત મંજૂર કરી અને મેં ત્યાં ત્રણ દરવાજા અને ઉપર નગારખાનાં તો મંડાવ્યાં. પણ ખર્ચમાં વિવેકી અમદાવાદ મંડપનો શણગાર કરવાની ના પાડતું હતું.

એક સરદાર વલ્લભભાઈ, રવિશંકર રાવળ અને હું. ત્રણ જણ આ હર્ષક ક્રિયાકાંડ અને યજ્ઞસમારંભ શા દેદિપ્યમાન કામમાં માનતા હતા. તેનું હજાર બે હજારનું ખર્ચ કરવા સત્કારમંડળ મંજૂરી આપે નહિ અને દિવસો તો પાસે આવતા ગયા. આખરે વલ્લભભાઈની સૂચનાથી એક ખરે બપોરે હું મહાત્માજી પાસે પહોંચ્યો ને કૉંગ્રેસમંડપને કલામય કરવાની આજ્ઞા માગી. એ કહે 'દાસબાબુ જેલમાં છે એ શોકનો પ્રસંગ છે. મંડપ તો સાદો જ રાખો.' હું નિરાશ થયો. મહાત્માજીએ એ જોયું. મને કહે, 'ફરી પૂછો! મેં તો ઉપરઉપરથી જ જવાબ આપ્યો છે.' મેં કહ્યું 'જેલને તો આપ ઉત્સવ કહો છો, ને આપે શોક ક્યારથી ગણવા માંડ્યો?' મહાત્માજી કહે, 'એને ઉત્સવના અંગમાં પણ લઇ શકાય.' મેં કહ્યું 'તો હવે, જુઓ; અમે કોઈ દેવદેવીને માનતા નથી. અમને સાચી પ્રેરણા કૉંગ્રેસ જ આપી છે. એ છે ભારતમાતાનું પ્રતીક. ઘણાં યુવકયુવતી આ મંદિર પહેલી જ વાર જોશે અને એમને સ્વદેશાભિમાન તો આપણે બનાવવાં છે. ફૂલ-પાન, ધ્વજ-તોરણો અને ચિત્રોથી અમને આ મંદિર શણગારવા દો.'

મહાત્માજીએ હા પાડી. પછી તો 'ભારતમાતા', 'દધિચીનું અસ્થિ-અર્પણ', 'બુદ્ધનો ગૃહત્યાગ', હઠીસિંહનાં દહેરાં અને જુમ્મા મસ્જિદનાં ચિત્રો શ્રી રવિશંકર રાવળની દેખરેખ નીચે તૈયાર થયાં. શહીદોની નામાવલિ રચાઈ; મંડપને રોજ નવાં નવાં ફૂલ-પાન ને આકૃતિઓથી શણગારવામાં આવ્યા. અને 'મરાઠા' પત્રના સુપ્રસિદ્ધ તંત્રી શ્રી કેળકરે લખ્યું કે 'મંડપ તો એવો સુંદર બન્યો હતો કે જોયા જ કરીએ.' બધાંને આના માત્ર મંડપ જોવાની ફી રાખી હતી એમાંથી જ એત્રણ હજાર તો મળી ગયા. માત્ર એ અમદાવાદ કૉંગ્રેસના પુણ્યસ્મરણરૂપ એ ચિત્રો મ્યુઝીયમ અમદાવાદ રાખી ના શક્યું. તે લઈ ગયા શ્રી જમનાલાલ બજાજ. અને કહી નવાઈ નથી કે પછી એ ખુદ મહાત્માજીને પણ અમદાવાદમાંથી લઈ ગયા! (ચાલુ)



# મધુકરી

'હે ઔષધિ, અમર કો વરદાન, દેવ !
મારે થવું અમર, અંતર એ જ વાંછા.'
તેં તો કહ્યું, 'અમરતા તવ હાથમાં છે;
સાચી રીતે પ્રથમ તો મરતાં શીખી લે"

—મકરન્દ દવે

## વાઘેલો ગુજરાતી

### બાવીસસો વર્ષ પહેલાનો જાણીતો ખલાસી

ગ્રીક તવારીખનવેશોએ સિકંદર બાદશાહની ચઢાઈનું જે વિગતવાર વર્ણન કર્યું છે તેમાંથી આ નીચેની તારવણી કરેલી છે.

સિકંદરને પંજાબથી પોતાને વતન પાછા જવું હતુ, પરંતુ વચમ ના મુલકોમાં લોકોએ બળવો ઉઠાવ્યો હતો ને સામંતો ખૂટ્યા હતા. વળી તેનું લશ્કર પણ કંટાળી ગયું હતુ ને થાકી ગયું હતું. સિકંદરની કીર્તિ માટે વધારે લડવાને હવે તે નારાજ હતું.

તેને દરિયા રસ્તે જવું પડ્યું. પણ આ બા લશ્કરને જોઈએ એટલાં વહાણો ક્યાંથી લાવવાં? એ વહાણો ચલાવે કોણ?

સિકંદરે તપાસ ચલાવી રાજા પોરસ પાસે માગણી કરી. એની તપાસનું પરિણામ એ આવ્યું કે ગુજરાતનાં વહાણવટી વગર આટલાં બધાં વહાણો બીજું કોઈ પૂરાં પાડી શકે નહિ ને ગુજરાતના ખલાસી વગર બીજો કોઈ શાહ સિકંદરના લશ્કરને લઈ જઈ શકે નહિ

એટલે ભરૂચમાંથી એક હોશિયાર ખલાસીને બોલાવવામાં આવ્યો. એનું નામ હતું વાઘેલા. વાઘેલા સાત સાગરની સફર ખેડી ચૂકેલો હતો. દરિયામાં એણે દૂરદૂરની ને લાંબી સફરો ખેડી હતી. ભૂગોળના જાણકારોએ કદિ કાને પણ નહિ સાંભળ્યા હોય એવા મુલકો એણે જોયા હતા. એ વાઘેલાને શાહ સિકંદરના સૈન્યને દરિયાવાટે સલામત લઈ જવાનું કામ સોંપાયું.

બૅબીલોનમાં શાહ સિકંદરનું ખૂન થયું અને ત્યાર પછી એની પાછળ એનું રાજ્ય એના સરદારોએ વહેંચી લીધું. તેમાં ઍથેન્સ અને ગ્રીસ જે સરદારના હાથમાં આવ્યું તેણે વાઘેલાની પાસે બે ગ્રીક ભૂગોળશાસ્ત્રીઓ મોકલ્યા અને ઇરાન, હિન્દ તથા ચીન વિષે એની પાસેથી માહિતી મેળવી એ ભૂગોળશાસ્ત્રીઓએ દુનિયાનો સૌથી પહેલો ભૂગોળનો ગ્રંથ લખ્યો. એનું નામ રાખ્યું 'જાણેલી, જોએલી ને સાંભળેલી દુનિયાનો સાર.'

એ વાઘેલા સંબંધે ગુજરાતમાં ક્યાંયે નોંધ કે ઉલ્લેખ નથી; પણ પરદેશી તવારીખનવેશોએ એનું નામ દુનિયાના સૌથી વધારે સમર્થ વિજેતા ને દુનિયાના સૌથી પહેલા ભૂગોળના ગ્રંથ સાથે જોડ્યું છે

(જીવન) —ગુણવંતરાય આચાર્ય

## ગાય અને તુલસી

સર રોનાલ્ડ રૉસની શોધખોળથી નક્કી થયુ છે કે એનોફીલીસ નામના મચ્છરના દંશથી મૅલેરિયાના જંતુ માણસના લોહીમાં પ્રવેશે છે ને તેથી મૅલેરિયા થાય છે. હિંદમાં દર વર્ષે એક કરોડ માણસો એના ભોગ થઈ પડે છે ને તેમાંથી લાખોની જીવહાનિ થાય છે!

મૅલેરિયાના નિવારણ માટે કાં તો એ મચ્છરોનો નાશ થવો જોઈએ અગર તો તે ન કરડે તેવો પ્રબંધ થવો જોઈએ.

મૅલેરિયા જંતુઓની વાહક એનોફીલીસ મચ્છરની માદા હોય છે. ગર્ભાધાન બાદ ઈંડાં મૂકતાં પહેલાં તેને લોહીનો ખોરાક જોઈએ છે. આ માટે તે (મોટે ભાગે નિશાચર હોઈ) ઊંઘતા માનવીના લોહીમાં પ્રથમ ડંખ મારી તે વાટે વિષ દાખલ કરે છે, ને પછી તેનું લોહી પીએ છે.

મચ્છર માનવ લોહીનાં જ તરસ્યાં હોય છે એવું કંઈ નથી. માનવલોહી કરતાં તેમને ગાય અને ઘોડાનું લોહી વધારે પસંદ હોય છે. વૈદકશાસ્ત્રના તજ્જ્ઞોનું કહેવું છે કે ઘરઆંગણે ગાય કે ઘોડું પાળેલાં હોય તો રોગદાતા મચ્છરોના દંશથી રક્ષણ મળે.

માનવ-વસવાટથી મચ્છરો દૂર નસાડવાનો બીજો ઉપાય તુલસી છે જેમ સાપ ડમરાના છોડ પાસે ઢૂકતા નથી તેમ મચ્છરો તુલસીથી વેગળા ભાગે છે. સર જ્યૉર્જ બર્ડવુડ તુલસીના આ ગુણની મહત્તા દર્શાવતાં લખે છે કે 'મુંબાઈમાં વિક્ટોરિયા ગાર્ડન અને આલ્બર્ટ મ્યૂઝિયમ બંધાતાં હતા તે વખતે કારીગરો અને મજૂરો મચ્છરોના ઉપદ્રવ ને ઉપરાઉપરી તાવના હુમલાથી અત્યંત ત્રાસી ગયા હતા. એ ત્રાસ નિવારવા એક હિંદુ મૅનેજરની સૂચનાથી બાગની વાડો ઉપર તુલસી અને તેના વર્ગના છોડ રોપાવ્યા અને આશ્ચર્યભરીને થોડા જ દિવસમાં ત્યાંથી મચ્છરો અદૃશ્ય થઈ ગયા, તાવનો ઉપદ્રવ નાબૂદ થઇ ગયો ને રોગના ધામ જેવી મનાતી એ જગ્યા નિરોગાવ બની ગઈ.'

એક જમાનામાં ભાવિક હિંદુ ઘરઆંગણે તુલસીવૃંદ ઉછેરવાનો ને ગોસેવાનો મહિમા-ધર્મ હતો. આ મૃત ધર્મભાવનાનું પુનઃ પ્રતિષ્ઠાપન કરી આપણે સ્વાસ્થ્ય રક્ષણ કાં ના મેળવીએ?—ડૉ શિવપ્રસાદ ત્રિ.

## ચિત્રવિચિત્ર સિક્કાઓ

અનેક દેશોએ સખ્ત તંગીના અને અનિવાર્ય જરૂરિયાતોના પ્રસંગોએ ચિત્રવિચિત્ર ચીજોને સિક્કા તરીકે વાપરેલી છે. મેક્સિકોની સરકારે રૂપિયાને બદલે સાબુને સિક્કા તરીકે ચલાવેલો. સાબુની ગોટી પર સરકારી છાપ જ્યાં સુધી વાંચી શકાતી ત્યાં સુધી એ ગોટીના બદલામાં માલ ખરીદી શકાતો.

આજે ચીનના અમુક ભાગોમાં કાળી ચાહના મઠ્ઠા નાણાં તરીકે ચલાવાય છે. ઇટલી-એબિસીનિયાના યુદ્ધ વખતે મીઠાના ગાંગડાનો ઉપયોગ નાના સિક્કાઓ તરીકે થએલો. તુર્કી સરકાર પણ સિક્કાને બદલે ટિનનું પતરું ચલાવી ચૂકી છે. ન્યૂ ફાઉન્ડલૅન્ડની સરકારે દીવાસળીની પેટીઓનો વિશાળ જથ્થો બૅન્કો મારફત સિક્કાતરીકે ચલાવેલો!

સ્પેઇનના જંગમાં ત્યાંની સરકારે તમામ નિકલ કેવળ યુદ્ધ-હેતુઓ માટે જ વાપરવા માટે નિકલના સિક્કાને બદલે કાગળના પૂઠાંની ટિકિટો ચાલુ કરી હતી. અફઘાનિસ્તાનના અમીર અમાનુલ્લાહખાનના ગાદીત્યાગ પછી બચ્ચાએ-સાકુએ ધાતુના તમામ સિક્કાઓનો ઉપયોગ એ વખતે બંદૂકની ગોળીઓ બનાવવા પાછળ થઈ ચૂકેલો હોવાના કારણે ચામડાના ટુકડાઓથી સિક્કાનું કામ લીધું હતું. થોડાંક વર્ષ પૂર્વે ચીનાઇ ડૉલરની કિંમત ઘણી વધી ગઇ હતી અને એ સિક્કો લગભગ અપ્રાપ્ય બની ગયો હતો ત્યારે ઘણા વેપારીઓએ મોટીમોટી રકમોને માટે ગમ્ ટપાલની ટિકિટોનો ઉપયોગ કર્યો હતો

આવાં ઉદાહરણોનો અંત આવે એમ નથી. પોર્ટુગાલે ઘાસનો, ફીજી ટાપુઓએ વ્હેલ માછલીના દાંતોનો અને વર્જિનિયા પ્રાંતે તંબાકુનો ઉપયોગ નાણાં તરીકે કર્યો હતો. પણ ચીને તો આ મામલામાં હદ જ કરી દીધી. એક વખત તો ત્યાં ઉંદરની પૂંછડીથી સિક્કાનું કામ લેવાઇ ચૂક્યું છે!

—ઈ. સ. દ.

# આ માસ ઈતિહાસમાં

**ડીસેમ્બર**

**તા. ૩** બાબુ રાજેન્દ્રપ્રસાદનો જન્મ, ૧૮૮૪

**તા. ૭** મહેસુરના સિદ્ધ હૈદરઅલીનું અવસાન ને ટીપુ સુલતાનનો રાજ્યાભિષેક ૧૭૮૨

**તા. ૧૧** સ્વદેશી સાહસની પહેલી હિંદી બેંક સેન્ટ્રલ બેંક ઑફ ઇન્ડિયા સ્થપાઇ, ૧૯૧૧

**તા. ૧૭** ૧૯૦૮ની મદ્રાસ કૉંગ્રેસના પ્રમુખ શ્રી રાસબિહારી ઘોષનો જન્મ, ૧૮૪૫

**તા. ૨૧** વિક્ટોરિયન યુગની જાહોજલાલીમાં ભગરથનો ફાળો પૂરનાર બ્રિટનના યહૂદી વડા પ્રધાન બેન્જામીન ડિઝરાએલીનો જન્મ, ૧૮૦૪

**તા. ૨૮** હિંદની રાંક વસતિના મોંમાં રોટલો પૂરનાર 'અખિલ ભારત ચર્ખાસંઘ'ની સ્થાપના, ૧૯૨૩

આ માસની વ્યક્તિવિશેષ

## ટૉમસ કાર્લાઇલ



આ બ્રિટિશ નિબંધકાર, ઇતિહાસકાર, અને તત્વચિંતકનો જન્મ ઈંગ્લાંડના ડમ્ફ્રીશાયર પરગણામાં એક કડીયા પિતાને ત્યાં થયો હતો તેમણે એડિનબરોમાં ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી જીવનની શરૂઆત શિક્ષક તરીકે કરેલી, પણ તુરત જ તેમણે સાહિત્યના ક્ષેત્રમાં ઝંપલાવ્યું. વીલ્હેમ માઇસ્ટરની 'ઉમેદવારી' તથા જર્મન સાહસ કથા 'પ્રવાસમાં ૪'ના અનુવાદોએ એમને સારી પ્રસિદ્ધિ આપી ૧૮૨૬માં એક પ્રતિભાશાળી બાઈ, અને પત્રલેખિકા વેલ્શ જેઇન સાથે લગ્ન કરી તેઓ ક્રેગેનપુટ્ટક ગયા ત્યાં તેમણે 'સાર્ટર રીસાર્ટસ' અને બીજા વિખ્યાત નિબંધો લખ્યા. ૧૮૩૪માં તેઓ ચેયન રૉ-ચેલ્સી, ગયા અને ત્યાં જીવનનો કેટલોક એકાન્તવાસી કાળ પસાર કર્યો.

ફ્રેંચ બળવાનું તેમનું પ્રસિદ્ધ પુસ્તક તો ૧૮૩૭ સુધીમાં તૈયાર થયેલું, પણ તે તેમને તાત્કાલિક લાભ આપી શક્યું નહિ છતાં હેરિયેટ માર્ટિનો અને બીજા મિત્રોના આગ્રહને લઈ તેઓ અમેરિકા જતા રહી ગયા. 'વીર ને વીર પૂજા'ના તેમનાં વ્યાખ્યાનો, 'ઓલિવર ક્રોમવેલના પત્રો ને વ્યાખ્યાનો', 'લેટર ડે પત્રિકાઓ', 'જોન સ્ટર્લિંગનું જીવનચરિત્ર' અને 'ફ્રેડરીક ધ ગ્રેટના ગ્રંથો' એ એમના કિર્તિસ્થંભો છે ૧૮૮૧ના ફેબ્રુઆરીની ૪થી તારીખે તે અવસાન પામ્યા.



> શા કાજ આંસુ સારવાં? શાને ઊંડા નિશ્વાસ?
> હસતે મુખે પ્રારબ્ધનાં કરતા જવું ઉપહાસ.
>
> —ટાગોર-મેઘાણી

પં. મોતીલાલ નેહરૂના પ્રમુખપદે કલકત્તામાં ભરાનારી મહત્વની કૉંગ્રેસમાં જવા નીકળેલા પં. માલવિયાજી તેમની સાથે વાતો કરીને એક સ્ટેશને ઉતરી પોતાના ડબ્બામાં બેસવા જતા હતા ત્યાં ગાડી ઉપડી. ગાડી વેગમાં આવી હતી અને પંડિતજી તેમાં ન બેસે તો કલકત્તે વખતસર પહોંચી શકે તેમ ન હતું એવામાં અચાનક ગાડી થોડે દૂર જઇ ઊભી રહી અને છેલ્લા ડબ્બામાંથી એક માણસે ગાર્ડ પાસે જઈ કહ્યું કે 'સાહેબ, પેલા ગૃહસ્થને કલકત્તે જવાની બહુ જરૂર હોવાથી મેં સાંકળ ખેંચી છે! એમ કહી દંડના પચ્ચીસ રૂપિયા તેણે ગાર્ડના હાથમાં મૂક્યા. પંડિતજી ગાડીમાં ચડી ગયા અને કલકત્તા સ્ટેશને ગાર્ડનો આભાર માનવા જતાં તેણે જ્યારે હકીકત જણાવી ત્યારે આશ્ચર્યચકિત થઈ એ માણસની ખૂબ શોધ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ.

અનેકાર્થી શબ્દ: મૂંગો=બોલી ન શકે તેવું, અવાચક, શાન્ત; ઘોડા, બળદ વગેરે પશુનું મોં ઉઘાડતા તે ન કરડે તે માટે તેના હોઠ કે કાનને આમળો લેવા માટે બનાવેલું દોરડીનું સાધન; સાંચાકામમાં કોઇ ભાગે પરોવેલો સળિયાની ખીલી જતો અટકાવવા માટે વપરાતી 'સ્પ્લિટ-પિન'. ચૂડી ઉપર ચીપજડવા માટે વપરાતી બેફાડિયાવાળી એજ પ્રકારની ખીલી.

કહેવતોના અર્થ: 'મોઈ ભેંસના મોટા ડોળા'. કોઇ માણસના મરણ પછી અગર કોઇ વસ્તુની ગેરહાજરી કે અભાવમાં તેની અગત્ય વધારે જણાઇને તેનાં વધુપડતાં વખાણ કરવામાં આવે ત્યારે વપરાતી આ કહેવતમાનો ઉપાલંભ સ્પષ્ટ છે તેને મળતી બીજી કહેવતો: 'જીવતા લાખના ને મૂઆ સવા લાખના'; 'મૂઇ ભેંસના ઘી ઘણાં', 'જીવતાં પૂમડું પાણી નહિ ને મૂએ ગંગાજળમાં ન્હાય' વગેરે.

અમદાવાદ વસાવનાર બાદશાહ અહમદશાહ મુઝફ્ફર શાહ પાસેના એક ગામના સૂર્યવંશી ટાંક રજપૂત જાતિમાંથી મુસલમાન થએલા હતા.

હિંદમાં યુનિવર્સિટી શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની કુલ સંખ્યા આજે પોણા બે લાખની છે. ૪૦ કરોડની વસતિનો ૨૩૦૦મો ભાગ!

ગાદલા પર ઊબ કે ફૂગ વળીને પડેલા ડાઘ કાઢવા માટે ત્યાં વેસેલિનનો આછો હાથ મારી તડકામાં સુકાવા મૂકો.




નવાઈ લાગશે; પણ વાત ખરી છે. કેમકે સોનું એવી મુલાયમ ધાતુ છે કે તેમાંથી જેટલો બારીક તાર ખેંચી શકાય તેટલો લોઢામાંથી ન ખેંચી શકાય. પરિણામે એક માઈલ તારમાં સોના કરતાં લોઢું એટલું વધારે જોઇએ કે કિંમતમાં સોનું સસ્તું પડે!

આપણું હૃદય ૫ ઇંચ લાંબું ને ૩½ ઇંચ પહોળું હોય છે. પુરુષશરીરમાં તેનું વજન ૮થી ૧૨ ઔંસ હોય છે, સ્ત્રીનામાં ૮થી ૧૦. મિનિટે લગભગ ૭૦ ધબકારા એ મારે છે, પરંતુ સ્ત્રીઓ તથા બાળકોમાં એથી વધારે.

આપણા શરીરમાં બધાં મળી ૨૪૬ હાડકાં છે, ૫૨૦ સ્નાયુઓ છે અને કેટલીય મજ્જાતંતુઓ ને રક્તશિરાઓ છે.



આકૃતિમાં કપલે ખૂણે બતાવ્યા પ્રમાણે બે મોટા ખૂચરામાં વચ્ચે વેલણ અને પડખામાં આડો પાડી એ ગરમ પાણીની કિટલીના આંકડિયામાં ભરાવી દેવાથી, કીટલી નમાવીને પાણી કાઢતી વેળા ઢાંકણાંને પડી જતું અટકાવશે.

વર્ષ ૨૧ ઈ.સ. ૧૯૪૪ **કુમાર** અંક ૨૪૧ થી ૨૫૨

# વાર્ષિક સાંકળિયું

## લેખો ઇતિહાસ અને પુરાતત્ત્વ



### બીજા લેખો



### વિભાગીય લેખો



## માધુકરી કાવ્યકંડિકાઓ



### જીવનપરિચય



### ઇતિહાસ, ભૂગોળ અને પુરાતત્ત્વ



### વિજ્ઞાન



### પ્રકીર્ણ લેખો અને માહિતી



## વિભાગો



## પરચુરણ

મુદ્રક: બચુભાઈ રાવત; પ્રકાશક: રવિશંકર મહાશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર અમદાવાદ.